પાંચસો પ્રતમાં મર્યાદિત આ ગ્રંથની
આ ________ મી નકલ છે.
૨૫૧ મ [illegible]

કીંમત પચીસ રૂપિયા


પ્રાપ્તિસ્થાન :

૧. સારાભાઈ મણિલાલ નવાબ
માંડવીની પોળમાં, છીપા માવજીનીપોળ, અમદાવાદ-૧.

૨. જૈન પ્રકાશન મંદિર
૩૦૯/૪ ડોશીવાડાની પોળ, અમદાવાદ-૧.

૩. પંડિત છબિલદાસ કેશરીચંદ
દાદા સાહેબની પોળ, ખંભાત (ગુજરાત)

૪. મેઘરાજ જૈન પુસ્તક ભંડાર
ગોડીજીની ચાલ, કીકા સ્ટ્રીટના નાકે, મુંબાઇ-૨

પ્રકાશક : શ્રી જૈન-કલા સાહિત્ય પ્રકાશન ગૃહ તરફથી

સારાભાઈ મણિલાલ નવાબ
માંડવીની પોળમાં, છીપા માવજીની પોળ, અમદાવાદ-૧.

જશવંતલાલ ગિરધરલાલ શાહ
C/o. જૈન પ્રકાશન મંદિર ૩૦૯/૪ ડોશીવાડાની પોળ, અમદાવાદ-૧.

પંડિત છબીલદાસ કેશરીચંદ, દાદા સાહેબનીપોળ. ખંભાત

મુદ્રક : કાન્તિલાલ ડાહ્યાભાઈ પટેલ ગમલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ ૧.
ચિત્ર પ્લેટો, યંત્ર, પૂઠું તથા જૅકેટ છાપનાર જયંતિલાલ રાવત, દીપક પ્રિન્ટરી, રાયપુર, અમદાવાદ ૧

# નિવેદન

શ્રી જૈન કલા સાહિત્ય પ્રકાશન ગૃહના પહેલાં જ પ્રકાશનમાં જણાવ્યા મુજબ ચિત્રમય શ્રીપાલ રાસ નામનું આ પ્રકાશન જનતા સમક્ષ છ માસ પછી રજુ કરતાં અમને અનહદ આનંદ થઇ રહ્યો છે.

આ પુસ્તકમાં છપાવવામાં આવેલાં ચિત્રો એક પછી એક જોવાથી, આપણી નજર સમક્ષ મહારાજા શ્રીપાલનું જીવન ચરિત્ર જાણે જીવંત સ્થિતિમાં ઉપસ્થિત થઈ રહ્યું હોય તેમ આપણને લાગે છે. આ ચિત્રોવાળી હસ્તપ્રત અમને પ્રથમ વાર ઉપયોગ કરવા માટે જે મહાનુભાવે ઉદારતાથી આપી છે, તેમનો ઋણ સ્વીકાર અમે કરીએ છીએ અને પોતાનું નામ જાહેર નહીં કરવાની તેમની ઈચ્છાને પણ ધન્યવાદ આપીયે છીએ.

આ રાસ જૈન સમાજમાં બાળકથી લઈને વૃદ્ધ માણસો સુધી અતિ પ્રસિદ્ધ છે અને તે ચાર ખંડ અને એકતાલીસ ઢાળોમાં સંપૂર્ણ કરવામાં આવેલ છે. આ રાસની રચના કરનાર કવિરત્ન શ્રીવિનયવિજયજી ઉપાધ્યાયજીએ સંવત ૧૭૩૮ની સાલમાં સુરત શહેરની નજીક આવેલા રાંદેર ગામમાં આ રાસની રચના કરવા માંડેલી, પરંતુ સાડા-સાતસો ગાથાઓ રચ્યા પછી તેઓ સ્વર્ગવાસી થયા હતા, પછી તેઓશ્રીની ઈચ્છા મુજબ અને તેઓશ્રીના ખાસ વિશ્વાસપાત્ર ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજીએ બાકીનો અપૂર્ણ રહેલો રાસ પૂર્ણ કરેલો છે.

આ રાસમાં આપવામાં આવેલાં ચિત્રો પૈકી કેટલાક ચિત્રોમાં સાધુ મહારાજે મુખે મુહપત્તિ બાંધેલી છે, તે સબંધમાં અમારો ખુલાસો એ છે કે આ રાસ ચીતરનાર ચિત્રકારના સમયમાં જૈન સંપ્રદાયમાં મુખે મુહપત્તિ બાંધવાનો રીવાજ જૈન સંપ્રદાયના કેટલાક ભાગમાં પ્રચલિત હોવાનો તે પૂરાવો છે; અને ઇતિહાસ અને કલાની દૃષ્ટિએ પ્રાચીન ચિત્રો, જેવાં હોય તેવાં જ રજુ કરવાં જોઈએ, અને તેથી જ પ્રતમાં જે પ્રમાણે ચિત્રો મળી આવ્યાં તે પ્રમાણે જ અમે સમાજ સમક્ષ રજુ કર્યા છે. આ સિવાય સમાજના કોઈપણ મત મતાંતરમાં પડવાનો અમારો ઇરાદો નથી.

આ પુસ્તકમાં આપવામાં આવેલ શ્રીપાલ મહારાજનું જીવન ચરિત્ર તેના ચિત્રો સાથે દરેક મનુષ્ય મનન પૂર્વક વાંચે-જૂએ અને જે રીતે શ્રીપાલ મહારાજાએ શ્રદ્ધા અને ભક્તિપૂર્વક શ્રીનવપદજીનું આરાધન કર્યું તે રીતે આરાધન કરી, ઉત્તરોત્તર આત્મિક વિકાસ કરીને પ્રાંતે મોક્ષ સુખ પ્રાપ્ત કરે એવી હાર્દિક ઈચ્છા સાથે આ નિવેદન પૂરું કરવાની તક લઈએ છીએ.

આ ભયંકર મોંઘવારીના સમયમાં હજારો રૂપિયાના ખરચે તૈયાર કરેલ આ ગ્રંથરત્નને સમાજનો સમજુ વર્ગ ખરીદ કરીને અમને નવા નવા ગ્રંથરત્નો સમાજ સમક્ષ રજૂ કરવાની તક આપશે.

માંડવીની પોળમાં, છીપા માવજીની પોળ,
અમદાવાદ-૧.
વિ.સં. ૨૦૧૭, ચૈત્રી પૂર્ણિમા
તા. ૧-૪-૧૯૬૧

સારાભાઈ મણિલાલ નવાબ
જશવંતલાલ ગિરધરલાલ શાહ
પંડિત છબીલદાસ કેશરીચંદ શાહ



## વિષયાનુક્રમ


| વિષય | પાનું |
|---|---|
| ચિત્ર પરિચય | ૧—૪૨ |
| **શ્રીપાલ રાજાનો રાસ** | ૧-૨૭૪ |
| ખંડ પહેલો | ૧—૫૩ |
| ખંડ બીજો | ૫૪-૧૦૦ |
| ખંડ ત્રીજો | ૧૦૧-૧૭૩ |
| ખંડ ચોથો | ૧૭૪-૨૭૪ |
| **શ્રી સિદ્ધચક્ર આરાધન વિધિ** | ૧—૯૬ |
| શ્રી નવપદજીનાં નામ | ૧—૩ |
| શ્રી નવપદજીનાં વર્ણો | ૩—૪ |
| શ્રી નવપદજીની ઓળીનો કાર્યક્રમ | ૪—૧૩ |
| શ્રી નવપદજી મંડળની રચના | ૧૩ |
| આયંબિલનું પચ્ચક્ખાણ | ૧૭ |
| તિવિહારનું ,, | ૧૭ |
| એકાસણા બેસવાનું ,, | ૧૮ |
| શ્રી સિદ્ધચક્રજીના ચૈત્યવંદનો | ૧૮—૨૩ |

| વિષય | પાનું |
|---|---|
| શ્રી નવપદજીનાં સ્તવનો | ૨૩-૨૪ |
| શ્રી નવપદજીની સ્તુતિઓ | ૨૫-૨૭ |
| શ્રી દેવચંદ્રજી કૃત સ્નાત્રપૂજા | ૨૮-૩૬ |
| શ્રી નવપદપૂજા વિધિ | ૩૭-૩૮ |
| શ્રી નવપદજીપૂજા યશોવિજયજી કૃત | ૩૯-૫૧ |
| શ્રી વીરવિજયજી કૃત સ્નાત્રપૂજા | ૫૨-૫૮ |
| શ્રી પદ્મવિજયજી કૃત નવપદપૂજા | ૫૮-૬૬ |
| શ્રી સકલચંદ્રજી કૃત સત્તરભેદી પૂજા | ૬૭-૮૨ |
| શ્રીઆત્મારામજી કૃત સત્તરભેદી પૂજા | ૮૩-૯૩ |
| શ્રી નવપદજીના ઉજમણાનો વિધિ | ૯૪-૯૫ |
| ખરતરગચ્છીય દેવવંદન વિધિ | ૯૬ |




# ચિત્ર વિવરણ

ચિત્ર ૧ ગણધરદેવ શ્રી ગૌતમસ્વામી (પાનું ૨). પ્રભુ મહાવીરની આજ્ઞા લઈને ગૌતમસ્વામી રાજગૃહી નગરીના ઉદ્યાનમાં આવ્યા

ચિત્રમાં અશોકવૃક્ષકની નીચે સુવર્ણકમલ ઉપર બેસીને ગૌતમસ્વામી ધર્મદેશના આપતા દેખાય છે. આ ચિત્ર જૈન ચિત્રકાર જયંતીલાલ ઝવેરીએ ચીતરેલું છે.

ચિત્ર ૨. મગધરાજ શ્રેણિક (પાનું ૨). ગૌતમસ્વામી પધાર્યાની ખબર મળતાં જ મગધરાજ શ્રેણિક, પોતાના પરિવાર સહિત, ધર્મોપદેશ સાંભળવા માટે ઉદ્યાન તરફ રવાના થાય છે.

ચિત્રમાં સોનાની પાલખીમાં બેસીને શ્રેણિક મહારાજા ગૌતમસ્વામીની દેશના સાંભળવા જતાં દેખાય છે. શ્રેણિક મહારાજાના ચહેરા ઉપર દેશના સાંભળવાની તીવ્ર ઉત્સુકતા દેખાઈ આવે છે.

ચિત્ર ૩. શ્રી નવપદમંડલ (પાનું ૨). ગૌતમસ્વામી નવપદની આરાધના કરવાનો રાજાશ્રેણિક તથા સભાજનોને ઉપદેશ આપતાં, નવપદનું વર્ણન કરે છે જે નવપદ (સિદ્ધચક્ર) મંડલની આકૃતિ અત્રે રજુ કરેલી છે.

ચિત્ર ૪. દેવી સરસ્વતી. શ્રી નવપદજીનો પ્રભાવ દર્શાવતા શ્રીપાલરાસની રચના કરતાં કવિ મંગલાચરણમાં સરસ્વતીદેવીની સ્તુતિ કરે છે (પાનું ૧.)

ચિત્રમાં સરસ્વતીદેવીએ ચાર હાથ પૈકી ઉપરના જમણા અને ડાબા હાથમાં પુસ્તક પકડેલું છે, અને નીચેના જમણા તથા ડાબા હાથથી વીણા પકડેલી છે. સરસ્વતીદેવી હંસ પક્ષી કે જે તેણીનું વાહન છે, તેના ઉપર સવાર થએલી છે.

ચિત્ર ૫. કવિરત્ન શ્રીવિનયવિજયજી ઉપાધ્યાય. શ્રીપાલના રાસની રચના કરનાર કવિરત્ન શ્રીવિનયવિજયજી ઉપાધ્યાય, પોતાના બંને હાથમાં શ્રીપાલરાસનું પ્રથમ પાનું લઈને, સરસ્વતીદેવી તથા પોતાના ગુરુશ્રીનું સ્મરણ કરતા દેખાય છે.

ચિત્ર ૬. મગધરાજ શ્રેણિકને ઉપદેશ આપતાં શ્રીગૌતમસ્વામીજી (પાનું ૨).

ચિત્રની ડાબી બાજુએ શ્રી ગૌતમસ્વામીજી સામે બે હસ્તની અંજલિ જોડીને બેઠેલા મગધરાજને ઉપદેશ આપતાં દેખાય છે. શ્રેણિકની પાછળ એક પરિચારક ઊભેલો છે. ગૌતમસ્વામીજીની બાજુમાં તેઓશ્રીના શિષ્ય, સામે બેઠેલા પુરુષને ઉપદેશ આપતા દેખાય છે. ઉદ્યાનની રજુઆત કરવા ચિત્રકારે ત્રણ ઝાડ રજુ કરેલાં છે. મગધરાજની પાછળ ઉદ્યાનના કોટની દિવાલ છે. દિવાલની બહારના ભાગમાં એક હાથી તથા એક ઘોડો ઊભેલાં છે. ચિત્ર સંયોજન સુંદર છે.

ચિત્ર ૭. ઉજ્જયણી નગરી (પાનું ૩). ગૌતમસ્વામીજી રાજા શ્રેણિકની આગળ નવપદજીનો મહિમા દર્શાવવા માટે શ્રીપાલ મહારાજાનું વર્ણન કરતાં, પ્રજાપાલ રાજાની ઉજ્જયણી નગરીનું વર્ણન કરે છે.

ચિત્રમાં ચિત્રકારના સમયના નગરનું હૂબહૂ સંયોજન આપણને આ ચિત્રમાં મલે છે. ચિત્રની ઉપરના ભાગમાં પ્રજાપાલ રાજાનો દરબાર છે. બે પુરુષો નગારખાનામાં નગારું વગાડે છે. નીચેના ભાગમાં જિનમંદિરની રજૂઆત કરેલી છે. વળી, રાજમહેલની બહારના ભાગમાં એક હાથીસવાર છે. ચિત્રની નીચેના ભાગમાં ગામ બહાર ક્ષિપ્રા નદીની રજૂઆત ચિત્રકારે પાણી તથા પાણીમાં તરતી માછલીઓ બતાવીને કરેલી છે. ચિત્રકારની સંયોજન શક્તિ અદ્ભુત છે.

ચિત્ર ૮. રાજા પ્રજાપાલ, રાણી તથા રાજકુંવરીઓ સહિત (પાનું ૪). ચિત્રની મધ્યમાં રાજા પ્રજાપાલ ઊભેલો છે. રાજા પ્રજાપાલની સામે રાણી સૌભાગ્યસુંદરી તથા રાજકુમારી સુરસુંદરી ઊભેલાં છે. રાજા પ્રજાપાલની પાછળ ઉપરના ભાગમાં જુદા ઓરડામાં રાણી રૂપસુંદરી તથા રાજકુમારી મયણાસુંદરી વાતચીત કરતાં દેખાય છે. રાજમહેલની બહારના પગથીયાંની ઉપરના ભાગમાં એક સ્ત્રી પરિચારિકા ઉંચા કરેલા હાથમાં થાળ પકડીને ઊભેલી છે.

ચિત્ર ૯. આ ચિત્રના બે વિભાગ છે. ઉપરના ભાગમાં રાણી રૂપસુંદરી તથા રાજકુમારી મયણાસુંદરી, જૈનધર્મના જાણકાર પંડિત પાસે, જૈનધર્મનો અભ્યાસ કરે છે. નીચેના ભાગમાં રાણી સૌભાગ્યસુંદરી તથા રાજકુમારી સુરસુંદરી બ્રાહ્મણ પંડિત પાસે અભ્યાસ કરે છે.

ચિત્ર ૧૦. પ્રજાપાલ રાજાનો દરબાર (પાનું ૭). ચિત્રના ઉપરના ભાગમાં ડાબી બાજુએ, રાજ્યસિંહાસન ઉપર પ્રજાપાલ રાજા તથા તેની બંને બાજુએ, બે રાણીઓ બેઠેલી છે. પાછળ એક પરિચારક ઊભેલો છે. રાજાની સામે બે પ્રધાનો બેઠેલા છે. નીચેના ભાગમાં ઉંચા કરેલા ડાબા હાથમાં પુસ્તક રાખીને પ્રજાપાલ બેઠેલ છે. પ્રજાપાલની સામે બે દરબારીઓ બેઠેલા છે. દરબારીઓની પાછળના ભાગમાં સલામ કરીને ઊભેલો અરિદમન નામનો રાજપુત્ર દેખાય છે. અરિદમનની પાછળ એક ઘોડો છે અને ઘોડાની બાજુમાં એક હાથી તેના માવત સાથે ઊભેલો છે.

ચિત્રની જમણી બાજુએ હાથમાં પુસ્તક લઈને ઊભેલી સુરસુંદરી દેખાય છે. આ ચિત્રમાં ચિત્રકારના સમયના રાજમહેલના અંદરના ભાગની સુંદર રજૂઆત ચિત્રકારે કરેલી છે.

ચિત્ર ૧૧. રાજકુમારી સુરસુંદરીનું પાણિગ્રહણ (પાનું ૭). ચિત્રની મધ્યમાં લગ્નની

ચોરીમાં રાજકુમારી સુરસુંદરી તથા રાજકુમાર અરિદમનનું લગ્ન થતું ચિત્રકારે રજુ કરેલું છે. આ ચિત્ર, ચિત્રકારના સમયની લગ્નપ્રથાનું સુંદર દૃશ્ય રજુ કરે છે.

ચિત્ર ૧૨. મયણાસુંદરીને પ્રશ્ન પૂછતો પ્રજાપાલ (પાનું ૧૧). ચિત્રના ઉપરના ભાગમાં પ્રજાપાલ રાજા સામે બેઠેલી રાજપુત્રી મયણાસુંદરીને, માથું ધૂણાવતી દેખીને, માથું ધૂણાવવાનું કારણ પૂછે છે. મયણાસુંદરી ચિત્રના નીચેના ભાગમાં, પિતાને જવાબ આપતી દેખાય છે. દરવાજાની બહાર પ્રજાપાલ રાજાનો પ્રધાન ઊભેલો છે.

ચિત્ર ૧૩. ક્રોધાતુર થએલો પ્રજાપાલ (પાનું ૧૨). મયણાસુંદરીએ જવાબ આપ્યો કેઃ 'કર્મ કરે તે જ થાય છે.' એ સાંભળીને પ્રજાપાલ રાજા ક્રોધાતુર થાય છે.

ચિત્રમાં ગાદી ઉપર પ્રજાપાલ રાજા બેઠેલ છે, બાજુમાં મયણાસુંદરી બેઠેલી છે. પ્રજાપાલની સામે બે હાથ જોડીને પ્રધાન રાજવાટિકા ફરવાનો વખત થયો છે, એમ કહેતો દેખાય છે.

ચિત્ર ૧૪. રાજવાટિકા જવા તૈયાર થતો પ્રજાપાલ (પાનું ૧૫). પ્રધાનની વિનતીથી રાજવાટિકા જવા માટે પ્રજાપાલ તૈયાર થયો.

ચિત્રમાં રાજા પ્રજાપાલ રાજમહેલમાંથી બહાર નીકળતો બતાવેલો છે. રાજમહેલની બહાર રાજવાટિકા માટે શણગારેલો ઘોડો તથા બે હાથીની રજૂઆત કરીને ચિત્રકારે સુંદર દૃશ્ય રજુ કરેલું છે.

ચિત્ર ૧૫. રાજવાટિકા જતો પ્રજાપાલ રાજા (પાનું ૧૬). ઘણા બળવાન લશ્કર સહિત રાજા પ્રજાપાલ રાજવાટિકા ફરવા માટે નીકળ્યો.

ચિત્રમાં આગળના મોટા હાથી ઉપર અંબાડીમાં પ્રજાપાલ રાજા બેઠેલ છે. આગળ માવત હાથી હંકારતો બેઠેલો છે.

રાજાના હાથીની સાથે પ્રધાન વગેરેના હાથીઓ તથા પાછળ ઘોડેસવારો દોડતા દેખાય છે. વળી, ચિત્રની મધ્યમાં ઘોડાની બંને પડખે નગારાં બાંધીને નગારાં વગાડતો એક ઘોડેસવાર બેઠેલ છે. આ ચિત્રનું સંયોજન પણ ઉચ્ચ કોટીનું છે.

ચિત્ર ૧૬. રાજા પ્રજાપાલ રાજવાટિકાના રસ્તે (પાનું ૧૬). પ્રજાપાલ રાજા રાજવાટિકા ફરવા નીકળ્યો તે વખતે, મદથી તોફાની બનેલા હાથીઓની શ્રેણિ હજારો ઘોડેસવારો તથા થોકબંધ લડવૈયા તથા સિપાઇઓ સાથે હતા.

આ ચિત્રમાં ઘોડેસવારો, પદાતિઓ તથા એક રથ ચિત્રકારે રજુ કરેલો છે.

ચિત્ર ૧૭. રાજા પ્રજાપાલ રાજવાટિકા પહોંચે છે (પાનું ૧૬). રાજા પ્રજાપાલ લશ્કર સહિત જ્યારે અગાડી ચાલી નીકળે છે ત્યારે, રસ્તામાં બહુ જ ધૂળ ઉડતી નજરે પડે છે.

ચિત્રમાં રાજા પ્રજાપાલ ઘોડા ઉપર જતો દેખાય છે. આગળ એક ચોપદાર છે. પાછળ ચામર ધરનાર, ચામર વીંઝે છે. સામે પાંચ માણસો આવતા દેખાય છે. આ ચિત્રમાં ઝાડ વગેરેની રજૂઆત અને ઝાડ ઉપર બેઠેલાં પક્ષીઓનું સંયોજન અદ્ભુત પ્રકારનું છે.

ચિત્ર ૧૮. રાજા પ્રજાપાલ પ્રધાનને પૂછે છે (પાનું ૧૬). સામે ધૂળ ઉડતી દેખીને રાજા પ્રજાપાલ પ્રધાન તરફ જોઈ પૂછવા લાગ્યો કેઃ—"આટલી બધી ધૂળ કેમ ઉડતી જણાય છે? અને આટલાં બધાં કોણ લોકો આવે છે?"

ચિત્રમાં રાજા પ્રજાપાલ ઘોડા ઉપર બેઠેલો છે. તેની આગળ પ્રધાન અને પાછળ ચામર ધરનાર છે. બાજુમાં બે શિકારી કુતરાંઓ દોડતાં દેખાય છે. પાછળ પ્રધાન તથા બીજા બે સિપાઈઓ ઊભેલા છે. ચિત્રની ડાબી બાજુએ ઉપરના ભાગમાં ઉજ્જયણી નગરીનાં મકાનો દેખાય છે. આ ચિત્રનું સંયોજન પણ સારૂં છે.

ચિત્ર ૧૯. દૂતને પ્રશ્ન પૂછતો પ્રજાપાલ (પાનું ૧૭). રાજા પ્રજાપાલ દૂતને પૂછે છે કેઃ—"તમે શી વસ્તુની ઇચ્છા રાખો છો." તે વીગતવાર કહી બતાવો.

ચિત્રમાં ઘોડા ઉપર બેઠેલો પ્રજાપાલ રાજા સામે ઊભેલા ગલિતાંગુલિ દૂતને પ્રશ્ન પૂછે છે.

ચિત્ર ૨૦. દૂતને ઉત્તર આપતો પ્રજાપાલ (પાનું ૧૭). દૂતનો જવાબ મળ્યા પછી રાજા પ્રજાપાલ તેની માંગણી સંબંધી વિચાર કરીને મયણાસુંદરીને કોઢિયાઓના રાજા સાથે પરણાવવાનો વિચાર કરે છે.

ચિત્રમાં પ્રજાપાલ રાજા રાજગાદી ઉપર બેઠેલ છે. સામે ગલિતાંગુલિ દૂત ઊભો છે. કોઢિયાઓના રાજાને રાજકુમારી મયણાસુંદરી પરણાવવાનો પોતાનો નિશ્ચય જાહેર કરતો પ્રજાપાલ રાજા દેખાય છે.

ચિત્ર ૨૧. મયણાને આજ્ઞા કરતો પ્રજાપાલ (પાનું ૨૨). જ્યારે ઉંબરરાણો આવી પહોંચ્યો ત્યારે, પ્રજાપાલ રાજા મયણાસુંદરીને કહેવા લાગ્યો કે :—"આ તમારો નાથ આવ્યો"

ચિત્રમાં ગાદી ઉપર બેઠેલો પ્રજાપાલ રાજા, સાથે ઊભી રહેલી મયણાસુંદરીને ઉંબરરાણા સાથે પરણવાની આજ્ઞા કરતો દેખાય છે

ચિત્ર ૨૨. મયણાસુંદરીનું પાણિગ્રહણ (પાનું ૨૨). પિતાની આજ્ઞા સાંભળીને, પોતાના પિતાને પ્રણામ કરી તેમનું વચન માન્ય રાખી તુરત ઇષ્ટદેવ સ્મરણરૂપ મંગલ લગ્નને સાધી ઉંબરરાણાની ડાબી બાજુએ આવી ઊભી રહી અને પોતાની મેળે જ તે રાણાની સાથે પાણિગ્રહણ કર્યું.

ચિત્રમાં ચોરીની અંદર ઉંબરરાણો તથા મયણાસુંદરી બેઠેલાં છે. આગળના ભાગમાં અગ્નિકુંડમાં ઘીની આહુતિ આપતા જોષી મહારાજ બેઠેલા છે. ચિત્રની ડાબી બાજુએ બે કોઢિયાઓ ઊભેલા છે. જમણી બાજુએ લગ્ન સમારંભમાં ઢોલ વગાડનાર તથા ઝાંઝ વગાડનાર બેઠેલ છે. મધ્યભાગમાં બે સ્ત્રીઓ લગ્નનાં ગીતો ગાતી બેઠેલી દેખાય છે.

ચિત્ર ૨૩. ઉંબરરાણો પરણવા જાય છે (પાનું ૧૯). તેડવા ગએલો દૂત ઉંબરરાણાને તેડી લાવ્યો.

ચિત્રની મધ્યમાં ખચ્ચર ઉપર સવાર થએલો ઉંબરરાણો દેખાય છે, તેના માથા ઉપર એક કોઢિયાએ છત્ર ધરેલ છે. આગળ પાછળ પણ કોઢિયાઓ આનંદ કરતાં જતાં દેખાય છે.

ચિત્ર ૨૪. ઉજ્જયણીનો બજાર (પાનું ૨૦). આ સાતસેં કોઢિયાઓને જોઈ ઢોરો ભડકીને ભાગે છે. અને કૂતરાં ભસે છે. અને જોનારા લોકો ધિક્કાર ધિક્કાર દે છે.

ચિત્રમાં ઉપરના ભાગમાં જુદી જુદી જાતની ઉજ્જયણીના બજારમાં આવેલી દુકાનોમાં દુકાનદારો બેઠેલા છે. નીચેના ભાગમાં આ જાનના માણસોને જોઈને, ઢોરો ભડકીને નાસતાં અને કૂતરાંઓ ભસતાં દેખાય છે.

ચિત્ર ૨૫. ઉંબરરાણાની જાન (પાનું ૨૧). ઉંબરરાણાની જાન રાજમહેલ આગળ આવી પહોંચી.

ચિત્રમાં ખચ્ચર ઉપર ઉંબરરાણો બેઠેલ છે. આગળ તથા પાછળ એકેક પરિચારક છે. સામે અજાયબી પામતાં બે માણસો ઊભેલાં છે.

ચિત્ર ૨૬. મયણાસુંદરીને ઉંબરરાણા સાથે પરણવાનું કહેતો પ્રજાપલ (પાનું ૨૧). જ્યારે ઉંબરરાણો આવી પહોંચ્યો ત્યારે, પ્રજાપાલ રાજા મયણાસુંદરીને કહેવા લાગ્યો કે:—
"આ તમારો નાથ આવ્યો! હવે એની સાથે સંપૂર્ણ સુખનો લાભ લો, કેમકે તમારા કર્મે જ આ વિવાહ કર્યો છે."

ચિત્રમાં ડાબી બાજુએ પ્રજાપાલ રાજા સામે ઊભી રહેલી મયણાસુંદરીને ઉંબરરાણા સાથે પરણવાનું કહેતો દેખાય છે. મહેલની બહાર ડાબા ખભે તલવાર (ખાંડું) પકડીને ઊભેલો ઉંબરરાણો શ્રીપાલ, પોતાના ઉંચા કરેલા જમણા હાથથી પ્રજાપાલની સાથે વાતચીત કરતો દેખાય છે. ઉંબરરાણાની પાછળ, ગલિતાંગુલિ દૂત ઊભો છે.

મહેલના ઉપરની અગાસીમાં બેઠેલી બે સ્ત્રીઓ ઉંબરરાણાને ઊભેલો જોઈ લાંબા હાથ કરીને વિસ્મય પામતી દેખાય છે.

ચિત્ર ૨૭. ઉંબરરાણો અને મયણાસુંદરી વાર્તાલાપ કરે છે (પાનું ૨૩). ઉંબરરાણો મયણાને કહેવા લાગ્યો કે—"હે સુંદર છબીલી! મારી સોબતથી તારી કંચન જેવી

ચિત્રમાં રાજા પ્રજાપાલ ઘોડા ઉપર જતો દેખાય છે. આગળ એક ચોપદાર છે, પાછળ ચામર ધરનાર, ચામર વીંઝે છે. સામે પાંચ માણસો આવતા દેખાય છે. આ ચિત્રમાં ઝાડ વગેરેની રજૂઆત અને ઝાડ ઉપર બેઠેલાં પક્ષીઓનું સંયોજન અદ્‌ભુત પ્રકારનું છે.

ચિત્ર ૧૮. રાજા પ્રજાપાલ પ્રધાનને પૂછે છે (પાનું ૧૬). સામે ધૂળ ઉડતી દેખીને રાજા પ્રજાપાલ પ્રધાન તરફ જોઈ પૂછવા લાગ્યો કેઃ—"આટલી બધી ધૂળ કેમ ઉડતી જણાય છે ? અને આટલાં બધાં કોણ લોકો આવે છે ?"

ચિત્રમાં રાજા પ્રજાપાલ ઘોડા ઉપર બેઠેલો છે. તેની આગળ પ્રધાન અને પાછળ ચામર ધરનાર છે. બાજુમાં બે શિકારી કુતરાંઓ દોડતાં દેખાય છે. પાછળ પ્રધાન તથા બીજા બે સિપાઇઓ ઊભેલા છે. ચિત્રની ડાબી બાજુએ ઉપરના ભાગમાં ઉજ્જયણી નગરીનાં મકાનો દેખાય છે. આ ચિત્રનું સંયોજન પણ સારૂં છે.

ચિત્ર ૧૯. દૂતને પ્રશ્ન પૂછતો પ્રજાપાલ (પાનું ૧૭). રાજા પ્રજાપાલ દૂતને પૂછે છે કેઃ—"તમે શી વસ્તુની ઇચ્છા રાખો છો." તે વીગતવાર કહી બતાવો.

ચિત્રમાં ઘોડા ઉપર બેઠેલો પ્રજાપાલ રાજા સામે ઊભેલા ગલિતાંગુલિ દૂતને પ્રશ્ન પૂછે છે.

ચિત્ર ૨૦. દૂતને ઉત્તર આપતો પ્રજાપાલ (પાનું ૧૭). દૂતનો જવાબ મળ્યા પછી રાજા પ્રજાપાલ તેની માંગણી સંબંધી વિચાર કરીને મયણાસુંદરીને કોઢિયાઓના રાજા સાથે પરણાવવાનો વિચાર કરે છે.

ચિત્રમાં પ્રજાપાલ રાજા રાજગાદી ઉપર બેઠેલ છે. સામે ગલિતાંગુલિ દૂત ઊભો છે. કોઢિયાઓના રાજાને રાજકુમારી મયણાસુદરી પરણાવવાનો પોતાનો નિશ્ચય જાહેર કરતો પ્રજાપાલ રાજા દેખાય છે.

ચિત્ર ૨૧. મયણાને આજ્ઞા કરતો પ્રજાપાલ (પાનું ૨૨). જ્યારે ઉંબરરાણો આવી પહોંચ્યો ત્યારે, પ્રજાપાલ રાજા મયણાસુંદરીને કહેવા લાગ્યો કે :—"આ તમારો નાથ આવ્યો"

ચિત્રમા ગાદી ઉપર બેઠેલો પ્રજાપાલ રાજા, સાથે ઊભી રહેલી મયણાસુંદરીને ઉંબરરાણા સાથે પરણવાની આજ્ઞા કરતો દેખાય છે.

ચિત્ર ૨૨. મયણાસુંદરીનું પાણિગ્રહણ (પાનું ૨૨). પિતાની આજ્ઞા સાંભળીને, પોતાના પિતાને પ્રણામ કરી તેમનું વચન માન્ય રાખી તુરત ઇષ્ટદેવ સ્મરણરૂપ મંગલ લગ્નને સાધી ઉંબરરાણાની ડાબી બાજુએ આવી ઊભી રહી અને પોતાની મેળે જ તે રાણાની સાથે પાણિગ્રહણ કર્યું.

ચિત્રમાં ચોરીની અંદર ઉંબરરાણો તથા મયણાસુંદરી બેઠેલાં છે. આગળના ભાગમાં અગ્નિકુંડમાં ઘીની આહુતિ આપતા જોષી મહારાજ બેઠેલા છે. ચિત્રની ડાબી બાજુએ બે કોઢિયાઓ ઊભેલા છે. જમણી બાજુએ લગ્નસમારંભમાં ઢોલ વગાડનાર તથા ઝાંઝ વગાડનાર બેઠેલ છે. મધ્યભાગમાં બે સ્ત્રીઓ લગ્નનાં ગીતો ગાતી બેઠેલી દેખાય છે.

ચિત્ર ૨૩. ઉંબરરાણો પરણવા જાય છે (પાનું ૧૯). તેડવા ગએલો દૂત ઉંબરરાણાને તેડી લાવ્યો.

ચિત્રની મધ્યમાં ખચ્ચર ઉપર સવાર થએલો ઉંબરરાણો દેખાય છે, તેના માથા ઉપર એક કોઢિયાએ છત્ર ધરેલ છે. આગળ પાછળ પણ કોઢિયાઓ આનંદ કરતાં જતાં દેખાય છે.

ચિત્ર ૨૪. ઉજ્જયણીનો બજાર (પાનું ૨૦). આ સાતસેં કોઢિયાઓને જોઈ ઢોરો ભડકીને ભાગે છે. અને કૂતરાં ભસે છે. અને જોનારા લોકો ધિક્કાર ધિક્કાર દે છે.

ચિત્રમાં ઉપરના ભાગમાં જૂદી જૂદી જાતની ઉજ્જયણીના બજારમાં આવલી દુકાનોમાં દુકાનદારો બેઠેલા છે. નીચેના ભાગમાં આ જાતના માણસોને જોઈને, ઢોરો ભડકીને નાસતાં અને કૂતરાંઓ ભસતાં દેખાય છે.

ચિત્ર ૨૫. ઉંબરરાણાની જાન (પાનું ૨૧). ઉંબરરાણાની જાન રાજમહેલ આગળ આવી પહોંચી.

ચિત્રમાં ખચ્ચર ઉપર ઉંબરરાણો બેઠેલ છે. આગળ તથા પાછળ એકેક પરિચારક છે. સામે અજાયબી પામતાં બે માણસો ઊભેલાં છે.

ચિત્ર ૨૬. મયણાસુંદરીને ઉંબરરાણા સાથે પરણવાનું કહેતો પ્રજાપલ (પાનું ૨૧). જ્યારે ઉંબરરાણો આવી પહોંચ્યો ત્યારે, પ્રજાપાલ રાજા મયણાસુંદરીને કહેવા લાગ્યો કે:— "આ તમારો નાથ આવ્યો! હવે એની સાથે સંપૂર્ણ સુખનો લાભ લો, કેમકે તમારા કર્મે જ આ વિવાહ કર્યો છે."

ચિત્રમાં ડાબી બાજુએ પ્રજાપાલ રાજા સામે ઊભી રહેલી મયણાસુંદરીને ઉંબરરાણા સાથે પરણવાનું કહેતો દેખાય છે. મહેલની બહાર ડાબા ખભે તલવાર (ખાંડું) પકડીને ઊભેલો ઉંબરરાણો શ્રીપાલ, પોતાના ઉંચા કરેલા જમણા હાથથી પ્રજાપાલની સાથે વાતચીત કરતો દેખાય છે. ઉંબરરાણાની પાછળ, ગલિતાંગુલિ દૂત ઊભો છે.

મહેલના ઉપરની અગાસીમાં બેઠેલી બે સ્ત્રીઓ ઉંબરરાણાને ઊભેલો જોઈ લાંબા હાથ કરીને વિસ્મય પામતી દેખાય છે.

ચિત્ર ૨૭. ઉંબરરાણો અને મયણાસુંદરી વાર્તાલાપ કરે છે (પાનું ૨૩). ઉંબરરાણો મયણાને કહેવા લાગ્યો કે—"હે સુંદર છબીલી! મારી સોબતથી તારી કંચન જેવી

કાયા બગડી જશે. એ વાસ્તે હું ખુદ તારા હિતની ખાતર કહું છું કે તું તારી માની પાસે જા, અને સુંદર વરની માગણી કરી પરણીને સુખે રાજ્યલક્ષ્મીનો અનુભવ લે."

ચિત્રમાં શયનખંડમાં ઉંબરરાણો તથા મયણાસુંદરી વાર્તાલાપ કરતાં બેઠેલા છે. શયનખંડની બહાર બે કોઢિઆઓ સૂતેલા દેખાય છે.

ચિત્ર ૨૮. મયણાસુંદરીને ઉંબરરાણો કહે છે (પાનું ૨૩). ચિત્રમાં મયણાસુંદરી ઉંબરરાણાની વાત વિસ્મિત રીતે સાંભળતી દેખાય છે.

ચિત્ર ૨૯. મયણાસુંદરી ઉંબરરાણાને જવાબ આપે છે (પાનું ૨૪). ઉંબરરાણાના આવાં વચન સાંભળતાં જ મયણાસુંદરી ગદ્દગદ્દ કંઠે પતિના ચરણમાં પગે લાગી બોલી કેઃ—" હે વ્હાલેશ્વર! હવે આપણો સંબંધ પતિ—પત્ની—નો છે; માટે આપ વચન વિચારીને બોલો.

ચિત્રમાં બે હાથ ઉંચા કરીને મયણાસુંદરી, ઉંબરરાણાને વિનતી કરતી દેખાય છે. શયનખંડની બહારના ભાગમાં પરિચારક ઊભેલો છે,

ચિત્ર ૩૦. ઋષભદેવનું દેરાસર (પાનું ૨૫). સૂર્ય ઉદય થયા પછી મયણાસુંદરીના કહેવાથી, ઉંબરરાણો તેણીની સાથે દેવાધિદેવ શ્રીઆદીશ્વર પ્રભુના મંદિરે ગયો. શ્રીઆદીશ્વર પ્રભુનું મુખ દેખતાં જ મનમાં હર્ષ પેદા થયો.

ચિત્રમાં વૃષભના લંછનવાળા શ્રીઋષભદેવ ભગવાનની મૂર્તિ ગર્ભગૃહમાં બિરાજમાન છે. ગર્ભદ્વારની બહાર રંગમંડપમાં બેસીને ઉંબરરાણો તથા મયણાસુંદરી પ્રભુની ભક્તિભાવપૂર્વક સ્તુતિ કરતાં બેઠેલાં છે. મયણાસુંદરીની પાછળ એક સ્ત્રી પરિચારિકા ઊભેલી છે.

ચિત્ર ૩૧. શ્રીમુનિચંદ્રસૂરિ, ઉંબરરાણાને તથા મયણાસુંદરીને ઉપદેશ આપે છે (પાનું ૨૮). ચિત્રમાં પાટ ઉપર બેઠેલા શ્રીમુનિચંદ્રસૂરિ, સામે બેઠેલા ઉંબરરાણા તથા મયણાસુંદરીને ધર્મનો ઉપદેશ આપતા દેખાય છે મુનિચંદ્રસૂરિના મસ્તક ઉપર ચંદરવો બાંધેલો છે. નીચેના ભાગમાં એક શિષ્ય બેઠેલ છે. શિષ્યની આગળ સ્થાપનાચાર્યજી છે.

ચિત્ર ૩૨. શ્રીમુનિચંદ્રસૂરીનો ઉપદેશ (પાનું ૩૦). મયણાસુંદરીએ ગુરુને વિનતી કરી કે—" ગુરુ મહારાજ! આગમ વિષે ઉપયોગ દઈ કોઈ સિદ્ધ ઉપાય બતાવી કૃપાસહિત આપના આ શ્રાવકના શરીરનો રોગ દૂર કરો."

ચિત્રમાં બે હાથ જોડીને ઊભી રહેલી મયણાસુંદરી ગુરુ મહારાજને વિનતી કરે છે. મયણાની આગળ ઉંબરરાણો તથા બીજા એક સાધુ (શિષ્ય) બેઠેલા છે.

ચિત્ર ૩૩. સિદ્ધચક્રજીની આરાધના કરતાં શ્રીપાલ અને મયણા (પાનું ૩૩). જ્યારે આસો સુદિ સાતમ આવી પહોંચી ત્યારે, સ્ત્રી–ભરતારે આંબિલની ઓળી શરૂ કરી, અને સિદ્ધચક્રજીની અષ્ટપ્રકારી પૂજા કરવી શરૂ કરી.

ચિત્રમાં ઉપરના ભાગમાં મધ્યમાં સ્થાપન કરેલા શ્રીનવપદજીની જમણી બાજુ બેઠેલ ઉંબરરાણો તથા ડાબી બાજુ બેઠેલ મયણાસુંદરી ભક્તિ કરતાં દેખાય છે. નીચેના ભાગમાં બંને જણા નવપદજીનું મંડલ તૈયાર કરતાં દેખાય છે.

ચિત્ર ૩૪. શ્રીપાલ અને મયણાસુંદરી સાધર્મિને ઘેર રહેલાં છે ( પાનું ૩૬ ). આવી રીતે વાતો કરી પછી તે ત્રણે જણ સાધર્મિભાઈની હવેલીએ ગયાં.

ચિત્રના ઉપરના ભાગમાં સાધર્મિભાઈની હવેલીમાં બેઠેલાં ઉંબરરાણો અને મયણાસુંદરી સુખપૂર્વક આનંદમાં પોતાના દિવસો ગુજારતાં દેખાય છે. નીચેના ભાગમાં બે પુરુષો ઊભેલા છે; તે બંને જણા પરસ્પર વાતચીત કરતા દેખાય છે.

ચિત્ર ૩૫. કમલપ્રભા, શ્રીપાલ અને મયણા ( પાનું ૩૬ ). ચિત્રમાં જિનમંદિરની બહાર નીકળતાં શ્રીપાલ તથા મયણાસુંદરીને, શ્રીપાલની માતા કમલાપ્રભાનો ભેટો થઈ જાય છે. ડાબી બાજુએ ઊભેલી માતા કમલપ્રભા છે, મધ્યમાં શ્રીપાલ ઊભા છે અને તેમની પાછળ મયણાસુંદરી ઊભેલી છે.

ચિત્ર ૩૬. ગુરુ મહારાજ અને કમલપ્રભા (પાનું ૩૫). કમલપ્રભા પોતાની વીતક વાત કહેતાં બોલી કે—" હે પુત્ર! માર્ગમાં મને એક જ્ઞાની ગુરુ મળ્યા. મેં તેઓના ચરણમાં નમન કરી પૂછ્યું કે—" હે પ્રભુ! મારે એકનો એક વ્હાલો પુત્ર છે, તે કર્મ-સંયોગે કોઢના રોગથી પકડાઈ ગયો છે. તેનો તે રોગ નાશ થશે કે નહીં? તે દયા કરીને પ્રકાશો."

ચિત્રમાં ડાબી બાજુ ગુરુ મહારાજ ઊભેલા છે. અને તેઓની સામે ઊભેલી કમલપ્રભા પોતાના પુત્ર સંબંધી હકીકત પૂછીને, ગુરુ મહારાજનો પ્રત્યુત્તર સાંભળે છે.

ચિત્ર ૩૭. શ્રીપાલ વગેરે દેરાસરમાંથી બહાર નીકળતાં ( પાનું ૩૮ ). એક દિવસ ત્રણે જણાં જિનેશ્વરદેવની પૂજા કરી એક ચિત્તથી ચૈત્યવંદન કરતા હતા.

ચિત્રમાં પ્રભુની જમણીબાજુ કમલપ્રભા અને મયણાસુંદરી બેઠેલાં છે અને ડાબીબાજુ શ્રીપાલ બેઠેલો છે.

ચિત્ર ૩૮. દેરાસરમાં પ્રવેશ કરતી મયણાની માતા ( પાનું ૩૮ ). મયણાની માતા રૂપસુંદરી પ્રજાપાળથી રીસાઇને પોતાના ભાઈ પુણ્યપાળ રાજાને ત્યાં આવીને રહી હતી. તે જ્યારે આ ત્રણે જણાં ચૈત્યવંદન કરતાં હતાં ત્યારે તે જ જિનમંદિરમાં પ્રભુના દર્શન કરવા આવી.

ચિત્રમાં દેરાસરની બહાર ઊભેલી રૂપસુંદરી, દેરાસરમાં ઉપરના ભાગમાં બેઠેલા શ્રીપાલ કુંવર તથા મયણાસુંદરીને જોતી દેખાય છે.

ચિત્ર ૩૯. મયણા માતાની પાસે દેરાસરમાં ( પાનું ૩૮ ). ચૈત્યવંદનાદિ ધર્મક્રિયા પૂર્ણ

થતાં ઉતાવળી ઉતાવળી માતુશ્રીની પાસે આવી પગે લાગી મયણાસુંદરીએ કહ્યું કે:—" હે માતાજી! આ હર્ષના સ્થળમાં આપ શા સારૂ દુઃખ લાવો છો ? "

ચિત્રમાં દેરાસરની બહારના ભાગમાં એક ઝરૂખામાં ગાદી ઉપર શ્રીપાલ બેઠેલ છે અને સામે રાજમાતા કમલપ્રભા, રાણી રૂપસુંદરી અને મયણાસુંદરી બેઠેલાં છે.

ચિત્ર ૪૦ ચંપાનગરી (પાનું ૪૦). અંગદેશની અંદર સુંદર ચંપાનગરી છે. તે નગરીમાં સિંહરથ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને કમલપ્રભા નામની રાણી હતી.

ચિત્રમાં ચંપાનગરીનો રાજમહેલ બતાવ્યો છે. રાજમહેલમાં. ચિત્રની જમણી બાજુએ સિંહરથ રાજા બેઠેલો છે, તેની સામે રાણી કમલપ્રભા બેઠેલી દેખાય છે. રાજમહેલને ફરતા કોટની બહાર માથે પાણીનું બેડું લઈને જતી પાણીયારી દેખાય છે. ચિત્ર સંયોજન ઉત્તમ કોટિનું છે.

ચિત્ર ૪૧. શ્રીપાલનો જનમ મહોત્સવ ઉજવતો સિંહરથ રાજા. ઘડપણમાં પુત્રની પ્રાપ્તિ થવાને લીધે, રાજાએ ક્રોડાગમે દાન આપી યાચકજનોને સંતોષ આપ્યો

ચિત્રની ડાબી બાજુએ રાણી કમલપ્રભા તથા શ્રીપાલ કુંવર દેખાય છે. શ્રીપાલના આગળના ભાગમાં રાજગાદી ઉપર સિંહરથ બેઠેલો છે, સામે ભેટણું આપતાં પ્રજાજનો છે. ચિત્રના ત્રીજા વિભાગમાં પ્રજાજનો બેઠેલા છે. ચોથા વિભાગમાં સગાંવહાલાંઓને જમવા માટે તૈયાર કરેલી રસોઇના વાસણો તથા પાણીના ઘડા ભરેલા દેખાય છે.

ચિત્ર ૪૨. શ્રીપાલનો જનમ (પાનું ૪૧). જેમ વિદ્યા વિવેકને જનમ આપે, તેમ રાણી કમલપ્રભાએ એક સુંદર પુત્રને જનમ આપ્યો.

ચિત્રમાં રાણી કમલપ્રભા સૂતેલાં છે અને હાથમાં બાળકને (રાજપુત્રને) પકડેલો છે.

ચિત્ર ૪૩. શ્રીપાલનો જનમ મહોત્સવ ઉજવતાં નગરજનો (પાનું ૪૧). રાજપુત્રનો જનમ થવાથી સવાસણ સ્ત્રીઓ ધવળમંગળ ગીતો ગાવા લાગી. નવા નવા નાટકો થવા લાગ્યા. મોટા મહોત્સવ થવા લાગ્યા. સ્વજન વગેરેને જમવા નોંતર્યાં.

ચિત્રમાં ઉપરના ભાગમાં ડાબી બાજુ સિંહરથ રાજા બેઠેલ છે. સામે જમણી બાજુ પુત્ર જનમના આનંદમાં નોબતખાનામાં બેઠેલો એક પુરુષ નોબત વગાડે છે. નીચેના ભાગમાં એક પુરુષ નૃત્ય કરતો દેખાય છે. તેની પાસે નીચેના ભાગમાં એક પુરુષ શરણાઇ વગાડે છે, એક પુરુષ ઢોલ વગાડે છે અને બે પુરુષો બંને હાથની તાળીઓ પાડીને આનંદ પ્રદર્શિત કરતા બેઠેલા છે. પ્રસંગાનુરૂપ ચિત્ર સંયોજન ઉત્તમ કોટિનું છે.

ચિત્ર ૪૪. અજિતસેનનું લશ્કર (પાનું ૪૪). શ્રીપાલ રાજાના પિતરાઇ કાકા અજિતસેને કોઈ જાણી શકે નહિ તેવી રીતે, સામંત વગેરેને લાંચ આપી ફેરવી નાંખ્યા અને શ્રીપાલ રાજાને ઠાર કરીને ચંપાનગરીનું રાજ્ય લઈ લેવાનું નક્કી કર્યું.

ચિત્રમાં રાજમહેલમાં બાળરાજા શ્રીપાલ, મતિસાગર પ્રધાન તથા માતા કમલપ્રભા બેઠેલા દેખાય છે. રાજમહેલને ફરતો એક કોટ પણ છે. ચિત્રની જમણી બાજુ મધ્યમાં રાજમાતા કમલપ્રભા તથા બાળરાજા શ્રીપાલ ઊભેલા છે. ચિત્રમાં ડાબી બાજુ ગામના કિલ્લાની બહાર અજિતસેનના લશ્કરનો પડાવ પડેલો છે. ચિત્રનું સંયોજન ચિત્રકારની કળાશક્તિ માટે બહુમાન ઉપજાવે તેવું છે.

ચિત્ર ૪૫. રાણી કમલપ્રભા જંગલમાં (પાનું ૪૪). રાજમાતા કમલપ્રભા મધરાતની વખતે બાળરાજાને કેડમાં બેસાડી એકલી જ નાસી છૂટી. કોઈને જલદીથી પત્તો ન લાગે તેટલા માટે તેણીએ ભયંકર જંગલનો રસ્તો હાથ ધર્યો.

ચિત્રમાં રાણી કમલપ્રભા કેડના બદલે પોતાના જમણા ખભા ઉપર બાળરાજાને બેસાડીને જંગલમાંથી પસાર થતી દેખાય છે. જંગલમાં ઝાડો, પક્ષીઓ, પશુઓ તથા પર્વતની ટેકરીઓવાળું કુદરતી દૃશ્યનું સંયોજન ખૂબીભર્યું લાગે છે.

ચિત્ર ૪૬. પહાડોમાંથી પસાર થતી કમલપ્રભા (પાનું ૪૫). કમલપ્રભાના માર્ગમાં વરૂ, વાઘ, વઘયડાં, ચીતરા વગેરે ભયંકર અવાજો કરતાં તળાપો મારી રહેલાં હતાં.

ચિત્રમાં કમલપ્રભાની પાછળ જ તળાપ મારતો વાઘ તથા આકાશમાં ઉગેલો ચંદ્રમા તથા તારાઓની રજૂઆત કરીને ચિત્રકારે મધરાતનું હૂબહૂ દૃશ્ય રજૂ કરેલું છે.

ચિત્ર ૪૭. અજિતસેનના અસવારો (પાનું ૪૭). એટલામાં તો અજિતસેનના સવારો કમલપ્રભાની શોધ કરતા કરતા ત્યાં આવી ચડયા.

ચિત્રમાં બે ઘોડેસવારો કમલપ્રભાની શોધ કરવા નીકળેલા દેખાય છે, ઘોડેસવારની પાછળ કમલપ્રભા દેખાય છે. અહીં પણ જંગલનું દૃશ્ય સુંદર રીતે રજૂ થએલું છે.

ચિત્ર ૪૮. કમલપ્રભા કોઢીયાઓની ફોજમાં (પાનું ૪૬). કોઢીયાઓએ કમલપ્રભાને એક ખચ્ચર બેસવા માટે આપ્યું અને પુત્રને ખોળામાં રખાવી, ચાદરથી સઘળું અંગ ઢાંકી દેવરાવી પુરુષની માફક અક્કડ હોંશિયારી સાથે બેસાડી.

ચિત્રમાં આગળ પાછળ ચાલતા કોઢીયાઓની વચમાં ખચ્ચર ઉપર બાળરાજાને છૂપાવી બેઠેલી કમલપ્રભા દેખાય છે, અને આગળ ચાલતા કોઢીયાઓને અજિતસેનના ઘોડેસવારો કમલપ્રભાની પૂછપરછ કરતાં દેખાય છે.

ચિત્ર ૪૯. ચારે જણાં એકઠાં મલે છે. (પાનું ૪૮). આ પ્રમાણે રાજમાતા કમલપ્રભાના મુખથી કહેલી હકીકત સાંભળીને, રૂપસુંદરી પોતાના ભાઇને ત્યાં આ આનંદના સમાચાર આપવા રવાના થઈ.

ચિત્રમાં ઉપરના ભાગમાં ઝરૂખામાં શ્રીપાલ કુંવર બેઠેલ છે, અને નીચેના ભાગમાં રાજમાતા કમલપ્રભા, રાણી રૂપસુંદરી અને મયણાસુંદરીને, પોતાની વીતકકથા કહેતી દેખાય છે.

ચિત્ર ૫૦. રાજા પુણ્યપાલ શ્રીપાલનું સામૈયું કરે છે (પાનું ૪૯). મામાજી પુણ્યપાલ રાજાએ, પોતાના ભાણેજીવરને હાથીના હોદ્દામાં બેસારી મોટા ઉત્સવ સહિત પોતાની હવેલીમાં પધરાવ્યા.

ચિત્રમાં આગળના ભાગમાં સૈનિકો ચાલે છે. મધ્યમાં હાથીના હોદ્દા ઉપર શ્રીપાલ બેઠેલ છે, શ્રીપાલની બંને બાજુ ચામર વીંઝાય છે, પાછળ ઘોડા ઉપર મામાજી પુણ્યપાલ બેઠેલ છે, અને તેની પાછળ નિશાન ડંકા વગાડતો ઊંટ સવાર નિશાનડંકા વગાડે છે. આ ચિત્રનું સંયોજન ચિત્રકારની કળાદષ્ટિ તરફ માનની નજરે જોવા આપણને પ્રેરે તેવું છે.

ચિત્ર ૫૧. રાજા પુણ્યપાલ શ્રીપાલનો સત્કાર કરે છે (પાનું ૪૯). ચિત્રમાં મામાજી પુણ્યપાલની હવેલીની બહાર શ્રીપાલ ઊભેલા છે. હવેલીની અંદર મામાજી પુણ્યપાલ તથા તેમની સાથેનો પરિચારક શ્રીપાલનો સત્કાર કરવા ઉત્સુક થઈને ઊભેલા છે. આખી હવેલીમાં બેઠેલા તથા ઊભેલા દરેક સ્ત્રી, પુરુષો સત્કાર કરવાને ઉત્સુક જણાય છે.

ચિત્ર ૫૨. પ્રજાપાલ નાટક જોવા ઊભો રહે છે ( પાનું ૫૦ ) રયવાડી ગએલો પ્રજાપાલ રાજા પાછો વળતાં ત્યાં આવી ચડ્યો. તે વખતે રાગરંગની ધમાલ મચી રહી હતી. તે સાંભળવા સવારી થંભાવી ઊભો રહ્યો. ઝરૂખા તરફ નજર જતાં તેણે ધ્યાન દઈને જોતાં એક સુંદર યુવાન પુરુષની સાથે બેઠેલી પોતાની પુત્રી મયણાસુંદરીને જોઈ.

ચિત્રમાં ઉપરના ભાગમાં ડાબી બાજુએ શ્રીપાલ અને મયણાસુંદરી ઝરૂખામાં બેઠાં બેઠાં, જમણી બાજુએ થતાં નાટકને જોઈ રહ્યાં છે, નીચેના ભાગમાં ડાબી બાજુએ ઘોડા ઉપર સવાર થએલો પ્રજાપાલ રાજા ધ્યાનથી મયણાસુંદરીને જોઈ રહ્યો છે, આગળ પદાતિ સૈનિકો જતા દેખાય છે.

ચિત્ર ૫૩. મયણાસુંદરી પ્રજાપાલને કહે છે (પાનું ૫૧) મયણાસુંદરીએ પોતાના પિતાને કહ્યું:—" પિતાજી ! આપે દિલગીરી દર્શાવવાની કશી જરૂર નથી, કારણ કે દુનિયાની અંદર કર્મવશ થઈને કાંઈ ભૂલ થાય તો તેમાં નવાઈ જેવું કશું નથી "

ચિત્રમાં ઉપરના ભાગમાં મયણાસુંદરી એક ઝરૂખામાં બેઠેલી છે અને બીજા ઝરૂખામાં શ્રીપાલ બેઠેલા છે. નીચેના ભાગમાં પોતાના પિતા પ્રજાપાલને મયણાસુંદરી દિલગીરી ન દર્શાવવા કહેતી ઊભી છે, મયણાસુંદરીની પાછળ હવેલીમાં રાણી રૂપસુંદરી ઊભેલી છે.

ચિત્ર ૫૪. નગરમાં ફેલાયેલી મયણાની કીર્તિ (પાનું ૫૨). આખા નગરમાં મયણાની કીર્તિ ફેલાઈ ગઈ. ત્યારપછી ભારે ઠાઠ સહિત રાજા પ્રજાપાલ પોતાના જમાઈને રાજમહેલમાં તેડી લાવ્યા.

ચિત્રમાં રાજમહેલમાં પ્રજાપાલ રાજા, પ્રધાન તથા બંને રાણીઓ, જમાઈ શ્રીપાલને

આવવાની પ્રતિક્ષા કરતાં બેઠેલાં છે. મહેલના દરવાજાની નજીક આવતાં પદાતિ–સિપાઈઓ તથા ઘોડા ઉપર બેઠેલ શ્રીપાલ કુંવર વગેરે રાજમહેલ તરફ આવતા દેખાય છે.

ચિત્ર ૫૫. રયવાડી જતો શ્રીપાલ (પાનું ૫૪). એક દિવસે બળવાન સૈન્યથી પરિવરેલો શ્રીપાલ કુંવર રયવાડી જવા માટે ચૌટામાંથી પસાર થતો હતો.

ચિત્રમાં સુંદર ઘોડા ઉપર બેસીને શ્રીપાલ કુમાર રયવાડી જતો દેખાય છે. આગળ બે સૈનિકો છે. જમણી બાજુ ઉપરના ભાગમાં એક સ્ત્રી ઝરૂખામાં ઊભી ઊભી શ્રીપાલ કુમારનું સુંદર રૂપ નિહાળી રહી છે.

ચિત્ર ૫૬. શ્રીપાલ કુમાર (પાનું ૫૪). ચિત્રની મધ્યમાં શ્રીપાલ કુમાર બેઠેલા છે, શ્રીપાલની બાજુમાં જ રાજકુમારી મયણાસુંદરી બેઠેલી છે અને શ્રીપાલની પાછળ એક સ્ત્રી પરિચારિકા ઊભેલી છે, જેની સાથે શ્રીપાલ કાંઈ વાતચીત કરતો દેખાય છે.

ચિત્ર ૫૭. શ્રીપાલ કુમાર અને પ્રજાપાલ રાજા (પાનું ૫૬). શ્રીપાલને ઉદાસ થએલો દેખીને પ્રજાપાલ પૂછવા લાગ્યો કે:—"હે રાજન્! આપ દિલગીર કેમ દેખાઓ છો, તેનું કારણ ફરમાવો."

ચિત્રમાં ઉપરના ભાગમાં શ્રીપાલ કુમાર, માતા કમલપ્રભા તથા મયણાસુંદરીની જોડે વાતચીત કરે છે. નીચેના ભાગમાં ગાદી ઉપર બેઠેલો પ્રજાપાલ રાજા, સામે બેઠેલા શ્રીપાલ કુમારને, ઉદાસ થવાનું કારણ પૂછે છે.

ચિત્ર ૫૮. શ્રીપાલને માતા કમલપ્રભા તિલક કરે છે (પાનું ૫૮). રાજમાતા કમલપ્રભા શ્રીપાલને આશિષ આપતાં બોલી કે:—"પુત્ર! કુશળતા પૂર્વક રહેજે. સિદ્ધચક્રજીનાં અધિષ્ઠાયક દેવો તારૂં રક્ષણ કરો." આ પ્રમાણે આશિષ દઈને માતાએ કુંવરના કપાળમાં કુંકુમનું તિલક કરી અક્ષત વગેરેથી વધાવા આપ્યા.

ચિત્રમાં ડાબી બાજુ શ્રીપાલ ખભા ઉપર ધનુષ ભરાવીને, સામે હાથમાં કુંકુમ પાત્ર લઈને ઊભેલી રાજમાતા કમલપ્રભા પાસે કપાળમાં તિલક કરાવે છે. હવેલીના ઉપરના ઝરૂખામાં મયણાસુંદરી બેઠેલી છે.

ચિત્ર ૫૯. મયણાની શ્રીપાલને વિનતી (પાનું ૫૮). મયણાસુંદરી શ્રીપાલને વિનતી કરે છે કે—"હે નાથ! આપનું વચન મારે કબુલ છે. આપ મનોરથ સિદ્ધિ મેળવી પાછા અહીં વ્હેલા પધારજો અને મારી સંભાળ લેજો."

ચિત્રમાં ડાબી બાજુ ઊભી રહેલી મયણાસુંદરી, જમણી બાજુ પ્રયાણની તૈયારી કરતા ઊભા રહેલા શ્રીપાલને વિનતી કરતી દેખાય છે.

ચિત્ર ૬૦. પરદેશ જતો શ્રીપાલ (પાનું ૬૦). પોતાના સ્વજનોની પ્રસન્નતા મેળવી ઢાલ તરવાર ધારણ કરી, ચંદ્ર નાડીમાં સ્વરનો પ્રવેશ થએથી શ્રીપાલ કુંવરે પ્રયાણ કર્યું.

ચિત્રમાં જમણા ખભા ઉપર તરવાર રાખીને, ડાબા હાથમાં ઢાલ પકડીને, શ્રીપાલ કુંવર પ્રયાણુ કરતો દેખાય છે.

ચિત્ર ૬૧. શ્રીપાલ અને સાધક (પાનું ૬૦). ઉજ્જેણીથી રવાના થઈ શ્રીપાળ કુંવર એકલો જ પંથ પસાર કરતો એક ડુંગરના શિખર ઉપર જઈ પહોંચ્યો. ત્યાં જોતાં જોતાં સુંદર શીતલ ગહન વનની ઘટામાં ચંપાના ઝાડ નીચે ઉંચા હાથ રાખી જાપ જપતો એક સાધક પુરુષ તેની નજરે પડયો. એથી તે ત્યાં ઊભો રહ્યો.

ચિત્રમાં ડાબી બાજુ શ્રીપાલ કુંવર ખભે તરવાર રાખીને ઊભો છે. જમણી બાજુ બે હાથ ઉંચા રાખીને જાપ જપતો સાધક બેઠેલો છે.

ચિત્ર ૬૫ સીકોતરીદેવી. વહાણુ નહીં ઉપડવાથી ધવલશેઠ ચિંતાતુર થયો; અને તરત શીકોતર માને વહાણુ થંભી જવાનું કારણુ પૂછવા લાગ્યો.

ચિત્રમાં ડાબી બાજુ ધવળશેઠ બે હાથની અંજલિ જોડીને, જમણી બાજુ બેઠેલી શીકોતર માને વહાણુ થંભી જવાનું કારણુ પૂછે છે.

ચિત્ર ૬૨. શ્રીપાલ અને વિદ્યાધર (પાનું ૬૧). શ્રીપાલે સાધકને કહ્યું કેઃ—"તમે તમારૂં મન સ્થિર રાખી સુખેથી વિદ્યા સાધો. હું ઉત્તર સાધક છતાં તમને હરકત કરનાર કોણુ છે."

ચિત્રમાં શ્રીપાલ કુમાર અને વિદ્યાધર વાતચીત કરતા દેખાય છે. ચિત્રકારે કુદરતી દૃશ્યની રજૂઆત સરસ રીતે કરી છે

ચિત્ર ૬૩. ભરૂચ નગર (પાનું ૬૨). શ્રીપાલ કુંવર અનુક્રમે ચાલતો ચાલતો ભરૂચ નગરે આવી પહોંચ્યો.

ચિત્રમાં ભરૂચ નગરના મકાનોમાં પુરુષો અને સ્ત્રીઓ બેઠેલાં દેખાય છે. મકાનોની નીચે રસ્તા ઉપરથી આપણી વાર્તાનો નાયક શ્રીપાલ પસાર થતો દેખાય છે.

ચિત્ર ૬૪. ઝૂંગ વહાણુ (પાનું ૬૪). કોસંબી નગરીના એક ધવલ શેઠ નામના શેઠે, બહુ બહુ જાતનાં કરિયાણાં ભરીને દરિયાઈ માર્ગે મુસાફરી કરી પોતાનો માલ વેચવા માટે વહાણો તૈયાર કરાવ્યાં. આ વહાણોમાં એક ઝૂંગ જાતનું મોટું વહાણુ તૈયાર કરાવ્યું.

ચિત્રમાં ઝૂંગ જાતનાં બે મોટાં વહાણો પાણીમાં તરતાં દેખાય છે. વહાણમાં ફીરંગી ટોપીવાળાઓ બેઠેલાં છે, જે આપણને ચિત્રકારના સમયમાં તેઓ ભારતમાં વહાણો ચલાવતા હતા, તેની સાબિતી આપે છે.

ચિત્ર ૬૬. વડસફરી વહાણુ (પાનું ૬૪). ધવલ શેઠના વહાણોમાં મોટી સફર કરનારાં વડસફરી વહાણો પણ હતાં (ભૂલથી ચિત્ર ૬૫ છપાએલ છે). ચિત્રમાં આપણને

એક વડસફરી વહાણ પણ ચિત્રકારે રજૂ કરેલું જોવા મળે છે, જે બતાવે છે કે ગુજરાતમાં ચિત્રકારના સમયમાં કઈ કઈ જાતના વહાણો તૈયાર થતાં હતાં.

ચિત્ર ૬૭. ધવલશેઠ રાજા પાસે આવે છે (પાનું ૬૬). વહાણો થંભી જવાથી ધવલશેઠ રાજા પાસે ગયો અને અમૂલ્ય વસ્તુઓની ભેટ ધરીને વિનતિ કરવા લાગ્યો કેઃ—"મારાં વહાણો થંભી ગયાં છે, તે માટે એક બત્રીશલક્ષણા પુરુષનો દુષ્ટદેવને બલિ આપવા માટે ખપ છે."

ચિત્રમાં રાજસિંહાસન ઉપર ભરૂચ બંદરનો રાજા બેઠેલો છે, તેની સામે બે હાથ જોડીને બલિ આપવા માટે બત્રીશ લક્ષણા પુરુષની માંગણી કરતો ધવલ શેઠ ઊભો રહેલ છે.

ચિત્ર ૬૮. ધવલશેઠને રાજા સુભટોની મદદ આપે છે (પાનું ૬૭). ધવલશેઠે રાજાને વિનતી કરી બહોળું મદદગાર લશ્કર મેળવી પોતાના લડવૈયાઓ સાથે સામેલ કર્યું.

ચિત્રમાં જમણી બાજુ ઊભા રહેલા ભરૂચના રાજાને, લશ્કરની મદદ માટે ધવલશેઠ વિનતી કરતો દેખાય છે. ધવલશેઠની પાછળ લડાઈ કરવા માટે તૈયાર થએલું લશ્કર ઊભેલું છે.

ચિત્ર ૬૯. રાજાના સુભટો સાથે યુદ્ધ કરતો શ્રીપાલ કુમાર (પાનું ૬૮). શ્રીપાલ કુમારને જ્યારે બંને બાજુના લડવૈયાઓએ ઘેરી લીધો ત્યારે, તે શ્રીપાલ કુમાર સામો મોરચો માંડી બંને લશ્કરોની સાથે લડવા લાગ્યો.

ચિત્રની મધ્યમાં જમણા હાથમાં તરવાર અને ડાબા હાથમાં ઢાલ પકડીને, બંને બાજુના સૈન્યો સાથે શ્રીપાલ લડતો દેખાય છે. લડાઇનું દશ્ય ચિત્રકારની તેની રજૂઆતની સિદ્ધહસ્તતા દર્શાવે છે.

ચિત્ર ૭૦. ચૌટામાં યુદ્ધ કરતો શ્રીપાલ કુમાર (પાનું ૬૮). આ પ્રમાણે ભરૂચના ચૌટાની વચ્ચે ધીંગાણું મચી ગયું.

ચિત્રમાં એકલા હાથે બંને લશ્કરોની સાથે ચૌટામાં યુદ્ધ કરતો શ્રીપાલકુમાર દેખાય છે.

ચિત્ર ૭૩. મછવો (પાનું ૬૪). ધવલશેઠે દરિયાઇ મુસાફરીમાં વહાણો સાથે મછવાઓ પણ તૈયાર કરાવ્યા હતા.

ચિત્રમાં ધવલશેઠે તૈયાર કરાવેલા મછવાઓ પૈકીનો એક મછવો પાણીમાં તરતો દેખાય છે.

ચિત્ર ૭૧. ધવલશેઠ—શ્રીપાલને વિનતી કરે છે (પાનું ૭૯). આ પ્રમાણે બનાવ બનેલો જોઇ ધવલશેઠ તરત ઉઠી ઊભો થઈ શ્રીપાલ કુંવરના પગમાં પડ્યો,

ચિત્રના ઉપરના ભાગમાં ઊભા રહેલા શ્રીપાલ કુમારને બે હાથ જોડીને વિનંતી કરતો ધવલશેઠ દેખાય છે. ચિત્રની નીચેના ભાગમાં પૂંઠ ફેરવીને ઊભા રહેલા શ્રીપાલ કુમારને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતો ધવલશેઠ દેખાય છે.

ચિત્ર ૭૨. શ્રીપાલે વહાણ ઉપર ચઢીને સિંહનાદ કર્યો (પાનું ૬૯). શ્રીપાલે મનમાં સિદ્ધચક્રજીનું ધ્યાન ધરી, મોટા આગળના વહાણ ઉપર ચડી સિંહનાદ કર્યો કે તરત જે દુષ્ટ દેવીએ વહાણ થંભાવ્યાં હતાં તે દૂર જતી રહી.

ચિત્રમાં વહાણ ઉપર ચડીને શ્રીપાલે સિંહનાદ કરવાથી વહાણો ચાલતાં થએલાં દેખાય છે.

ચિત્ર ૭૪. બબ્બરના દાણી દાણ માગે છે (પાનું ૭૩). વહાણો ચાલતાં ચાલતાં બબ્બરકોટ બંદરે આવી પહોંચ્યા. લોકોનો શોરબકોર થતાં બબ્બરરાયના દાણી બંદરનું દાણ લેવા આવી પહોંચ્યા.

ચિત્રમાં બબ્બરકોટ બંદરે વહાણો પાણી લેવા નાંગરેલા દેખાય છે. વહાણો બંદરે નાંગરવાથી, ચિત્રની ડાબી બાજુએ ઉપરના ભાગમાં બેઠેલા ધવલશેઠની પાસે દાણ માગતો દાણી દેખાય છે.

ચિત્ર ૭૫. બબ્બરરાયનું લશ્કર (પાનું ૭૩). દાણીને દાણ નહીં આપવાથી, દાણી પોતાના મહારાજાની પાસે ગયો. દાણીની વાત સાંભળીને પોતનું લશ્કર તૈયાર કરીને બબ્બરરાય બંદર પર તૈયાર થઇને પહોંચી ગયો.

ચિત્રમાં આગળ ચાલતો બબ્બરરાય પોતાના લશ્કર સાથે બંદર તરફ જતો દેખાય છે.

ચિત્ર ૭૬ ધવલશેઠને બાંધીને ઝાડ નીચે ઉંધો લટકાવેલ છે (પાનું ૭૩). શ્રીપાલ કુંવરને ખબર મળી કે, ધવલશેઠને ઉંધે માથે લટકાવ્યો છે. કુંવર ત્યાં આવ્યો અને શેઠને પૂછવા લાગ્યો કેઃ—"શેઠજી! દશ હજાર સુભટો ક્યાં ગયા?"

ચિત્રમાં જમણી બાજુ ઘોડા ઉપર શ્રીપાલ બેઠેલ છે, અને તે ઝાડની નીચે ઉંધા લટકાવેલ ધવલશેઠને પૂછે છે કે તમારા સુભટો ક્યાં ગયા? ડાબી બાજુથી બબ્બરરાય પાછું વાળીને શ્રીપાલને જુએ છે.

ચિત્ર ૭૭. બબ્બરરાય પાછો વળે છે (પાનું ૭૪). બબ્બરરાયની આગળ જઇ ગામમાં પ્રવેશ કરતાં શ્રીપાલે કહ્યું કે—"હે વડવીર! પાછો વળ, કે જેથી તારાં શસ્ત્રો, લશ્કર અને ભૂજાઓના બળના અહંકારનું પાણી ઉતારી નાખું."

ચિત્રમાં શ્રીપાલ ઊભો છે અને જમણી બાજુ ઘોડા ઉપર સવાર થએલો બબ્બરરાય મહાકાળ પાછો વળીને, શ્રીપાલ સાથે વાતચીત કરે છે.

ચિત્ર ૭૮. શ્રીપાલ મહાકાલને બોલાવે છે (પાનું ૭૫). મહાકાલે પાછું વળીને જોયું તો, તેને એક સુંદર યુવાનને જોયો.

ચિત્રમાં હાથી ઉપર સવાર થએલો બબ્બરરાય પાછો વળીને, શ્રીપાલની સાથે લડાઈ કરવા તૈયાર થએલ છે. ડાબી બાજુ હાથમાં ધનુષ અને બાણુ લઈને શ્રીપાલ પણ લડવા તૈયાર થઈને ઊભેલો છે.

ચિત્ર ૭૯. ઘોડેસવારો સાથે યુદ્ધ કરતો શ્રીપાલ (પાનું ૭૫). શ્રીપાલ કુંવરની ઉપર મહાકાલના સૈનિકોએ, ઝડોઝડ શસ્ત્રો ચલાવવા માંડયાં.

ચિત્રમાં ડાબી બાજુ ઊભેલો શ્રીપાલ કુમાર, મહાકાલના ઘોડેસવાર સૈનિકો સાથે યુદ્ધ કરતો દેખાય છે.

ચિત્ર ૮૦. હસ્તી સાથે યુદ્ધ કરતો શ્રીપાલ (પાનું ૭૫). હાથીને મહાત કરીને, શ્રીપાલ હાથી ઉપર બેઠેલા બબ્બરરાયના માથાની ચોટી પકડીને નીચે પટકે છે.

ચિત્રમાં શ્રીપાલ હાથી ઉપર બેઠેલા બબ્બરરાય મહાકાલને ચોટીથી પકડીને, નીચે પટકવાની તૈયારી કરતો દેખાય છે.

ચિત્ર ૮૧. મહાકાલ રાજાને બાંધીને લઈ જાય છે (પાનું ૭૬). મહાકાળ એકલો જ રહેતાં, તેને કુંવરે હાથપગ બાંધી મજબુત બંધ સાથે જ્યાં ધવળશેઠને બાંધેલો હતો ત્યાં લઇ આવી શેઠના બંધ છોડયા.

ચિત્રમાં ડાબી બાજુએ બંધ છોડેલો ધવલશેઠ, તેની આગળ શ્રીપાલે બાંધી લાવેલા મહાકાલને તલવાર ઉગામી મારવા જતો દેખાય છે.

ચિત્ર ૮૨. શ્રીપાલને મહાકાલ રાજા વિનતી કરે છે (પાનું ૭૭). મહાકાલ રાજાએ શ્રીપાલકુંવરનું તેજ અને ભૂજાઓનું બલ જોઈ પોતાના નગરમાં આવવા વિનતી કરી.

ચિત્રની મધ્યમાં હાથી ઉપર સવાર થઈને મહાકાલ રાજાની સાથે શ્રીપાલ, બબ્બર કોટ બંદરમાં પ્રવેશ કરવા જતો દેખાય છે.

ચિત્ર ૮૩. બબ્બરરાય શ્રીપાલને પોતાને ત્યાં લઈ જાય છે (પાનું ૭૮). બબ્બરરાયે કુંવરને હાથીના હોદ્દામાં બેસાર્યો. કુંવરે પણ રાજાની વિનતી સ્વીકારી બબ્બરકુળ પુરમાં પધારી બબ્બરરાયનું માન સાચવ્યું.

ચિત્રમાં બબ્બરકુળ બંદરમાં હાથીના હોદ્દા ઉપર બેસીને શ્રીપાલકુંવર જતો દેખાય છે.

ચિત્ર ૮૪. શ્રીપાલકુંવરનું મદનસેના સાથે લગ્ન (પાનું ૭૯). બબ્બરરાયે મોટો મહોત્સવ મંડાવ્યો. ધવળમંગળ ગીત ગવરાવ્યાં અને મેનકા જેવી સ્વરૂપવંત પોતાની દીકરી મદનસેનાને શ્રીપાલકુંવર સાથે પરણાવી.

ચિત્રમાં શ્રીપાલકુંવર તથા મદનસેના લગ્નની ચોરીમાં બેઠેલાં છે. ચોરીની આગળના ભાગમાં બેઠેલા જોષીઓ અગ્નિમાં આહૂતિ આપતા દેખાય છે. જમણી તથા ડાબી બાજુ મહાકાલ રાજાનાં સ્વજનો, સ્ત્રીઓ તથા ધવળશેઠ અને બીજા વ્યાપારીઓ બેઠેલા છે. આ ચિત્ર, ચિત્રકારના સમયની લગ્ન વ્યવસ્થાનું સુંદર દ્રશ્ય રજુ કરે છે.

ચિત્ર ૮૫. મદનસેનાને વહાણમાં બેસાડી પાછા વળતાં બબ્બરરાય ( પાનું ૮૧ )

ચિત્રમાં શ્રીપાલકુમાર તથા મદનસેનાને વહાણમાં બેસાડીને બબ્બરરાય તથા પૂરજનો પાછાં વળતાં દેખાય છે.

ચિત્ર ૮૬. રત્નદ્વીપના કાંઠે તંબુમાં બેસીને નાટક જોતો શ્રીપાલ ( પાનું ૮૩ ). શ્રીપાલકુંવરે સમુદ્ર કિનારે રેશમી કપડાના બનાવેલ ઉંચા તંબૂ તાણી બંધાવ્યા. તે તંબૂમા બેસીને શ્રીપાલકુંવર નવરસમય ભજવાતાં નાટકો જોવા લાગ્યો.

ચિત્રમાં રેશમી તંબૂમાં બેઠેલો શ્રીપાલકુમાર, નાટક જૂએ છે. તંબૂની બહાર ડાબી બાજુ એક સ્ત્રી નૃત્ય કરતી ઊભી છે અને જમણી બાજુ હાથમાં તંબૂરો લઈને બેઠેલો એક પુરુષ છે.

ચિત્ર ૮૭. રત્નદ્વીપના કાંઠે વ્યાપારીઓ માલ ઉતારે છે ( પાનું ૮૩ ). બંદર ઉપર વહાણમાંથી માલ ઉતારીને વેપારીઓ જકાત ચૂકવી, વ્યાપાર કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

ચિત્રમાં બંદરના કિનારે નાંગરેલા વહાણમાંથી મજૂરો માલ ઉતારતા દેખાય છે. પછી જકાતખાતામાં માલ બતાવીને, જકાત ચૂકવી, માલ ગોઠવતા દેખાય છે.

ચિત્ર ૮૮. જિનદાસ શેઠ શ્રીપાલને વિનતી કરે છે ( પાનું ૮૪ ). જિનદાસ શ્રાવક મદનમંજૂષા રાજપુત્રી સંબંધી હકીકત શ્રીપાલકુંવરને કહીને, શ્રીપાલને રત્નસંચયા નગરીમાં આવવાની વિનતી કરે છે.

ચિત્રમાં તંબૂની અંદર જિનદાસ શ્રાવક અને શ્રીપાલકુંવર બેસીને વાતચીત કરતાં દેખાય છે. બહાર ડાબી બાજુએ નૃત્ય કરતી સ્ત્રી ઊભેલી છે, અને જમણી બાજુએ હાથમાં તંબૂરો પકડીને, વગાડતો પુરુષ બેઠેલ છે.

ચિત્ર ૮૯. રત્નસાનુ પર્વત ઉપર શ્રીઋષભદેવનું દેરાસર ( પાનું ૮૪ ). જિનદાસ શ્રીપાલને કહે છે કેઃ—" હે પ્રભુ ! આ મનોહર રત્ન નામનો દ્વીપ છે. એમાં રત્નસાનુ નામનો પર્વત છે. તે પર્વત ઉપર શ્રીઋષભદેવજી મૂળનાયક બિરાજમાન છે, એવું એક વિશાળ જિનમંદિર છે. આ જિનમંદિરમાં રત્નસંચયા નગરીના રાજા કનકકેતુની પુત્રી, મદનમંજૂષા હમેશાં પ્રભુભક્તિ કરે છે.

ચિત્રમાં ઉપરના ભાગમાં શ્રીઋષભદેવજી મૂળનાયક વાળું જિનમંદિર બતાવેલું છે. તે જિનમંદિરમાં પ્રભુની ડાબી બાજુ ઊભી રહીને રાજકુમારી મદનમંજૂષા પ્રભુનું પૂજન કરતી દેખાય છે. ચિત્રના નીચેના ભાગમાં રત્નસંચયા નગરી દેખાય છે.

ચિત્ર ૯૦. શ્રીઋષભદેવનાં દેરાસરનાં બંધ થઇ ગએલા દરવાજા (પાનું ૮૬). એક દિવસ રાજકુમારી મદનમંજૂષા પ્રભુની પૂજા કરીને, પ્રણામ કરતી મૂળ ગભારા બહાર આવી કે તરત મૂળ ગભારાનાં બારણાં બંધ થઈ ગયા.

ચિત્રમાં બંધ થએલા દરવાજાનાં બારણાં ઉઘાડવાનો દૃઢ સંકલ્પ કરી, 'એ કમાડ ઉઘડે નહીં ત્યાં લગી પરિવાર સહિત અહીંયાંથી મહેલ તરફ પગ દઇશ જ નહીં' એ પ્રમાણે નિશ્ચય કરી રાજા કનકકેતુ તથા તેની રાણી રત્નમાળા ઉપવાસ કરીને બંને હાથની અંજલિઓ જોડી બેઠેલાં છે.

ચિત્ર ૯૧. ચક્રેશ્વરીદેવી આકાશમાં રહીને કહે છે (પાનું ૮૭). કનકકેતુ રાજાને ત્રણ ઉપવાસ થયા. ત્યારે ત્રીજા દિવસની પાછલી રાતે આ પ્રમાણે આકાશવાણી થઈ કેઃ— "આ માં કોઈનો દોષ નથી. જેની નજર પડવાથી આ બારણાં ઉઘડશે તે પુરુષ રાજકન્યા મદનમંજૂષાનો ભરતાર થશે. હું ઋષભદેવની દાસી ચક્રેશ્વરીદેવી એક મહિનાની અંદર તે વરને લઇને અહીં આવીશ."

ચિત્રમાં આકાશમાં દેરાસરની ઉપરની બાજુએ ચક્રેશ્વરીદેવી બોલતી દેખાય છે. નીચે દેરાસરના દરવાજાની પાસે કનકકેતુ રાજા તથા તેનો પ્રધાન અને રત્નમાળા રાણી તથા રાજકુમારી મદનમંજૂષા, આ આકાશવાણી સાંભળતાં દેખાય છે.

ચિત્ર ૯૨. શ્રીપાલની નજર પડતાં જ દેરાસરના દરવાજા ઉઘડી ગયા (પાનું ૯૦). શ્રીપાલકુંવર શુદ્ધ જળથી સ્નાન કરી, પવિત્ર કપડાં પહેરી, મુખ પર મુખકોશ બાંધી આનંદસહિત જિનમંદિરમાં દાખલ થયો. શ્રીપાલની નજર જેવી ગભારાના દરવાજા ઉપર પડી કે તરત જ ગભારાનાં બંને બારણાં ઉઘડી ગયાં.

ચિત્રમાં ડાબી બાજુ ઉપરના ભાગમાં પૂજાનાં કપડાં પહેરીને ઊભા રહેલા શ્રીપાલ કુમારની નજર પડતાં જ દેરાસરના દરવાજા ઉઘડી ગએલા બતાવેલા છે. શ્રીપાલની બાજુમાં શ્રાવક જિનદાસ ઊભો રહેલ છે. ચિત્રમાં જમણી બાજુ કનકકેતુ રાજા, પ્રધાન તથા રાજ-કુમારી મદનમંજૂષા આ બનાવ વિસ્મિત ચિત્તે જોઈ રહેલાં છે.

ચિત્ર ૯૩. શ્રીઋષભદેવ પ્રભુનું દેરાસર (પાનું ૯૦). ગભારાના બારણાં ઉઘડી ગયા પછી કુંવરે પ્રભુજીની સ્તુતિ કરવા માંડી.

ચિત્રમાં ડાબી બાજુએ બેઠેલ શ્રીપાલકુમાર પ્રભુની સ્તુતિ કરે છે. જમણી બાજુ વિદ્યાચારણમુનિ બેઠેલા છે. ગભારાની બહાર સભામંડપમાં રાજા કનકકેતુ તથા તેનાં સ્વજનો બેઠેલાં છે.

ચિત્ર ૯૪. પરણવાની તયારી કરતો શ્રીપાલ (પાનું ૯૪). વિધિપૂર્વક સ્નાન કરી, શ્રીપાલકુંવરે સર્વ શણગાર પહેર્યા.

ચિત્રમાં જમણી બાજુ ઉપરના ભાગમાં શ્રીપાલ બેઠેલ છે. ડાબી બાજુ રાજકુમારી મદનમંજૂષા બેઠેલી છે. નીચેના ભાગમાં બંનેના લગ્નની તૈયારીઓ થતી દેખાય છે.

ચિત્ર ૯૫. ઘોડા ઉપર બેસીને પરણવા જતો શ્રીપાલ (પાનું ૯૫). શ્રીપાલકુંવરે પવિત્ર જળથી સ્નાન કરીને, મૂલ્યવાન વસ્ત્રાભૂષણો પરિધાન કર્યાં. પછી બંને હાથમાં શ્રીફળ અને નાગરવેલનાં પાન ધારણ કરીને ઘોડા ઉપર પરણવા જવા માટે સવારી કરી. વરઘોડો બહુ ઠાઠથી ચૌટામાં થઈને લગ્નમંડપને વિષે જઈ પહોંચ્યો.

ચિત્રમાં લગ્નમંડપના દરવાજે શ્રીપાલ કુંવરને પોંખવા માટે સાસુ તથા એક પરિચારિકા ઊભેલી છે. શ્રીપાલ કુંવર હાથમાં શ્રીફળ ધારણ કરીને ઘોડા ઉપર બેઠેલા છે. શ્રીપાલની પાછળ, બે હાથી તથા વાજન ચાલતું દેખાય છે. શ્રીપાલનો વરઘોડો જોવા માટે લગ્નમંડપની બહાર અને રાજમહેલમાં લોકો ઉત્સુક ચિત્તે બેઠેલાં છે, કેટલાક ઊભેલા પણ છે. આ વરઘોડાનું દૃશ્ય આજના પ્રચલિત વરઘોડાના રીવાજને બરાબર મળતું આવે છે. પ્રસંગની રજૂઆત ચિત્રકારે બરાબર કરેલી છે.

ચિત્ર ૯૬. શ્રીપાલ અને રાજા નૃત્ય જૂએ છે (પાનું ૯૭). એક દિવસ કનકકેતુ રાજા અને શ્રીપાલ કુંવર જિનમંદિરના રંગમંડપમાં સાથે બેઠા હતા અને મનમાં મગ્ન થઈ પ્રભુ અગાડી ઉત્તમ નૃત્ય કરાવતા હતા.

ચિત્રમાં ડાબી બાજુ ઉપરના ભાગમાં કનકકેતુ રાજા અને શ્રીપાલ કુંવર બેઠેલા છે; નીચેના ભાગમાં દરબારીઓ બેઠેલા છે. ઉપરના ભાગમાં જમણી બાજુ શ્રીપાલ અને મદનમંજૂષા બેઠેલાં છે; નીચેના ભાગમાં એક પુરુષ નૃત્ય કરતો ઊભેલો છે, અને તેની પાછળ વાદ્ય વગાડનાર બે પુરુષો ઊભેલા છે.

ચિત્ર ૯૭. કોટવાલ ધવલશેઠને પકડી લાવે છે (પાનું ૯૭). નૃત્ય ચાલતું હતું તે જ વખતે કોટવાળે આવીને અરજ કરી કેઃ—"મહારાજ! એક દાણચોરી કરનારા ચોરને પકડી લાવેલો છું."

ચિત્રના ઉપરના ભાગમાં કનકકેતુ રાજા અને શ્રીપાલ બેઠેલા છે. નીચેના ભાગમાં કોટવાલ અને દાણચોરી કરતાં પકડાએલ ધવલશેઠ બેઠેલ છે.

ચિત્ર ૯૮. કનકકેતુ રાજા પુત્રીને શિખામણ આપે છે (પાનું ૯૯). કનકકેતુ રાજા તથા રાણી રત્નમાલા પુત્રીને પોતાનું કુળ અજવાળવા શિખામણ આપે છે.

ચિત્રના ઉપરના ભાગમાં દરિયા કાંઠે ધવલશેઠ તથા તેનો વ્યાપરી મિત્ર વાતચીત કરતાં બેઠેલ છે. પાસે પાલખી પડેલી છે. નીચેના ભાગમાં કનકકેતુ રાજા શ્રીપાલને, પોતાની પુત્રીને સારી રીતે સાચવવા વિનતી કરતો અને રાણી રત્નમાલા, રાજકુમારી મદનમંજૂષાને સાસરામાં સંપીને રહેવાની શિખામણ આપતી દેખાય છે.

ચિત્ર ૯૯. કનકકેતુ રાજા શ્રીપાલને વિદાય આપે છે (પાનું ૧૦૦). તે પછી મદનમંજૂષા પુત્રીને વેળાવા સ્વજનો વગેરે બંદર લગી આવ્યાં.

ચિત્રમાં ડાબી બાજુ શ્રીપાલ કુંવર ગાદી ઉપર બેઠેલ છે, સામે ઊભેલો રાજા કનકકેતુ શ્રીપાલને વિનતી કરે છે. જમણી બાજુ રાણી રત્નમાલા તથા રાજકુમારી મદનમંજૂષા ઊભેલાં છે.

ચિત્ર ૧૦૦. કનકકેતુ રાજા મદનમંજૂષાને વળાવી પાછો વળે છે (પાનું ૧૦૦). સમસ્ત કુટુંબ સાથે પુત્રી, તથા પુત્રી સાથે સર્વ કુટુંબીજન હૈડાંભેર ભેટી, મ્હોં જોતાં ને રોતાં પોતાનાં પંથે પળ્યાં. તે પછી કુંવર બંને વહૂઓ સાથે વહાણની અંદર બેઠો.

ચિત્રમાં ડાબી બાજુ બંદરના કિનારે, રાજા કનકકેતુ ઘોડા ઉપર બેસીને; પોતાની પુત્રીને વળાવી પાછો જતો દેખાય છે. બાજુમાં રાણી રત્નમાલા પણ સુખાસનમાં બેસીને દીકરીને વળાવી રત્નસંચયા નગરી તરફ જતી દેખાય છે. જમણી બાજુએ સમુદ્રમાં વહાણની અંદરના ભાગમાં શ્રીપાલ કુમાર તથા બંને સ્ત્રીઓ બેસીને આનંદથી વાર્તાવિનોદ કરતાં દેખાય છે.

ચિત્ર ૧૦૧. શ્રીપાલ સાથે મદનમંજૂષા વહાણમાં બેઠેલ છે (પાનું ૧૦૦). વહાણની અંદરની ઓરડીમાં શ્રીપાલ કુમાર તથા બંને પત્નીઓ બેસીને, આનંદથી પોતાનો સમય નિર્ગમન કરે છે.

ચિત્રમાં દરિયાની મધ્યમાં ચાલી જતા વહાણમાં આગળ વહાણ ચલાવનાર ખારવો, પાછળ ધવલશેઠનાં મિત્રો અને ધવલશેઠ બેઠેલાં છે. સૌની પાછળ શ્રીપાલ કુમાર અને તેની બંને સ્ત્રીઓ વાર્તા વિનોદ કરતાં બેઠેલ છે. વહાણની ઠેઠ પાછળના ભાગમાં વહાણ ચલાવનાર ખારવો બેઠેલ છે. બાજુમાં રત્નસંચયા નગરીનાં મકાનો દેખાય છે.

ચિત્ર ૧૦૨. શ્રીપાલ, બંને સ્ત્રીઓ સાથે વહાણમાં બેઠેલ છે (પાનું ૧૦૩). શ્રીપાલ કુંવરની બંને સ્ત્રીઓ તથા તેની પાસેનું ધન દેખીને, ધવલ શેઠનો પાપી લોભ વધી પડયો હતો.

ચિત્રમાં ઉપરના ભાગમાં વ્યાપારીઓના બે વહાણો સમુદ્રમાં ચાલ્યાં જતાં દેખાય છે. નીચેના ભાગમાં મોટા વહાણમાં આગળના ભાગમાં સાહેબ ટોપી પહેરીને બેઠેલા બે ખારવઓ બેઠેલા છે. બીજા ખારવા અને શ્રીપાલની વચ્ચે ધવળશેઠ નીચેના ભાગમાં બેઠેલા છે. પાછળના ભાગમાં શ્રીપાલ અને તેની બંને સ્ત્રીઓ બેઠેલા છે. પાછળના ભાગમાં એક ત્રીજો ખારવો બેઠેલ છે.

ચિત્ર ૧૦૩. ધવલશેઠ પોતાના મિત્રો સાથે વિચાર કરે છે (પાનું ૧૦૪). ધવલશેઠ પોતાના ચારે મિત્રોને પોતાનો દુષ્ટ વિચાર જણાવે છે.

ચિત્રમાં ડાબી બાજુથી પહેલા વહાણમાં વહાણ ચલાવનાર ફીરંગી લોકો બેઠેલા છે. બીજા વહાણમાં, શ્રીપાલની સ્ત્રીઓ તથા તેની સખીઓ બેઠેલી છે અને ત્રીજા છેલ્લા વહાણમાં છેડા તરફના ભાગમાં શ્રીપાલ કુમાર બેઠેલ છે અને તેની સામે ધવલશેઠ તથા તેના મિત્રો બેઠેલા છે.

ચિત્ર ૧૦૪. ધવલશેઠે માંચીની દોર કાપી ( પાનું ૧૦૭ ). ધવલ શેઠના કપટયુક્ત વચનો સાંભળી ભોળા દિલનો કુંવર તરત કૌતુક જોવા ઊભો થઇને માંચડા ઉપર ચડી ગયો કે તરત મનમાં કપટ ધારણ કરીને ધવલ શેઠ માંચડા પરથી ઉતરી ગયો અને ઘણી જ ચાલાકીથી માંચડાની બાજુનાં દોરડાં કાપી નાંખ્યાં.

ચિત્રમાં જમણી બાજુ વહાણના માંચડાની દોર કાપતો ધવલશેઠ, શ્રીપાલને પાણીમાં પડતો જોઈ રહ્યો છે. જ્યારે દરિયામાં પડેલો કુંવર એક મગરમત્સ્યની પીઠ ઉપર બેઠેલો દેખાય છે.

ચિત્ર ૧૦૫. થાણા નગરીના વનમાં શ્રીપાલ (પાનું ૧૦૯ ). જ્યારે કુંવર જાગ્યો ત્યારે તો તેણે અનેક મનુષ્યોને પોતાની પાસે એકઠા થએલા દેખ્યા.

ચિત્રમાં ઝાડની નીચે શ્રીપાલ બેઠેલ છે અને તેની પાસે વસુપાલ રાજાનો મોકલાવેલ માણસ, કુંવરને થાણા નગરીમાં પધારવા માટે વિનતી કરતો દેખાય છે. ચિત્રની નીચેના ભાગમાં સમુદ્રનું પાણી અને તેમાં તરતી માછલીઓ દેખાય છે.

ચિત્ર ૧૦૬. વસુપાલ રાજા અને જોષી ( પાનું ૧૦૯ ). રાજાએ પ્રશ્ન પૂછયો કેઃ—" હે જોષીજી ! તમે કહો કે અમારી પુત્રી મદનમંજરીનો કયો રાજા ભરતાર થશે ? "

ચિત્રમાં જમણી બાજુ વસુપાલ રાજા અને તેમનો પ્રધાન બેઠેલાં છે, જ્યારે ડાબી બાજુ હાથમાં લાંબું ટીપણું લઈને જોષી બેઠેલ છે.

ચિત્ર ૧૦૭. ચંપાના ઝાડ નીચે બેઠેલો શ્રીપાલ (પાનું ૧૧૦). જોષીએ કહ્યું કેઃ— " હે રાજન્ ! વૈશાખ સુદી દશમના દિવસે અઢી પહોર દિવસ વ્યતીત થયા પછી દરિયાના કાંઠા ઉપર, નવનંદન વનની અંદર ચંપાના ઝાડ તળે એક પુરુષરત્ન સૂતેલ હશે, એ મહાશયને આપના ઘેર તેડી લાવજો તે આપની કુંવરીનો વર થશે.

ચિત્રમાં નીચેના ભાગમાં ચંપાના ઝાડની નીચે શ્રીપાલ કુમાર બેઠેલ છે શ્રીપાલની બાજુમાં એક ચામર ધરનાર પરિચારક ઊભેલો છે. શ્રીપાલની સામે હાથણી ઉંચી કરેલી સૂંઢથી ચામર વીંઝતી ઊભેલી છે. ચિત્રના અનુસંધાને, ઉપરના ભાગમાં હાથણી ઉપર બેસીને શ્રીપાલ થાણા નગરીમાં પ્રવેશ કરવા જતો દેખાય છે. શ્રીપાલના રૂપને પાણી ભરવા જનારી સ્ત્રી તથા બીજી સ્ત્રી નિહાળી રહી છે.

ચિત્ર ૧૦૮. શ્રીપાલ સાથે મદનરેખાનું લગ્ન ( પાનું ૧૧૨ ). શ્રીપાલને રાજમહેલમાં

લાવ્યા પછી તરત જ જોષીને બોલાવીને પૂછતાં લગ્ન તે જ દિવસે આવ્યું. રાજાએ પણ તે જ રાત્રિની અંદર મદનરેખા કુંવરીનું લગ્ન શ્રીપાલ સાથે કર્યું.

ચિત્રમાં ઉપરના ભાગમાં ડાબી બાજુએ શ્રીપાલ તથા મદનરેખા લગ્નની ચોરીમાં બેઠેલાં છે. નીચેના ભાગમાં સ્વજનો જમવાની તૈયારી કરતા દેખાય છે. જમણી બાજુએ ઉપરના ભાગમાં લગ્ન પતી ગયા પછી શ્રીપાલ તથા મદનરેખા એક ઓરડામાં બેઠેલાં છે. નીચેના ભાગમાં મદનરેખાની સખીઓ ઊભેલી દેખાય છે. ચિત્રની છેક નીચેના ભાગમાં શરણાઈ તથા ઢોલ વાગી રહ્યાં છે.

ચિત્ર ૧૦૯. વહાણમાં અંધારું થયું (પાનું ૧૧૮). દરિયામાં એકદમ તોફાની પવન વાવો શરૂ થતાં તોફાની મોજાં ઉપરાઉપરી આવવાથી વહાણનું ચાલવું જોખમ ભરેલું થઈ પડ્યું. હાથોહાથ પણ ન સૂઝે તેવું ઘોર અંધારું થઈ ગયું.

ચિત્રમાં વહાણની અંદર જમણી બાજુએ શ્રીપાલની બંને સ્ત્રીઓ બેઠેલી દેખાય છે. વહાણની મધ્યમાં ધવલશેઠ તથા તેનો પાપી મિત્ર આગળના ભાગમાં બેઠેલા દેખાય છે.

ચિત્ર ૧૧૦. સમુદ્રમાં તોફાન કરતાં મત્સ્યો તથા મગરો (પાનું ૧૧૮). ઉત્પાત દૂર થઈ ગયા પછી વહાણ દરિયામાં આગળ ચાલ્યું જતું દેખાય છે. દરિયામાં ચિત્રકારે નાના મોટાં મત્સ્યો તથા મગરની રજૂઆત કરીને દરિયાનું દૃસ્ય બહુ જ સુંદર રીતે રજુ કરેલું છે.

ચિત્ર ૧૧૧. આકાશમાંથી ઉતરતાં ચક્રેશ્વરીદેવી (પાનું ૧૧૮). સિંહ ઉપર સવારી સહિત, હાથમાં જાજ્વલ્યમાન ચક્ર ભમાવતાં બહુ દેવદેવીઓના પરિવાર સહિત ચક્રેશ્વરી દેવી પધાર્યાં.

ચિત્રમાં જમણી બાજુએ હાથમાં તલવાર લઇને ચક્રેશ્વરીદેવી આકાશમાંથી ઉતરતાં બતાવેલાં છે. ડાબી બાજુથી હાથમાં મુદ્દગર લઇને આકાશમાંથી ઉતરતો ક્ષેત્રપાલ દેખાય છે.

ચિત્ર ૧૧૨. ચક્રેશ્વરી દેવી તથા ક્ષેત્રપાલ વહાણમાં પહોંચ્યાં (પાનું ૧૧૮). ચિત્રની મધ્યમાં ચાર હાથવાળાં ચક્રેશ્વરી દેવી ઊભાં રહેલાં છે, તેમની આગળ બે હાથ જોડીને ઊભેલો ધવળશેઠ છે. ધવળશેઠની પાછળ શ્રીપાલની બંને સતી સ્ત્રીઓ, તથા ધવળનો મિત્ર ઊભેલાં છે. ચક્રેશ્વરી દેવીની પાછળ, ક્ષેત્રપાલ તથા માણિભદ્ર હાથમાં ઉઘાડી તરવાર રાખીને ઊભેલાં છે. ચિત્રની ડાબી બાજુએ સિંહ ઉપર સવારી કરીને, હાથમાં ત્રિશૂલ પકડીને આકાશમાંથી ઉતરતાં ચક્રેશ્વરી દેખાય છે.

ચિત્ર ૧૧૩-૧૧૪. દેવી ચક્રેશ્વરી સતીઓને શિખામણ આપે છે (પાનું ૧૧૮). બંને

સ્ત્રીઓના કંઠમાં અમૂલ્ય અને અનુપમ સુગંધવંત મનહર ફૂલની માળા નાંખીને દેવીએ કહ્યુ કે:—" પુત્રીઓ આ માળાથી તમારા શીલરત્નનું રક્ષણ થશે. દિવસે તમને સરસ સુગંધી આપશે અને કોઈ તમારી સામે ખરાબ નજરથી જોશે તે તરત અંધ જ થઈ જશે."

ચિત્ર ૧૧૩ માં ચક્રેશ્વરીદેવી બને સતી સ્ત્રીઓને ફૂલની માળા પહેરાવતી દેખાય છે. જમણી બાજુ વહાણના એક કિનારે બેઠેલો ધવલશેઠ આ બધુ વિસ્મય ચિત્તે જોઈ રહ્યો છે. ચિત્ર ૧૧૪ માં જમણી બાજુ ઉપરના ભાગમાં એક ઓરડામાં બંને સતીઓ બેઠેલી છે. ડાબી બાજુએ વહાણના ઉપરના ભાગમાં ધવળશેઠ તથા તેને શિખાણુ આપનારા ત્રણ મિત્રો બેઠેલાં છે.

ચિત્ર ૧૧૫ કોંકણકાંઠે વહાણ આવી પહોંચ્યાં (પાનું ૧૨૦). વહાણોને બીજા દેશો તરફ લઈ જવાનો પ્રયત્ન કરવા છતાં, પવને વહાણોને કોંકણ દેશના કિનારે જ લાવીને મૂકી દીધાં.

ચિત્રમાં કોકણ દેશના કિનારે વહાણો આવી પહોંચેલા દેખાય છે. ચિત્રની નીચેના ભાગમાં એક વહાણ નાંગરીને ઊભેલુ દેખાય છે. તે વહાણમાથી મછવામાં બેસીને આવતાં ધવલશેઠ તેના મિત્રો તથા બંને સ્ત્રીઓ કોંકણકાંઠે આવતાં દેખાય છે. જમણી બાજુ ઉપરના ભાગમા રાજા વસુપાલ તથા શ્રીપાલ બેઠેલા છે અને તેમની પાસે હાથમાં ભેટણું ધરીને ધવળશેઠ તથા તેનો મિત્ર ઊભેલા છે.

ચિત્ર ૧૧૬. ચક્રેશ્વરી સતીઓને ફૂલની માળા પહેરાવે છે (પાનું ૧૧૮). ચિત્રની મધ્યમાં માથે મુગટ પહેરીને ઊભાં રહેલાં ચક્રેશ્વરી દેવી, બને સતીઓ પૈકી એકના ગળામાં અમૂલ્ય મહિમાવાળી ફૂલની માળા પહેરાવે છે

ચિત્ર ૧૧૭. ધવળશેઠની સાથે વાત કરતો ડુંબનાયક (પાનું ૧૨૪). ધવળશેઠ ડુંબ નાયકને બોલાવી કહેવા લાગ્યો કે—" હે નાયકજી! રાજાના જમાઈને દોડીને વળગી પડો હું તમને મનમાન્યા દામ આપીશ."

ચિત્રમાં ડાબી બાજુ નીચેના ભાગમાં બેઠેલો ધવળશેઠ, સામે ઊભા રહેલા ડુંબનાયક જોડે વાતચીત કરતો દેખાય છે. ઉપરના ભાગમાં શ્રીપાલ અને તેની પત્ની બેઠેલાં છે. જમણી બાજુ ઉપરના ભાગમાં વસુપાલ રાજા બેઠેલ છે

ચિત્ર ૧૧૮. ડુંબનાયકને શ્રીપાલના હાથે માન અપાવે છે (પાનું ૧૨૫). ડુંબનાયકને પાન-બીડું દઈને માન વધારવા શ્રીપાલકુંવર તેની પાસે આવ્યો.

ચિત્રમાં નીચેના ભાગમાં શ્રીપાલ ડુંબનાયકને પાન—બીડું આપતો દેખાય છે. ઉપરના ભાગમાં વસુપાલ રાજા અને ધવલશેઠ બેઠેલા છે. આજુબાજુ દરબારીઓ બેઠેલા છે.

ચિત્ર ૧૧૯. વસુપાલ રાજા ડૂંબનાયક ઉપર પ્રસન્ન થાય છે (પાનું ૧૨૫). ડૂંબનાયકની વહૂ રોતી રોતી ગળે બાઝી પડી.

ચિત્રમાં ડૂંબનાયકની વહૂ શ્રીપાલને ગળે બાઝી પડવાની તૈયારી કરતી દેખાય છે. ઉપરના ભાગમાં રાજા તથા ધવળશેઠ બેઠેલા છે.

ચિત્ર ૧૨૦. ડૂંબનાયકને શ્રીપાલના હાથે પાનનું બીડું અપાવે છે (પાનું ૧૨૫). રાજાએ માન વધારવા શ્રીપાલકુંવરના હાથેથી તેને પાન—બીડું દેવરાવવાની સૂચના આપી.

ચિત્રમાં નીચેના ભાગમાં ડાબી બાજુ ઊભો રહેલો શ્રીપાલકુંવર, સામે ઊભા રહેલા ડૂંબનાયકને પાન—બીડું આપવા હાથ લંબાવે છે.

ચિત્ર ૧૨૧. શ્રીપાલ સૈન્ય સાથે લડવા તૈયાર થયો (પાનું ૧૨૮). વસુપાળરાજાએ શ્રીપાલ તથા જોષીને ઠાર મારવા સુભટો તૈયાર કરાવ્યા.

ચિત્રમાં નીચેના ભાગમાં શ્રીપાલને મારવા તૈયાર થએલા સુભટોની સામે જમણા હાથમાં તરવાર પકડીને લડવા તૈયાર થએલો શ્રીપાલ ઊભેલો છે. ઉપરના ભાગમાં રાજા વસુપાલ તથા સામે બેઠેલો ધવળશેઠ તથા તેનો મિત્ર આ બધું જોઈ રહ્યા છે. જમણી બાજુ ઊભી રહેલી રાજકુમારી મદનમંજરી પોતાના પિતાને વિનવવા લાગી કેઃ—
"પિતાજી! વિચાર કરીને કામ કરીયે કે જેથી હાંસીને પાત્ર ન થઈએ."

ચિત્ર ૧૨૨. શ્રીપાલની બંને સ્રીઓને પ્રધાન માનથી બોલાવે છે (પાનું ૧૨૯). રાજા વસુપાળનો પ્રધાન બંદર પરના વહાણમાં પહોંચી વિનવવા લાગ્યો કેઃ—"આપના સ્વામીનાથ! અહીં છે. અને આપને બોલાવવા મને મોકલ્યો છે."

ચિત્રમાં જમણી બાજુ શ્રીપાલની બંને પત્નીઓ બેઠી છે. અને બહાર ઊભો રહીને પ્રધાન વિનતી કરે છે. પ્રધાનની પાછળ બીજો એક પુરુષ પરિચારક ઊભો રહેલ છે.

ચિત્ર ૧૨૩. શ્રીપાલની બંને સ્રીઓ રાજાના દરબારમાં આવે છે (પાનું ૧૨૯). દેવીના વચન પ્રમાણે મહિનાની મુદત પૂરી થવાને લીધે નક્કી સ્વામીનાથે તેડાવી છે માટે જવું જોઇએ. એમ વિચારી રત્નસુખાસનમાં બેસી રવાના થઈ રાજા પાસે આવી પહોંચી.

ચિત્રમાં ઉપરના ભાગમાં ડાબી બાજુથી સિંહાસન ઉપર રાજા વસુપાલ બેઠેલ છે. રાજા વસુપાલની સામે શ્રીપાલકુમાર બેઠેલ છે. શ્રીપાલની પાછળ પડદાની અંદર બંને પત્નીઓ બેઠેલી છે, જે રાજાને શ્રીપાલનો બધો વૃત્તાંત કહી સંભળાવતી દેખાય છે. નીચેના ભાગમાં ખાલી સુખાસન પડેલ છે અને તેની આજુબાજુ વસુપાલનો પ્રધાન તથા સિપાઇઓ ઊભેલા છે.

ચિત્ર ૧૨૪. ધવળશેઠને બાંધી મંગાવે છે (પાનું ૧૩૦). રાજાએ ક્રોધવંત બની ધવળશેઠને બાંધી પોતાની હજુર મંગાવ્યો.

ચિત્રમાં ઉપરના ભાગમાં ડાબી બાજુ ઊભેલા ડૂંબનાયકને રાજા વસુપાલ સાચી વાત શું છે? તે પૂછે છે. રાજાની પાછળ ધવળશેઠ તથા શ્રીપાલ બેઠેલા છે. નીચેના ભાગમાં ડાબી બાજુથી રાજા વસુપાળ ઊભો રહેલો છે, અને તેની પાસે બાંધી લાવેલા ડૂંબનાયક તથા ધવળશેઠને ઠાર મારી નાંખવાનો પોતાના હાથ ઉંચા કરીને હુકમ ફરમાવતો દેખાય છે.

ચિત્ર ૧૨૫. શ્રીપાલ ત્રણે સ્ત્રીઓ સાથે આનંદ કરે છે (પાનું ૧૩૨). શ્રીપાલકુંવર નવપદનું ધ્યાન ધરતો ધરતો પોતાના આવાસે ગયો અને ત્રણે સ્ત્રીઓ એકઠી મળી, તે સાથે આનંદ વિનોદ કરવા લાગ્યો.

ચિત્રમાં ઉપરના ભાગમાં રાજા વસુપાલ પોતાની સામે ઊભેલી સ્ત્રીના હાથમાંના પાત્રમાંથી કાંઈ વસ્તુ લેતો દેખાય છે, જ્યારે જમણી બાજુ શ્રીપાલકુમાર પોતાની ત્રણે સ્ત્રીઓ સાથે આનંદવિનોદ કરતો દેખાય છે.

ચિત્ર ૧૨૬. હવેલી ઉપરથી પડતો ધવળશેઠ (પાનું ૧૩૨). હાથમાં પાણીદાર કટારી લઈ, જ્યાં સાતમે માળે કુંવર સુખશય્યામાં પોઢી રહેલ છે ત્યાં રાત્રીના વખતે ધવળશેઠ ચડવા ગયો. પરંતુ શેઠનો પગ લપસ્યો, જેથી તે ભોંય પર પડ્યો અને પોતાની પાણીદાર કટારી પોતાના જ પેટમાં દાખલ થઇ ગઈ અને ધવળશેઠ મરણ પામ્યો.

ચિત્રમાં જમણી બાજુ હવેલી ઉપરથી પગ લપસતાં ધવળશેઠ ઉંધા મસ્તકે પડતો દેખાય છે. અને ઠેઠ નીચેના ભાગમાં પેટમાં કટારી વાગેલી હાલતમાં ધવળશેઠ ઉંધો પડીને મરણ પામતો દેખાડેલ છે. ચિત્રના ઉપરના ભાગમાં મહેલના ઝરૂખામાં શ્રીપાલકુમાર તથા તેની ત્રણે પત્નીઓ બેઠેલી દેખાય છે, તે ત્રણ પૈકી એક જમણા હાથ તરફના ઝરૂખામાંથી ધવળશેઠને નીચે પડેલો જોતી હોય તેવી રીતે રજૂ કરેલી છે. હવેલીના નીચેના ભાગમાં પાપી ધવળશેઠના બૂરા હાલ થએલા જોઈને, નગરજનો તેને ફીટકાર આપતા દેખાય છે.

ચિત્ર ૧૨૭. રયવાડી જતો શ્રીપાલ (પાનું ૧૩૩). એક દિવસ શ્રીપાલકુંવર રાજ-વાટિકા ફરવા ગયો હતો. ત્યાં એક ઋદ્ધિવંત સથવારો ઉતરેલો કુંવરની નજરે પડ્યો. તે સથવારાના આગેવાન સાર્થવાહે કુંવરને યુવરાજ જાણી, તે સાર્થવાહ યોગ્ય ચીજોનું ભેટણું લઈ કુંવર હજૂરમાં આવ્યો.

ચિત્રમાં ઉપરના ભાગમાં રાજવાટિકા ફરવા ગએલા શ્રીપાલકુંવરના પરિવાર પૈકી ત્રણ હાથી સવારો દેખાય છે. હાથી સવારની બાજુમાં હાથમાં બંદૂક લઈને એક સિપાઈ ઊભેલો છે. નીચેના ભાગમાં શ્રીપાલકુમાર ઘોડા ઉપર બેઠેલ છે. અને ઘોડેસવારની આગળ હાથમાં ભેટણું લઈને ઊભેલો સાર્થવાહ તેના એક પરિચારક સાથે તંબૂની બહારના ભાગમાં રજૂ કરેલો છે.

ચિત્ર ૧૨૮. રાજકુંવરીની વીણાનું વર્ણન (પાનું ૧૩૬). રાજકુમારી ગુણસુંદરી

જ્યારે વીણા વગાડે છે ત્યારે તે વીણાનો શબ્દ સાંભળવાને બ્રહ્મા જેવા પણ ઉદ્યમવંત થાય છે, તો બીજા સામાન્ય માણસો સાંભળવાને તત્પર થાય તેમાં તો કહેવાનું જ શું ?

ચિત્રમાં રાજકુમારી ગુણસુંદરી વીણા વગાડતી દેખાય છે, તેણીની સામે એક રાજકુમાર બેઠેલ છે. બીજા રાજકુમારો નીચેના ભાગમાં વીણા સાંભળીને વિસ્મિત ચિત્તે બેઠેલા દેખાય છે.

ચિત્ર ૧૨૯. નગરજનો વીણા વગાડતાં (પાનું ૧૪૦). રાજકુંવરો જ વીણા બજાવે છે એમ નથી. પરંતુ વાણીઆ પણ બજારમાં વીણા જ બજાવે છે. ગાયોને ચરાવતા ગોવાળિયાઓ પણ રાજકુંવરીની સાથે પરણવાની હોંશને લીધે વીણા બજાવી રહેલ છે.

ચિત્રમાં ઉપરના ભાગમાં જમણી બાજુ દુકાનમાં બેઠેલો વેપારી વીણા બજાવી રહેલ છે. જ્યારે નીચેના ભાગમાં ગાયો ચરાવતો ગોવાળિયો પણ વીણા બજાવતો દેખાય છે. ગોવાળિયા પાસે બે ગાયો પણ વીણા સાંભળતી દેખાય છે.

ચિત્ર ૧૩૦. સાર્થવાહને વધામણું આપતો શ્રીપાલ (પાનું ૧૪૦). સાર્થવાહે કહી બતાવેલી વાત સાંભળી શ્રીપાલ ઘણો જ રાજી થયો અને સાર્થવાહને ઉત્તમ વધામણી આપીને વિદાય કર્યો.

ચિત્રમાં મકાનના ઓટલા ઉપર બેઠેલા સાર્થવાહને સુંદર ભેટણું આપતો શ્રીપાલ પોતાના ઉંચા કરેલા જમણા હાથે, વધામણીમાં ભેટની વસ્તુ આપતો દેખાય છે.

ચિત્ર ૧૩૧. વિમલેશ્વર દેવ હાજર થયો (પાનું ૧૪૧). શ્રીપાલની ધ્યાનની એકાગ્રતા થવાથી તે જ વખતે સૌધર્મ દેવલોકનો રહેનાર વિમલેશ્વર યક્ષ મનોહર મણિયોનો હાર લઈ ત્યાં આવ્યો.

ચિત્રમાં નીચેના ભાગમાં શ્રીપાલ પોતાના આવાસમાં સૂતેલો છે, અને તેની પાસે વિમલેશ્વર યક્ષ હાથમાં મણિયોનો હાર લઈને ઊભો છે.

ચિત્ર ૧૩૨. કૂબડાનું રૂપ કરી ગામમાં જતો શ્રીપાલ (પાનું ૧૪૩). શ્રીપાલકુમાર હારના પ્રભાવથી પલકવારમાં ચિંતવેલા શહેરની ભાગોળે જઇને ઊભો. ત્યાં પહોંચીને કુંવરે કૂબડાનું રૂપ ચિંતવ્યું કે તરત જ તે કૂબડો થઈ ગયો.

ચિત્રમાં નીચેના ભાગમાં કૂબડાનું રૂપ કરીને, ડાબા હાથમાં લાકડી પકડીને ગામના દરવાજે પ્રવેશ કરવા જતો શ્રીપાલ દેખાય છે. દરવાનના હાથમાં પણ વીણા છે.

ચિત્ર ૧૩૩. વિદ્યાગુરુ પાસે કૂબડો પહોંચ્યો (પાનું ૧૪૩). કૂબડારૂપે શ્રીપાલ લોકોને પૂછતો અને આનંદ ઉપજાવતો જ્યાં વીણાની કળા શીખવનાર આચાર્ય રહેતો હતો ત્યાં જઈ પહોંચ્યો.

ચિત્રમાં ઉપરના ભાગમાં વીણા શીખવનાર આચાર્ય અને સામે વીણા શીખનાર રાજપુત્રો બેઠેલા છે. નીચેના ભાગમાં વીણા શીખવનાર આચાર્ય પાસે કૂબડા રૂપે શ્રીપાલ પણ વીણા શીખવા પહોંચી ગયો દેખાય છે.

ચિત્ર ૧૩૪. કૂબડો રાજકુમારી પાસે પહોંચ્યો (પાનું ૧૪૫). કૂબડો પણ જ્યાં રાજકુમારી વીણાની પરીક્ષા લઈ રહી છે ત્યાં પહોંચી ગયો. શ્રીપાલકુંવરને રાજકુમારી મૂળ સ્વરૂપે જોઈ રહી હતી.

ચિત્રમાં રાજકુંવરી હાથમાં વીણા લઈને કૂબડા રૂપે આવેલા શ્રીપાલને મૂળરૂપે પાછું વાળીને જોઈ રહી છે.

ચિત્ર ૧૩૫. ગુણસુંદરીએ શ્રીપાલને વરમાળા આરોપી (પાનું ૧૪૫). પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ થવાને લીધે પ્રસન્ન મનવાળી થઈ ત્રણે ભુવનની અંદર સારરૂપ કુંવર શ્રીપાલના ગળામાં રાજકુમારી ગુણસુંદરી વરમાળા પહેરાવતી દેખાય છે.

ચિત્ર ૧૩૬. શ્રીપાલનું ગુણસુંદરી સાથે લગ્ન (પાનું ૧૪૮). રાજાએ પણ પ્રસન્નતા પૂર્વક પોતાની પુત્રી શ્રીપાલકુંવરને ભારે મહોત્સવપૂર્વક પરણાવી.

ચિત્રમાં લગ્નની ચોરીમાં શ્રીપાલકુમાર તથા રાજકુમારી ગુણસુંદરી બેઠેલાં દેખાય છે. શ્રીપાલની પાછળ હાથમાં ફૂલનો હાર લઈને રાજકુમારી ગુણસુંદરીની માતા ઊભી છે. નીચેના ભાગમાં અગ્નિકુંડમાં જોષી મહારાજ ઘીની આહૂતિ આપતા દેખાય છે. જમણી બાજુ રાજા બેઠેલ છે. રાજાની સામે એક સ્ત્રી પરિચારિકા ઉભી છે. સ્ત્રી પરિચારિકાની પાસે ત્રણ સ્ત્રીઓ લગ્નનાં ગીતો ગાતી બેઠેલી છે. નીચેના ભાગમાં ઢોલ, ઝાંઝ તથા શરણાઈ વગાડતાં પુરુષો બેઠેલા છે. ચિત્ર સંયોજન સાદું તથા પ્રસંગને અનુરૂપ છે.

ચિત્ર ૧૩૭. શ્રીપાલ અને પરદેશી મુસાફર (પાનું ૧૪૯). એક દિવસ એક પરદેશી મુસાફર શ્રીપાલકુંવરને આશ્ચર્યકારી વાત કહેવા લાગ્યો.

ચિત્રમાં ડાબી બાજુએ ગાદી ઉપર બેઠેલા શ્રીપાલકુંવરને, સામે બેઠેલો પરદેશી મુસાફર આશ્ચર્યકારી વાત કહે છે. શ્રીપાલની પાછળ સ્ત્રી પરિચારિકા ચામર વીંઝતી ઊભી છે.

ચિત્ર ૧૩૮. સ્વયંવર મંડપ (પાનું ૧૫૦). ત્રૈલોક્યસુંદરીના સ્વયંવર મંડપમાં મૂળ—મુખ્ય થાંભલે એક રત્નજડિત સોનાની પૂતળી ગોઠવેલ છે.

ચિત્રની મધ્યમાં સ્વયંવર મંડપની સોનાની પૂતળી ચારે બાજુએ ગોઠવેલી દેખાય છે. પૂતળીની બંને બાજુ ચામર વીંઝનાર બે પુરુષાકૃતિઓ ગોઠવેલી છે. સ્વયંવર મંડપના ચારે ખૂણામાં ત્રૈલોક્યસુંદરીને પરણવાની ઈચ્છાથી આવેલા રાજપુત્રો બેઠેલા છે.

ચિત્ર ૧૩૯. શ્રીપાલનું ત્રૈલોક્યસુંદરી સાથે લગ્ન (પાનું ૧૫૫). રાજકુમારી ત્રૈલોક્ય-સુંદરીએ વામનરૂપે શ્રીપાલના કંઠમાં વરમાળા પહેરાવી દીધી,

ચિત્રમાં લગ્નમંડપની મધ્યમાં ચોરીમાં શ્રીપાલ તથા રાજકુમારી ત્રૈલોક્યસુંદરીનો હસ્તમેળાપ થતો દેખાય છે. ચોરીની આગળના ભાગમાં જોષી અગ્નિકુંડમાં ઘીની આહૂતિ આપતો બેઠેલ છે. ચિત્રની નીચેના ભાગમાં પાલખીમાં ત્રૈલોક્યસુંદરીને લગ્નમંડપમાં આવતી બતાવીને, પાલખીમાંથી ઉતર્યા પછી ત્યાં અગાડી ઊભા રહેલા શ્રીપાલકુંવરના કંઠમાં વરમાળા આરોપતી રજૂ કરેલી છે. ચિત્રની જમણી બાજુએ ઉપરના ભાગમાં ત્રૈલોક્યસુંદરીનો પિતા રાજમહેલમાંથી આ દૃશ્ય જૂએ છે. જમણી બાજુના મધ્યભાગમાં ઢોલ, શરણાઈ વગેરે વાજિંત્રો વગાડતાં પુરુષોની આગળ લગ્નગીતો ગાતી સ્ત્રીઓ ઊભેલી છે. ડાબી બાજુ ઘોડેસવાર સિપાઈઓ હારબંધ ઊભેલા છે. ચિત્ર સંયોજન ઉત્તમ જાતનું છે.

ચિત્ર ૧૪૦. શ્રીપાલ ત્રૈલોક્યસુંદરી સાથે સુખ ભોગવે છે ( પાનું ૧૫૬ ). શ્રીપાલ કુંવર પોતાની પરિણીત તિલકસુંદરી સાથે સુખ ભોગવવા લાગ્યો.

ચિત્રમાં રાજમહેલના એક ઝરૂખામાં શ્રીપાલ કુમાર તથા તિલકસુંદરી સુખ ભોગવતાં બેઠેલાં છે.

ચિત્ર ૧૪૧. ધરાપાલ રાજાની સભા (પાનું ૧૫૭). જાસુસ રાજસભામાં આવીને શ્રીપાલ કુંવરને કહેવા લાગ્યો કે:—દલપત્તન નામના શહેરમાં ધરાપાલ નામનો રાજા રાજ્ય કરે છે વગેરે.

ચિત્રમાં ધરાપાલ રાજા દરબાર ભરીને બેઠેલો દેખાય છે.

ચિત્ર ૧૪૨. પૂતળું સમસ્યા પૂરે છે ( પાનું ૧૬૦ ). મંડપની અંદર પોતાની નજીકના એક જડ પૂતળાના માથા ઉપર હાથ મૂકી શ્રીપાલ કુંવરે તેને કહ્યું કે— " પૂછાતી સમસ્યાભરી પાદપૂર્તિઓનો તું પોતે જ જવાબ આપ કે જેથી કોઈ વાત અધૂરી ન રહે. "

ચિત્રની મધ્યમાં શ્રીપાલ ઊભો રહેલ છે, તેની બાજુમાં લાકડાનું પૂતળું છે, જે સામે બેઠેલી રાજકુમારી શૃંગારસુંદરી તથા તેની સખીઓની સમસ્યાભરી પાદપૂર્તિઓનો જવાબ આપે છે.

ચિત્ર ૧૪૩. રાધાવેધ કરતો શ્રીપાલ (પાનું ૧૬૬). હારના મહિમા વડે પોતાના ગુણો પ્રગટ કરી સર્વની સાક્ષીએ શ્રીપાલ કુમારે રાધાવેધ સાધી બતાવ્યો.

ચિત્રની મધ્યમાં પાણીના ભરેલા કુંડમાં જોઈને ઉપર ફરતાં આઠ ચક્રોના ઉપરના ભાગમાં રહેલી રાધા નામની પૂતળીની આંખનો, હાથમાં ધનુષ બાણ પકડીને વેધ કરતો શ્રીપાલ દેખાય છે. ચિત્રની જમણી બાજુના ઉપરના ભાગમાં વરમાળા લઈને રાજકુમારી જયસુંદરી બેઠેલી છે.

ચિત્ર ૧૪૪ વિદ્યાગુરુ અને રાજકુમારી (પાનુ ૧૬૫) ચિત્રમા હાથમાં પુસ્તકનું પાનુ રાખીને બેઠેલી રાજકુમારી જયસુદરી સામે ઊભેલા વિદ્યાગુરુ પાસે રાધાવેધનો અભ્યાસ કરતી બેઠેલી છે

ચિત્ર ૧૪૫ શ્રીપાલનુ જયસુદરી સાથે લગ્ન (પાનુ ૧૬૬) શ્રીપાલે રાધાવેધ સાધી બતાવ્યો એટલે પ્રતિજ્ઞાપૂર્ણ થવાને લીધે જયસુદરી રાજકુમારીએ મન સાથે ઇચ્છિત વરને વરી લીધો

ચિત્રમા જમણા ખભા ઉપર તરવાર રાખીને શ્રીપાલ કુમાર ઊભેલો છે, તેની પાછળ રાજકુમારી જયસુદરી ઊભેલી છે બને જણા ચોરીમા ઊભા રહેલ છે જમણી બાજુએ રાજકુમારી જયસુદરીની માતા લગ્ન પતી ગયા પછી શ્રીપાલને પૂખણુ કરવા ઊભી રહેલી છે

ચિત્ર ૧૪૬ સોપારક નગરનો એક ભાગ (પાનુ ૧૬૮) શ્રીપાલ કુમારે લશ્કર તથા પરિવાર સહિત સોપારક નગરના નજીકમા તબૂ ખડા કરાવીને ત્યા વિશ્રામ લીધો

ચિત્રમા જમણી બાજુ નીચેના ભાગમા સિંહાસન ઉપર શ્રીપાલ કુમાર બેઠેલ છે પાછળ ચામર ધરનાર એક પરિચારક ઊભેલો છે શ્રીપાલની સામે તેનો પ્રધાન રાજકુમારીને સર્પ કરડેલો હોવાથી આપની પાસે સોપારક નગરનો રાજા ભેટ લઇને આવી શકયો નથી તે વૃત્તાત બે હાથ જોડીને કહે છે

ચિત્ર ૧૪૭ તિલકસુન્દરીને સ્મશાને લઈ જતા (પાનુ ૧૬૯) પ્રધાનનુ આ પ્રમાણે બોલવુ સાભળીને શ્રીપાલે કહ્યુ કે — ' તે મૂર્છિત કુમારી કયા છે ? મને તરત બતાવો, હુ તેણીને બેઠી કરુ ''

ચિત્રમા તિલકસુદરીની મઇયતને સ્મશાનમા લઈ જતા માણસો દેખાય છે આ ચિત્રમા મઇયતને બાધવાનો રિવાજ હૂબહૂ આજે છે તેવો જ છે

ચિત્ર ૧૪૮ શ્રીપાલનુ તિલકસુદરી સાથે લગ્ન (પાનુ ૧૭૦) મહસેન રાજાએ પોતાની પુત્રીનો શ્રીપાલ મહારાજા સાથે હસ્તમેળાપ કરાવ્યો

ચિત્રમા ડાબી બાજુએ ઉપરના ભાગમા લગ્નની ચોરીમા શ્રીપાલ મહારાજા તથા રાજકુમારી તિલકસુન્દરી બેઠેલા છે ચોરીની બાજુમા સૌભાગ્યવતી સ્ત્રીઓ લગ્નના ગીતો ગાતી બેઠેલી છે ચિત્રની નીચના ભાગમા ડાબી બાજુ શ્રીપાલ મહારાજા રાજકુમારીનુ ઝેર ઉતારતા દેખાય છે જમણી બાજુ મધ્યભાગમા શ્રીપાલ મહારાજા અને મહસેન રાજા બેઠેલા દેખાય છે ઠેઠ નીચેના ભાગમા મહસેન રાજા, પોતાની પુત્રી તિલકસુન્દરીને વિદાય કરતી વખતની શિખામણ આપતા દેખાય છે

ચિત્ર ૧૪૯ ઉજ્જેણી નગરીની બહાર શ્રીપાલ રાજાના સૈન્યનો પડાવ (પાનુ

૧૭૩ ). શ્રીપાલનું લશ્કર જોતજોતામાં ઉજ્જેણીના કિલ્લાની ચોમેર વીંટાઈ વળ્યું અને લશ્કરે છાવણી રચી તંબૂ રાવટી ડેરા ખડા કરી દીધા.

ચિત્રમાં તંબૂની અંદર શ્રીપાલ મહારાજા તથા તેના ખંડીયા રાજાઓ ઉપરના ભાગમાં બેઠેલા દેખાય છે. નીચેના ભાગમાં શ્રીપાલની પરણેલી સ્ત્રીઓ તથા તેમની સખીઓ બેઠેલી છે. તંબૂની બહારના ભાગમાં લશ્કરના માણસો, ઘોડાઓ તથા હાથીઓ વગેરેની રજૂઆત સુંદર રીતે કરી છે. ચિત્રની જમણી બાજુ ઉપરના ભાગમાં ઉજ્જેણી નગરીનો કિલ્લો અને હવેલીઓ દેખાય છે.

ચિત્ર ૧૫૦. રાજા શ્રીપાલનો દરબાર (પાનું ૧૭૩). રાતનો પહેલો પહોર વીતી ગયો કે શ્રીપાલ મહારાજા હારના પ્રભાવથી પોતાની માતાજીના મહેલે પ્રેમ સહિત નમન કરવા પહોંચી ગયા.

ચિત્રમાં ડાબી બાજુ ઉપરના ભાગમાં શ્રીપાલ તથા તેની પત્નીઓ બેઠેલ છે. જમણી બાજુ ઉપરના ભાગમાં શ્રીપાલ મહારાજા તથા તેના દરબારીઓ બેઠેલાં છે.

ચિત્ર ૧૫૧. શ્રીપાલે બારણાં ઉઘડાવ્યાં (પાનું ૧૭૮). શ્રીપાલ રાજાએ કહ્યું—" હે માતાજી ! કમાડ ઉઘાડો." ચિત્રમાં શ્રીપાલ તથા માતા કમલપ્રભા વાતચીત કરી રહેલાં દેખાય છે. પાછળ મયણાસુંદરી ઊભેલી છે. ચિત્રની ઉપરના ભાગમાં ઝરૂખામાં બેઠેલી માતા કમલપ્રભા નગરને વીંટાઈ ગએલા લશ્કરને જોઈ, પોતાના પ્યારા પુત્રની ચિંતા કરતી દેખાય છે.

ચિત્ર ૧૫૨. કમલપ્રભાને વહૂઓ પગે પડે છે (પાનું ૧૭૯). જ્યારે પોતાના પતિને નમતા જોયા, ત્યારે બીજી આઠે વહૂઓ મર્યાદા પૂર્વક પ્રથમ પૂજ્ય સાસુજીને પગે પડી, અને તે પછી મોટી બહેન મયણાસુંદરીને પગે પડી.

ચિત્રમાં કમલપ્રભાના પગમાં શ્રીપાલની વહૂઓ પડતી દેખાય છે. ઉપરના ભાગમાં શ્રીપાલ અને માતા કમલપ્રભા બેઠેલા દેખાય છે. જમણી બાજુએ શ્રીપાલ રાજા અને તેના દરબારીઓ બેઠેલા છે.

ચિત્ર ૧૫૩. પ્રજાપાલ શ્રીપાલની છાવણીમાં ( પાનું ૧૮૧ ). માલવપતિ આવ્યાની ખબર પડતાં જ ખભા પરથી કુહાડો દૂર કરાવી સુંદર વસ્ત્રાલંકાર પહેરાવી, અતિ આદર સહિત તેને શ્રીપાલજીએ પોતાની સભામાં તેડાવી, સુંદર આસન ઉપર બેસાડ્યો.

ચિત્રમાં સિંહાસન ઉપર શ્રીપાલ બેઠેલ છે, અને શ્રીપાલની સામે પ્રજાપાલ રાજા બેઠેલ છે. નીચેના ભાગમાં શ્રીપાલના દરબારના માણસો અને બહારના ભાગમાં પ્રજાપાલના માણસો બેઠેલા અને ઊભેલા દેખાય છે.

ચિત્ર ૧૫૪. સુરસુંદરી નાટક કરે છે (પાનું ૧૮૩). નાટક કરવા ઊભી થઈને સુરસુંદરી એક દુહો બોલી કેઃ—"ક્યાં મારો માલવ દેશમાં (માલવપતિના મહેલમાં) જનમ! ક્યાં શંખપુરના ધણી સાથે પરણવું! ક્યાં બબ્બર કુળમાં મને વેચવી! અને નાટક કરતાં શીખવું! હા દૈવે મારો અમળાટ અને વકતા વગેરેને દળી નાખી, આ સુરસુંદરીને નાચતી કરી!!!"

ચિત્રમાં ઉપરના ભાગમાં શ્રીપાલ રાજા તથા રાજા પ્રજાપાલ અને બીજા રાજાઓ તથા દરબારીઓ જમણી બાજુ બેઠેલા છે. ડાબી બાજુ શ્રીપાલની રાણીઓ તથા માતા કમલપ્રભા વગેરે બેઠેલા છે. નીચેના ભાગમાં ડાબી બાજુ નાચનારી સ્ત્રીઓ ઊભેલી છે અને નાચનારીઓમાં આગળ ઊભી રહેલી સુરસુંદરી હાથ લાંબા કરીને પોતાના કર્મની કઠનાઈ સંબંધી દુહો બોલીને પોતાનું દુઃખ જાહેર કરતી દેખાય છે. જમણી બાજુ નગારાં તથા શરણાઈ વગેરે વગાડનારાં પુરુષો બેઠેલાં છે.

ચિત્ર ૧૫૫. મતિસાગર પ્રધાન શ્રીપાલને પ્રણામ કરે છે (પાનું ૧૮૬). શ્રીપાલના રાજા થવાના સમાચાર સાંભળીને, તેનો વૃદ્ધ પ્રધાન મતિસાગર પણ આવી પહોંચ્યો અને પોતાના મહારાજાને પ્રણામ કરી આનંદ પામ્યો.

ચિત્રમાં જમણી બાજુ ઉપરના ભાગમાં રાજગાદી ઉપર શ્રીપાલ મહારાજા બેઠેલ છે. શ્રીપાલની પાછળ ચામરધારી ઊભેલો છે. શ્રીપાલની આગળ ઊભેલો મતિસાગર પ્રધાન, શ્રીપાલને પ્રણામ કરે છે. નીચેના ભાગમાં ચતુરમુખ દૂતને મતિસાગર પ્રધાન, જે જે શિખવાડવાનું યોગ્ય હતું તે તે શીખવીને સુમુહૂર્તે ચંપાનગરી ભણી રવાના કરે છે.

ચિત્ર ૧૫૬. ચતુરમુખ દૂત અજિતસેનના દરબારમાં (પાનું ૧૮૯). ચંપાનગરીમાં અજિતસેન રાજા છે તેની આગળ જઈ ચતુરમુખ દૂત ત્રણ રીતથી વચનો કહેવા લાગ્યો.

ચિત્રમાં જમણી બાજુ ઉપરના ભાગમાં રાજા અજિતસેન ગાદી ઉપર બેઠેલો છે. તેની સામે ઊભેલો શ્રીપાલ મહારાજાનો દૂત ચતુરમુખ ત્રણ રીતથી વચનો કહેતો દેખાય છે. દૂતની પાસે દરબારીઓ બેઠેલા છે, અને ઊભેલા છે.

ચિત્ર ૧૫૭ ચતુરમુખ દૂત શ્રીપાલના દરબારમાં (પાનું ૧૯૨). ચતુરમુખ દૂત ખડુ જ ઉતાવળે પંથ પસાર કરી માળવાના પાટનગરમાં આવી પહોંચ્યો અને શત્રુ અજિતસેનનાં કહેલાં વચનો પોતાનાં રાજાને સંભળાવી મર્યાદાયુક્ત ઊભો રહ્યો.

ચિત્રમાં જમણી બાજુ રાજગાદી ઉપર મહારાજા શ્રીપાલ બેઠેલા છે. સામે મતિસાગર પ્રધાન બેઠેલ છે અને પ્રધાનની પાછળ ચતુરમુખ દૂત ઊભો રહેલ છે.

ચિત્ર ૧૫૮. શ્રીપાલનો દરબાર (પાનું ૧૯૨). દૂતનાં કડવાં વચન સાંભળતાં જ તેજદાર તરવાર હાથમાં લઈને લડાઈના મેદાનમાં ઉતરવા શ્રીપાલ મહારાજ સતેજ થયા.

ચિત્રમાં મધ્યભાગમાં સિંહાસન ઉપર શ્રીપાલ બેઠેલ છે. શ્રીપાલની ચારે બાજુ તેના ખંડીયા રાજાઓ તથા દરબારીઓ બેઠેલા છે.

ચિત્ર ૧૫૯. ચંપાનગરીની બહાર શ્રીપાલનું સૈન્ય (પાનું ૧૯૩). શ્રીપાલ ચતુરંગી સેનાને લઇ મજલ દરમજલ કરતો ચંપાનગરીની સીમા ભણી પહોંચી ગયો.

ચિત્રમાં મધ્ય ભાગમાં હાથીના હોદ્દામાં શ્રીપાલ બેઠેલ છે. શ્રીપાલની ચારે બાજુ ચતુરંગી સેના મજલ દરમજલ કૂચ કરીને ચંપા નગરીની સીમા ભણી જઈ રહી છે.

ચિત્ર ૧૬૦. અજિતસેનનું સૈન્ય (પાનું ૧૯૩). અજિતસેન પણ બળપૂર્વક લડાઇ કરવા સામે આવી પહોંચ્યો અને તેણે પણ પોતાની છાવણીનો પડાવ કર્યો.

ચિત્રમાં અજિતસેનના લશ્કરની તોપગાડીઓ તથા બંદુકધારી ઘોડેસવારો લડવા માટે તૈયાર થઇને કૂચ કરતા દેખાય છે.

ચિત્ર ૧૬૧. સુભટોની પત્નીઓ (પાનું ૧૯૫). ચિત્રમાં સુભટોની પત્નીઓ, પોતાના પતિને લડાઈના મેદાનમાં ખપી જવા અથવા જય મેળવવાનું કહેતી દેખાય છે.

ચિત્ર ૧૬૨. અશ્વયુદ્ધ (પાનું ૧૯૮). આ યુદ્ધમાં ઘોડેસવારો ઘોડેસવારો સાથે જોશ અને ઉત્સાહથી લડતા હતા.

ચિત્રમાં બંને પક્ષના ઘોડેસવારો સામસામા ઊભા રહીને, એકબીજાની સામે યુદ્ધ કરતા દેખાય છે.

ચિત્ર ૧૬૩. હસ્તી યુદ્ધ (પાનું ૧૯૮). વળી હાથીસવારો હાથીસવારો સાથે ઉત્સાહ-પૂર્વક લડતા આ ચિત્રમાં આપણને જોવા મળે છે.

ચિત્ર ૧૬૪. તોપોનું યુદ્ધ (પાનું ૧૯૮). આ ચિત્રમાં ડાબી બાજુએ પહેલાં ઘોડેસવારોની હાર દેખાય છે. ઘોડેસવારોની આગળ તોપો ફુટતી દેખાય છે. તોપોની આગળ યુદ્ધમાં લડતા ઘોડેસવારો, પદાતિઓ તથા હાથી વગેરે લડાઈમાં લડતાં અને ઘાયલ થઇને પડેલા સિપાઈઓ દેખાય છે.

ચિત્ર ૧૬૫. હસ્તીયુદ્ધ (પાનું ૧૯૮). આ ચિત્રમાં પણ હાથીસવારો હાથીસવારો સાથે પૂરજોશથી લડતાં દેખાય છે.

ચિત્ર ૧૬૬. શ્રીપાલ તથા અજિતસેનનું સૈન્ય (પાનું ૧૯૯). આ ચિત્રમાં પણ બંને પક્ષના લડવૈયાઓ, પોતપોતાના સ્વામી તરફથી જોશભેર લડતા દેખાય છે અને લડતા લડતા જમીન ઉપર પડેલા કેટલાક સિપાઇઓ આપણને જોવા મલે છે.

ચિત્ર ૧૬૭. અજિતસેન લડાઈમાં ઉતર્યો (પાનું ૨૦૦). અજિતસેને જ્યારે શ્રીપાલ મહારાજાના લશ્કરના જબરા મારાથી પોતાના સૈન્યને નાસતું જોયું કે તરત જ પોતાના

પક્ષના વીર પુરુષોને ફરી લડવામાં સતેજ કરી, પોતે જાતે શસ્ત્રઅસ્ત્ર ચલાવતો શ્રીપાલના વિજયી લશ્કર ઉપર મારો ચલાવવા લાગ્યો.

ચિત્રમાં ઘોડા ઉપર બેઠેલો અજિતસેન પોતાના પક્ષના વીર પુરુષોને લડવા માટે સતેજ કરીને, શ્રીપાલના લશ્કર ઉપર મારો ચલાવતો દેખાય છે.

ચિત્ર ૧૬૮. અજિતસેનનું રાણાઓ સાથે યુદ્ધ ( પાનું ૨૦૧ ). આ પ્રમાણે અજિતસેનને તેના વીર સૈનિકો સાથે શ્રીપાલના સૈન્ય ઉપર ભારે હલ્લો કરતો જોઈને, શ્રીપાલના સૈન્ય નાયકો કે જે સાતસો રાણાઓ હતા, તેઓએ એકદમ હલ્લો કરીને અજિતસેનને નીચે પાડી, મુશ્કેટાટ બાંધી દીધો.

ચિત્રની મધ્યમાં અજિતસેન લડતો દેખાય છે, અને તેને ચારે બાજુથી શ્રીપાલના સૈન્ય નાયકોએ ઘેરી લીધેલો દેખાય છે.

ચિત્ર ૧૬૯. અજિતસેનને હાથી ઉપર બેસાડચો (પાનું ૨૦૧). ચિત્રમાં પોતાના કાકા અજિતસેનને બંધનમુક્ત કરી, હાથીના હોદ્દા ઉપર શ્રીપાલ મહારાજાએ બેઠાડેલ દેખાય છે. હાથીની આગળ બે હાથ જોડીને ઊભો રહેલ શ્રીપાલ, પોતાના કાકાની સાથે વાતચીત કરે છે.

ચિત્ર ૧૭૦. અજિતસેને દીક્ષા લીધી ( પાનું ૨૦૪ ) અજિતસેન રાજાએ આનંદપૂર્વક ગૃહસ્થને લગતો વેષ છોડી દઈ, મુનિને યોગ્ય વેષ અંગીકાર કરી ચારિત્ર પદ પ્રાપ્ત કર્યું.

ચિત્રમાં જમણી બાજુ ઝાડ નીચે અજિતસેન રાજર્ષિ બેઠેલા દેખાય છે. તેમની સામે બે હાથની અંજલિ જોડીને બેઠેલો શ્રીપાલ રાજા, તેઓની સ્તુતિ કરતો દેખાય છે. શ્રીપાલની બાજુમાં ચામર ધરનાર એક પરિચારક ઊભેલો છે.

ચિત્ર ૧૭૧. શ્રીપાલ અજિતસેન રાજર્ષિની સ્તુતિ કરે છે ( પાનું ૨૦૫ ). કાકાશ્રી અજિતસેનને દીક્ષા લીધેલા દેખી, પોતાના પરિવાર સહિત, તે પૂજ્ય મુનિવરની ભક્તિ પુરઃસર સ્તુતિ કરવા લાગ્યો.

ચિત્રમાં ઝાડની નીચે બેઠેલા અજિતસેન રાજર્ષિની સ્તુતિ કરતો સામે શ્રીપાલ બેઠેલો છે. આ ચિત્રમાં પણ ચામર ધરનારો પરિચારક શ્રીપાલની બાજુમાં ઊભેલો છે. અજિતસેન રાજર્ષિનો ઉંચો કરેલો જમણો હાથ પ્રવચન મુદ્રાએ છે. આ પ્રમાણે રાજર્ષિ શ્રીપાલને ધર્મનો ઉપદેશ આપતા દેખાય છે.

ચિત્ર ૧૭૨ શ્રીપાલ વંદન કરવા જતાં ( પાનું ૨૦૫ ) પૂજ્યશ્રી અજિતસેન રાજર્ષિને વંદન કરવા જતી વખતે શ્રીપાલ મહારાજા પાલખીમાં બેસીને જાય છે.

ચિત્ર ૧૭૩. શ્રીપાલની નવ રાણીઓ ( પાનું ૨૦૫ ). શ્રીપાલની પાલખીની પાછળ

પાછળ, તેની નવ રાણીઓ પણ અજિતસેન રાજર્ષિની ધર્મદેશના સાંભળવા રથમાં બેસીને જતી દેખાય છે.

ચિત્ર ૧૭૪. શ્રીપાલ ગજગતિને ગાદી ઉપર સ્થાપવા જાય છે (પાનું ૨૧૩). શ્રીપાલ રાજાએ લશ્કરી છાવણીના ડેરા તંબૂ ઉપડાવી લઈ શુભ મુહૂર્તે ચંપાનગરીમાં પ્રવેશ કર્યો.

ચિત્રમાં ડાબી બાજુ ઘોડા ઉપર સવાર થઈને શ્રીપાલરાજા ચંપાનગરીમાં પ્રવેશ કરતો દેખાય છે. ચિત્રની જમણી બાજુએ હાથમાં ફૂલના થાળ લઈને, શ્રીપાલને વધાવવા માટે બે સ્ત્રીઓ ઊભેલી છે.

ચિત્ર ૧૭૫. ગજગતિને ગાદી પર સ્થાપ્યો (પાનું ૨૧૩). અજિતસેન મુનિની સ્તુતિ કરી શ્રીપાલ રાજાએ, ગજગતિ નામના તેમની ગૃહસ્થાવસ્થા સમયના પુત્રને રાજ્યગાદીએ બેસાડી દઈ પોતાના મ્હોંએથી બોલેલું વચન પાળ્યું.

ચિત્રમાં ડાબી બાજુએ ઉપરના ભાગમાં ગજગતિ કુમારને, શ્રીપાલ રાજતિલક કરતાં દેખાય છે. રાજતિલક કર્યા પછી ઘોડા ઉપર સવાર થઈને શ્રીપાલરાજા રાજમહેલમાંથી બહાર નીકળતા હોય એમ દેખાય છે. દરવાજામાં ઊભેલો દરવાન જમણા હાથથી શ્રીપાલ રાજાને સલામ કરે છે. શ્રીપાલ રાજાની પાછળ ચામર ધરનાર પરિચારક ઊભેલો છે.

ચિત્ર ૧૭૬. શ્રીપાલનો ચંપાનગરીમાં પ્રવેશ (પાનું ૨૧૩). શ્રીપાલરાજાએ જે વખતે ચંપનગરીમાં પ્રવેશ કર્યો તે વખતે, નગરના નરનારીઓ શ્રીપાલના જય જય શબ્દ બોલ્યા કરતા હતા.

ચિત્રમાં ડાબી બાજુએ નાચતા કૂદતા તેજી ઘોડા ઉપર બેસીને શ્રીપાલ, ચંપાનગરીમાં પ્રવેશ કરતા દેખાય છે. પાછળ નિશાન ડંકો વગાડતો એક ઘોડેસવાર બેઠેલો છે. શ્રીપાલની આગળ ઘોડો દોરતો એક સૈનિક જતો દેખાય છે, સૈનિકની નજીકમાં મહાદેવની નાની દેરી છે. દેરીની બાજુમાં પોતાના મકાનના બહારના ભાગમાં ઊભી રહેલી એક સ્ત્રી, શ્રીપાલને જય જય શબ્દથી વધાવતી દેખાય છે.

ચિત્ર ૧૭૭. શ્રીપાલને વધાવતી સુંદરીઓ (પાનું ૨૧૪). શ્રીપાલ રાજાએ ચંપાનગરીમાં પ્રવેશ કર્યો ત્યારે, સુંદર સ્ત્રીઓ પવિત્ર મનથી મંગળ ગીતો ગાતી હતી.

ચિત્રમાં જમણી બાજુએ ઉપરના ભાગમાં રાજસિંહાસન ઉપર શ્રીપાલ રાજા બેઠેલા છે. તેમની આગળ આ મંગળ અવસરે ભેટણું ધરીને એક શ્રેષ્ઠિ બેઠેલ છે. નીચેના ભાગમાં પોતાના હાથ લાંબા કરીને મંગળ ગીતો ગાતી એક સ્ત્રી ઊભેલી છે. બીજી એક સ્ત્રી બે હાથે નગારૂં વગાડતી અને ત્રીજી સ્ત્રી પણ બંને હાથ લાંબા કરીને ગીતો ગાતી ઊભેલી છે.

ચિત્ર ૧૭૮. શ્રીપાલને રાજતિલક કરવામાં આવ્યું (પાનું ૨૧૪). શ્રીપાલરાજા

રાજગઢમાં પહોંચ્યા એટલે તેમની સાથેના બધા રાજાઓએ મળી, તેમનો ફરીથી રાજ્યાભિષેક કરી તેમના પિતાની રાજગાદી પર રાજતિલક કરી નમન કર્યું.

ચિત્રમાં રાજગાદી ઉપર બેઠેલા શ્રીપાલરાજાને રાજપૂરોહિત તિલક કરતા દેખાય છે. રાજપુરોહિતની બાજુમાં કુંકુમનો થાળ લઈને એક સ્ત્રી પરિચારિકા ઊભેલી છે. રાજગાદીની પાછળ ચામર ધરનાર પરિચારક ચામર વીંઝે છે

ચિત્રકાર પ્રસંગાનુરૂપ ચિત્રો રજુ કરવાની કળામાં નિષ્ણાત હોય તેમ, આ બધાં પ્રસંગો જોતાં જણાઈ આવે છે.

ચિત્ર ૧૭૯. રાજ્યાભિષેક સમયે લોકોનો આનંદ (પાનું ૨૧૪). શ્રીપાલ રાજાનો રાજ્યાભિષેક થયો તે સમયે, ઉત્તમ સ્ત્રીઓ હાથના કંકણોનો રણુકાર, પગના ઝાંઝરોનો ઝણુકાર અને કેડમાં કંદોરાની ઘુઘરીઓનો ઘમકાર, પખાજના ધમપ ધમપ ધોંકાર શબ્દ કરતી મોતીઓના થાળ ભરી શ્રીપાલ મહારાજાને વધાવતી હતી.

ચિત્રમાં જમણી બાજુએ રાજગાદી ઉપર બેઠેલા શ્રીપાલ મહારાજાને રાજતિલક કરવામાં આવતું દેખાય છે, અને તે સમયે ચિત્રની નીચેના ભાગમાં ઢોલ, શરણાઈઓ વાગી રહી છે. નાટક કરનારા નાટક કરતા દેખાય છે, નગરજનોના ચહેરા ઉપર આનંદ આનંદ છવાઈ રહેલો દેખાઈ આવે છે. ચિત્રકારનું ચિત્ર સંયોજનનું જ્ઞાન ઉચ્ચ કક્ષાનું હોય એમ જણાઈ આવે છે

ચિત્ર ૧૮૦. સિદ્ધચક્રની પૂજા કરતો શ્રીપાલ (પાનું ૨૧૬). રાજ્યાભિષેક થઈ ગયા પછી શ્રીપાલરાજા ઉત્તમ વિધિ મુજબ જિનમંદિરોમાં અઠ્ઠાઈ મહોત્સવોની રચનાઓ કરાવી અને મોટી સામગ્રીપૂર્વક ઇષ્ટદેવ શ્રીસિદ્ધચક્રજીનો ઉપકાર જાણી પૂજાઓ કરે છે.

ચિત્રમાં મધ્યભાગમાં નવપદજીના મંડલની આગળ શ્રીપાલરાજા સ્તુતિ કરતા બેઠેલા છે. નીચેના ભાગમાં ઢોલ, નગારાં તથા ઝાંઝ—પખાજ વગાડીને, ગૃહસ્થો પૂજા ભણાવતા બેઠેલા છે. વળી, ચારે બાજુ અંતઃપુરની સ્ત્રીઓ એક જ ધ્યાનથી ભણાતી પૂજાઓ સાંભળતી દેખાય છે.

ચિત્ર ૧૮૧. શ્રીઋષભદેવનું દેરાસર (પાનું ૨૧૬). ત્યારબાદ સ્વર્ગથી પણ હરીફાઈ કરે તેવાં ઉંચાં અને મહાન્ શોભાયમાન નવાં જિનમંદિરો શ્રીપાલરાજા બંધાવે છે.

ચિત્રમાં શ્રીપાલરાજાએ બંધાવેલા નવાં જિનમંદિરો પૈકી એક વિશાળ દેરાસરની રજુઆત ચિત્રકારે કરેલી છે. આ દેરાસરમાં મૂળ નાયક તરીકે શ્રીઋષભદેવ પ્રભુ બિરાજમાન છે.

ચિત્ર ૧૮૨. મહાદેવજીના મસ્તક ઉપર ગંગાધારા અને વિષ્ણુનો સમુદ્રમાં વાસ (પાનું ૨૧૭). શ્રીપાલ મહારાજાના પ્રતાપરૂપ અગ્નિથી તપીને, વિષ્ણુએ સમુદ્રમાં નિવાસ

કર્યો, અને મહાદેવજી શીતળતા પ્રાપ્ત કરવા માટે મસ્તક ઉપર ગંગાધારાને ધારણ કરી રહેલ છે.

ચિત્રમાં ડાબી બાજુ મહાદેવના મસ્તક ઉપરથી ગંગાધારા નીકળતી દેખાય છે, અને જમણી બાજુ સમુદ્રમાં કમલ ઉપર વિષ્ણુ ભગવાને નિવાસ કરેલો દેખાય છે.

ચિત્ર ૧૮૩. અગમ્ય સ્થાનમાં ધ્યાન ધરતો શ્રીપાલ (પાનું ૨૧૬). શ્રીપાલરાજા, અગમ્ય સ્થાનમાં નવપદજીનું ધ્યાન ધરવા લાગ્યા.

ચિત્રમાં ઉપરના ભાગમાં પર્વતની એક ગુફામાં નવપદજીનું ધ્યાન ધરવા બેઠેલા શ્રીપાલ રાજા દેખાય છે, તેમના ધ્યાનથી શાંત થઇ ગએલો એક વાઘ પણ શાંતચિત્તે તેમના તરફ જોતો બેઠેલો દેખાય છે. નીચેના ભાગમાં તેમનો પરિવાર બેઠેલો છે.

ચિત્ર ૧૮૪. મેરૂ પર્વત તથા સમુદ્રની આકૃતિ (પાનું ૨૧૮). શ્રીપાલના ગુણનું વર્ણન કરતાં કવિ કહે છે કે, કોઈ લાખ યોજનની ઉંચાઇવાળા મેરૂ પર્વતને પોતાની આંગળીઓ વડે દેવ સહાયથી માપી શકે, ડાભની અણી વડે દરિયાનું પાણી ખાલી કરી દે, એટલા વાના દુષ્કર છે છતાં પણ કોઈ કરી શકે, પરંતુ શ્રીપાલના ગુણની ગણના કોઇનાથી થઈ શકે નહીં.

ચિત્રમાં ડાબી બાજુ પહેલી ચિત્રાકૃતિમાં મેરૂ પવર્તની આકૃતિ બતાવીને એક પુરુષ તેને માપવાનો પ્રયત્ન કરતો ઊભો છે. મધ્યની ચિત્રાકૃતિમાં દરિયાનું પાણી માપવાનો પ્રયત્ન કરતો બીજો એક પુરુષ ઊભેલો છે. ત્રીજી ચિત્રાકૃતિમાં શ્રીપાલ તથા તેની પત્નીઓની ભક્તિથી નવપદજીનો અધિષ્ઠાયક દેવ પ્રત્યક્ષ આવેલો દેખાય છે. દેવને ચાર હાથ છે.

ચિત્ર ૧૮૫. અજિતસેનને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું (પાનું ૨૧૯). અજિતસેન રાજર્ષિને શુદ્ધ ચારિત્રના બળથી અવધિજ્ઞાન ઉત્પન્ન થયું.

ચિત્રમાં ડાબી બાજુ નીચેના ભાગમાં અવધિજ્ઞાન પ્રાપ્ત થએલ અજિતસેન રાજર્ષિ, સામે બેઠેલા શ્રીપાલ રાજાને ધર્મોપદેશ આપતાં દેખાય છે.

ચિત્ર ૧૮૬. અજિતસેન મુનિ શ્રીપાલને ધર્મોપદેશ આપે છે (પાનું ૨૧૯). અજિતસેન રાજર્ષિ વિચરતા વિચરતા ચંપાનગરીના ઉદ્યાનમાં પધાર્યા, અને વનપાલક મારફત તેમના પધારવાનાં ખબર મળતાં, શ્રીપાલ મહારાજા તરત જ માતુશ્રી તથા રાણીઓ સહિત રાજર્ષિને વંદન કરવા ઉદ્યાનમાં જઈ પહોંચ્યા.

ચિત્રમાં ઉપરના ભાગમાં જમણી બાજુ રાજગાદી ઉપર બેઠેલા શ્રીપાલ મહારાજાને અજિતસેન રાજર્ષિ ઉદ્યાનમાં પધાર્યાની વધામણી આપતો વનપાલક સામે બેઠેલો છે. આ સમાચાર ચિત્રની ડાબી બાજુ બેઠેલાં શ્રીપાલની માતુશ્રી તથા સ્ત્રી સાંભળે છે.

ચિત્રના નીચેના ભાગમાં ઉદ્યાનમાં પધારેલા અજિતસેન રાજર્ષિ, સામે બેઠેલા શ્રીપાલ મહારાજા વગેરેને ધર્મોપદેશ આપતાં દેખાય છે.

ચિત્ર ૧૮૭ અજિતસેન રાજર્ષિની ધર્મદેશના (પાનું ૨૨૫). ચિત્રમાં અજિતસેન રાજર્ષિ, સામે બેસીને બે હાથની અંજલિ જોડીને ધર્મદેશના સાંભળવા બેઠેલા શ્રીપાલ મહારાજાને તથા રાણીઓ વગેરેને ધર્મોપદેશ આપતાં દેખાય છે. ચિત્રનું સંયોજન અદ્ભુત પ્રકારનું છે.

ચિત્ર ૧૮૮. શ્રીપાલ અજિતસેનને વિનતી કરે છે (પાનું ૨૩૭). શ્રીપાલ મહારાજા અજિતસેન રાજર્ષિને વિનવવા લાગ્યા કે—"હે ગુણનિધિ ! કયા કર્મના પ્રભાવથી મેં સ્થળે સ્થળે ઋદ્ધિ પ્રાપ્ત કરી ? તથા કયા કુકર્મના યોગથી હુ દરિયામાં પડયો ? વગેરે મને વિસ્તારથી કૃપા કરીને ફરમાવો કે આ બધુ શા કારણથી થયું ?"

ચિત્રમાં જમણી બાજુ બેઠેલા અજિતસેન મુનિને બે હાથ જોડીને બેઠેલો શ્રીપાલ રાજા વિનતી કરતો દેખાય છે. પાછળ માતા કમલપ્રભા તથા રાણી મયણાસુંદરી આ બધો વૃતાંત ગુરુ મુખે સાભળવા ઉત્સુક ચિત્તે બેઠેલા છે.

ચિત્ર ૧૮૯. શ્રીકાંત રાજા અને શ્રીમતી રાણી (પાનું ૨૩૮). શ્રીપાલ મહારાજા પૂર્વ ભવમાં શ્રીકંત નામના રાજા હતા અને મયણાસુંદરી પૂર્વ ભવમાં શ્રીમતી નામની સૈની રાણી હતી. શ્રીકંત રાજાને શિકાર કરવાનુ વ્યસન હતું. શ્રીમતી રાણી વારંવાર નિરપરાધી જીવોની હિંસા નહીં કરવાનું શ્રીકંત રાજાને સમજાવતી હતી.

ચિત્રની મધ્યમાં ઊભેલા શ્રીકંત રાજાને જમણી બાજુ ઊભેલી શ્રીમતી રાણી, શિકાર નહીં કરવાને શિખામણ દેતી હોય એમ લાગે છે.

ચિત્ર ૧૯૦. શ્રીકંત રાજા શિકાર કરે છે (પાનું ૨૪૦). એક દિવસ રાજા એકલો જ શિકાર રમવા ગયો ને હરણને જોતા જ તેણે ઘોડાને તે પાછળ દોડાવ્યો.

ચિત્રમા આગળના ભાગમાં હરણ દોડતા દેખાય છે અને પાછળ ઘોડા ઉપર બેઠેલો શ્રીકંત રાજા તે હરણોની પાછળ શિકાર કરવા માટે હાથમાં ધનુષબાણ લઈને, ઘોડા દોડાવતો દેખાય છે.

ચિત્ર ૧૯૧ છ લેશ્યા (પાનુ ૨૪૦) જૈન ધર્મમાં મનના પરિણામોને છ ભાગમાં વહેંચી નાખવામા આવેલા છે જેનુ વર્ણન શ્રીપાલ રાસના રચયિતાએ, નહીં આપેલ હોવાથી અત્રે આપ્યું નથી

ચિત્ર ૧૯૨ મુનિને પીડા ઉપજાવતો શ્રીકંત રાજા ( પાનું ૨૪૦ ) એક વખત શ્રીકંત રાજા સાતસો ઉદ્ધંઠ પુરુષોની સાથે શિકાર રમવા ગહન વનની અંદર આવ્યો. તે સ્થળે

રોગથી પીડાતા એક જૈનમુનિ કાઉસગ્ગમાં ઊભા હતા. રાજાની સાથે સાતસો ઉલ્લંઠોએ તે મુનિને ઘણો જ માર માર્યો.

ચિત્રમાં ઉપરના ભાગમાં ડાબી બાજુ જૈન મુનિ કાઉસગ્ગ ધ્યાનમાં ઊભેલા છે. તેઓની સામે ઉઘાડી તલવાર રાખીને, એક ઉલ્લંઠ પુરુષ મુનિને મારવા તૈયારી કરતો દેખાય છે. મધ્યમાં ઘોડા ઉપર શ્રીકંત રાજા બેઠેલો છે. શ્રીકંત રાજાની પાછળ જૂદી જૂદી રીતની તપસ્યા જૈનમુનિ કરતા દેખાય છે.

ચિત્રની નીચેના ભાગમાં ગોચરીએ જતાં સાધુઓને, રાજાનો માણસ ગામ બહાર જવાનું કહેતો દેખાય છે. આ દૃશ્ય જોઈને જમણી બાજુ બેઠેલા શ્રીકંતરાજાને, શ્રીમતી રાણી શિખામણ આપતી ઊભેલી છે.

ચિત્ર ૧૯૩. મુનિની ક્ષમા માગતો શ્રીકંત રાજા (પાનું ૨૪૧). રાણીની શિખામણ સાંભળીને, રાજા શાંત થઇ ગયો અને તરત મુનિને પોતાની પાસે બોલાવીને તેમના ચરણમાં પડયો.

ચિત્રમાં જમણી બાજુ ઉપરના ભાગમાં એક મુનિ કાઉસગ્ગ ધ્યાનમાં ઊભેલા છે; જ્યારે નીચેના ભાગમાં ઊભેલા મુનિ મહારાજની, શ્રીકંત રાજા ક્ષમા માગતો દેખાય છે.

ચિત્ર ૧૯૪. મુનિને દાન દેતો શ્રીકંતરાજા (પાનું ૨૪૧).

ચિત્રમાં જમણી બાજુએ ત્રણ જૈન સાધુઓ ઊભા છે. તેમાંના પહેલા સાધુને, શ્રીકંત રાજા પોતાના જમણા હાથમાંની વસ્તુ વહોરાવતો દેખાય છે. રાજાની પાછળ રાણી શ્રીમતી તથા સ્ત્રી પરિચારિકા પણ, સાધુને વહોરાવવાની વસ્તુઓ હાથમાં લઇને ઊભેલાં છે.

ચિત્ર ૧૯૫. શ્રીમતીના તપની અનુમોદના કરતી આઠ સખીઓ (પાનું ૨૪૨).

મુનિના ઉપદેશથી શ્રીકંત રાજાએ તથા શ્રીમતી રાણીએ સિદ્ધચક્રની આરાધના કરીને, તપ સંબંધી ઉજમણું પણ કર્યું. તે વખતે તે રાણીની આઠે સખીઓએ અને સાતસો ઉલ્લંઠ પુરુષોએ પણ રાજાના તપની અનુમોદના કરી.

ચિત્રમાં શ્રીમતીની આઠે સખીઓ, ડાબી બાજુ ઉપરના ભાગમાં બેઠેલા શ્રીકંત રાજાના તપની અનુમોદના કરતી બેઠેલી છે.

ચિત્ર ૧૯૬. અજિતસેન મુનિ પાસે ધર્મશ્રવણ કરતો શ્રીપાલ (પાનું ૨૪૩). અજિતસેન રાજર્ષિના મુખથી ધર્મદેશના શ્રવણ કરી શ્રીપાલરાજા ભવનાટકના પ્રપંચ પોતાના ચિત્તમાં ચિંતવવા લાગ્યો.

ચિત્રમાં બે હાથ જોડીને બેઠેલો શ્રીપાલ રાજા, તથા તેની માતુશ્રી અને રાણી મયણાસુંદરી, અજિતસેન રાજર્ષિનો ધર્મોપદેશ ઉત્સુક ચિત્તે સાંભળતાં બેઠેલાં છે.

ચિત્ર ૧૯૭. અજિતસેન મુનિનો સાધુઓ સાથે વિહાર (પાનું ૨૪૪). શ્રીપાલ

મહારાજા ગુરુને નમન કરી પોતાના પરિવાર સહિત નગરમાં ગયા અને મુનિમહારાજ પણ પોતાની ઇચ્છાનુકૂળ વિહાર કરી અન્યસ્થાને ગયા.

ચિત્રમાં સાધુઓ ભૂમિ જોતાં જોતાં વિહાર કરીને અન્ય સ્થળે જતાં દેખાય છે.

ચિત્ર ૧૯૮. શ્રીપાલ નગરમાં પાછો ફરે છે (પાનું ૨૪૪). ગુરુને નમન કરીને શ્રીપાલ પોતાના નગરમાં પાછા ફરે છે.

ચિત્રમાં ઉપરના ભાગમાં શ્રીપાલ રાજગાદી ઉપર બેઠેલ છે. શ્રીપાલની આગળ તેનો પુત્ર અને પુત્રની પાછળ મહેલના અંદરના ભાગમાં શ્રીપાલનાં માતુશ્રી તથા રાણી મયણાસુંદરી બેઠેલાં છે, જ્યારે ચિત્રના નીચેના ભાગમાં ઘોડા ઉપર બેસીને શ્રીપાલ મહારાજા તથા તેમની પાછળ ઘોડાગાડીમાં બેઠેલી શ્રીપાલની માતા તથા રાણીઓ રાજમહેલ તરફ જતાં દેખાય છે.

ચિત્ર ૧૯૯. શ્રીપાલ પ્રભુભક્તિમાં લીન થયો (પાનું ૨૪૫). ત્યારપછી શ્રીપાલ મહારાજા પોતાના પરિવાર સહિત સિદ્ધચક્રની આરાધનામાં લીન થઈ ગયા.

ચિત્રમાં ઉપરના ભાગમાં જમણી બાજુ શ્રીપાલ મહારાજા એકાંતમાં સિદ્ધચક્રજીનું ધ્યાન ધરતા દેખાય છે. નીચેના ભાગમાં હીંચકા ઉપર બેઠેલા શ્રીપાલ મહારાજાને, મયણાસુંદરી મળેલા ધનનો લ્હાવો લેવા અને પૂર્ણ શ્રદ્ધા રાખી મોટા મહોત્સવપૂર્વક સિદ્ધચક્રજીનું આરાધન કરવાનું કહેતી દેખાય છે.

ચિત્ર ૨૦૦. શ્રીપાલ મહારાજાએ નવ દેરાસરોનો જિર્ણોદ્ધાર કરાવ્યો (પાનું ૨૪૬).

મયણાસુંદરીના વચનોને મનમાં ગ્રહણ કરી, શ્રીપાલ મહારાજાએ પ્રથમ પદરૂપ શ્રી અરિહંતની આરાધનામાં નવ દેરાસર કરાવ્યાં, નવ નવીન પ્રતિમાજી ભરાવ્યાં અને નવ દેરાસરોનો જિર્ણોદ્ધાર કરાવ્યો.

ચિત્રમાં શ્રીપાલ મહારાજાએ જિર્ણોદ્ધાર કરાવેલાં નવ દેરાસરો પૈકીનાં કેટલાંક દેરાસરો ચિત્રકારે રજુ કરેલાં છે.

ચિત્ર ૨૦૧. શ્રીપાલે નવ પૌષધશાળાઓ કરાવી (પાનું ૨૪૬).

ચોથા પદરૂપ શ્રી ઉપાધ્યાય પદની આરાધનામાં ઉપાધ્યાય પદની ભક્તિ કરે છે તથા આગમના પાઠ ભણનારા તથા ભણાવનારા પ્રત્યે અન્ન વસ્ત્રને રહેવાની સગવડ આપે છે. ધર્મશાળાઓ (ઉપાશ્રયો) તથા પાઠશાળાઓ વગેરે બંધાવી ભાવથી ઉપાધ્યાય પદની ભક્તિ કરવા લાગ્યો.

ચિત્રમાં શ્રીપાલે બંધાવેલી પૌષધશાળાઓમાં સાધુ, શ્રાવક તથા શ્રાવિકાઓ જૂદી જૂદી ધર્મક્રિયાઓ કરતા દેખાય છે.

ચિત્ર ૨૦૨. શ્રીપાલ નવ રાણીઓ સાથે સિદ્ધચક્રજીની ભક્તિ કરે છે (પાનું ૨૪૭).

ચિત્રમાં ડાબી બાજુ શ્રીપાલ મહારાજા સિદ્ધચક્રજીની ભક્તિ કરતા બેઠેલા છે. શ્રીપાલની સામે શ્રીપાલની માતુશ્રી તથા નવ રાણીઓ પણ સિદ્ધચક્રજીની ભક્તિ–સ્તુતિ વગેરે કરતી બેઠેલી છે. ચિત્રસંયોજન પ્રસંગને બરાબર અનુરૂપ છે.

ચિત્ર ૨૦૩. શ્રીપાલ નવપદજીનું ઉજમણું કરે છે (પાનું ૨૪૯).

ચિત્રમાં શ્રીપાલ, શ્રીપાલનાં માતુશ્રી તથા શ્રીપાલની રાણીઓ, નવપદજીનાં ઉજમણાં માટે ભેગી કરેલી ઉત્તમ સામગ્રીની આજુબાજુ બેસીને ભક્તિ–સ્તુતિ કરતાં દેખાય છે.

ચિત્ર ૨૦૪. શ્રીનવપદજીના મંડલની સ્થાપના (પાનું ૨૫૦).

શ્રીનવપદજીના મંડલનું વિસ્તારથી વર્ણન પ્રસ્તુત ગ્રંથના પાના ૨૪૮ થી ૨૫૧ ઉપર આપેલું છે, તેને અનુસરીને રચેલું આ મંડલ ખાસ જોવા લાયક છે.

ચિત્ર ૨૦૫. સિદ્ધચક્રજીના ઉજમણાંની પૂર્ણાહૂતિ નિમિત્તે નૃત્ય મહોત્સવ (પાનું ૨૫૨).

ચિત્રમાં જિનમંદિરની અંદર પ્રભુ આગળ નૃત્ય મહોત્સવ થઈ રહ્યો છે.

ચિત્ર ૨૦૬. ત્રિભુવનપાલ વગેરે શ્રીપાલના નવ પુત્રો (પાનું ૨૫૫).

મહારાજા શ્રીપાલે પોતાના પાટવી કુંવર ત્રિભુવનપાલને પોતાની રાજગાદીએ સ્થાપન કરી પોતાનું મન, તન, વચન શ્રીસિદ્ધચક્રજી મહારાજના ધ્યાનમાં જ લીન કર્યું.

ચિત્રમાં મધ્ય ભાગમાં શ્રીપાલના નવ પુત્રો બેઠેલા છે. નવ પુત્રો પૈકી ત્રિભુવનપાળ નામનો પાટવી કુંવર રાજગાદી ઉપર બેઠેલો છે; બીજા આઠ પુત્રો તેની આજુબાજુ બેઠેલા છે. ચિત્રની બંને બાજુ ઉપરના ભાગમાં શ્રીપાલની રાણીઓ પૈકી, બે રાણીઓ બેઠેલી છે.

ચિત્ર ૨૦૭. સિદ્ધશિલાની ચિત્રાકૃતિ (પાનું ૨૫૬). નવપદજીનું ધ્યાન ધરતાં બીજા સિદ્ધપદનું ધ્યાન ધરતાં શ્રીપાલે આ પ્રમાણે ચિંતવના કરી: "સમસ્ત સિદ્ધના જીવોને નમસ્કાર હો ! નિર્મળ સિદ્ધશિલાની ઉપર જ્યાંથી એક યોજન લોકનો અંતભાગ છે, ત્યાં જેમની સાદિ અનંતકાળ સ્થિતિ છે તે સિદ્ધના જીવોને હે સત્પુરુષો નમન કરો ! જેમ ગામડામાં રહેનારો માણસ શહેરના ગુણ જાણે પણ કહી શકતો નથી, તેમ સંસારમાં જ્ઞાની પુરુષોને જેમને માટે ઉપમા મળી શકતી નથી તે સિદ્ધના જીવો આનંદ આપો ! ઉપમા વગરની જેમની જ્યોતિ અન્ય જ્યોતિઓમાં મળી ગઈ છે, જેઓની સમસ્ત ઉપાધિઓ વિરામ પામી ગઈ છે, આત્મામાં રમણ કરનારા આધ્યાત્મિક લક્ષ્મીના સ્વામી અને સ્વાભાવિક સમાધિવાળા સિદ્ધોનું સ્મરણ કરો !"

ચિત્રમાં મકાનમાં શ્રીપાલ ધ્યાનમાં બેઠેલા છે અને તેમની પત્ની મયણાસુંદરી તથા

પુત્ર ત્રિભુવનપાલ ઊભેલા હોય તેમ લાગે છે. મકાનના ઉપરના ભાગમાં જંબુદ્વીપની અર્ધ આકૃતિ સિદ્ધિશિલાના રૂપમાં રજુ કરેલી છે. ફરતો લવણસમુદ્ર બતાવવા પાણી તથા પાણીમાં તરતી માછલીઓની રજુઆત ચિત્રકારે કરેલી છે. લવણસમુદ્રના ઉપર પર્વતમાળા અને મધ્યમાં મેરુ પર્વતની સુંદર ચિત્રાકૃતિ રજુ કરેલી છે. મેરુપર્વતને ફરતા સૂર્ય અને ચંદ્ર પણ રજુ કરેલા છે. મેરુપર્વતની ટોચના ઉપરના ભાગમાં સિદ્ધશિલા રજુ કરીને તેના મધ્ય ભાગમાં સિદ્ધના જીવોની અરૂપી આકૃતિઓ રજુ કરી છે. ચિત્રકારની કલ્પના શક્તિ અદ્ભુત પ્રકારની છે.

ચિત્ર ૨૦૮. જિનમંદિર (પાનું ૨૬૦). છઠ્ઠું દર્શનપદ બતાવવા ચિત્રકારે સુંદર અને ભવ્ય જિનમંદિરની રજુઆત કરેલી છે. જિનેશ્વરદેવની જમણીબાજુ શ્રીપાલ મહારાજા અને ડાબીબાજુ રાણી મયણાસુંદરી પ્રભુભક્તિ કરતાં ઊભેલાં છે.

ચિત્ર ૨૦૯. શીલાંગરથ (પાનું ૨૫૯). પાંચમા મુનિપદની સ્તુતિ કરતાં શ્રીપાલ મહારાજા આ પ્રમાણે ચિંતવન કરતાં હતાઃ "અઢાર હજાર શીલાંગરથને ખેંચવામાં વૃષભ તુલ્ય, આચાર અને ચારિત્ર નિશ્ચય છે જેમનું એવા મુનિ મહારાજને વંદન કરીને મનુષ્ય જનમ પવિત્ર કરો."

ચિત્રમાં ઉપરના ભાગમાં શીલાંગરથની ચિત્રાકૃતિ રજુ કરેલી છે નીચે રથના બે પૈડાં બતાવ્યાં છે અને તે રથને ખેંચતા બે ઘોડા પણ રજુ કરીને શીલાંગરથનું ભાવવાહી ચિત્ર રજુ કરેલું છે. વર્ણનમાં વૃષભનો ઉલ્લેખ હોવા છતાં પણ પ્રાચીન ચિત્રકારોએ શીલાંગરથના ચિત્રોમાં ઘોડાની રજુઆત કરેલી ઠેર ઠેર મળી આવે છે અને તે જ પરંપરાને આ ચિત્રકાર પણ અનુસરેલો હોય એમ લાગે છે.

ચિત્ર ૨૧૦. શ્રીપાલ સાધુ સરીખો થયો (પાનું ૨૬૧). આ પ્રમાણે નવપદનું ધ્યાન ધરતો શ્રીપાલ સાધુ જેવું પવિત્ર અને સાદું જીવન જીવવા લાગ્યો.

ચિત્રની મધ્યમાં ડાબા હાથમાં ચામર પકડીને મોઢે મુખકોષ બાંધીને બેઠેલો શ્રીપાલ, સામે મૂકેલા નવપદજીની ભક્તિ—સ્તુતિ કરતો દેખાય છે. શ્રીપાલની પાછળ તેનો પુત્ર ત્રિભુવનપાલ પણ નવપદજીની ભક્તિ કરતો બેઠેલો છે.

ચિત્ર ૨૧૧. ઉપરઃ શ્રીપાલ દેવલોકમાં ઉત્પન્ન થયો. નીચેઃ ગૌતમસ્વામી શ્રેણિકને ઉપદેશ આપે છે (પાનું ૨૬૩). આ પ્રમાણે એકાગ્ર ચિત્તથી નવપદજીનું સ્તવન કરતાં અને ધ્યાન ધરતાં શ્રીપાલ મહારાજા સંપૂર્ણ આયુષ્ય પૂર્ણ કરી નવમા દેવલોકમાં ઉત્પન્ન થયા. આ પ્રમાણે શ્રેણિક રાજાને ગર્વ રહિત એવા ગૌતમ ગણધર મહારાજ શ્રીપાળનું ચરિત્ર કહેતા હતા.

ચિત્રના ઉપરના ભાગમાં ચાર હાથવાળા દેવની આકૃતિ રજુ કરીને, શ્રીપાલ મહા-

રાજા નવમા દેવલોકમાં ઉત્પન્ન થયાની રજુઆત ચિત્રકારે કરેલી છે. નીચેના ભાગમાં વ્યાખ્યાન પીઠ પર બેઠેલા ગૌતમસ્વામી, સામે બંને હાથની અંજલિ જોડીને ઊભા રહેલા શ્રેણિક રાજાને નવપદજીના મહિમાનો ઉપદેશ આપે છે.

ચિત્ર ૨૧૨. પ્રભુ મહાવીરસ્વામીનું સમવસરણ (પાનું ૨૬૪). વનપાલકે વધામણી આપી કે: "જગજ્જીવોદ્ધારક વીર પ્રભુજી ઉદ્યાનમાં આવી સમોસર્યા છે. દેવતાઓએ સમવસરણની રચના કરી, પંચવર્ણના સુગંધી ફૂલોની વૃષ્ટિ કરી, આકાશમાં દેવદુંદુભિ વાગી રહી છે, ઉત્તમ એવું અશોકવૃક્ષ શોભી રહ્યું છે. શ્રેષ્ઠ એવા સિંહાસનની સ્થાપના કરવામાં આવી છે, મસ્તક ઉપર ત્રણ છત્ર બિરાજમાન છે, તથા ભામંડળ સહિત શ્રીવીર પ્રભુ સિંહાસન ઉપર બિરાજમાન થઈ દિવ્યધ્વનિ સાથે દેશના દઈ રહ્યા છે."

ચિત્રની મધ્યમાં અશોકવૃક્ષની નીચે, ભામંડળ સહિત શ્રીવીર પ્રભુ બાર પર્ષદાને દેશના દઇ રહેલા દેખાય છે. પ્રભુના મસ્તક ઉપર ત્રણ છત્રો લટકી રહેલાં છે. ફરતા ત્રણ ગઢની સુંદર રજુઆત કરેલી છે. ત્રણે ગઢને ચાર ચાર દરવાજા છે. ચિત્રમાં ડાબી બાજુથી મગધરાજ શ્રેણિક બંને હાથમાં પ્રભુ પૂજનની સામગ્રી લઈને શ્રીવીર પ્રભુના સમવસરણમાં જતા દેખાય છે. શ્રેણિકની પાછળ એક ચામર ધરનાર પરિચારક છે. ચિત્ર સંયોજન સુંદર છે.

ચિત્ર ૨૧૩. શ્રીકીર્ત્તિવિજયજી ઉપાધ્યાય (પાનું ૨૭૩). ડાબી બાજુ બેઠેલા ઉપાધ્યાય કીર્ત્તિવિજયજી સામે બેઠેલા શિષ્યો ઉપાધ્યાય વિનયવિજયજી તથા તેઓના ગુરુભાઇની સાથે ધાર્મિક ચર્ચા કરતા દેખાય છે.

ચિત્ર ૨૧૪. શ્રી વિનયવિજયજી ઉપાધ્યાય (પાનું ૨૭૩). ડાબી બાજુ સિંહાસન ઉપર બેઠેલા શ્રી વિનયવિજયજી ઉપાધ્યાય, પોતાના બે શિષ્ય (સાધુઓ)ની સાથે ધાર્મિક ચર્ચા કરતા દેખાય છે.

ચિત્ર ૨૧૫. શ્રી યશોવિજયજી ઉપાધ્યાય (પાનું ૨૭૩). આ ચિત્રમાં ડાબી બાજુના આસન ઉપર બેઠેલા ઉપાધ્યાય શ્રી યશોવિજયજી, સામે બેઠેલા બે સાધુઓની સાથે ધાર્મિક ચર્ચા કરતા દેખાય છે.

ચિત્ર ૨૧૬. શ્રી હીરવિજયસૂરિ સમ્રાટ અકબરને ઉપદેશ આપે છે. રાસ કર્તા પોતાની પ્રશસ્તિની શરૂઆતમાં કહે છે કે:—"તપગચ્છરૂપી નંદનવનની અંદર કલ્પવૃક્ષ જેવા શ્રી હીરવિજય ગુરુરાજ પ્રગટ થયા; જેમણે મુગલવંશભૂષણ અકબરશાહને જૈનધર્મનો પ્રશંસનીય તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપી, અહિંસા ધર્મ (જીવદયા મૂળધર્મ)ને અમલમાં અણાવ્યો. તે હીરવિજયસૂરિ જૈનશાસનરૂપ મુદ્રામાં જાતિવંત હીરા સમાન હતા, કે જેણે જૈનધર્મની ઘણી જ પ્રભાવના કરી."

ચિત્રમાં ઉપરના ભાગમાં ડાબી બાજુ બેઠેલા જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિ, બંને હસ્તની અંજલિ જોડીને સામે બેઠેલા સમ્રાટ અકબરને અહિંસા ધર્મનો ઉપદેશ આપતા દેખાય છે. નીચેના ભાગમાં ડાબી બાજુ શ્રી હીરવિજયસૂરિજીના શિષ્ય બંને હાથમાં અમારી પડહનું ફરમાન બંને હાથે પકડીને ઊભેલા છે, તેઓની સામે અકબર બાદશાહના વજીર બંને હાથની અંજલિ જોડીને ઊભેલા છે.

ચિત્ર ૨૧૭. ચતુર્વિધ સંઘ (પાનું ૨૭૩). પંદરમા સૈકાની પ્રાચીન કલ્પસૂત્રની સુવર્ણાક્ષરી હસ્તપ્રત ઉપરથી ચતુર્વિધ સંઘનું આ ચિત્ર અત્રે રજુ કરેલુ છે.



# ચિત્રમય શ્રીપાલ રાસ

[ સોનેરી, રંગીન તથા એક રંગી ૨૧૭ ચિત્રો સહિત ]

ચિત્ર ૧ સર્વલબ્ધિસંપન્ન ગણધરદેવ શ્રીગૌતમસ્વામી (પાનું ૧)



ચિત્ર ૨ મગધરાજ શ્રેણિક (પાનું ૧)

॥ ॐ ह्रीँ श्री सिद्धचक्राय नमः ॥

॥ पुरिसादाणी श्रीशंखेश्वर पार्श्वनाथाय नमः ॥

શ્રી નવપદમાહાત્મ્ય ગર્ભિત—

# 卐 श्रीपाल राजानो रास. 卐

## ( સચિત્ર. )

········OOO········

### ( મંગલાચરણ. )

( દોહરા—૭૬. )

કલ્પવેલિ કવિયણ તણી, સરસતિ કરિ સુપસાય;
સિદ્ધચક્ર ગુણ ગાવતાં, પૂરિ મનોરથ માય. ૧

અલિય વિઘન સવિ ઉપશમે, જપતાં જિન ચોવીશ;
નમતાં નિજગુરૂ પયકમલ, જગમાં વાધે જગીશ. ૨

**અર્થ:**—ગ્રંથ કર્તા શ્રીવિનયવિજયજી મહારાજ મંગલાચરણ કરવા માટે શ્રીજિનેશ્વરદેવોની વાણી–જે **સરસ્વતી** દેવી તેની પ્રાર્થના કરતાં કહે છે કે, કવિયોના મનોરથો પૂર્ણ કરવા માટે કલ્પવેલી સમાન હે! સરસ્વતી માતા! શ્રી સિદ્ધચક્રજી મહારાજના ગુણગાન કરવા માટે મારા ઉપર આપ કૃપા કરી મારા તે મનોરથો પૂર્ણ કરો.–૧

ચોવીશ તીર્થંકરોનો જાપ જપતાં દુષ્ટ વિઘ્નોનો નાશ થાય છે અને પોતાના ગુરૂના ચરણકમળમાં નમસ્કાર કરવાથી જગતમાં કીર્તિ પ્રાપ્ત થાય છે.–૨

ગુરૂ ગૌતમ રાજગૃહી, આવ્યા પ્રભુ આદેશ;
શ્રીમુખ શ્રેણિક પ્રમુખને, ઇણિ પરેં દે ઉપદેશ. ૩

ઉપગારી અરિહંત પ્રભુ, સિદ્ધ ભજો ભગવંત;
આચારિજ ઉવજ્ઝાય તિમ, સાધુ સકલ ગુણવંત. ૪

દરિસણ દુર્લભ જ્ઞાનગુણ, ચારિત્ર તપ સુવિચાર;
સિદ્ધચક્ર એ સેવતાં, પામી જે ભવપાર. ૫

ઇહભવ પરભવ એહથી, સુખ સંપદ સુવિશાલ;
રોગ સોગ રૌરવ ટળે, જિમ નરપતિ શ્રીપાલ. ૬

પૂછે શ્રેણિકરાય પ્રભુ, તે કુણ પુન્ય પવિત્ર;
ઇંદ્રિભૂતિ તવ ઉપદિશે, શ્રી શ્રીપાલચરિત્ર. ૭

**અર્થ:**—તે કાળમાં તે સમયે શ્રીમાન્ **મહાવીર** પરમાત્માનો આદેશ થતાં મુખ્ય ગણધર **શ્રીગૌતમસ્વામી** રાજગૃહીનગરીએ પધાર્યા.

રાજગૃહી નગરી તે વખતે મગધદેશની મુખ્ય રાજધાની ગણાતી હતી. ગુરૂ શ્રીગૌતમસ્વામીના પધારવાની શ્રેણિકરાજાને જાણ થતાં સપરિવાર અને ભાવિકજનો સાથે ગૌતમગુરૂ પાસે આવી યથાયોગ્ય વંદન કરી યોગ્ય સ્થળે બેઠા. પછી ગૌતમસ્વામી નીચે પ્રમાણે ઉપદેશ આપવા લાગ્યા.

બાર ગુણોએ બિરાજમાન, કેવળજ્ઞાન અને કેવળદર્શનધારી એવા જે **અરિહંતપ્રભુ** કે જેઓશ્રી અનેક સ્થાનોએ વિચરી ભવ્ય જીવોના ઉપર અનંત ઉપકાર કરી રહ્યા છે તે અરિહંત મહારાજ (૧) તથા આઠે કર્મોને ક્ષય કરી આઠ ગુણે કરી સહિત જે મોક્ષમંદિરમાં પધારેલ છે એવા **સિદ્ધભગવંત,** (૨) તેમ જ છત્રીશ ગુણે કરી સહિત એવા **આચાર્યમહારાજ** (૩) પચીશ ગુણોયુક્ત જે ભણે અને ભણાવે એવા **ઉપાધ્યાયજીમહારાજ** (૪) અને સત્તાવીશ ગુણે કરી શોભિત **સર્વ મુનિમહારાજ** (૫) એ પાંચ પરમેષ્ઠિ કે જેમાં પ્રથમના બે દેવ-પ્રભુ અને પછીના ત્રણ ગુરૂમહારાજ કે જે સકળ ગુણે કરી સહિત છે તે પાંચે પદોનું નિરંતર ભજન-સ્મરણ-ધ્યાન કરો.

જે ફરસવું-પામવું અતિ દુર્લભ છે એવું **સમકિત દર્શન** કે જેના વિના જ્ઞાન, ચારિત્ર અને તપની ગણના થતી નથી અને ભવ્યાત્માઓ પણ સમ્યક્ત્વવાળા જ ગણાય છે, છઠ્ઠું **દર્શનપદ,** સાતમું **જ્ઞાનપદ** આઠમું **ચારિત્રપદ** અને નવમું **તપપદ** આ ચાર ગુણો અને પ્રથમના પાંચ પદો ગુણી કહેવાય છે. એ નવે પદોનું સુંદર વિચારોવડે કષાયો રહિત થઈ, ચિત્તની નિર્મળતાએ ગુરૂએ બતાવેલ વિધિપૂર્વક હે ભવ્ય જીવો! તમો આરાધન કરો-સેવો. આ નવપદ તે શ્રીસિદ્ધચક્રજી છે તેમનું આરાધન કરનાર પ્રાણી આ સંસારસમુદ્રનો પાર પામે છે.

આ નવપદજીની સેવાથી આ ભવ તથા પરભવને વિષે અત્યંત મોટા વિશાળ સુખ, વૈભવ, સંપદા પામીએ તથા કોઈ પણ પ્રકારનો રોગ, શોક અને મહા ભયંકર દુષ્કાળ

વગેરેના ભયો તથા છેવટે નરકના મહા દુઃખો તેનો પણ નાશ થાય છે. જેમ શ્રીપાળ રાજા આ નવપદના આરાધન–સેવન કરવાથી આરોગ્ય, ઋદ્ધિ, સિદ્ધિ, સંપદા અને ઉત્તમ ગતિને પામ્યા તેમ ભવ્યજનો તમે પણ પામો.

આ પ્રમાણે ગૌતમ ગુરૂના મુખથી સાંભળી શ્રેણિક રાજાએ પૂછયું કેઃ—" હે પ્રભુ ! એ પુણ્યાત્મા, પવિત્ર પુરૂષ શ્રીપાળ મહારાજ કોણ હતા? તેમણે કેવી રીતે શ્રીનવપદજી મહારાજના આરાધનથી સુખ, સંપદા, ઉત્તમ ગતિ પ્રાપ્ત કરી તે વિસ્તારથી સંભળાવવા કૃપા કરો. " તે વખતે ઇંદ્રિભૂતિ–ગૌતમસ્વામી મહારાજ શ્રેણિક રાજા પ્રમુખને કલ્યાણરૂપ એવું શ્રીપાળ રાજાનું ચરિત્ર કહેવા લાગ્યા. (૩ થી ૭)

ઢાળ પહેલી–દેશી લલના

દેશ મનોહર માલવો, અતિ ઉન્નત અધિકાર લલના;
દેશ અવરમાનુ ચિહું દિશે, પરવરિયા પરિવાર લલના. દેશ મનોહર માલવો. ૧
તસશિરમુગટ મનોહરૂ, નિરૂપમ નયરી ઉજેણિ લલના;
લખમી લીલા જેહની, પાર કલીજે કેણિ ! લલના. દેશ૦ ૨
સરગપુરી સરગે ગઈ, આણી જસ આશંક લલના;
અલકાપુરી અલગી રહી, જલધિ ઝંપાવી લંક લલના. દેશ૦ ૩

**અર્થઃ**—તે સમયમાં પોતાના ગૌરવ અને સંપત્તિથી ઉન્નત થયેલ બીજા સર્વ દેશોથી વધારે સમૃદ્ધિવાન એવો **માલવ** દેશ છે; કે જે સર્વ દેશોના મધ્યમાં આવેલ છે એટલે કે તેની ચારે બાજુએ આવેલ બીજા દેશો જાણે કે આ માલવ દેશનો પરિવાર હોય તેમ શોભતો હતો. એ ચારે બાજુના દેશો અને તેના નગરો કરતાં વૈભવ, સમૃદ્ધિ, સંપદા, ગૌરવ રસકસ, પવિત્ર તીર્થો અને અનેક ચમત્કારોથી વિશેષ અલંકૃત હતો કે જેથી જોનારને આનંદ ઉપજાવનાર તે દેશ હતો. (૧)

જેમ મસ્તકને વિષે મુકુટ શોભે તેમ તે માલવ દેશના મસ્તકને વિષે મુકુટ સમાન અને જેને કોઈ વસ્તુની ઉપમા આપી શકાય નહિ, જેની સરખામણી–બરોબરી–મુકાબલો થઈ શકે નહિ અને તેની લક્ષ્મીની લીલાનો કોઈપણ પાર પામી શકે નહિ–કળી શકે નહિ તેવી તે દેશની **ઉજ્જયણી** નામે નગરી છે.

આ ઉજ્જયણી નગરીની શોભા–રચના જોઈને સ્વર્ગપૂરીએ વિચાર કર્યો કે જો હું અહિં રહીશ તો મારી કોઈ ગણત્રી કરશે નહિ, એવી મનમાં શંકા લાવી તે સ્વર્ગમાં જતી રહી. અલકાપુરી નગરી પણ આ ઉજ્જયણી નગરીની રૂદ્ધિ, સિદ્ધિ, મનોહરતા જોઈ આ નગરીથી અળગી દૂર જઈ બેઠી અને લંકા નગરી પણ આ ઉજ્જયણી નગરીનો વૈભવ

જોઈ, ઈર્ષાથી તપી જઈને તેનો પ્રતાપ ન જોઈ શકવાથી શાંતિ પામવા સમુદ્રમાં જઈને પડી, મતલબકે તે વખતે ઉજ્જયણી નગરી સંપૂર્ણ વૈભવના શિખર ઉપર હતી કે જેની સરખામણીમાં તે વખતે બીજી કોઈ નગરી નહોતી. (૨ થી ૩)

પ્રજાપાલ પ્રતપે તિહાં, ભૂપતિ સવિ સિરદાર લલના;
રાણી સૌભાગ્યસુંદરી, રૂપસુંદરી ભરતાર લલના. દેશ૦ ૪

સહજે સોહાગસુંદરી, મન માને મિથ્યાત લલના;
રૂપસુંદરી ચિત્તમાં રમેં, સૂધિ સમકિત વાત લલના. દેશ૦ ૫

સુરપરેં સુખ સંસારનાં, ભોગવતાં ભૂપાલ લલના;
પુત્રી એકેકી પામીએ, રાણી દોય રસાલ લલના. દેશ૦ ૬

એક અનૂપમ સુરલતા, વાધે વધતે રૂપ લલના;
બીજી બીજ તણી પરે, ઈંદુકળા અભિરૂપ લલના. દેશ૦ ૭

સોહગદેવી સુતાતણું, નામ ઠવે નરનાહ લલના;
સુરસુંદરી સોહામણી, આણી અધિક ઉચ્છાહ લલના. દેશ૦ ૮

રૂપસુંદરી રાણી તણી, પુત્રી પાવન અંગ લલના;
નામ તાસ નરપતિ ઠવે, મયણાસુંદરી મનરંગ લલના. દેશ૦ ૯

**અર્થ:**—તે ઉજ્જયણી નગરીના સિંહાસન ઉપર સર્વ રાજાઓનો શિરોમણી–સરદાર એવો **પ્રજાપાલ** નામનો રાજા રાજ્ય કરતો હતો કે જે ધર્મ તથા પ્રજાનું પાલન યોગ્ય રીતે કરતો હતો; એ રાજાને બે રાણીઓ હતી. એકનું નામ **સૌભાગ્યસુંદરી** બીજીનું નામ **રૂપસુંદરી**. સૌભાગ્યસુંદરી સ્વભાવથી જ મિથ્યાત્વધર્મને માનનારી હતી, જ્યારે રૂપસુંદરીના ચિત્તમાં અમૃતરૂપી સમકિત રમી રહ્યું હતું એટલે સમ્યક્ત્વ ધર્મનું પાલન કરતી હતી. સ્વર્ગના દેવતાની પેઠે એ રાજા અને રાણીઓની સાથે સંસાર સુખ ભોગવતાં બન્ને રાણીઓએ એકેક સુંદર પુત્રીનો જન્મ આપ્યો. બન્ને કુંવરીઓમાંથી એક કુંવરીકોઈની પણ ઉપમા ન આપી શકાય એ રીતે ઉમર સાથે રૂપમાં વધતી જતી હતી. જ્યારે બીજી કુંવરી શુક્લપક્ષના બીજના ચંદ્રમાની કળાની જેમ વધતી હતી. સૌભાગ્યસુંદરીની કુંવરીનું અધિક ઉત્સાહ લાવી રાજાએ **સુરસુંદરી** એવુ શોભાયમાન નામ આપ્યું અને રાણી રૂપસુંદરીની પુત્રી કે જેના અંગોપાંગ સર્વ પવિત્ર છે તેનું રાજાએ મનને આનંદ પમાડે તેવું **મયણાસુંદરી** નામ આપ્યું. (૪ થી ૯)



ચિત્ર ૮ રાજા પ્રજાપાલ, રાણી તથા રાજકુંવરીઓ સહિત (પાનું ૪)

ચિત્ર ૯ ઉપર : મયણાસુંદરી તથા ગુરુમહારાજ
નીચે : સુરસુંદરી તથા બ્રાહ્મણગુરુ



મગધરાજ શ્રેણિકને ઉપદેશ આપતાં શ્રીગૌતમસ્વામીજી (પાનું ૨)

ચિત્ર ૭ ઉજ્જયણી નગરી



ચિત્ર ૧૦ પ્રજાપાલ રાજાનો દરબાર

વેદ વિચક્ષણ વિપ્રને, સોંપે સોહગદેવી લલના;
સકલ કલા ગુણ શીખવા, સુરસુંદરીને હેવી લલના. દેશ૦ ૧૦
મયણાને માતા ઠવે, જિનમત પંડિત પાસ લલના;
સાર વિચાર સિદ્ધાંતના, આદરવા અભ્યાસ લલના. દેશ૦ ૧૧
ચતુર કલા ચોસઠ ભણી, તે બેઉ બુદ્ધિ નિધાન લલના;
શબ્દશાસ્ત્ર સવિ આવડયાં, નામ નિઘંટુ નિદાન લલના. દેશ૦ ૧૨
કવિત કલા ગુણ કેળવે, વાજિંત્ર ગીત સંગીત લલના;
જ્યોતિષ વૈદ્યક વિધિ જાણે, રાગ રંગ રસરીત લલના. દેશ૦ ૧૩
સોલ કલા પૂરણ શશિ, કરવા કલા અભ્યાસ લલના;
જગત ભમે જસસુખ દેખી, ચોસઠ કલા વિલાસ લલના. દેશ૦ ૧૪

**અર્થઃ**—તે રાજકન્યાઓ વિદ્યાભ્યાસ કરવાને માટે લાયક ઉંમરની થઈ ત્યારે સૌભાગ્યસુંદરીએ પોતાની સુરસુંદરી પુત્રીને સ્ત્રીઓની સકળકળા અને ગુણોમાં પ્રવીણ થવા માટે વેદશાસ્ત્રોના પારંગત એવા વિદ્વાન બ્રાહ્મણને સોંપી, જ્યારે રૂપસુંદરીએ પોતાની મયણાસુંદરીને જૈન સિદ્ધાંતો વગેરે શિખવા માટે જૈન ધર્મના તત્ત્વજ્ઞાન વગેરેનો જે સારો અભ્યાસી હતો તેને અભ્યાસ કરવા સોંપી.

ઘણો સમય ગયા બાદ જ્યારે તે બંને રાજકુંવરીઓ પૂર્વ સંચિત વડે ટુંક વખતમાં પોતપોતાના પંડિતો પાસે સ્ત્રીઓની ચોસઠ કળાઓ વગેરે શિખી બુદ્ધિના ભંડારરૂપ થઇ, વળી અનેક પ્રકારના શબ્દશાસ્ત્રો, વ્યાકરણ, કાવ્યો, નિદાન, નિઘંટુ (સર્વ ઔષધિઓની ઓળખાણ) નામમાળા તેનો પણ અભ્યાસ સારી રીતે કર્યો. તેમ જ કવિતા કરવાનાં સાહિત્ય સંબંધી કળાઓ જાણવાથી સારી કવિતા બનાવનારીઓ થઈ, તથા વાજિંત્ર એટલે ચામડાથી મઢવામાં આવતાં નગારાં–નરઘાં–ઢોલક વગેરે, તારથી તૈયાર થયેલાં સતાર–સારંગી–તાઉસ–સુંદરી વગેરે, ફૂંકથી વાગનારાં વાંસુળી,–શરણાઈ–મોરલી વગેરે અને અર્ધતાલવાળાં–કાંસીજોડા–ઝાંઝ–મંજીરા–જળતરંગ વગેરે મતલબમાં જગતની સપાટીમાં વાગનારાં તમામ સાડા ત્રણ જાતિનાં વાજિંત્રો વગાડવા તથા મેળવવાની કળા, તાલ સ્વર સાથેની ગાયન કળા, તથા જ્યોતિષશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર એ બંનેની રીતિ–ક્રિયાઓ સંબંધી કળા, છ રાગ, છત્રીસ રાગણીનાં રૂપ–છાયા–આરોહ–અવરોહ, સહિત તાન પલટા તેના સમય વગેરે અને નવે રસની રીતિ વગેરેમાં કુશળ થઈ–એટલું જ નહિ પણ તે બંને પ્રવીણ રાજકુમારીકાઓનું સુખ જોવા અને ચોસઠ કળાઓનો વિલાસ શિખવાને માટે સોળ કળાવાળો પુનમનો ચંદ્રમા પણ જંબુદ્વિપની જગતિમાં હંમેશાં ભમવા લાગ્યો, કેમકે પોતે ફક્ત સોળ કળાવાળો જ હતો અને તે બંને રાજકન્યાઓ તો ચોસઠ કળાવાળી હતી. એથી

ચોસઠે કળા શીખવા પ્રતિજ્ઞા કરીને સદરહુ કુંવરીઓનાં મોંનાં દર્શન કરવા તથા કળાઓનો અભ્યાસ કરવા ફેરો મારવા લાગ્યો. મતલબ એ કે એવી એ બન્ને રાજબાળાઓ શ્રેષ્ઠ કળા સંપન્ન હતી. (૧૦ થી ૧૪)

મયણાસુંદરી મતિ અતિ ભલી, જાણે જિન સિદ્ધાંત લલના;
સ્યાદવાદ તસ મન વસ્યો, અવર અસત્ય એકાંત લલના. દેશ૦ ૧૫
નય જાણે નવતત્ત્વના, પુદ્‌ગલ ગુણ પર્યાય લલના;
કર્મગ્રંથ કંઠે કર્યા, સમકિત શુદ્ધ સુહાય લલના. દેશ૦ ૧૬
સૂત્ર અર્થ સંઘયણનાં, પ્રવચનસારોદ્ધાર લલના;
ક્ષેત્રવિચાર ખરા ધરે, એમ અનેક વિચાર લલના. દેશ૦ ૧૭
રાસ ભલો શ્રીપાલનો, તેહની પહેલી ઢાલ લલના;
વિનય કહે શ્રોતા ઘરે, હોજો મંગલ માલ લલના. દેશ૦ ૧૮

**અર્થ:**—જો કે ઉપર કહ્યા પ્રમાણે બંને રાજબાળાઓ વ્યવહારિક કેળવણીમાં સમાન હતી, તો પણ ધાર્મિક કેળવણીમાં તે બંને વચ્ચે જબરો તફાવત હતો, એટલે કે મયણાસુંદરીની બુદ્ધિ ધર્મ તત્ત્વની બારીકી જાણવા-માનવામાં ઘણી જ સારી હતી, કેમકે તે જિનેશ્વર દેવનાં પ્રરૂપેલાં સિદ્ધાંતો જાણતી હતી અને તેથી તેણીના મનમાં નિશ્ચય, વ્યવહાર, ઉત્સર્ગ અને અપવાદ-એ રૂપ સ્યાદ્‌વાદ શૈલી વાસ કરી રહી હતી અને બીજા એકાંતવાદીઓના માર્ગ તથા કથનને અસત્ય જુદા માનતી હતી. તેમ જ નવતત્ત્વ કે જે જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ કહેલા છે. તેઓના નિશ્ચય અને વ્યવહાર નય સહિત સંઘયણીના અર્થ, પ્રવચનસારોદ્ધાર અને ક્ષેત્ર સંબંધી વિચારોથી પરિપૂર્ણ ક્ષેત્રસમાસ પ્રકરણ વગેરે અનેક વિચારના ગ્રંથો સારી પેઠે વાંચી વિચારી મનન કરી મુખપાઠ કરી લીધા હતા, તેથી તેણી શુદ્ધ સમકિત વડે શોભાવંત થઈ હતી. અર્થાત્ તેણીને શુદ્ધ સમકિત દર્શનની જ વાત પસંદ હતી, અને સુરસુંદરી, તેણીના તત્ત્વજ્ઞાનથી તદ્દન વિરૂદ્ધ વિચાર ધરાવતી હોવાને લીધે તે બંનેની અંતરંગ વૃત્તિમાં બહુ જ અંતર હતો. આ **શ્રીપાલ** રાજાના રાસની પહેલી ઢાલ છે, કવિ **વિનયવિજયજી** ઉપાધ્યાય કહે છે કે-હું અંતઃકરણપૂર્વક ચાહું છું કે આ રાસ સાંભળનારાઓને ઘેર મંગળીકમાળા થજો. (૧૫ થી ૧૮)

દોહરા ૭૬

એક દિન અવનિપતિ ઇસ્યો, આણી મન ઉલ્લાસ;
પુત્રીનું જોઉં પારખું, વિદ્યા વિનયવિલાસ. ૧

સભામાંહે શણગાર કરી, બોલાવી બેહુ બાલ
આવી અધ્યાપક સહિત, મોહન ગુણમણિમાલ. ૨
અર્થ અગોચર શાસ્ત્રના, પૂછે ભૂપતિ જેહ;
બુદ્ધિબળે બેહુ બાલિકા, આપે ઉત્તર તેહ. ૩
અધ્યાપક આણંદિયા, સજન સવે સુખ થાય;
ચતુર લોક ચિત્ત ચમકિયાં, ફલ્યા મનોરથ માય. ૪
વિનય વલ્લભ નિજ બાલની, શાસ્ત્ર સુકોમલ ભાખ.
સરસ જિસિ સહકારની, સાકર સરખી સાખ. ૫

**અર્થ:**—એક દિવસ પ્રજાપાળ રાજાને ઉલ્લાસ ઉત્પન્ન થતાં **સુરસુંદરી** અને **મયણાસુંદરી** કે જે વિદ્યા અને વિનયવિલાસથી નિપુણ થયેલ છે, તેઓની પરીક્ષા લેવા વિચાર થયો. એ વિચારને અમલમાં મૂકવા એક દિવસે કુમારીકાઓને લાયક શૃંગાર સજાવી રાજસભામાં બોલાવવા હુકમ કર્યો. એટલે ગુણ રૂપ મણિની મનમોહક માળા સરખી વિનયશીલ કુંવરીઓ પણ પોતપોતાના વિદ્યાગુરૂ સહિત ત્યાં હાજર થઇ. રાજાએ પરીક્ષા લેવી શરૂ કરી ને જે શાસ્ત્રના અર્થોની સાધારણ ભણેલાને ખબર ન પડી શકે તેવા અર્થભર્યા જે જે પ્રશ્નો પૂછ્યા, તેના તુરત જ તે બંને કુંવરીઓએ પોતાના બુદ્ધિબળ વડે ઉત્તરો આપ્યા. એ ઉત્તરો સાંભળીને વિદ્યા ભણાવનારા અધ્યાપકોને તથા રાજાને આનંદ થયો, કેમકે તેઓની મહેનત સફલ થઈ જણાઈ. તેઓએ જાણ્યું કે "વાહ! શું નાની વયમાં વિદ્યા સંપાદન કરી છે! ધન્ય છે એમના બુદ્ધિબળને!" અને કુંવરીઓની માતાઓના પણ મનોરથ ફળ્યા, એથી તેઓ પણ પ્રસન્ન ચિત્તવંત થઇ. સહુને વિશેષ આનંદ થવાનાં સ્વાભાવિક કારણો એ જ હતાં કે એક તો નાની ઉંમર, બીજું રાજમહેલમાં મહાન્ સુખમાં ઉછરેલી બાલીકાઓ, ત્રીજું મહારૂપવંત, ચોથું વસ્ત્રાલંકારની જોઈએ તેવી ગોઠવણ, અને પાંચમું વિનય સહિત વિદ્વત્તાભર્યા ઉત્તરો મળવા. આવાં કારણોને લીધે તેઓ પ્રત્યે બધાઓને વ્હાલ ઉપજે એમાં નવાઈ શી? અને **પ્રજાપાળ**ને પણ એ વિનય સહિત વ્હાલી લાગનારી પોતાની કુમારીકાઓને શાસ્ત્ર–વિદ્યા વડે સુકોમળ લાગનારી વાણી હોવાથી, જેમ સુંદર રસ સહિત પાકેલી આંબાની શાખ અને તેમાં વળી સાકર મેળવતાં બહુ મીઠી લાગે, તેમ વિશેષ મીઠી લાગતી હતી.
—૧ થી ૫

**ઢાળ બીજી** રાગ ધોરણી–પુણ્યપ્રશંસીયે–એ દેશી.

પ્રશ્નોત્તર પૂછે પિતા રે, આણી અધિક પ્રમોદ;
મન લાગે અતિ મીઠડાં રે, બાલક વચન વિનોદ રે.
વત્સ વિચારજો. દેઈ ઉત્તર એહ રે, સંશય વારજો. ૧

કુણ લક્ષણ જીવિત તણું રે ? કુણ મનમથ ઘર નારી ?
કુસુમ કુણ ઉત્તમ કહ્યું રે ? પરણી શું કરે કુમારીરે. વત્સ૦ ૨
એકે વયણેં એહનો રે, ઉત્તર ઇણી પરેં થાય;
સુરસુંદરી કહે તાતજી રે, સુણજો "સાસરે જાય" રે,
નૃપ અવધારજો. અરથ સુણી અમ એહ રે, મહત્વ વધારજો. ૩

**અર્થઃ**—મનમાં અધિક હર્ષ લાવીને પ્રજાપાળ રાજા ફરી પ્રશ્ન પૂછવા લાગ્યો, કેમકે વિનય અને વિદ્યાથી બાલિકાના વચનનો વિનોદ બહુ જ મીઠો લાગતો હતો. જેથી કહેવા લાગ્યો કે—"હે વત્સ ! તમો તમારા દિલમાં વિચારી અમે જે પ્રશ્નો પૂછીએ તેના ઉત્તરો આપીને અમારા મનના સંશય દૂર કરજો." આ પ્રમાણે કહી પ્રથમ સુરસુંદરીને પૂછ્યું કે—"જીવવાની નિશાની શી ? કામદેવની સ્ત્રી કઇ ? ફૂલોમાં ઉત્તમ ફૂલ કયું ? અને કુંવારી પરણ્યા પછી શું કરે ?" આ ચારે પ્રશ્નો સાંભળીને સુરસુંદરીએ હૃદય સાથે વિચારીને તરત કહ્યું કે—"હે તાતજી ! આપે પૂછેલાં જુદા જુદા ચારે પ્રશ્નોનો ઉત્તર આ પ્રમાણે ફક્ત એક જ વચનમાં થાય છે તે સાંભળો. 'સાસરે જાય' એટલે કે જીવ છે કે નહીં તેની નિશાની સાસ—શ્વાસ જ છે કામદેવની સ્ત્રી રતિ જ છે ! ફૂલ જાય—જાઈનું જ ઉત્તમ છે ! અને કુંવારી હોય તે પરણીને સાસરે જાય છે ! હે પિતાજી ! આ અર્થ સાંભળીને અમારૂં માન વધારવાની વિનતિ સ્વીકારજો." —૧ થી ૩

મયણાને મહીપતિ કહે રે, અર્થ કહો અમ એક;
જો તમે શાસ્ત્ર સંભાળતાં રે, વાધ્યો હૃદય વિવેક રે. વત્સ૦ ૪
આદ્ય અક્ષર વિણ જેહછે રે, જગજીવાડણહાર;
તેહ જ મધ્યાક્ષર વિના રે, જગસંહારણહાર રે. વત્સ૦ ૫
અંત્યાક્ષર વિણ આપણું રે, લાગે સહુને મીઠ;
મયણા કહે સુણજો પિતા રે, તે મેં નયણે દીઠ રે. નૃપ૦ ૬

**અર્થઃ**—આ પ્રમાણે સુરસુંદરીથી ઉત્તર મળતાં હર્ષ પ્રાપ્ત થયા પછી મયણાસુંદરી પ્રત્યે પ્રજાપાળ રાજાએ પૂછ્યું કે—"જો તમે તમારા શાસ્ત્રો તપાસતાં મનની અંદર વિવેક વધ્યો હોય તો અમને એક શબ્દમાં જ આ પ્રશ્નનો ખુલાસો કહી બતાવો કે—એક ત્રણ અક્ષરનો શબ્દ છે, તે પકીનો જો પહેલો અક્ષર કાઢી નાખીએ તો બાકી રહેલ બે અક્ષરથી બનતા શબ્દનો જગને જીવાડનારો અર્થ થાય છે, અને જો તે ત્રણમાંથી છેલ્લો અક્ષર બાદ કરીએ તો તેથી બનતો શબ્દ આપણું સર્વને વહાલો લાગે છે ત્યારે તે ત્રણ અક્ષરના

પ્રશ્નવાળી ચીજ તો મેં નજરો નજર નજરની અંદર જ દેખેલી છે તે એ કે-'કાજળ' એ કાજળ શબ્દમાંથી જો પહેલો અક્ષર 'કા' કહાડી નાખીએ તો પાછળ રહેલા બે અક્ષરોથી 'જળ' એવું વંચાય છે, તે જળ તમામ જગતના જીવોને જીવાડનારૂં છે, તથા તેમાંથી વચલો અક્ષર જો 'જ' કહાડી નાખીએ તો બાકી રહેલા શબ્દથી 'કાળ' વંચાય છે, તે જગતનો સંહાર કરનાર છે અને જો છેલ્લો અક્ષર 'ળ' કહાડી નાખીએ તો બાકી રહેલા અક્ષરોથી 'કાજ-કાર્ય' વંચાય છે, તે કાર્ય આપણ બધાંઓને વ્હાલું લાગે છે. એ કાજળ તો મેં આંખ્યોમાં આંજ્યું જ છે. —૪ થી ૬

સુગુણ સમશ્યા પૂરજો રે, ભૂપતિ કહે ધરી નેહ;
અર્થ ઉપાઈ અભિનવો રે, પુણ્યેં પામી જે એહ રે. વત્સ૦ ૭
સુંદરી કહે ચિત્ત ચાતુરી રે, ધન યૌવન વર દેહ;
મનવલ્લભ મેલાવડો રે, પુણ્યેં પામીજે એહ રે. નૃપ૦ ૮
મયણા કહે મતિ ન્યાયની રે, શીલશું નિર્મળ દેહ;
સંગતિ ગુરૂ ગુણવંતની રે, પુણ્યેં પામીજે એહ રે. નૃપ૦ ૯

**અર્થ:**—રાજાને આનંદ થતાં તેણે ફરીને સ્નેહ સહિત એક નવો જ અર્થ ગોઠવી કહાડી બન્ને કુંવરીઓને પૂછ્યું કે—"હે સદ્ગુણી વત્સો! તમો બન્ને મારી એક શમસ્યા પૂર્ણ કરજો કે—અમુક અમુક વસ્તુ પુણ્ય વડે જ પ્રાપ્ત કરી શકીએ છીએ!" તે સાંભળી પહેલી સુરસુંદરીએ કહ્યું કે—"ચતુરાઈ, ધન, યૌવન, સુંદર શરીર અને મનવલ્લભજનનો મેલાપ—એટલી વસ્તુઓ પુણ્ય વડે જ પ્રાપ્ત થાય છે!" પછી મયણાસુંદરીએ કહ્યું કે—"ન્યાયથી પૂર્ણબુદ્ધિ, શીલસહિત પવિત્ર શરીર, અને ગુણવંત ગુરૂની સંગતિ, એટલા પદાર્થ પુણ્ય વડે જ પ્રાપ્ત થાય છે!"—૭ થી ૯

ઈણ અવસર ભૂપતિ ભણે રે, આણી મન અભિમાન;
હું ત્રૂઠયો તુમ ઊપરેં રે, દેઊં વંછિત દાન રે. વત્સ૦ ૧૦
હું નિર્ધનને ધન દેઊં રે, કરૂં રંકને રાય;
લોકસયલ સુખ ભોગવે રે, પામી મુજ પસાય રે. વત્સ૦ ૧૧
સકલ પદારથ પામિયેં રે, મેં તૂઠે જગમાંહિ;
મેં રૂઠે જગ રોલિયેં રે, ઊભો ન રહે કોઈ છાંહિ રે. વત્સ૦ ૧૨

**અર્થ:**—આ પ્રમાણે પુત્રીઓનો વચનવિલાસ સાંભળી પ્રજાપાળ રાજા તે વખતે અભિમાનમાં ગર્ક થઈ કહેવા લાગ્યો કે—"હું તમો બન્ને ઉપર સંતુષ્ટમાન્ થયો છું માટે

તમો જે ચાહો તે તમારી ઇચ્છા પૂર્ણ કરી આપું. હું દરિદ્રીને ધન-દોલત આપી પૈસાદાર બનાવી દઉં, રંકને રાજા કરી દઉં, અને આ જે તમામ રૈયત સુખ ભોગવી રહી છે તે સઘળો પ્રતાપ મારી કૃપાનો જ છે. જગતની અંદર જેની ઉપર હું પ્રસન્ન થાઉં તેને તમામ પદાર્થ પ્રાપ્ત થઈ શકે છે અને જેની ઉપર હું કોપું તેનો રોળ વાળી નાખું છું કે જેથી તેના છાંયડે પણ કોઇ ઊભું રહેવા ન પામે. મતલબમાં એજ કે-એવો હું પ્રતાપવંત છું, તે તમારી ઉપર પ્રસન્ન થયો છું, માટે હવે જે જોઈએ તે માંગી લો કે જેથી ભવની ભાવટ ભાગી જાય. —૧૦ થી ૧૨

સુંદરી કહે સાચું પિતા રે, એહમાં કિશ્યો સંદેહ;
જગ જીવાડણ દોય છે રે, એક મહીપતિ દૂજો મેહ રે. નૃપ૦ ૧૩
સાચું સાચું સહુ કો કહે રે, સકલ સભા તેણી વાર;
એ સુરસુંદરી જેહવીરે, ચતુર ન કો સંસાર રે. નૃપ૦ ૧૪

**અર્થ:**—ઉપર પ્રમાણે અભિમાન ભરેલું રાજાનું બોલવું સાંભળી સુરસુંદરીએ કહ્યું કે—"પિતાજી! જે આપનું કહેવું થાય છે તે બધું સત્ય જ છે એમાં કશો શક નથી. જગતની અંદર જીવમાત્રને જીવાડનારા બે જ છે, એક રાજા અને બીજો વરસાદ!!" આવું તેણીનું બોલવું સાંભળી હાજી હા કરી ખુશામદ કરનારા સભાજનો રાજાની કૃપા મેળવવા બોલી ઉઠ્યા કે—"સત્ય છે! સત્ય છે! એ વાત તદ્દન સત્ય છે!!! અહા! આ શ્રીમતી સુરસુંદરી સમાન આ સંસારની અંદર કોઈ બીજી ચતુર સુંદરી નથી, ધન્ય છે એને." —૧૩-૧૪

રાજા પણ મન રંજિયો રે, કહે સુંદરી વર માંગ;
મનવંછિત તુજ મેળવી રે, દેઉં સકલ સૌભાગ રે. વત્સ૦ ૧૫
તિહાં કુરૂજંગલ દેશથી રે, આવ્યો અવનિપાલ;
સભામાંહે શોભે ઘણો રે, યૌવન રૂપ રસાળ રે. વત્સ૦ ૧૬
શંખપુરી નગરી ધણી રે, અરિદમન તસ નામ;
તે દેખી સુરસુંદરી રે, અંગે ઉપન્યો કામ રે. વત્સ૦ ૧૭
પૃથિવીપતિ તસ ઉપરેં રે, પરખી તાસ સનેહ;
તિલક કરી અરિદમનને રે, આપી અંગજા તેહ રે. વત્સ૦ ૧૮
રાસ રચ્યો શ્રીપાલનો રે, તેહની બીજી ઢાલ;
વિનય કહે શ્રોતા ઘરે રે, હોજો મંગલ માલ રે. વત્સ૦ ૧૯

**અર્થ:**—રાજા પણ ગર્વમાં ફૂલાઇ જઈ ખુશી થઈ ગયો અને કહેવા લાગ્યો કે—"હે સુરસુંદરી ! વર માંગ, વાંછિત–ઇચ્છેલો વર મેળવી દઈ સઘળાં સૌભાગ્ય બક્ષું." આ વાત થતી હતી તેવામાં એક કુરૂજંગલ દેશથી શંખપુરીના રાજા દમિતારિનો કુંવર અરિદમન, પ્રજાપાળ રાજાનો ખંડિયો રાજા હોવાથી તેમની સેવા બજાવવાને માટે અહિં આવી પહોંચ્યો, અને રાજસભામાં પ્રજાપાલ રાજાને નમન કરી તેણે પોતાની નીમેલી બેઠક લીધી. એ અરિદમન રાજા યુવાન અને સુંદર રૂપવાળો હોવાથી સભાની અંદર બહુ જ શોભતો હતો. તેને જોતાં જ સુરસુંદરીના શરીરમાં કામદેવ જાગૃત થયો; એથી તેની તરફ જ વારંવાર તેણી જોતી હોવાથી પ્રજાપાળ રાજાએ ચેષ્ટાથી જાણી લીધું કે સુરસુંદરીની વૃત્તિ 'સ્નેહ સહિત દંપતિ ધર્મમાં જોડાવા અરિદમન સાથે તલપી રહી છે, માટે તેમ જ કરવું ઉચિત છે. કેમકે મરજી વિરૂદ્ધ સંબંધ જોડવાથી નઠારાં પરિણામ આવે છે; એ જ અતિ ઉત્તમ છે.' એવો નિશ્ચય કરી તુરત જ કંકુનું તિલક કરી તે અરિદમન સાથે તે જ વખતે સુરસુંદરીને વરાવી દીધી. કવિ કહે છે કે–"મેં આ **શ્રીપાળ** મહારાજાના રાસની રચના કરી તેમાંની આ બીજી ઢાળ પૂર્ણ થઈ. આ રાસ સાંભળનારાઓને ઘેર મંગળમાળા થજો. એમ **વિનયવિજયજી** કહે છે."

—૧૫ થી ૧૯

દોહરા છંદ

મયણા મસ્તક ધૂણતી, જબ નિરખી નરરાય;
પૂછે પુત્રી વાત એ, તુમ મન કિમ ન સુહાય ? ૧
સકલ સભાથી સો ગુણી, ચતુરાઈ ચિતમાંહિ;
દીસે છે તે દાખવો, આણી અંગ ઉત્સાહ. ૨
ઉચિત ઇહાં નહિ બોલવું, મયણા કહે મહારાય;
મોહે મન માણસ તણાં, વિરૂઆ વિષય કષાય. ૩
નિરવિવેક નરપતિ જિહાં, અંશ નહીં ઉપયોગ;
સભા લોકસહુ હાજિહા, સરિખો મલ્યો સંયોગ. ૪

**અર્થ:**—આ પ્રમાણે પ્રજાપાળ રાજાએ જ્યારે મયણાસુંદરીની તરફ નજર કરી, ત્યારે તેણીને તો માથું ધૂણાવતી જોઈ; એથી તેણી પ્રત્યે પૂછયું કે–"હે પુત્રી તારા માથા ધૂણવાથી પ્રતીત થાય છે કે તને આ મારૂં કરેલું કામ પસંદ પડયું નથી," તો હું પૂછું છું કે—"આ વાત તારા મનને શા કારણને લીધે ન ગમી ? શું આ આખી સભા કરતાં તારામાં સો ગુણી ચતુરાઈ છે ? જો એવી ચતુરાઇ દેખાય છે, તો ઉત્સાહ સહિત કહી બતાવો." આ પ્રમાણે પિતાનું બોલવું સાંભળી મયણાસુંદરી બોલી કે—"મહારાજ !

સંસારની અંદર ઘણાંખરાં માણસોનાં મન નઠારા વિષય અને કષાયોથી લુબ્ધ થઈ ગએલાં હોય છે, તો તે વિષયમાં અત્રે કંઇ કહી બતાવવું એ વ્યાજબી નથી, છતાં પણ આપ જ્યારે સો ગણી ચતુરાઇ તારામાં છે, એમ અહંકાર ભરપૂર વચન ફરમાવો છો ત્યારે કંઈ કહેવાની ફરજ પડે છે, માટે તે સંબંધમાં થતી બેઅદબી માફ કરશો." નીતિશાસ્ત્રવેત્તાઓ કહે છે કે—"જે જગાએ રાજા વિવેક વગરનો, સદ્દવિચાર અને શાસ્ત્ર સંબંધીના ઉપયોગથી તદ્દન રહિત હોય, તથા સભાજનો હાજી હા કરનારા હોય છે, તેવા રાજા અને સભાજનોનો સરખો સંયોગ મળ્યો હોય તે જગાએ ન્યાયની વાત બોલવી વાજબી નથી." —૧ થી ૪

ઢાળ ત્રીજી—રાગકેદારો–કપૂર હોએ અતિ ઉજળું રે—એ દેશી.

મનમંદિર દીપક જિસ્યો રે, દીપે જાસ વિવેક,
તાસ ન કહિયેં પરાભવે રે, અંગ અજ્ઞાન અનેક;
પિતાજી મ કરો જૂઠ ગુમાન, એ ઋદ્ધિ અથિર નિદાન,
પિતાજી જેહવો જલધિ ઉધાન, પિતાજી મ કરો૦ ૧
સુખ દુઃખ સહુએ અનુભવે રે, કેવલ કર્મ પસાય;
અધિકું ન ઓછું તેહમાં રે, કીધું કોણે ન જાય. પિતાજી૦ ૨

**અર્થ:**—તેણીએ વિશેષમાં એ કહ્યું કે—"પિતાજી! જે મનુષ્યના મનરૂપી મંદિરની અંદર જળહળતા દીવાની પેઠે વિવેકરૂપી સાચો દીવો દીપતો હોય તે મનુષ્યના અંગમાં ભલેને અનેક અજ્ઞાનો હોય તોપણ તે કોઈ વારે પણ પરાભવ પામી શકે નહિ." તેથી 'જેને તેને હું જ સુખી દુઃખી કરી શકું છું.' એવું અજ્ઞાનયુક્ત વચન બોલો છો, પણ તે અયોગ્ય છે, માટે આપ ખોટું અભિમાન ન કરો, કેમકે આ બધી ઋદ્ધિ ખચિત દરિયામાં થતી ભરતી ઓટના જેવી જ જરાવારમાં છોળમછોળ અને જરાવારમાં ધૂળ ઊડે એવી અસ્થિર–છે, તો તેવી અસ્થિર ઋદ્ધિનો ગર્વ કરી જે કંઈ સુખી દુઃખી કરવાનો ગર્વ ધરાવો છો તે મિથ્યા છે. સુખ અને દુઃખ સર્વ પ્રાણી પોતપોતાના કર્મના જ પ્રતાપથી અનુભવે–ભોગવે છે અને તેની અંદરથી કોઈ પણ વધારે કે ઓછું કરી શકે તેમ છે જ નહીં. અને જ્યારે કોઈનું કર્યું ઓછું વધતું થતું નથી તો આપ શી રીતે વધારે ઓછું કરી શકો તેમ છો! માટે એ વાતનો ખોટો ગર્વ ન કરો." —૧–૨

રાજા કોપેં કળકળ્યો રે, સાંભલતાં તે વાત;
વ્હાલી પણ વેરણ થઈ રે, કીધો વચન વિઘાતરે,



ચિત્ર ૧૨ મયણાસુંદરીને પ્રશ્ન પૂછતો પ્રજાપાલ (પાનું ૧૧)



ચિત્ર ૧૩ ક્રોધાતુર થએલો પ્રજાપાલ (પાનું ૧૨)



ચિત્ર ૧૫ રાજવાટિકા જતો પ્રજાપાલ રાજા (પાનું ૧૬)

બેટી! ભલી રે ભણી તું આજ, તેં લોપી મુજ લાજ રે બેટી!
વિણસાડયું નિજ કાજ રે બેટી! તું મૂરખ શિરતાજ રે બેટી! ભલી રે૦ ૩

પોષીને પોઢી કરી રે, ભોજન કૂર કપૂર;
રયણ હિંડોળે હિંચતી રે, ભોગ ભલા ભરપૂર રે બેટી! ભલી રે૦ ૪

પાટ પટંબર પહેરણે રે, પરિજન સેવે પાય;
જગમાં સહુ જી જી કરે રે, એ સવિ મુજ પસાયરે બેટી! ભલી રે૦ ૫

**અર્થઃ**—આ પ્રમાણે મયણાસુંદરીની અગ્નિમાં ઘી હોમાયા સરખી વાત સાંભળતાં જ પ્રજાપાળ રાજાને ક્રોધ પેદા થતાં ક્રોધાગ્નિથી કળકળતો રાતો પીળો થઈ કહેવા લાગ્યો કે—"રે દીકરી! તું મને ઘણી વહાલી હતી, પરંતુ તેં મારા વચનનો ભંગ કર્યો એથી વૈરિણી જેવી થઈ ગઈ, માટે કહું છું કે બેટી! તું આજે તો બહુ સારૂં ભણી! તેં તારો સ્વાર્થ હાથે કરીને જ બગાડયો છે એથી સ્વસ્વાર્થ બગાડનાર હોવાથી ખરેખર તું મૂર્ખ-શિરતાજ છે, તને જે પાળી પોષીને મોટી કરી છે, ભાતભાતનાં ચોખા વગેરેનાં બરાસ મિશ્રિત ભોજન જમાડી મોટી કરી છે, રત્નથી જડેલા હિંચોળે હીંચે છે, અને સારા તેમજ પૂરેપૂરી રીતે ભોગો ભોગવે છે, તથા ઊંચી જાતનાં હીરચીર પહેરવા મળે છે, નોકર ચાકરો તારી પગચંપી આદિ સેવા ચાકરી કરે છે અને જગતમાં જ્યાં ત્યાં લોકોએ જી જી કહીને અત્યાર સુધી બોલાવી છે એ બધા મારા પસાય ને લીધે થએલ છે એમ જાણજે."

—૩ થી ૫

તત્ત્વ વિચારો તાતજી રે, મત આણો મન રોષ;
કર્મે તુમ કુલ અવતરી રે, મેં કિહાં જોયા જોષ. પિતાજી૦ ૬

મલહાવો મોંઘે મને રે, નવ નવા કરો નિવેદ;
તે સવિ કર્મ પસાઉલે રે, એ અવધારો ભેદ. પિતાજી૦ ૭

**અર્થઃ**—કોપયુક્ત વચન સાંભળી મયણાસુંદરી બોલી કે—"પિતાજી! જે મેં કહ્યું તેનું તત્ત્વ—સારાંશ વિચારો અને મનમાં ગુસ્સો ન લાવો. મેં કંઈ આપના કુળમાં પેદા થવાને માટે જોષ જોવડાવ્યા હતા? પરંતુ મારા પૂર્વનાં કરેલા સારા કર્મોના ઉદયથી જ આપને ત્યાં અવતરી છું, અને જે આપ મને મોટા મનથી મલ્હાવો—રમાડો ને આનંદ કરાવો છો, તથા નવા નવા ખાનપાન કરાવો છો તે સઘળો પણ મારા કર્મનો જ પ્રતાપ છે એ તત્ત્વને ખાસ ધ્યાનમાં લો અને ખોટો ગર્વ ન કરો."

—૬-૭

જો હઠવાદ તુમને ઘણો રે, કર્મ ઉપર એકાંત;
તો તુઝને પરણાવશું રે, કર્મે આણ્યો કંત રે બેટી! ભલી રે૦ ૮
માન હણ્યું જુઓ એણીયેં રે, માહરૂં સભા સમક્ષ;
ફલ દેખાડું એહને રે, સકલ પ્રજા પ્રત્યક્ષ રે બેટી! ભલીરે૦ ૯

અર્થઃ—"ઠીક છે! જો તને એકાંત પક્ષથી કર્મ ઊપર જ હઠવાદ છે, તો હવે તને મારી શોધથી મેળવેલા નહીં, પણ કર્મની શોધથી મેળવેલા પતિની સાથે પરણાવીશ." રાજા પ્રજાપાળને દુઃખ થતાં તેણે મન સાથે નિશ્ચય કર્યો કે-'એણીએ મારૂં સભાની અંદર માનભંગ કરેલ છે, પણ હું એનું ફળ એણીને સકળ પ્રજા દેખતા પ્રત્યક્ષપણે દેખાડું.'—૮-૯

સખિયેં એ શું શીખવ્યું રે, અધ્યાપક અજ્ઞાન;
સજ્જન લોક લાજે સહુ રે, દેખી એ અપમાન રે બેટી! ભલીરે૦ ૧૦
નગરલોક નિંદે સહુ રે, ભણ્યું એહનું ધૂળ;
જુઓ વાતની વાતમાં રે, પિતા કર્યો પ્રતિકૂલ રે બેટી! ભલીરે૦ ૧૧
મિથ્યાત્વી કહે જૈનની રે, વાત સકલ વિપરીત;
જગત નીતિ જાણે નહીં રે, અવળાને અવિનીત રે બેટી! ભલીરે૦ ૧૨
અવસર પામી રાયનો રે, રોષ સમાવણ કાજ;
કહે પ્રધાન પધારીએ રે, રયવાડી મહારાજ રે બેટી! ભલીરે૦ ૧૩
રાસ ભલો શ્રીપાલનો રે, તેહની ત્રીજી ઢાલ;
વિનય કહે મદ પરિહરો રે, જેહથી બહુ જંજાળ રે. બેટી! ભલીરે૦ ૧૪

અર્થઃ—આ પ્રમાણે રાજાનું અપમાન થવાથી રાજાનાં સગાંસંબંધી-સજ્જન વગેરે બધાં શરમાઇને કહેવા લાગ્યાં કે—"અરે! એણીની સાહેલી-સખિયોએ પણ આવું શું શિક્ષણ આપ્યું હશે? તેમ એણીને ભણાવનારો અધ્યાપક પણ જ્ઞાન વગરનોજ જણાય છે, કેમ કે એણીને નીતિ રીતિ સંબંધી કશી કેળવણી આપી નથી." તેમજ શહેરનાં લોકો પણ નિંદવા લાગ્યા કે-"એણીનું ભણ્યું બધું ધૂળ છે, જુઓ! એ બહુ ભણેલી છે, પણ બોલતાં ન આવડવાથી વાતની વાતમાં પિતાને દુશ્મન કર્યો!" અને મિથ્યાત્વીઓ તો એમજ કહેવા લાગ્યા કે-"જૈનોની વાતો જ વિપરીત-અવળી છે. જૈન લોકો જગતની નીતિ કે રીતિ જાણતા જ નથી. એઓ અવળચંડા અને અકડાઈભર્યા જ હોય છે." રાજાનો ગુસ્સો શાંત કરી દેવા સમયના જાણ પ્રધાને આવી અરજ કરી કે-"રાજવાટિકા ફરવાનો

વણત થયો છે, માટે મહારાજ! પધારવા કૃપા કરો." આ **શ્રીપાળના** સુંદર રાસની ત્રીજી ઢાળ પૂર્ણ થતાં **વિનયવિજયજી** મહારાજ કહે છે કે–"હે શ્રોતાજનો! આ દાખલો ધ્યાનમાં લઈ જેના વડે સંસારમાં બહુ જંજાળ નડે છે તે અહંકાર–મદનો તમે ત્યાગ કરો."—૧૦–૧૪

દોહરા છંદ

રાજા રયવાડી ચઢયો, સબળ સૈન્ય પરિવાર;
મદમાતા મયગલ ઘણા, સહસ ગમેં અસવાર. ૧
સુભટ સિપાઈ સામટા, જિસ્યા પંચાયણ સિંહ;
આયુધ આડંબર અધિક, અટલ અભંગ અબીહ. ૨
વાધા કેસરિયા કિયા, રઢિયાલા રજપૂત;
મુછાલા મછરાયલા, જોધ જિસ્યા જમદૂત. ૩
પાખરિયા પંખી પરેં, ઊડેં અંબર જામ;
પંચવરણ નેજાં નવલ, ગયણ ચોક ચિત્રામ. ૪
સરણાઈ વાજે સરસ, ધૂરે ઘોર નિસાણ;
પુર બાહિર નૃપ આવીયા, ભાલા જલહલ ભાણ. ૫

**અર્થ:**—ઘણા બળવાન લશ્કર સહિત પ્રજાપાળ રાજા રાજવાટિકા ફરવાને માટે ચડ્યો. તે વખતે મદથી તોફાની બનેલા ઘણા હાથીઓની શ્રેણી હજારો ઘોડેસવારો અને થોકબંધ લડવૈયા તથા સિપાઈઓ સાથે હતા, એટલું જ નહિં પણ તે હાથીસવારો, ઘોડેસવારો, સુભટો અને સિપાઈયો પંચાનન–સિંહના જેવા જુસ્સાદાર હતા, તેમજ શસ્ત્ર–અસ્ત્રોના ઠાઠ સહિત, અને પાછી પાની ન કરનારા, કોઈના ભગાવ્યા ન ભાગી જનારા, તથા કોઇના ડરાવ્યા ન ડરનારા હતા, આ સિવાય હઠીલા રજપૂતો કે જેઓ મોટી વાંકડી મુછોવાળા, ઈર્ષાવંત, અને જીવ લેનારા યમદૂત જેવા યુદ્ધ કરી શત્રુપક્ષનો રોળ વાળનારા હતા. તેઓએ કેસરી વાઘા અર્થાત્ રણક્ષેત્ર–લડાઈના મેદાનમાં ઘૂમી વિજય મેળવવા કેસરીયાં કર્યાં છે એવા વીરરત્નો હતા, તેમજ સરંજામથી સજેલા–પાખરેલા ઘોડાઓ કે જેઓ છલંગ મારી આકાશમાં જ્યારે પંખીની પેઠે ઉછળતા હતા, ત્યારે તેઓ તેના ઉપર પચરંગી વાવટાઓ હાથમાં લઈ બેઠેલા સવારો સહિત એવા જણાતા હતા કે જાણે આકાશરૂપી ચોકમાં ચિત્રામણ કહાડયાં હોય નહિ? તેવો ભાસ થતો હતો. તે લશ્કરને મોખરે સુંદર રસ સહિત સુરાવટથી શરણાઈઓ વાગી રહી હતી, અને ગંભીર શબ્દ સાથે નગારાં વાજી

આકાશને શબ્દમય કરી રહ્યાં હતાં. આવા ઠાઠ સહિત લશ્કર સાથે જ્યારે રાજા શહેર બહાર નિકળી ચૂકયા, ત્યારે સવારોના હાથમાંની બરછીઓના ચળકતા ભાલાઓની ઉપર સૂર્યનાં કિરણો પડવાથી જાણે બીજા સૂર્ય જ ન હોય ? તેવો ખ્યાલ તે ઉત્પન્ન કરાવા લાગ્યા. —૧-૫

ઢાળ ચોથી—રાગ ગોડી-રામચંદ્રકે બાગમેં ચંપો મોરી રહ્યોરી–એ દેશી.

મારગ સનમુખ તામ, ઊડે ખેહ ઘણીરી;
પૂછે ભૂપતિ દૃષ્ટિ-દેઈ મંત્રી ભણીરી. ૧
કુણ આવે છે એહ, એવડાં લોક ઘણારી;
કહે મંત્રી રહો દૂર, દરિસણ એહ તણારી. ૨
એ કુષ્ટિ સય સાત, થાઈ એક મણારી;
થાપી રાજા એક, જાચે રાય રાણારી. ૩
મારગ મૂકી જામ, નરપતિ દૂર ટલેરી;
ગલિતાંગુલી તસ દૂત, આવી તામ મલેરી. ૪
ઉત્તમ મારગ કાંઈ, જાયે દૂર તજીરી;
ઉજેણીના રાય, હારે કીર્ત્તિ સજીરી. ૫
નિર્મુખ આશા ભંગ, જાચક જાસ રહ્યારી;
ભારભૂત જગ માંહિ, નિર્ગુણ તે કહ્યારી. ૬

**અર્થઃ**—રાજા લશ્કર સહિત જ્યારે અગાડી ચાલી નિકળ્યો ત્યારે રસ્તામાં સન્મુખ બહુજ ધૂળ ઉડતી નજરે પડી, એટલે પ્રધાન તરફ જોઈ પૂછવા લાગ્યો કે-"આટલી બધી ધૂળ કેમ ઉડતી જણાય છે ? અને આટલાં બધાં કોણ લોકો આવે છે ?" પ્રધાને કહ્યું-"જે એ લોકો આવે છે તેઓના દર્શનથી પણ આપ દૂર રહો; કેમકે તે સાતસો કોઢીયાઓ છે, અને એક સંપ કરી એક રાજાને સ્થાપન કરી રાજા રાણાઓને જોઈતી ચીજ યાચતા ફરે છે." આવું પ્રધાનનું કહેવું સાંભળી જ્યારે રાજા રસ્તો છોડી બીજે રસ્તે ચાલ્યો. ત્યારે ગળી ગએલી આંગળીઓવાળો એક કોઢીઓ દૂત આવી પહોંચી રાજાને કહેવા લાગ્યો-"હે ઉજેણીના મહારાજ ! આ ઉત્તમ રસ્તો છોડીને આપ અવળે રસ્તે કેમ પધારો છો ? અને લાંબા વખતથી જાળવી રાખેલી કીર્ત્તિને આજે આ માર્ગ આદરી કેમ હારી જાઓ છો ? જેની અગાડી આવી યાચક નિર્મુખ આશાભંગ થઈ રહે છે, તે મનુષ્ય જગતમાં ભારરૂપ સરખા નિર્ગુણી જ કહેવાય છે." (૧-૬)

શી જાચો છો વસ્તુ, વિગતેં તેહ ભણોરી;
રાય કહે અમ આજ, કીરતિ કાંઇ હણોરી. ૭

દૂત કહે અમ રાય, સઘળી ઋદ્ધિ મિલિરી;
રાજવટ્ટ પરગટ્ટ, દીધી અમે ભલીરી. ૮

પણ સુકુલિણી એક, કન્યા કોઈ દિયેરી;
તો તસ રાણી હોયે, અમ એહ હર્ષ હિયેરી. ૯

**અર્થ:**—રાજાએ કહ્યું-" પણ તમો શી વસ્તુની ઇચ્છા રાખો છો ? તે વિગતવાર કહી બતાવો, અને આજે અમારી કીર્ત્તિનો ભંગ ન કરો." સમય હાથ લાગ્યો જાણી દૂત બોલ્યો-" અમારા રાજાને, અમો બધાંઓએ એકઠા મળીને સઘળી રાજ્યઋદ્ધિ તથા રાજ્યની કારકીર્દિ વગેરે મેળવી આપવાથી પ્રાપ્ત થઈ છે; પણ એક સારા કુળની કન્યા મળી નથી, જો તે કોઈ આપે તો તે અમારા રાજાની રાણી થાય. બસ એ જ અમારા હૈયામાં હવે હર્ષ મળવાની ખામી છે, તે માટે આપ પાસે આવવું થયું છે."

મન ચિંતે તવ રાય, મયણાને દેઉ પરીરી;
જગમાંહી રાખું કીર્ત્તિ, અવિચલ એહ ખરીરી. ૧૦

ફલ પામે પ્રત્યક્ષ, મયણા કર્મ તણાંરી;
સાલે હૈડામાંહી, વયણાં તેહ ઘણાંરી. ૧૧
વળે રૂંખ ઘન વૃદ્ધિ, દાધાં જેહ દવેરી;
કુવયણ દાધાં જેહ, ન વળે તેહ ભવેરી. ૧૨
રોષ તણે વશ રાય, શુદ્ધિ બુદ્ધિ સર્વ ગઈરી;
કહે દૂત તુઝ રાય, અમ ઘર આણો જઈરી. ૧૩
દેઉં રાજકુમારી, રૂપે રંભ જિસીરી;
દૂત તણે મન વાત, વિસ્મય એહ વસીરી. ૧૪
કિશ્યું વિમાસે મૂઢ, મેં જે વાત કહીરી;
ન ફરે જગમાં તેહ, અવિચલ સાચ થઈરી. ૧૫
શ્રી શ્રીપાલનો રાસ, ચોથી ઢાલ કહીરી;
વિનય કહે નિરવાણિ, ક્રોધે સિદ્ધિ નહીરી. ૧૬

**અર્થઃ**—દૂતવચન સાંભળીને પ્રજાપાળ મન સાથે વિચાર કરવા લાગ્યો કે-“ એ કોઢીયા વરને મયણાને દઈ દઉં ? અને એમ કરવાથી જગતમાં ‘ હું કરૂં તેજ થાય છે ’ એ મારી અવિચળ કીર્તિ રાખું, તેમજ મયણાને પણ ‘ કર્મ કરે તે જ થાય છે ’ એ મમતનું પ્રત્યક્ષ ફળ આપી દઉં. મને મારા માનભંગ રૂપ તે મયણાનાં આકરાં વચન બહુજ મારા હૃદયની અંદર ખટકયા કરે છે. જે ઝાડ દવ લાગવાથી દાઝી ગએલ હોય છે તે વરસાદની વૃષ્ટિ થવાના કારણને લીધે પાછું પાંગરી નવપલ્લવ થાય છે, પણ નઠારાં વચનોરૂપિ અગ્નિવડે જે મન દાઝી ગએલ હોય છે, તે મન તે ભવમાં ફરી નવપલ્લવ-પ્રેમાળ વૃત્તિવંત થતું જ નથી ! ” આવા કારણને લીધે રાજાને ક્રોધ ‘ચડવાથી’ તેની શુદ્ધિ બુદ્ધિ જતી રહેવાથી આવું ગેગ્વાજબી કામ કરવા તેને સુઝયું. જેથી તે દૂતને કહેવા લાગ્યો-“ હે દૂત ! તું જઈને તારા રાજાને મારે ત્યાં તેડી લાવ, હું તેને રૂપમાં રંભા જેવી રાજકન્યા વરાવી દઉં. ” આ અસંભવ વાત સાંભળી દૂતને આશ્ચર્ય સાથે સંદેહ પેદા થયો કે-“ શું આ સાચું કહે છે ! કિંવા મશ્કરી કરે છે ! પોતાની રંભા જેવી કન્યા જાણી બુઝી કોઢીઆને કોણ આપે ? ” વગેરે વગેરે વિચારમાં ગર્ક થયો. એ જોઈ રાજા બોલ્યો-“ રે મૂર્ખ ! શું વિચારમાં પડ્યો છે ! ! મેં જે વાત કહી છે તે જગતમાં કદિ ફરનાર નથી, માટે પૂરેપૂરી સાચી માની તારા રાજાને તેડી લાવ કે તેના મનોરથ પૂર્ણ કરી દઉં ! ” **શ્રીપાળના** રાસની અંદર આ ચોથી ઢાળ કહી-**વિનયવિજયજી** કહે છે કે હે શ્રોતા ગણ ! ક્રોધ કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થતી જ નથી —૧૦-૧૬

દોહરા છંદ

કોપ કઠિન ભૂપતિ હવે, આવ્યો નિજ આવાસ;
સિંહાસણ બેઠો અધિક, મન અભિમાન વિલાસ. ૧

મયણાને તેડી કહે, કર્મતણો પખ છોડ;
મુજ પસાય મન આણુ જિમ, પૂરૂં વાંછિત કોડ. ૨

મયણા કહે દૂરે તજો, એ સવિ મિથ્યાવાદ;
સુખ દુઃખ જે જગ પામીયે, તે સવિ કર્મ પ્રસાદ. ૩

બાલકને બતલાવતો, હઠે ચઢાવે રાય;
વાદ કરંતાં બાલશું, લઘુતા પામે ન્યાય. ૪

કોઈ કહે એ બાલિકા, જુઓ હઠીલી થાય;
અવસર ઉચિત ન ઓળખે, રીસ ચઢાવે રાય. ૫

**અર્થ:**—કોપથી કઠણ થએલા હૃદયવાળો રાજા રાજવાટિકા ફેરવાનું માંડી વાળી તુરત પોતાના મહેલ ભણી પાછો વળ્યો, તથા બહુ જ અભિમાન સહિત મન બનાવી સિંહાસન ઉપર બેસી તુરત મયણાસુંદરીને બોલાવી કહેવા લાગ્યો–"હજુ પણ તું 'કર્મ કરે તે જ થાય છે' એ પક્ષ છોડી દે અને 'મારી કૃપા વડે જે કરૂં તે જ થાય છે' એ વાતને કબુલ કર, તો તારા મનવાંછિત પૂર્ણ કરૂં, નહીં તો તારા હાલ બેહાલ થઈ જશે!" એ સાંભળી અચળ સિદ્ધાંતવાળી મયણાસુંદરી બોલી કે–"પિતાશ્રી! એ બધો જૂઠો–નકામો વાદ બાજુ પર ફેંકી દો. જગતમાં જે સુખ દુઃખ પ્રાપ્ત કરીએ છીએ તે બધો કર્મનો જ પ્રતાપ છે!" આવો સામલો જોઈ સભાજન પૈકી કેટલાએક કહેવા લાગ્યા કે–"બાળકને વારે વારે છેડવાથી હઠે ચડે છે. તેમજ બાળકની સાથે તકરાર કરવાથી ન્યાય પણ હલકાઈ પામે છે, એમ નીતિ–ન્યાયશાસ્ત્રના જાણકારે કહેલું છે; માટે રાજાની પણ ગાંડાઈ છે." અને કોઈ કહેવા લાગ્યો કે–"બિચારો રાજા પણ શું કરે? જેમ જેમ એણીને સમજૂતી આપે છે, તેમ તેમ જુઓ તો ખરા! એ હઠીલી બાળા રાજાને વધારે રીષ ચડે તેવું અવસર ઓળખ્યા વગર ગેરવાજબી બોલે છે!! —૧–૫

---

ઢાળ પાંચમી—છંદર આંબા આંબલી રે—એ દેશી.

રાણો ઉંબર ઈણે સમે રે, આવ્યો નયરી માંહિ;<br>
સટિત કરણ સૂપડ જિશ્યો રે, છત્ર કરે શિર છાંહિ.<br>
ચતુરનર, કર્મતણી ગતિ જોય.<br>
કર્મેં સુખ દુઃખ હોય, ચ૦, કર્મ ન છૂટે કોય. ચતુરનર૦ ૧

શ્વેતાંગુલી ચામર ધરે રે, અવિગત નાસ ખવાસ;<br>
ઘોરનાદ ઘોઘર સ્વરેં રે, અરજ કરે અરદાસ. ચ૦ ક૦ ૨

વેસર અસવારી કરી રે, રોગી સવિ પરિવાર;<br>
ભલેં બાઉલેં પરિવર્યો રે, જિશ્યો દગ્ધ સહકાર. ચ૦ ક૦ ૩

કેઈ ટૂંટા કેઈ પાંગળા રે, કેઈ ખોડા કેઈ ખીણ;<br>
કેઈ ખસિયા કેઈ ખાસિયા રે, કેઈ દદ્દુર કેઈ દીણ. ચ૦ ક૦ ૪

એક મુખેં માખી બણબણે રે, એક મુખ પડતી લાળ;<br>
એક તણે ચાંદાં ચગચગે રે, એક શિર નાઠા વાળ. ચ૦ ક૦ ૫

**અર્થ:**—તેડવા ગએલો દૂત પોતાના ઉંબર રાણાને તેડી લાવ્યો. એ શહેરમાં દાખલ

થએલી સવારીના દેખાવ પૈકી રાજાનું શરીર ઉંબરના થડ ઉપરનાં ચીરાએલાં છોડિયાં જેવું ફાટી ગએલું હતું, તથા તેના ઉપર છત્ર ધરનાર સડીને સૂપડા સરખા થઈ ગએલા કાનવાળો હતો; માટે હે ચતુર પુરૂષો! તમે કર્મની ગતિ તો જુઓ; આ સંસારમાં કર્મે કરીને જ જીવને સુખ દુઃખ થાય છે પણ કર્મથી કોઈ છૂટી શકતો નથી. તેમજ તેના ઉપર ચામર વીંઝનાર ધોળા કોઢથી ધોળી થએલી આંગળીઓવાળો હતો, અને ખવાઈ ગએલા નાકને લીધે બીહામણા શબ્દવાળા ઘોઘર સ્વરનો છડીદાર તેની નેકી પોકારી રહ્યો હતો, એવા ઠાઠ સહિત ઉંબર રાણો હતો. વળી તે ખચ્ચર ઉપર સવારી કરેલા સાતસો કોઢિયાઓના પરિવાર સહિત, જેમ મૂળ તો કાળા અને વળી દાઝી ગએલા હોય એવા બાવળીયાઓના ઝુંડમાં દાઝી ગએલો આંબો જણાય, તેમ તે રોગગ્રસ્ત મંડળમાં રોગી ઉંબર રાણો જણાતો હતો. તેમ જ તે રાજાના પરિવાર પૈકી કેટલાક ટૂંટાં, ટૂંસાં, બોડા, ક્ષીણ, ખસિયલ, ખાંસીવાળા, દાદરવાળા અને કંગાલ જેવા અંગ ઉપાંગ હીન થવાથી બનેલા હતા. એકના મુખ ઉપર માખીઓ બણબણી રહેલી છે, તો એકના મુખમાંથી લાળ જ ટપકી રહેલી છે, તો એકના શરીર ઉપર ચાંદાં ચગચગી રહેલાં છે, તો એકના માથા ઉપરથી વાળજ જતા રહેલા છે, આવો પરિવાર હતો. —૧ થી ૫

ચહુટા માંહે ચાલતાં રે, શૌર કરે સય સાત;<br>
લોક લાખ જોવા મિલ્યાં રે, એહ કિશ્યો ઉતપાત. ચ૦ ક૦ ૬<br>
ઢોર ધસે કૂતર ભસે રે, ધિક ધિક કહે મુખ વાચ;<br>
જન પૂછે તુમે કોણ છો રે, ભૂત કે પ્રેત પિશાચ ? ચ૦ ક૦ ૭<br>
કહે રોગી તુમ રાયની રે, પુત્રી રૂપનિધાન;<br>
તે અમ રાણો પરણશે રે, એહ જાયે તસ જાન. ચ૦ ક૦ ૮<br>
નગર લોક સાથે થયાં રે, કૌતુક જોવા કાજ;<br>
ઉંબર રાણો આવિયો રે, જિહાં બેઠા મહારાજ. ચ૦ ક૦ ૯

**અર્થઃ**—પોતાના રાજાને રાજકન્યા મળવાના ઉમંગમાં મલકાએલા તે સાતસેં જણ ચહુટામાં ચાલતાં સોર બકોર કરી રહેલા હતા. એ સાંભળી લાખો લોક તેમના જોવાલાયક તમાશાને જોવા એકઠાં થઈ ગયાં અને વિસ્મય થઈ વિચારવા લાગ્યા કે–" અરે આ તે શો ઉત્પાત છે!! " જેઓને જોઈ ઢોરો ભડકીને ભાગે છે, અને કૂતરાં ભસે છે, અને જોનારાં લોકો ધિક્કાર ઉપર ધિક્કાર દઈ તેઓને પૂછે છે કે–" અરે! તમે કોણ છો? ભૂત છો? પ્રેત છો? કે પિશાચ છો?" આના ઉત્તરમાં એક રોગીએ જવાબ આપ્યો કે–" અમો ભૂત, પ્રેત કે પિશાચ નથી; પરંતુ તમારા રાજાની જે રૂપના ખજાના સરખી કુંવરી છે, તેણીને



ચિત્ર ૧૭ રાજા પ્રજાપાલ રાજવાટિકા પહોંચે છે (પાનું ૨૬)



ચિત્ર ૧૮ રાજા નરવાહન પ્રધાનને પૂછે છે (પાનું ૧૬)

અમારો રાણો પરણવાનો છે, માટે આ તેની જાન જાય છે.” એથી એ કૌતુક જોવાને વાસ્તે શહેરનાં લોકો પણ તેમની સાથે સાથે ચાલ્યાં. અને આવી રીતે ચાલતાં તે ઉંબર રાણો જ્યાં પ્રજાપાળ મહારાજ રાજસભા ભરી બેઠેલ છે ને જ્યાં પિતા પુત્રી વચ્ચે બાપકર્મી તથા આપકર્મીનો જુસ્સાબંધ વિવાદ ચાલી રહ્યો છે ત્યાં તે અવસર પ્રાપ્ત થતાં આવી પહોંચ્યો. —૬ થી ૯

મયણાને ભૂપતિ કહે રે, એ આવ્યો તુમ નાહ;
સુખ સંપૂરણ અનુભવો રે, કર્મે કર્યો વિવાહ. ચ૦ ક૦ ૧૦

મયણા મુખ નવિ પાલટે રે, અંશ ન આણે ખેદ;
જ્ઞાનીનું દીઠું હોવે રે, તિહાં નહીં કિશ્યો વિભેદ. ચ૦ ક૦ ૧૧

જેહ પિતાયેં પાંચની રે, સાખે દીધો કંત;
દેવ પરેં આરાધવો રે, ઉત્તમ મન એકંત. ચ૦ ક૦ ૧૨

કરી પ્રણામ નિજ તાતને રે, વયણ વિમલ સુખરંગ;
આવીને ઊભી રહી રે, ઉંબરને વામાંગ. ચ૦ ક૦ ૧૩

**અર્થઃ**—જ્યારે ઉંબર રાણો આવી પહોંચ્યો ત્યારે પ્રજાપાળરાજા મયણાસુંદરીને કહેવા લાગ્યો કે–“આ તમારો નાથ આવ્યો! હવે એની સંગાથે સંપૂર્ણ સુખનો અનુભવ લો, કેમકે તમારા કર્મે જ આ વિવાહ કર્યો છે. રોગમય શરીરવાળો વર આપ્યો, છતાં પણ મયણાસુંદરીના મોં ઉપરનો રંગ જરા સરખો પણ બદલાયો નહીં; તેમ મનમાં જરા પણ ખેદ આવવા પામ્યો નહીં. કેમકે એ નિશ્ચયથી જાણતી જ હતી કે–“જે જ્ઞાનીમહારાજનું દીઠેલું હશે તે જ થવાનું છે, તેમાં મીન મેખ થનાર જ નથી.” તેમજ નિશ્ચય કર્યો કે–“પિતાએ પંચની સાક્ષીએ જે પતિનો હાથ સોંપ્યો તે ચાહે તેવી સ્થિતિવાળો હોય, તો પણ તે પતિની જ દેવની પેઠે આરાધના કરવી એ જ ઉત્તમ કુળની સ્ત્રીઓનો સાચો ધર્મ છે.” એમ વિચારી પોતાના પિતાને પ્રણામ કરી તેમનું વચન માન્ય કરી તુરત પૂર્ણચંદ્રસરખા નિર્મળ સુખયુક્ત ઇષ્ટદેવ સ્મરણરૂપ મંગળ લગ્નને સાધી ઉંબર રાણાની ડાબી બાજુએ આવી ઊભી રહી અને પોતાની મેળે જ તે રાણાની સાથે પાણીગ્રહણ કર્યું. —૧૦ થી ૧૩

તવ ઉંબર એણિ પરેં ભણે રે, અનુચિત એ ભૂપાલ;
ન ઘટે કંઠે કાગને રે, મુક્તાફલની માલ. ચ૦ ક૦

રાય કહે કન્યા તણે રે, કર્મે એ બલ કીધ;
ઘણું કહ્યું મેં એહને રે, દોષ ન કો મેં લીધ. ચ૦ક૦ ૧૫
રોગી રલીઆયત થયા રે, દેખી કન્યા પાસ;
પરમેસર પૂરણ કરી રે, આજ અમારી આશ. ચ૦ક૦ ૧૬
સુગુણ રાસ શ્રીપાલનોરે, તેહની પાંચમી ઢાલ;
વિનય કહે શ્રોતા ઘરે રે, હોજો મંગલમાલ. ચ૦ક૦ ૧૭

**અર્થ:**—જ્યારે મયણાસુંદરીએ ઉપર પ્રમાણે કર્યું ત્યારે ઉંબર રાણાએ રાજાને કહ્યું કે–"હે રાજન્! આ પ્રમાણે સંબંધ જોડવો એ ગેરવાજબી છે. કેમકે કાગડાને કંઠે મોતીમાળા ધારણ કરવા સરખું આ અયુક્ત કામ થાય છે." રાજાએ કહ્યું: "તમો કહો છો તે હું સમજું છું, આ કન્યાના કર્મે જ આ બળ કર્યું છે. મેં તો એણીને મારા ઉપર અપવાદ આવે એ માટે ઘણુંએ કહ્યું. કેમકે એણીએ સર્વ સુખ દુઃખનો આધાર કર્મ-રાજાના જ હાથમાં સોંપેલો છે." આ પ્રમાણે વાત બનતાં જો કે પરણનારને રાજી થવું જોઈએ તેને બદલે તે ઉદાસ થયો, પરંતુ તેના પરિવારરૂપ સાતસો રોગી તો કન્યાને પોતાના રાણા પાસે ઊભેલી જોઈ અનહદ ખુશી થઈ ગયા અને બોલ્યા કે–"આજે અમારી આશા પરમેશ્વરે સર્વ રીતે પૂર્ણ કરી!" આ **શ્રીપાળના** સદ્ગુણવંત રાસની પાંચમી ઢાળ પૂરી થઈ **વિનયવિજયજી** કહે છે કે–આ રાસ સાંભળનારાંઓને ઘેર મંગળમાળા થજો —૧૪-૧૭

---

દોહરા ૭૬

કોઈ કહે ધિક રાયનો, એવડો રોષ અસાધ;
કોઈ કહે કન્યા તણો, એ સઘલો અપરાધ. ૧
ઊતારે આવ્યા સહુ, સુણતાં ઇમ જન વાત;
અનુચિત દેખી આથમ્યો, રવિ પ્રગટી તવ રાત ૨
યથાશક્તિ ઉત્સવ કરી, પરણાવી તે નાર;
મયણા ને ઉંબર મળી, બેઠાં ભુવન મઝાર. ૩

**અર્થ:**—ઉપર પ્રમાણે ગેરવાજબી બનાવ બનેલો જોઇ જોનારાઓમાંથી કેટલાંએક કહેતાં હતાં કે–"રાજાને ધિક્કાર છે! કે પોતાના બચ્ચા ઉપર આટલો બધો હદપાર ગુસ્સો અજમાવે છે!!" અને કેટલાંએક કહેતાં હતાં કે–"આ બધો વાંક-ગુન્હો એ કન્યાનો જ છે! બાપનો નથી!" આ પ્રમાણે લોકોના મ્હોંની વાત સાંભળતાં એ દંપતીએ પોતાને જે

ઊતારો આપ્યો તે ઊતારાની અંદર જઇ પહોંચી ત્યાં પરિવાર સહિત નિવાસ કર્યો. આ ગેરવાજબી બનાવ થએલો જોઈ (કવિ કહે છે કે) સૂર્ય પણ અસ્ત થઇ ગયો અને રાત પડી. એટલે પોતાની ગુંજાસ પ્રમાણે સામગ્રી મેળવી ઉત્સવ કરી કોઢિઆઓએ તે વર-કન્યાનું વિધિ સહ લગ્ન કર્યું. તે પછી મયણા અને ઉંબરરાણો એ બન્ને જણ તે મકાનની અંદર એકાંત નિવાસમાં બેસી નીચે પ્રમાણે વાર્તાલાપ કરવા લાગ્યાં:— —૧-૩

---

ઢાળ છઠ્ઠી—રાગ કાફી કોયલો પર્વત ધૂંધલો રે લો–એ દેશી

ઉંબર મનમાં ચિંતવે રે લો, ધિક ધિક મુજ અવતાર રે છબીલી !
મુજ સંગતથી વિણસશે રે લો, એહવી અદ્ભુત નાર રે. રંગીલી ! ૧

સુંદરી હજિય વિમાસજો રે લોલ, ઊંડો કરી આલોચ રે; છબીલી !
કાજ વિચારી કીજિયે રે લોલ, જિમ ન પડે ફરી શોચ રે.
રંગીલી ! સુંદરી હજિય વિમાસજો રે લોલ. ૨

મુજ સંગે તુજ વિણસશે રે લો, સોવન સરીખી દેહ રે; છ૦
તું રૂપે રંભા જિસી રે લો, કોઢીશું શ્યો નેહ રે. રં૦ સું૦ ૩

લાજ ઇહાં મન નાણિયેં રે લો, લાજેં વિણસે કાજ રે; છ૦
નિજ માતા ચરણે જઇ રે લો, સુંદર વર કરિં રાજ રે. રં૦ સું૦ ૪

**અર્થ:**—પ્રથમ તો ઉંબરરાણો મન સાથે વિચાર કરવા લાગ્યો કે—"મારા અવતારને પણ ધિક્કાર છે ! હા ! આ છબીલી સુંદરી અદ્ભુત રૂપવંત છે, તેણીનું રૂપ મારી સંગ-તથી બગડી જશે, માટે એણીને બે બોધવચન કહું તો ખરો !" એમ વિચારી મયણા પ્રત્યે કહેવા લાગ્યો–"હે સુંદર છબીલી ! હજી કંઈ બગડ્યું નથી, માટે ઊંડો વિચાર કરીને સુખનો રસ્તો તપાસી જો. કામ વિચારીને કરવામાં આવે તો તેમાં ફરી પસ્તાવો કરવાનો વખત આવતો નથી, માટે વિચાર કરવાની જરૂર છે. મારી સોબતથી તારી કંચન જેવી કાયા પણ બગડી જશે ! માટે તું રૂપમાં અપ્સરા સરખી છે, તેણીને આ કોઢિઆથી સ્નેહ કરવો એ વાજબી નથી. એ વાસ્તે હું ખુદ તારા હિતની ખાતર કહું છું કે તું તારી માની પાસે જા, અને સુંદર વરની માગણી કરી પરણીને સુખે રાજ્યલક્ષ્મીનો અનુભવ લે. આવી વખતે લાજ રાખવાથી કામ બગડી જાય છે માટે મનમાં લાજ ન લાવતાં મેં કહ્યું તેમ કર,"

—૧-૪

મયણાં તસ વયણાં સુણી રે લો, હિયડે દુઃખ ન માય રે વાલેસર;
ઢળક ઢળક આંસુ પડે રે લો, વિનવે પ્રણમી પાય રે વાલેસર.
વચન વિચારી ઉચ્ચરો રે લો, તુમે છો ચતુરસુજાણ રે વાલેસર. વ૦ ૫

એહ વચન કેમ બોલિયેં રે લો, એણે વચને જીવ જાય રે વાલેસર;
જીવજીવન તુમે વાલહા રે લો, અવર ન નામ ખમાય રે વાલેસર. વ૦ ૬

પશ્ચિમ રવિ નવિ ઊગમે રે લો, જલધિ ન લોપે સીમ રે વાલેસર;
સતી અવર ઈચ્છે નહીં રે લો, જાં જીવે તાં સીમ રે વાલેસર. વ૦ ૭

**અર્થ:**—ઉપર પ્રમાણે ઉંબર રાણાના વચન સાંભળતાં જ મયણાસુંદરીના હૃદયમાં દુઃખ ન સમાયું, એથી હૃદય પીગળી ઉભરાઈ આંસુરૂપે ટપક ટપક વહેવા લાગ્યું; અને આ અવસ્થા થતાં તેણીએ વિનય સહિત પોતાના પતિના ચરણમાં પગે લાગી વિનવ્યું કે–"હે વ્હાલેશ્વર ! હવે ધણી ધણીઆણીનો આપણો સંબંધ છે; માટે આપ વચન વિચારીને બોલો. હવે તો આપ મારા જીવના પણ જીવન છો–એટલે કે હવે જો આપનો વિયોગ થાય તો હું જીવી જ શકું નહીં, તો પછી હવે બીજો વર વરવાનું કહો છો, તે હું શી રીતે સહન કરી શકું ? હે વ્હાલેશ્વર ! જરા ખ્યાલ કરો કે–કોઈ વખતે પણ સૂર્ય પૂર્વ દિશાને છોડી પશ્ચિમમાં ઊગનાર નથી ! તેમ સમુદ્ર પોતાની માઝા–મર્યાદા કોઈ વખતે પણ મૂકતો નથી અને મૂકનાર પણ નથી. તેમ સતી સ્ત્રી પણ પંચની સાક્ષિએ હાથ ઝાલેલા પતિના સિવાય બીજા નર હોય, તો પણ જીવ જતાં લગી મનમાં તેવાની કદિ પણ ઈચ્છા ન કરે." —૫–૭

ઉદયાચલ ઉપર ચઢયો રે લો, માનુ રવિ પરભાત રે; વા૦
મયણા મુખ જોવા ભણી રે લો, શીલ અચલ અવદાત રે વાલેસર. વ૦ ૮

ચક્રવાક દુઃખ ચૂરતો રે લો, કરતો કમલ વિકાસ રે; વા૦
જગલોચન જબ ઉગિયો રે લો, પસર્યો પુહવી પ્રકાશ રે વાલેસર. વ૦ ૯

**અર્થ:**—કવિ કહે છે કે–"આવી અચળ અને ઉજ્વળ શીલવાળી મયણાસુંદરી છે એવી સૂર્યને પ્રતીતિ મળતાં તે જાણે તેણીનું મોં જોવા માટે જ ઉદયાચળ (પર્વત) ઉપર પ્રભાત વખતે ચઢ્યો ન હોય ! એવું મને તો ભાસે છે." પ્રભાત થયું, ચકવા ચકવીના વિયોગ દુઃખ દૂર કરતો અને સૂર્યવિકાશી કમળ વનને વિકશ્વર કરતો જગતજીવોની આંખો સરખો સૂર્ય ઊગ્યો, એથી પૃથિવી ઉપર અજવાળું ફેલાયું. —૮–૯

આવો દેવ જુહારીએ રે લો, ઋષભદેવ પ્રાસાદ રે; વા૦
આદીશ્વર મુખ દેખતાં રે લો, નાસે દુઃખ વિખવાદ રે વાલેસર. વ૦ ૧૦
મયણા વયણે આવીયો રે લો, ઉંબર જિનપ્રાસાદ રે; જિનેસર.
આદીશ્વર અવલોકતાં રે લો, ઉપન્યો મન આલ્હાદ રે; જિનેસર.
તિહુઅણનાયક તું વડો રે લો, તુમ સમ અવર ન કોય રે જિનેસર. ૧૧
મયણાએ જિન પૂજિયા રે લો, કેસર ચંદન કપૂર રે જિનેસર.
લાખીણો કંઠે ઠવ્યો રે લો, ટોડર પરિમલ પૂરરે. જિનેસર. તિ૦ ૧૨
ચૈત્યવંદન કરી ભાવના રે લો, ભાવે કરી કાઉસગ્ગ રે; જિનેસર.
જયજય જગચિંતામણી રે લો, દાયક શિવપુર મગ્ગ રે
જિનેસર. તિ૦ ૧૩
ઈહભવ પરભવ તુજ વિના રે લો, અવર ન કો આધાર રે; જિ૦
દુઃખ દોહાગ દૂરે ગયાં રે લો, અમ સેવક સાધાર રે. જિનેસર. તિ૦ ૧૪
કુસુમમાલ નિજ કંઠથી રે લો, હાથ તણું ફલ દીધ રે; જિ૦
પ્રભુ પસાય સહુ દેખતાં રે લો, ઉંબરે એ બેઉ લીધ રે જિનેસર. તિ૦ ૧૫
મયણાં કાઉસગ્ગ પારિયો રે લો, હિયડે હર્ષ ન માય રે; જિ૦
એ સહી શાસન દેવતા રે લો, કીધો અમ્હ સુપસાય રે જિનેસર. તિ૦ ૧૬
સુગુણ રાસ શ્રીપાલનો રે લો, તિહાં એ છઠ્ઠી ઢાલ રે; જિ૦
વિનય કહે શ્રોતા ઘરેરે લો, હોજો મંગલ માલ રે જિનેસર. તિ૦ ૧૭

**અર્થ:**—સૂર્ય ઉદય થયા પછી મયણાસુંદરીએ પતિ ઉંબરરાણાને કહ્યું—"નાથ! ચાલો, શ્રી ઋષભદેવજી પ્રભુના મંદિરમાં જઈ દેવાધિદેવનાં દર્શન કરી આવીએ, આદીશ્વર પ્રભુનું મુખ જોતાં જ દુઃખ અને કંકાશ નાશ થાય છે" સ્ત્રીના કથનથી ઉંબરરાણો તેણીની સાથે સાથે દેવાધિદેવ શ્રી આદીશ્વર પ્રભુના મંદિરે ગયો અને શ્રી આદીશ્વરપ્રભુનું મુખ જોતાં જ મનમાં હર્ષ પેદા થયો. મયણાએ મંદિરમાં વિધિ સહિત પ્રવેશ કરી હર્ષવચન ઉચ્ચાર્યાં કે—"હે ત્રણે ભુવનના ધણી! આ જગતની અંદર તું જ મોટો દેવ છે; કેમકે તારા રૂપ ગુણ અતિશય આદિ દેવને છાજતી શોભામાં તારી બરાબરી કરી શકે એવો બીજો કોઈ છે જ નહિ." ઇત્યાદિ કહી પછી ન્હાઈ પવિત્ર વસ્ત્ર પહેરી કેસર, સુખડ ને બરાસ

વગેરે ઉત્તમ સુગંધી પદાર્થો વડે આદિપ્રભુનું બને જણે પૂજન કર્યું પૂજન કર્યા પછી લાખેણો સુગંધી ફૂલોનો હાર પ્રભુના ગળામાં પહેરાવ્યો, અને તે પછી ચૈત્યવંદન કરી ભાવના ભાવી ભાવ સહિત કાઉસ્સગ્ગ કરી એવું ચિંતવ્યું કે—"જય થાઓ! જય થાઓ! હે જગતજીવોના મનોરથ પૂર્ણ કરવા ચિંતામણિરત્ન સમાન અને મોક્ષનગરનો માર્ગ દેખાડનારા પ્રભુ! આ ભવ અને પરભવની અંદર તારા વગર આશરો-આધાર દેનાર બીજો કોઈ નથી માટે અમ સેવકના દુઃખ અને દુર્ભાગ્ય દૂર કરો" આવું ચિંતવી કાયોત્સર્ગ કર્યો એટલામાં તો અચિંત્ય મહિમાવંત આદીશ્વર પ્રભુના અધિષ્ઠાયક દેવે પોતાના પ્રભુના સેવકોની યોગ્ય અરજને ધ્યાનમાં લઈ તુરત પ્રભુશ્રીના કંઠમાંનો પુષ્પહાર અને હાથમાંનું બીજોરૂ એ બે વસ્તુ પરમેશ્વરના પ્રતાપથી બીજા બધા ભાવિક લોકોના દેખતાં જ ઉંબર રાણાના હાથ પાસે આવતાં તુરત તેણે તે બન્ને ચીજોને વધાવી હાથમાં લઈ લીધી આ પ્રમાણે આનંદમંગળસૂચક બનાવ બન્યા પછી મયણાસુંદરીએ કાઉસ્સગ્ગ પાર્યો પણ તેણીના હૈયામાં હર્ષ સમાતો ન હતો—હર્ષ ઊભરાઈ જતો હતો, અને તે મનમાં નિશ્ચયપૂર્વક ચિંતવવા લાગી કે—"જરૂર શાસનદેવે જ અમને આ કૃપારૂપ ઉત્તમ વસ્તુ બક્ષી છે" આ પ્રમાણે આ સારા ગુણોથી ભરેલા **શ્રીપાળના** રાસમાં આ છઠ્ઠી ઢાળ પૂર્ણ થઈ **વિનયવિજયજી** કહે છે કે—આ રાસ સાંભળનારાઓને ઘેર મંગલિક માળા થજો!

—૧૧ થી ૧૭

---

દોહરા—૭૬

પાસે પોસહશાલમાં, બેઠા ગુરૂ ગુણવંત;
કહે મયણા દિયે દેશના, આવો સુણિયે કંત. ૧

નરનારી બેઊ જણા, આવ્યા ગુરૂને પાય;
વિધિપૂર્વક વંદન કરી, બેઠા બેમણ ઠાય ૨

ધર્મલાભ દેઈ ધુરે, આણી ધર્મસનેહ;
યોગ્યજીવ જાણી હવે, ધર્મ કહે ગુરૂ તેહ. ૩

**અર્થ:**—ને પછી મયણાસુંદરીએ સ્વામીનાથને કહ્યું કે—"હે સ્વામી! અહીં પાસેના જ પૌષધશાળા છે તેમાં ગુણવંત ગુરૂ બેઠેલા છે તે ધર્મદેશના દે છે માટે ચાલો ત્યાં જઈ દેશના સાંભળીએ" તે બન્ને જણ ઉપાશ્રયની અંદર ગયા, તથા ગુરૂના ચરણોમાં વિધિ સહિત વંદના કરી બેસવા લાયક જગાએ એમ વંદના કરતાં જ ગુરૂએ

ધર્મસ્નેહ લાવી ધર્મલાભરૂપ આશિર્વાદ દીધો અને તે પછી તે જીવોને ધર્મોપદેશને લાયક જાણી આ પ્રમાણે તે ધર્મોપદેશ દેવા લાગ્યાઃ— —૧ થી ૩

---

**ઢાળ સાતમી**—વાત મ કાઢો હો વ્રત તણી–એ દેશી.

ભમતાં એહ સંસારમાં, દુલહો નરભવ લાધો રે;
છાંડી નિંદ પ્રમાદની, આપ સવારથ સાધો રે.
ચેતન ચેતો રે ચેતના, આણી ચિત્ત મઝાર રે. ચેતન૦ ૧
સામગ્રી સવિ ધર્મની, આળે જે નર ખોઈ રે;
માખીની પરે હાથ તે, ઘસતાં આપ વિગોઈ રે. ચે૦ ૨
જાન લઈ બહુ યુક્તિ શું, જિમ કોઈ પરણવા જાય રે;
લગનવેળા ગઈ ઉંઘમાં, પછી ઘણું પસ્તાય રે. ચે૦ ૩

**અર્થઃ**—હે ભવિક જનો ! આ ચોરાશી લાખ જીવાયોનીવાળા માયામય પારાવાર સંસારમાં ભટકતાં ભટકતાં મુશ્કેલીથી આ મનુષ્યજન્મ હાથ લાગેલો છે, તેમાં પ્રમાદની જનેતા ઉંઘને દૂર કરી ધર્મ આરાધી પોતાનો અર્થ સાધો; કેમકે આ માનવભવ વગર–તિર્યંચ વગેરે બીજા ભવોની અંદર ધર્મસાધનની સામગ્રી મળવી તમોને બહુ જ મુશ્કેલ પડશે; માટે ઉત્તમ પ્રારબ્ધ યોગે હાથ લાગેલા મનુષ્યજન્મને નકામો ન ખોઈ નાખો. અને આ જે કહું છું એ વાત ચિત્તની અંદર લાવીને હે ચેતન ! તમે તમારી ચેતનાને જાગ્રત કરી ચેતો. જે મનુષ્ય જોઈતી ધર્મ સામગ્રી મળી છે, છતાં તે આળસુ બની નકામી ખોઈ દે છે, તે મનુષ્યને જેમ મધમાખને મળેલું મધ હાથથી જતું રહેતાં હાથ ઘસતી જ રહે છે, તેમ પસ્તાવો કરવો પડે છે. જેમ કોઈ માણસ ભારે ઠાઠમાઠના દમામ સાથે જાન લઈ પરણવા માટે જાય; પણ લગ્ન–પરણવાની વેળા–મુહૂર્ત્ત તો ઊંઘમાં જ જતી રહે, અને જાગ્યા પછી મુહૂર્ત્ત જતું રહ્યા બદલનો પસ્તાવો કરે તે શું કામ આવે ? તેમ જે મનુષ્યભવ પામીને આળસમાં મળેલી ધર્મ સાધનની સામગ્રી ખોઈ દે છે, તે પછી મરવાની વખતે ભાન આવતાં પસ્તાય છે; પણ વખત હાથથી ગયા પછીનો પસ્તાવો બિલકુલ નકામોજ ગણાય છે.” —૧–૩

એણિ પરે દેઈ દેશના, કરે ભવિક ઉપકાર રે;
ગુરૂ મયણાને ઓળખી, બોલાવે તેણિ વાર રે. ચે૦ ૪
રે કુંવરી ! તું રાયની, સાથે સબલ પરિવાર રે;
અમ અપાસરે આવતી, પૂછણ અર્થ વિચાર રે. ચે૦ ૫

વગેરે ઉત્તમ સુગંધી પદાર્થો વડે આદિપ્રભુનું બંને જણે પૂજન કર્યું. પૂજન કર્યા પછી લાખેણો સુગંધી ફૂલોનો હાર પ્રભુના ગળામાં પહેરાવ્યો, અને તે પછી ચૈત્યવંદન કરી ભાવના ભાવી ભાવ સહિત કાઉસ્સગ્ગ કરી એવું ચિંતવ્યું કે—" જય થાઓ! જય થાઓ! હે જગતજીવોનાં મનોરથ પૂર્ણ કરવા ચિંતામણિરત્ન સમાન અને મોક્ષનગરનો માર્ગ દેવાવાળા પ્રભુ! આ ભવ અને પરભવની અંદર તારા વગર આશરો-આધાર દેનાર બીજો કોઈ નથી માટે અમ સેવકનાં દુઃખ અને દુર્ભાગ્ય દૂર કરો." આવું ચિંતવી કાયોત્સર્ગ કર્યો. એટલામાં તો અચિંત્ય મહિમાવંત આદીશ્વર પ્રભુના અધિષ્ઠાયક દેવે પોતાના પ્રભુના સેવકોની યોગ્ય અરજને ધ્યાનમાં લઈ તુરત પ્રભુશ્રીના કંઠમાંનો પુષ્પહાર અને હાથમાનું બીજોરૂં એ બે વસ્તુ પરમેશ્વરના પ્રતાપથી બીજાં બધાં ભાવિક લોકોના દેખતાં જ ઉંબર રાણાના હાથ પાસે આવતાં તુરત તેણે તે બન્ને ચીજોને વધાવી હાથમાં લઈ લીધી. આ પ્રમાણે આનંદમંગળસૂચક બનાવ બન્યા પછી મયણાસુંદરીએ કાઉસ્સગ્ગ પાર્યો. પણ તેણીના હૈયામાં હર્ષ સમાતો ન હતો—હર્ષ ઊભરાઇ જતો હતો, અને તે મનમાં નિશ્ચયપૂર્વક ચિંતવવા લાગી કે—" જરૂર શાસનદેવે જ અમને આ કૃપારૂપ ઉત્તમ વસ્તુ બક્ષી છે." આ પ્રમાણે આ સારા ગુણોથી ભરેલા **શ્રીપાળના** રાસમાં આ છઠ્ઠી ઢાળ પૂર્ણ થઈ. **વિનયવિજયજી** કહે છે કે—આ રાસ સાંભળનારાઓને ઘેર મંગલિક માળા થજો!

—૧૧ થી ૧૭

---

દોહરા-છંદ.

પાસેં પોસહશાલમાં, બેઠા ગુરૂ ગુણવંત;
કહે મયણા દિયે દેશના, આવો સુણિયે કંત. ૧

નરનારી બેઊ જણાં, આવ્યા ગુરૂને પાય;
વિધિપૂર્વક વંદન કરી, બેઠાં બેસણ ઠાય. ૨

ધર્મલાભ દેઈ ધુરેં, આણી ધર્મસનેહ;
યોગ્યજીવ જાણી હવે, ધર્મ કહે ગુરૂ તેહ. ૩

*અર્થઃ*—તે પછી મયણાસુંદરીએ સ્વામીનાથને કહ્યું કે—"હે સ્વામી! અહીં પડોશમાં જ પૌષધશાળા છે તેમાં ગુણવંત ગુરૂ બેઠેલા છે તે ધર્મદેશના દે છે. માટે ચાલો ત્યાં જઈ દેશના સાંભળીએ." તે બન્ને જણ ઉપાશ્રયની અંદર ગયા, તથા ગુરૂના ચરણોમાં વિધિ સહિત વંદના કરી બેસવા લાયક જગાએ બેઠાં. વંદના કરતાં જ ગુરૂએ

ધર્મસ્નેહ લાવી ધર્મલાભરૂપ આશિર્વાદ દીધો અને તે પછી તે જીવોને ધર્મોપદેશને લાયક જાણી આ પ્રમાણે તે ધર્મોપદેશ દેવા લાગ્યાઃ— —૧ થી ૩

ઢાળ **સાતમી**—વાત મ કાઢો હો વ્રત તણી–એ દેશી.

ભમતાં એહ સંસારમાં, દુલહો નરભવ લાધો રે;
છાંડી નિંદ પ્રમાદની, આપ સવારથ સાધો રે.
ચેતન ચેતો રે ચેતના, આણી ચિત્ત મઝાર રે. ચેતન૦ ૧
સામગ્રી સવિ ધર્મની, આળે જે નર ખોઈ રે;
માખીની પરે હાથ તે, ઘસતાં આપ વિગોઈ રે. ચે૦ ૨
જાન લઈ બહુ યુક્તિ શું, જિમ કોઈ પરણવા જાય રે;
લગનવેળા ગઈ ઉંઘમાં, પછી ઘણું પસ્તાય રે. ચે૦ ૩

**અર્થઃ**—હે ભવિક જનો! આ ચોરાશી લાખ જીવાયોનીવાળા માયામય પારાવાર સંસારમાં ભટકતાં ભટકતાં મુશ્કેલીથી આ મનુષ્યજન્મ હાથ લાગેલો છે, તેમાં પ્રમાદની જનેતા ઉંઘને દૂર કરી ધર્મ આરાધી પોતાનો અર્થ સાધો; કેમકે આ માનવભવ વગર–તિર્યંચ વગેરે બીજા ભવોની અંદર ધર્મસાધનની સામગ્રી મળવી તમોને બહુ જ મુશ્કેલ પડશે; માટે ઉત્તમ પ્રારબ્ધ યોગે હાથ લાગેલા મનુષ્યજન્મને નકામો ન ખોઈ નાખો. અને આ જે કહું છું એ વાત ચિત્તની અંદર લાવીને હે ચેતન! તમે તમારી ચેતનાને જાગ્રત કરી ચેતો. જે મનુષ્ય જોઈતી ધર્મ સામગ્રી મળી છે, છતાં તે આળસુ બની નકામી ખોઈ દે છે, તે મનુષ્યને જેમ મધમાખને મળેલું મધ હાથથી જતું રહેતાં હાથ ઘસતી જ રહે છે, તેમ પસ્તાવો કરવો પડે છે. જેમ કોઈ માણસ ભારે ઠાઠમાઠના દમામ સાથે જાન લઈ પરણવા માટે જાય; પણ લગ્ન–પરણવાની વેળા–મુહૂર્ત્ત તો ઊંઘમાં જ જતી રહે, અને જાગ્યા પછી મુહૂર્ત્ત જતું રહ્યા બદલનો પસ્તાવો કરે તે શું કામ આવે? તેમ જે મનુષ્યભવ પામીને આળસમાં મળેલી ધર્મ સાધનની સામગ્રી ખોઈ દે છે, તે પછી મરવાની વખતે ભાન આવતાં પસ્તાય છે; પણ વખત હાથથી ગયા પછીનો પસ્તાવો બિલકુલ નકામોજ ગણાય છે.” —૧–૩

એણિ પરે દેઈ દેશના, કરે ભવિક ઉપકાર રે;
ગુરૂ મયણાને ઓળખી, બોલાવે તેણિ વાર રે. ચે૦ ૪
રે કુંવરી! તું રાયની, સાથે સબલ પરિવાર રે;
અમ અપાસરે આવતી, પૂછણ અર્થ વિચાર રે. ચે૦ ૫

આજ કિશ્યું ઇમ એકલી, એ કુણ પુરુષ રતન્ન રે; ?
ધુરિથી વાત સવિ કહી, મયણા સ્થિર કરી મન્ન રે. ચે૦ ૬
મનમાંહે નથી આવતુ, અવર કિશું દુઃખ પૂજ્ય રે;
પણ જિનશાસન હેલના, સાલે લોક અબુઝ રે. ચે૦ ૭
ગુરૂ કહે દુઃખ ન આણજો, ઓછુ અંશ ન ભાવે રે;
ચિંતામણી તુજ કર ચડયો, ધર્મ તણે પરભાવે રે. ચે૦ ૮
વડવખતી વર એહ છે, હોશે રાયા રાય રે;
શાસન સોહ વધારશે, જગ નમશે જસ પાય રે. ચે૦ ૯

**અર્થઃ**—આ પ્રમાણે ગુરૂએ દેશના દઈ ભવિકજનોનો ઉપકાર કર્યો તે પછી ગુરૂએ મયણાસુંદરી તરફ ધ્યાન દઈને જોતા તેણીને ઓળખી એટલે તુરત બોલાવી કે-"હે રાજકુમારી તુ ઘણા પરિવાર ને ઠાઠ સહિત અમને અર્થ સબંધી વિચાર પૂછવાને માટે ઉપાશ્રયમા આવતી હતી, છતા આજે આમ એકલી કેમ છો? અને આ સાથે નરરત્ન કોણ છે?" ગુરૂનુ આ પ્રમાણે બોલવું થતા મયણાસુંદરીએ મનને કાબુમા રાખી અથથી ઇતિ સુધીની વાત કહી બતાવી તથા વિશેષમા તેણીએ કહ્યુ-"હે પૂજ્યજી! આ બધુ થયુ તે સબધી તો મને મારા મનમા કશુ ઓછુ આવતુ નથી, પરતુ એ ઓછુ આવે છે કે-અબુઝ લોકો જૈનશાસનની નિદા મશ્કરી કરે છે, તે મને હૃદયમા બહુ જ ખટકે છે" ગુરૂએ કહ્યુ "હાલ થોડા વખત એવા લોકો ભલે નિદા કરે, તો પણ લગારે મનમા દુખ કે ઓછુ લાવીશ નહી, કેમકે ધર્મના પ્રભાવથી તારા હાથમા આ નરરત્ન ખાસ ચિતામણી આવેલ છે એમજ માની લે! આ નરરત્ન બુલદબખ્ત-ઘણોજ ભાગ્યવત છે-એટલુ જ નહી પણ રાજાઓનો પણ રાજા થશે, તથા જૈનશાસનની શોભા વધારશે, અને આખુ જગત એના પગે પડશે, માટે જરાએ દુખ તથા ઓછુ લાવીશ નહી" —૫-૯

મયણા ગુરૂને વિનવે, દેઈ આગમ ઉપયોગ રે;
કરી ઉપાય નિવારિયે, તુમ શ્રાવક તનુ રોગ રે. ચે૦ ૧૦
સૂરિ કહે એ સાધુનો, ઉત્તમ નહિ આચાર રે;
યંત્ર જડી મણિ મંત્ર જે, ઔષધ ને ઉપચાર રે ચે૦ ૧૧
પણ એ સુપુરુષ એહથી, થાશે ધર્મ ઉદ્યોત રે,
તેણે એક યંત્ર પ્રકાશશું, જસ જગ જાગતિ જ્યોત રે. ચે૦ ૧૨



ચિત્ર ૨૩ ઉંબરરાણો પરણવા જાય છે. (પાનું ૧૯)



ચિત્ર ૨૫ ઉંબરરાણાની જાન (પાનું ૨૧)

ચિત્ર ૨૬ મયણાસુંદરીને ઉંબરરાણા સાથે પરણવાનું કહેતો પ્રજાપાલ (પાનું ૨૧)



શ્રી મુનિચંદ્ર ગુરુ તિહાં, આગમગ્રંથ વિલોઈ રે;
માખણની પરેં ઉદ્ધર્યો, સિદ્ધચક્રયંત્ર જોઈ રે. ચે૦ ૧૩
અરિહંતાદિક નવ પદેં, ઓં હ્રીં પદ સંયુત્ત રે;
અવર મંત્રાક્ષર અભિનવા, લહિયેં ગુરૂગમેં તત્ત રે. ચે૦ ૧૪
સિદ્ધાદિક પદ ચિહું દિશેં, મધ્યે અરિહંત દેવ રે;
દરિસણ નાણ ચરિત્ત તે, તપ ચિહું વિદિશે સેવ રે. ચે૦ ૧૫
અષ્ટકમલદલ ઇણિ પરેં, યંત્ર સકલ શિરતાજે રે;
નિર્મલ તન મન સેવતાં, સારે વાંછિત કાજ રે. ચે૦ ૧૬
આસો સુદિમાંહે માંડિયેં, સાતમથી તપ એહ રે;
નવ આંબિલ કરી નિર્મલાં, આરાધો ગુણગેહ રે. ચે૦ ૧૭
વિધિ પુર્વક કરી ધોતિયાં, જિન પૂજે ત્રણ કાલ રે;
પૂજા અષ્ટ પ્રકારની, કીજેં થઈ ઉજમાલ રે. ચે૦ ૧૮
નિર્મલ ભૂમિ સંથારીયેં, ધરીયેં શીલ જગીશ રે;
જપીયે પદ એકેકની, નોકારવાળી વીશ રે. ચે૦ ૧૯
આઠે થોઈ યેં વાંદિયેં, દેવ સદા ત્રણ વાર રે;
પડિક્કમણાં દોય કીજિયેં, ગુરૂ વૈયાવચ્ચસાર રે. ચે૦ ૨૦
કાયા વશ કરી રાખીયેં, વચન વિચારી બોલ રે;
ધ્યાન ધર્મનું ધારીયેં, મનસા કીજે અડોલ રે. ચે૦ ૨૧
પંચામૃત કરી એકઠાં, પરિગલ કીજેં પખાલ રે;
નવમે દિન સિદ્ધચક્રની, કીજેં ભક્તિ વિશાલ રે. ચે૦ ૨૨
સુદિ સાતમથી ઈણિ પરેં, ચૈત્રી પુનમ સીમ રે;
ઓલી એહ આરાધીયેં, નવ આંબિલની નીમ રે. ચે૦ ૨૩
એમ એકયાશી આંબિલેં, ઓલી નવ નિરમાય રે;
સાઢાચાર સંવત્સરેં, એ તપ પૂરણ થાય રે. ચે૦ ૨૪

ઉજમણું પણ કીજિયેં, શક્તિતણે અનુસાર રે;
ઈહભવ પરભવ સુખ ઘણાં, પામીજેં ભવપાર રે. ચે૦ ૨૫

આરાધન ફલ એહનાં, ઈહ ભવેં આણ અખંડ રે;
રોગદોહગ દુઃખઉપશમેં, જિમ ઘનપવન પ્રચંડ રે. ચે૦ ૨૬

નમણજલે સિદ્ધચક્રને, કુષ્ટ અઢારે જાય રે;
વાય ચોરાશી ઉપશમેં, રૂઝે ગુંબડ ઘાય રે. ચે૦ ૨૭

ભીમ ભગંદર ભય ટલે, જાય જલોદર દૂર રે;
વ્યાધિ વિવિધ વિષ વેદના, જ્વર થાયે ચકચૂર રે. ચે૦ ૨૮

ખાસ નયન ખસ ચક્ષુના, રોગ મિટે સન્નિપાત રે;
ચોર ચરડ ડર ડાકિણી, કોઈ ન કરે ઉપઘાત રે. ચે૦ ૨૯

હીક હરસ ને હેડકી, નારા ને નાસૂર રે;
પાઠાં પીડા રે પેટની, ટલેં દુઃખ દંતના શૂલ રે. ચે૦ ૩૦

નિર્ધનિયા ધન સંપજે, અપુત્ર પુત્રીયા હોય રે.
વિણ કેવલી સિદ્ધયંત્રના, ગુણ ન શકે કહિ કોય રે. ચે૦ ૩૧

રાસ ભલો શ્રીપાલનો, તિહા એ સાતમી. ઢાલ રે;
વિનય કહે શ્રોતા ઘરે, હોજો મંગલમાલ રે. ચે૦ ૩૨

**અર્થ:**—એ સાભળી મયણાસુદંરીએ ગુરૂને વિનંયુ કે—"ગુરૂમહારાજ! આગમ વિષે ઉપયોગ દઈ કોઈ સિદ્ધ ઉપાય કરી આપ કૃપા સહિત આ આપના શ્રાવકના શરીરનો રોગ દૂર કરો" મુનિચંદ્રસૂરિએ કહ્યુ કે-"બાઈ! એમ યંત્ર, મંત્ર, મણિ, જડીબુટી ઔષધ કે બીજા ઉપાય કરવા એ જૈનસાધુનો ઉત્તમ આચાર ન કહેવાય, તો પણ આ પુરુષને સુખ થવાથી જૈન ધર્મનો ઘણો ઉદ્યોત થશે, એ મહા લાભ જાણીને એક યંત્ર જેનો જગતમા જાગતી જ્યોતિભર્યો યશ છે, તે યંત્ર દેખાડીશ" એવું કહી તે પછી જૈન સિદ્ધાતરૂપ દહીંને મથી-વલોવી માખણની પેઠે તારવી લીધેલ સિદ્ધચક્રજીનો યંત્ર જોઈ કહાડ્યો, અને તે યંત્રની અંદર અરિહંત વગેરે ૐ હ્રીં એ બીજાક્ષરોથી મહિત નવે પદ હતા તથા બીજા પણ બીજમંત્રો એની અંદર ગુપ્તપણે છે કે જેનો તત્ત્વ ગુરૂગમથી જાણવામા આવે છે અહીં તો ફક્ત જરૂર જેટલુંજ કહિયે છિયે આ આઠ પાંખડીઓ

વાળા કમળરૂપ યંત્રમાં પૂર્વ દિશાથી માંડી ચાર દિશામાં સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ ચાર પદો છે. તથા વચમાં અરિહંત અને ચારે વિદિશિઓમાં દર્શન, જ્ઞાન, ચારિત્ર ને તપ એ પદો છે. આવી રીતિના આ તમામ યંત્રોના મુકુટ સરખા સિદ્ધચક્ર-યંત્રનું જે નિર્મળ શરીર અને મનથી સેવન કરે તેનાં તમામ ધારણામાં ધારેલાં કામ ફતેહ કરે છે. આ યંત્ર આરાધવા માટેનો વિધિ આ પ્રમાણે છે કે–" આશો શુદી સાતમથી આ નવપદની ઓળીનો તપ આરંભી પૂનમ સુધી નવ દિવસ લગે નિર્મળ નવ આયંબિલ કરી ગુણના ઘર રૂપ નવપદનું આરાધન કરવું. શાસ્ત્રમાં જેમ કહેલ છે તેમ પવિત્ર ધોતિયાં વગેરે ધારણ કરી સવાર, બપોર અને સાંજ એમ ત્રણે કાળ વખતે જિનેશ્વરનું વિધિ સહિત કાર્યનો મર્મ સમજી પૂજન કરવું. વિધિ સહિત દીવો, ધૂપ, પાણી, ચંદન, ફૂલ, ફળ, અક્ષત–ચોખા, નૈવેદ્ય એ આઠ જાતની ચીજોથી ઉત્સાહ સહિત પૂજા કરવી. એ નવ દિવસ લગી જમીન ઉપર ( નિર્જીવ જમીનપર ) પથારી કરીને સૂવું તથા પવિત્રાઈ સહિત યશવંત બ્રહ્મચર્ય પાળવું. એક એક પદની વીશ નોકારવાળી ફેરવવી. દરેક કાળે આઠે થુઈથી દેવવંદન કરવું; બન્ને ટંકનાં પ્રતિક્રમણ કરવાં, ઉત્તમ પ્રકારે ગુરૂનો વૈયાવચ્ચ સાચવવો. કાયાને વશ–કબજે કરીને રાખવી, વિચારીને વચન બોલવું, ડામાડોળ રહિત મન રાખવું, આર્ત્ત, રૌદ્રધ્યાન છોડી ફક્ત ધર્મધ્યાન જ ધરવું, દહીં, દૂધ, ઘી, સાકર અને પાણી એ પાંચે અમૃત એકઠાં કરી તે પંચામૃતવડે બહુ ઉત્તમ વિધિથી પ્રભુજીની પ્રતિમાનો અથવા સિદ્ધચક્રજીના–પંચધાતુના યંત્રપટનો પખાળ કરવો, અને નવમે દિવસ સિદ્ધચક્રની વિશાળતાપૂર્વક ભક્તિ કરવી. એ રીતે જ ચૈત્ર શુદી સાતમથી ચૈત્રી પૂનમ સુધી પણ વિધિ કરવો. આ ઓળીના તપનું નવ આંબિલ સહિત આરાધન કરવું. એમ નવે નવે એકાશી આંબિલનો કપટ રહિત તપ કરવો. એટલે સાડાચાર વર્ષે નવ ઓળીઓ પૂર્ણ થતાં, આ તપ પૂર્ણ થયા પછી પોતાના ગજા પ્રમાણે ઉજમણું પણ કરવું. એથી આ ભવ અને પરભવ પુષ્કળ સુખ અનુભવી અંતે મોક્ષસિદ્ધિ પ્રાપ્ત કરી શકાય છે. આ તપારાધન વડે આ ભવની અંદર કોઇ આણ ખંડન ન કરી શકે એવી અખંડ આજ્ઞા પ્રાપ્ત થાય છે. તેમ જ રોગ, દુર્ભાગ્ય, દુઃખ એઓનો, જેમ જબરા પવનની ઝપટથી વર્ષા-વિખરાઈ જાય છે, તેમ નાશ થાય છે. આ સિદ્ધચક્રજીના ન્હવણ જળનો શરીરે સ્પર્શ કરવાથી અઢારે જાતના કોઢ, ચોરાશી વાત, ગડ, ગુંબડાં તથા ઘા એ બધાં મટી જાય છે. બિહામણા ભગંદર જળોદર, તરેહ તરેહના મહા વ્યાધિઓની વેદના અને તાવની પીડા એ બધાં દૂર થાય છે. તેમજ ઉધરસ, ક્ષય, ખસ, આંખોના રોગ, સન્નિપાત, હીક, ગુદામાંના મસા, હેડકી, નારાં, નાસુર, પાઠાં, પેટપીડા, અને દાંતનાં દર્દ, એ બધાં રોગો નાશ થઈ જાય છે. અને ચોર, ભૂત, ડાકિણીઓનો ભય પણ કશું નુકશાન કરી શકે નહીં. તથા નિર્ધનીઆંઓને ધન અને વાંઝિયાંઓને પુત્ર પ્રાપ્ત થાય છે. આ સિવાય ગુણ ઘણા છે, પણ તે અપાર હોવાથી કેવળજ્ઞાની વિના આ સિદ્ધચક્ર યંત્રના ગુણ બીજા કોઈ કહી શકે

તેમ જ નથી એટલામાં બધું સમજી લો." આ **શ્રીપાળના** રાસની રચનામાં સાતમી ઢાળ પૂરી થઈ, **વિનયવિજયજી** ઇચ્છે છે કે-આ રાસ સાંભળનારાઓને ત્યાં મંગલમાળા થજો.
—૧૦-૩૨

---

દોહરા છંદ

શ્રી મુનિચંદ્ર મુનીશ્વરેં, સિદ્ધયંત્ર કરી દીધ;
ઇહ ભવ પરભવ એહથી, ફલશે વાંછિત સિદ્ધ. ૧

શ્રીગુરૂ શ્રાવકને કહે, એ બેઉ સુગુણનિધાન;
કોઇક અવસર પામિયેં, સેવો થઈ સાવધાન. ૨

સાહમીના સગપણ સમું, અવર ન સગપણ કોય;
ભક્તિ કરે સાહમી તણી, સમકિત નિર્મલ હોય. ૩

પધરાવે આદર કરી, સાહમી નિજ આવાસ;
ભકિત કરે નવ નવ પરેં, આણી મન ઉલ્લાસ. ૪

તિહાં સઘલો વિધિ સાચવે, પામી ગુરૂ ઉપદેશ;
સિદ્ધચક્ર પૂજા કરે, આંબિલ તપ સુવિશેષ. ૫

**અર્થ:**—આ પ્રમાણે યંત્રરાજનો વિધિ અને મહાત્મ્ય કહી સિદ્ધચક્રજીનો યંત્ર તૈયાર કરી મયણાસુંદરીના પતિ ઉંબરરાણાના હાથમાં આપી મુનિચંદ્રસૂરીએ આશિર્વચનમાં કહ્યું કે—"તમો બન્નેની આ યંત્રરાજના આરાધનથી આ ભવમાં અને પરભવમાં ચિંતવેલી તમામ કાર્યસિદ્ધિ સફળ થશે." પછી તે ગુરૂએ એક ધનાઢ્ય અને ગુરૂભક્ત ધર્મજ્ઞ શ્રાવકને કહ્યું કે—"આ સ્ત્રી પુરૂષ બન્ને સારા ગુણોના ભંડાર સરખાં છે, એમ તેઓનાં ઉત્તમ લક્ષણોથી જાણું છું, જેથી તેઓ થોડા જ વખતમાં જિનશાસનમાં પ્રભાવિક થશે; માટે આવાં મનુષ્યો પુણ્યયોગે જ કોઇક અવસરે હાથ લાગે છે, એમ જાણી એઓની સાવધાનપણે સેવા કરો. કેમકે સાધર્મીના સગપણ કરતાં બીજું એકે સગપણ વધારે વખાણવા લાયક નથી અને સાધર્મિકની ભક્તિ કરવાથી પોતાનું સમકિત નિર્મળ થાય છે." આ પ્રમાણે ગુરૂનું કહેવું થતાં ગુરૂવચનવિશ્વાસી શ્રાવક તેઓ બન્નેને આદર સહિત પોતાને ઘેર લઈ ગયો અને મનમાં ઉલ્લાસ લાવી તમામ રીતે ભક્તિ કરવા લાગ્યો. તેઓ દંપતી શ્રી સિદ્ધચક્રજીનું પૂજન તથા સારી રીતે આંબિલનો તપ કરતાં હતાં અને તે સંબંધીનો તમામ વિધિ ગુરૂની આજ્ઞાને અનુસરી તે પુણ્યવંત શ્રાવક સાચવતો હતો.

---

( ઢાળ આઠમી—દેશી ચોપાઈ છંદની )

આસો સુદિ સાતમ સુવિચાર, ઓલી માંડી સ્ત્રી ભરતાર;
અષ્ટપ્રકારી પૂજા કરી, આંબિલ કીધાં મન સંવરી. ૧

પહેલે આંબિલ મન અનુકૂલ, રોગ તણું તિહાં દાધું મૂળ;
અંતરદાહ સયલ ઉપશમ્યો, યંત્રનવણ મહિમા મન રમ્યો. ૨

બીજે આંબિલ બાહિર ત્વચા, નિર્મળ થઈ જપતાં જિન રૂચા;
એમ દિન દિન પ્રતિ વાધ્યો વાન, દેહ થયો સોવન સમાન. ૩

નવમે આંબિલ થયો નિરોગ, પામી યંત્રનવણ સંયોગ,
સિદ્ધચક્રનો મહિમા જુઓ, સકલ લોક મન અચરિજ હૂઓ. ૪

મયણા કહે અવધારો રાય, એ સવિ સુહ ગુરૂ તણો પસાય;
માત પિતા બંધવ સુત હોય, પણ ગુરૂસમ હિતુઓ નહિ કોય. ૫

કષ્ટ નિવારે ગુરૂ ઈહલોક, દુર્ગતિથી વારે પરલોક;
સુમતિ હોય સદ્‌ગુરૂ સેવતાં, ગુરૂ દીવો ને ગુરૂ દેવતા. ૬

ધન ગુરૂ જ્ઞાની ધન એ ધર્મ, પ્રત્યક્ષ દીઠો જેહનો મર્મ;
જૈનધર્મ પરશંસે સહૂ, બોધિબીજ પામ્યા તિહાં બહૂ. ૭

સાતસેં રોગીના રોગ, નાઠા યંત્ર નવણ સંયોગ;
તે સાતસેં સુખીયા થયા, હરખ્યા નિજ નિજ થાનક ગયા. ૮

**અર્થઃ**—આ પ્રમાણે કરતાં જ્યારે આસો સુદિ સાતમ આવી પહોંચી ત્યારે સારા વિચાર સહિત તે સ્ત્રી ભરતારે આંબિલની ઓળી આદરી અને અષ્ટપ્રકારી પૂજા કરી, મનને સંવરભાવમાં કાયમ કરી આંબિલ કરવાં શરૂ કર્યાં. પહેલે આંબિલે મનની અનુકૂળતા મુજબ ઉંબરરાણાના કોઢરોગનું મૂળ બળી ભસ્મ થઈ ગયું, એથી શરીર અંદરની બળતરા મટી ગઈ. આમ થવાથી શ્રીસિદ્ધચક્રજીના યંત્રન્હવણનો મહીમા મનમાં રમવા લાગ્યો; કેમકે પ્રતીતિ થઈ આવી, બીજે આંબિલે રૂચિ સહિત વધતા ભાવવડે શ્રીસિદ્ધચક્ર ભગવાનનો જાપ જપતાં ઉપરની ચામડી પણ સુંદર થઈ આવી, અને એક પછી એક દિવસ જતાં ન્હવણ પ્રતાપથી શરીર સોનાસરખું નિર્મળ વર્ણવાળું તેજસ્વી બન્યું અને નવમે દિવસે તો યંત્રન્હવણના સંયોગથી રૂંવાડામાં પણ રોગનો અંશ રહ્યો નહીં, એથી નિરોગી થયો,

એ જોઈને તમામ જોનારાં લોકોને બહુ જ આશ્ચર્ય લાગ્યું અને કહેવા લાગ્યાં કે "વાહ! શ્રીસિદ્ધચક્રજીનો મહિમા તો જુઓ! ફક્ત નવ દિવસમાં જ ભયંકર રોગ નાશ થઈ ગયો!" પતિને સુંદરતા પ્રાપ્ત થઈ તે જોઈ પતિભક્તિપરાયણા મયણાસુંદરી બોલી કે— "હે રાજાજી! આ બધો સદ્ગુરૂનો જ પ્રતાપ છે. જગતની અંદર મા, બાપ, ભાઈ, બેટા વગેરે હિતનાં કરનારાં છે, પણ ગુરૂના સરખાં વગરસ્વાર્થે હિતના કરનાર કોઈ પણ છે જ નહીં. ગુરૂ આ જન્મમાં કષ્ટ અને પરજન્મમાં દુર્ગતિમાં પડવું એને બંધ પાડી દે છે. ભલી બુદ્ધિ વડે ગુરૂની સેવા કરવાથી ઉત્તમ પ્રકારની બુદ્ધિ પ્રાપ્ત થાય છે, ગુરૂ દરેક ચીજની જાણ પાડવામાં દીવા સરખા અને ઇષ્ટસિદ્ધિ સફળ કરવામાં દેવસરખા છે. એવા જ્ઞાની ગુરૂને અને તારક ધર્મને ધન્ય છે કે જેનો પ્રત્યક્ષપણે મહિમા જોવામાં આવ્યો, તે તપાસો." ઈત્યાદિ પરસ્પર વાતો થઈ. આ પ્રમાણે બનાવ બનેલો જોઈ મિથ્યાદષ્ટિવાળા લોકો પણ જૈનધર્મની ઘણી જ પ્રશંસા કરવા લાગ્યાં અને બહુ જણાં સમકિત પામ્યાં. તેમ જ સાતસો કોઢિયાઓનો કોઢ પણ ન્હવણ જળના સ્પર્શથી જતો રહ્યો અને તેઓ સુખિયા થતાં સર્વે ઉંબરરાણાની રજા માગી હર્ષ સહિત પોતપોતાને ઠેકાણે ગયા. —૧ થી ૮

એક દિન જિણવર પ્રણમી પાય, પાછા વળતાં દીઠી માય;
હરખ ધરીને ચરણે નમે, મયણા પણ આવી તિણે સમે. ૯

સાસૂ જાણી પાએ પડે, વિનય કરંતાં ગિરૂઆઈ ચઢે;
સાસૂ વહૂને દે આશીષ, અચરિજ દેખી ધૂણે શીષ. ૧૦

કહે કુંવર માતાજી સુણો, એ પસાય સહુ તુમ વહૂ તણો;
ગયો રોગ ને વાધ્યો રંગ, વળી લહ્યો જિનધર્મ પ્રસંગ. ૧૧

સુગુણ વહૂ નિર્મલ નિજ નંદ, દેખી માય અધિક આણંદ;
પૂનિમ પરેં વહૂ તેં જશ લીધ, સકલ કલા પૂરણ પીઉ કીધ. ૧૨

સુણો પુત્ર કોશંબી સુણ્યો, વૈદ્ય એક વૈદક બહુ ભણ્યો;
તેહ ભણી તિહાં જાઉં જામ, જ્ઞાની ગુરૂ મુજ મલિયા તામ. ૧૩

મેં પૂછ્યું ગુરૂચરણે નમી, કર્મ કદર્થન મેં બહૂ ખમી;
પુત્ર એક છે મુજ વાલહો, તે પણ કર્મે રોગે ગ્રહ્યો. ૧૪

તેહ તણો કિમ જાશે રોગ, કે નહિ જાસે પાપ સંયોગ?
દયા કરી મુજ દાખો તેહ, હું છું તુમ ચરણોની ખેહ. ૧૫

તવ બોલ્યા જ્ઞાની ગુણવંત, મ કર ખેદ સાંભળ વિરતંત;
તે તુજ પુત્ર કુષ્ટિયેં ગ્રહ્યો, ઉંબરરાણો કરી જશ લહ્યો. ૧૬
માલવપતિ પુત્રીયેં વર્યો, તસ વિવાહ કુષ્ટિયેં કર્યો;
ઘરણી વયણે તપ આદર્યો, સિદ્ધચક્ર આરાધન કર્યો. ૧૭
તેથી તુજ સુત થયો નિરોગ, પ્રગટ્યો પુણ્ય તણો સંયોગ;
વળી એહથી વધશે લાજ, જીતી ઘણાં ભોગવશે રાજ. ૧૮
ગુરૂવચને હું આવી આજ, તુમ દીઠે મુજ સરિયાં કાજ;
ત્રણે જણ રહે સુખવાસ, લીલ કરે સાહમી આવાસ. ૧૯
સિદ્ધચક્રનો ઉત્તમ રાસ, ભણતાં સુણતાં પૂરે આશ;
ઢાલ આઠમી ઈણિ પરે સુણી, વિનય કહે ચિત્ત ધરજો ગુણી. ૨૦

**અર્થ:**—આવી રીતે આનંદસહ દિવસો ગુજારતાં હતાં અને ધર્મકરણીમાં તલ્લીન રહેતાં હતાં. દરમ્યાન એક દિવસ દંપતી શ્રીજિનેશ્વરદેવનાં દર્શન–ચરણવંદન કરીને પાછાં વળ્યાં. તેવામાં ઉંબરરાણાએ પોતાની માતુશ્રીને દીઠી, એથી હર્ષ લાવીને તેણે માતાજીના ચરણમાં પ્રણામ કર્યા. એટલામાં મયણાસુંદરી પણ ત્યાં આવી પહોંચી અને પતિને પગે લાગેલા જોઈ પોતાનાં સાસૂજી જાણીને પગે પડી; કેમકે વડીલનો વિનય કરવાથી મોટાઈ પ્રાપ્ત થાય છે. જ્યારે મયણાસુંદરી પગે પડી ત્યારે સાસૂએ વહૂને આશિષ આપી અને એકદમ નિરોગતા મળેલી જોતાં નવાઈ પામી માથું ધૂણાવવા લાગી. એ જોઈ કુંવરે કહ્યું "હે માતુશ્રીજી! સાંભળો, મ્હારો રોગ ગયો, શરીરનો રંગ વધ્યો, અને વળી જૈનધર્મનો પ્રસંગ પ્રાપ્ત થયો એ સઘળો પ્રતાપ આ આપની વહૂનો જ છે." આ પ્રમાણે કુંવરનું બોલવું સાંભળી તથા સદ્‌ગુણી વહૂ અને નિર્મળ શરીરવાળા પોતાના પુત્રને જોઈ માતાને ઘણોજ આનંદ થયો, અને વહૂ પ્રત્યે સાસૂ કહેવા લાગી–"હે સુકુલિનિ વધૂ! બીજનો ચંદ્રમા જેમ દિન દિન ચડતી કળાનો થતાં પૂનમને દિવસે સોળ કળાવાળો સંપૂર્ણ થાય, તેમ તેં પણ પૂનમની પેઠે તારા પતિને પૂર્ણ કળાવાન્ કરીને યશ પ્રાપ્ત કર્યો છે." તે પછી માતાએ વિતક વાત કહેવા માંડી–"હે પુત્ર! મેં કોશંબીનગરની અંદર, વિશેષ વૈદ્યકશાસ્ત્રનો ભણેલો એક કુશળ વૈદ્ય છે એવું સાંભળ્યું, તેથી તેને મળવા હું ત્યાં જતી હતી, તે દરમ્યાન માર્ગમાં મને એક જ્ઞાની ગુરૂ મળ્યા, એટલે મેં તે ગુરૂના ચરણમાં નમન કરી પૂછ્યું–'હે ગુરૂરાજ! મેં કર્મની પીડા બહુ સહન કરી છે! પ્રભુ! મારે એકનો એક વ્હાલો પુત્ર છે, છતાં તે પણ નઠારા કર્મના સંયોગવડે કોઢના રોગથી પકડાઈ ગયો

છે–તો તેનો તે રોગ નાશ થશે કે કોઈ પાપના સંયોગને લીધે નહીં (નાશ) થશે ? તે દયા કરીને પ્રકાશ કરો. હું આપના ચરણકમળની રજ છું.' જ્યારે મેં આવી દયાજનક સ્થિતિ દર્શાવી ત્યારે દયાસમુદ્ર ગુણવંત જ્ઞાનીગુરૂએ દયા કરી કહ્યું–' બાઈ! તું દિલગીર ન થતાં તારા પુત્ર સંબંધીની હકીકત સાંભળ. તે તારા રોગી પુત્રને કોઢિઆઓએ અંગીકાર કર્યો અને તેનું ઉંબરરાણો નામ સ્થાપન કરી તેમણે યશ મેળવ્યો છે; તેને માળવાના રાજાની પુત્રીએ વર્યો છે અને તે બન્નેનો વિવાહમહોત્સવ કોઢિયાઓએ કર્યો છે. તેમ જ સ્ત્રીના વચનથી ઓળીનો તપ આદરી શ્રીસિદ્ધચક્રજીનું આરાધન કર્યું છે, તેથી તારો પુત્ર રોગ રહિત થયો છે, કેમકે એણે પૂર્વજન્મની અંદર જે પુણ્ય ઉપાર્જન કર્યું હતું તેનો સંયોગ પ્રગટ થયો છે. વળી એ શ્રીસિદ્ધચક્રારાધન વડે એની બહુ જ લાજ–શોભા વધશે અને ઘણા રાજાઓને જીતી રાજ્ય ભોગવશે. માટે હવે દિલગીર થવા જેવું કશું નથી.' આ પ્રમાણે જ્ઞાની મહારાજે કહ્યું તેથી તે વચનોને વધાવી લઈ હું અહીં આજે આવી અને તમને જોવાથી મારાં બધાં કામ સફળ થયાં છે." આવી રીતે વાતો કરી પછી તે ત્રણે જણ સાધર્મિભાઈની હવેલીએ ગયાં અને તે નિવાસસ્થળમાં લીલા કરતાં સુખ સહિત દિવસો ગુજારવા લાગ્યાં. **વિનયવિજયજી** કહે છે કે–આ સિદ્ધચક્રજીના ઉત્તમ રાસની અંદર ધ્યાન રાખી જે શ્રોતાઓ સાંભળે તેઓની ભણતાં અને સાંભળતાં મનની આશાઓ પરિપૂર્ણ થાય છે, માટે હે ગુણિજનો! આ પ્રમાણે કહેલી **શ્રીપાલ** રાસની આઠમી ઢાળ કે જે શ્રીસિદ્ધચક્રજીના પ્રત્યક્ષ માહાત્મ્યમય છે તે ચિત્તની અંદર ધારી રાખજો. —૯ થી ૨૦

---

દોહરા છંદ

એક દિન જિન પૂજા કરી, મધુર સ્વરેં એક ચિત્ત;
ચૈત્યવંદન કુંવર કરે, સાસૂ વહૂ સુણંત. ૧

મયણાની માતા ઘણું, દુહવાણી નૃપ સાથ;
જવ મયણા મત્સર ધરી, દીધી ઉંબર હાથ. ૨

પુણ્યપાળ નામેં નૃપતિ, નિજ બાંધવ આવાસ;
રીસાઈ આવી રહી, મૂકે મુખ નિસાસ. ૩

જિન વાણી હિયડે ધરી, વિસારી દુઃખ દંદ;
આવી દેવ જુહારવા, તિણેં દિન તિહાં આણંદ. ૪

માયેં મયણા ઓળખી, અનુસારે નિજ બાલ;
આગળ નર દીઠો અવર, યૌવન રૂપ રસાલ. ૫

ચિત્ર ૩૧ શ્રીમુનિચંદ્રસૂરિ, ઉંબરરાણાને તથા મયણાસુંદરીને ઉપદેશ આપે છે (પાનું ૨૮)



ચિત્ર ૩૨ શ્રીમુનિચંદ્રસૂરિનો ઉપદેશ (પાનું ૩૦)



ચિત્ર ૩૩ (પાનું ૩૩)
સિદ્ધચક્રજીની આરાધના કરતાં શ્રીપાલ અને મયણા



ચિત્ર ૩૪ (પાનું ૩૬)
શ્રીપાલ અને મયણાસુંદરી સાધર્મીને ઘેર રહેલાં છે.



ચિત્ર ૩૫ કમલપ્રભા, શ્રીપાલ અને મયણા (પાનું ૩૬)



ચિત્ર ૩૬ ગુરુમહારાજ અને કમલપ્રભા (પાનું ૩૫)



ચિત્ર ૩૭ શ્રીપાલ વગેરે દેરાસરમાંથી બહાર નીકળતાં (પાનું ૩૮)



ચિત્ર ૩૮ દેરાસરમાં પ્રવેશ કરતી મયણાની માતા (પાનું ૩૮)

કુલખંપણ એ કુંવરી, કાં દીધી કિરતાર;
જિણે કુષ્ટીવર પરિહરી, અવર કિયો ભરતાર. ૬

વજ્ર પડો મુજ કૂખને, ધિક ધિક મુજ અવતાર;
રૂપસુંદરી ઈણિ પરે ઘણું, રૂદન કરે તેણી વાર. ૭

રોતી દીઠી દુઃખ ભરે, મયણાયેં નિજ માય;
તવ આવી ઉતાવળી, લાગી જનની પાય. ૮

હરખ તણે સ્થાનક તુમેં, કાં દુઃખ આણો માય?
દુઃખ દોહગ દૂરેં ગયાં, શ્રીજિનધર્મ પસાય. ૯

નિસિહી કહીને આવીયાં, જિણહર માંહે જેણ;
કરતાં કથા સંસારની, આશાતના હોયે તેણ. ૧૦

હવણાં રહીયેં છે જિહાં, આવો તિણે આવાસ;
વાત સયલ સુણજો તિહાં, હોશે હિયે ઉલ્લાસ. ૧૧

તિહાં આવી બેઠાં મલી, ચારે ચતુર સુજાણ;
જે દિન સજન મેલાવડો, ધન તે દિન સુવિહાણ. ૧૨

મયણાના મુખથી સુણી, સઘળો તે અવદાત;
રૂપસુંદરી સુપ્રસન્ન થઈ, હિયડે હરખ ન માત. ૧૩

**અર્થઃ**—એક દિવસ એ ત્રણે જણે જિનેશ્વર દેવની પૂજા કરી મધૂર–મીઠા અવાજ સહિત અને એક ચિત્તથી અગાડી કુંવર અને પાછળ માતા તથા વહૂ એમ મર્યાદાના ક્રમસહ બેસી ચૈત્યવંદન કરવું શરૂ કર્યું, તેમાં બન્ને જણ સાંભળતાં હતાં અને કુંવર ચૈત્યવંદનનો પાઠ કહેતો હતો. તે વખતે એવો બનાવ બન્યો કે—જ્યારે પ્રજાપાળ રાજાએ અભિમાનમાં ગર્ક થઈ મયણાસુંદરીને ઉંબરરાણાને હાથ સોંપી દીધી હતી ત્યારે મયણાસુંદરીની માતા રૂપસુંદરીનું મન બહુ જ દુભાયું, એથી રીસાઈ ચાલી એ જ શહેરની અંદર પુણ્યપાળ નામનો રાજા કે જે તેણીનો ભાઈ થતો હતો તેને ત્યાં આવીને રહી હતી અને પુત્રીને કોઢિયા સાથે વળાવી અવતાર બગાડ્યો, એ બાબતનું દુઃખ હૈયે ચઢી આવતાં વારંવાર નિસાસા નાખતી હતી. પરંતુ તેણીએ જ્યારે જિનેશ્વરદેવની વાણી તરફ શ્રદ્ધા અને નિશ્ચયપૂર્વક ધ્યાન આપ્યું, તો તેણીને 'આ અસાર સંસારની સગાઈ સંબંધે દુઃખમાં લીન થઈ ધર્મધ્યાન મૂકી દેવું એ તદ્દન ઘેલછા છે' એવું ભાસ્યું. અને

એ વાત હૈયામાં કાયમ કરી દુઃખ ભાવને વિસારી દઇ તે દિવસે જિનમંદિરમાં આનંદ સહિત પ્રભુનાં દર્શન કરવા આવી. મંદિરની અંદર બેઠેલી મયણાસુંદરીને તેણીએ અણુસારેથી ઓળખી; પણ કોઢિઆ ધણી વગર બીજા યુવાન અને સુંદર રૂપવંત નરને આગળ બેઠેલો દીઠો. એ જોતાં જ ઉદાસીનતામાં લીન થઈ રૂપસુંદરી શોચવા લાગી કે–" એ મારી કૂખમાં આળોટેલ છતાં કુળને કલંક લગાડે એવી દીકરી કેમ નીવડી? હે કીરતાર! તેં પણ એવી કૂળખાંપણ કુંવરીને મારા પેટે કેમ આપી? કે જેણીએ પંચની સાખે વરાવેલા કોઢિઆ વરને છોડી દઈ બીજો ધણી કર્યો; માટે મારા અવતારને ધિક્કાર છે! ધિક્કાર છે!! અને આવી ઓલાદ પેદા થતાં મારી કૂખ ઉપર વજ્ર પડી મારો જ નાશ કેમ ન થયો? ઈત્યાદિ દુઃખભર્યા વિચારમાં ડૂબેલી રૂપસુંદરી જે વખતે બહુ જ રોતી હતી, તે વખતે મયણાસુંદરીએ પોતાની માને દીઠી. એથી ચૈત્યવંદનાદિ સુકૃત્ય પૂર્ણ થતાં ઉતાવળી ઉતાવળી માતુશ્રીની પાસે આવી મર્યાદાયુક્ત પગે લાગીને કહ્યું—"હે માતુશ્રીજી! આ હર્ષના સ્થાનમાં આપ દુઃખ શા સારૂ લાવો છો? દુઃખ અને દુર્ભાગ્ય તો શ્રીજિનધર્મ પ્રતાપવડે દૂર જતાં રહ્યાં છે આ પ્રભુમંદિરની અંદર નિસિહી કહીને આપે અને અમોએ કરાર કર્યો છે, કે હવેથી મંદિર બહાર નીકળતાં લગી સંસારના સઘળા પાપ વ્યાપાર નિસિહી એટલે નિષેધ્યા–દૂર કર્યા છે, માટે બધી બનેલી વાત અહીંયાં કહેવાથી એટલે કોઇ પણ સાંસારિક કથાના કહેવાથી ચોરાશી આશાતના પૈકી એક મોટી આશાતના લાગે, એ માટે જ્યાં હાલમાં અમો રહિયે છિયે ત્યાં દર્શન કરી આવ્યા બાદ અમારી સાથે પધારો અને બધી વાત સાંભળો કે જેથી આપના હૃદયમાં આનંદના જ ઉભરા આવશે." આ પ્રમાણે પુત્રીનું બોલવું થતાં શોક દૂર કરી રૂપસુંદરી જિનદર્શન સ્તવનમાં નિમગ્ન બની, અને તે પછી તેઓની સાથે સાથે સાધર્મી ભાઈના મકાનમાં જઈ પહોંચી. ત્યાં વર વહૂ અને બન્ને વ્હેવાણો એમ ચારે ચતુરસુજાણ જન આનંદયુક્ત બેઠાં. અહા! જે દિવસ પોતાના વ્હાલા માણસનો મેલાપ થાય તે દિવસ અને વ્હાણાને ધન્ય છે; કેમકે દુઃખ સુખની વાતો કરવાનો વખત મળવાથી હૃદયને બહુજ શાંતિ મળે છે ને સંતાપ ટળે છે. (આ કવિ કથન છે.) પછી રૂપસુંદરીએ પુત્રી મયણાસુંદરીનાં મ્હોંએથી બધી વાત સાંભળી અને આશ્ચર્યકારી બનાવ બનેલો જાણતાં જ તેણીના આત્માને બહુ જ પ્રસન્નતા પ્રાપ્ત થઈ તે એટલા સુધી કે હૈયામાં હર્ષના આંસુ આવ્યા. આવા બનાવથી કયા સમજુ જનને હર્ષ પેદા ન થાય? —૧ થી ૧૩

---

ઢાળ નવમી—અર્ધમજિ ગોરી નાગિલા રે —એ દેશી.

વર વહૂ બે સાસૂ મલી રે, કરે વેવાહણ વાત રે;
કમળા રૂપાને કહે રે, ધન તુમ કુલ વિખ્યાત રે.

જુઓ અગમગતિ પુણ્યની રે, પુણ્યેં વંછિત થાય રે;
સવિ દુઃખ દૂર પલાય રે, જુઓ અગમગતિ પુણ્યની રે. ૧

વહૂએં અમ કુલ ઉદ્ધર્યું રે, કીધો અમ ઉપગાર રે;
અમને જિન ધર્મ બૂઝવ્યો રે, ઉતાર્યાં દુઃખ પાર રે. જુ૦ ૨

સૂઈ જિમ દોરા પ્રતે રે, આણે કસીદો ઠામ રે;
તિમ વહૂએં મુજ પુત્રની રે, ઘણી વધારી મામ રે. જુ૦ ૩

રૂપા કહે ભાગ્યેં લહ્યો રે, અમે જમાઈ એહ રે;
રયણચિંતામણિ સારિખો રે, સુંદર તનું સસ્નેહ રે. જુ૦ ૪

સુણવા અમ ઈચ્છા ઘણી રે, એહનાં કુલ ઘર વંશ રે;
પ્રેમેં તેહ પ્રકાશીયે રે, જિમ હીસેં અમ હંસ રે. જુ૦ ૫

**અર્થ:**—વર, વહૂ અને એ બેઉ જણની બન્ને સાસૂ એ ચાર જણ એકાંતમાં બેઠાં હતાં, એ વખતે વાત ચાલતાં બન્ને વ્હેવાણો પૈકી ઉંબરરાણાની માતા કમળા મયણાની માતા રૂપાને કહેવા લાગી કે "તમારા પ્રસિદ્ધિ પામેલા કુલને ધન્ય છે! આ વહૂએ અમારા કુલને ડુબતો બચાવી લીધો છે, અમારા ઉપર ઉપકાર કર્યો છે, અમને ચિંતામણિરત્ન સરખા જૈન ધર્મનાં સંસ્કારી કર્યાં છે અને અમને દુઃખદરિયામાંથી પેલે પાર ઉતારી આભારી કર્યાં છે. તથા જેમ સોયદોરાને કાબૂમાં લઈ ફૂલ બૂટા વગેરે ભરવાના કામમાં શોભાવંત બનાવી દે છે, તેમ વહૂએ મારા પુત્રને મર્યાદામાં લાવી ઘણી જ લાજ આબરૂ વધારી અમોને ઠેકાણે આણ્યાં છે. માટે ખચિત તમો ધન્યવાદનાં જ પાત્ર છો!!" ઈત્યાદિ મનોજ્ઞ વચન સાંભળી રૂપાએ કહ્યું કે—"અમોએ પણ અમારા પૂર્વ પુણ્યબળના યોગથી જ ચિંતામણીરત્ન સરખા સુંદર શરીરવંત અને સ્નેહાળ હૃદયવંત આ જમાઈરાજ પામેલ છે; માટે એમના કુલ, વંશ, ઘર, વગેરે બાબતની કથા સાંભળવા અમને બહુ જ ચાહના છે, એ વાસ્તે તમો ઉલ્લાસ સહિત કહી સંભળાવો કે જેથી અમારો આત્મા અતિ પ્રસન્ન થાય."

—૧ થી ૫

કહે કમળા રૂપા સુણો રે, અંગ અનોપમ દેશ રે;
તિહાં ચંપાનગરી ભલી રે, જિહાં નહિ પાપ પ્રવેશ રે. જુ૦ ૬

તેહ નગરનો રાજિયો રે, રાજગુણેં અભિરામ રે;
સિંહ થકી રથ જોડતાં રે, પ્રગટ હોશે તસ નામ રે. જુ૦ ૭

રાણી તસ કમલપ્રભા રે, અંગ ધરે ગુણ શ્રેણ રે;
કોંકણદેશ નરિંદની રે, જે સુણિયે લઘુ બ્હેન રે. જુ૦ ૮

રાજા મન ચિંતા ઘણી રે, પુત્ર નહી અમ કોય રે;
રાણી પણ આરતિ કરે રે, નિશદિન ઝુરે દોય રે. જુ૦ ૯

દેવ દેહરડાં માનતા રે, ઇચ્છિતાં પૂછતાં એક રે;
રાણી સુત જનમ્યો યથા રે, વિદ્યા જાણે વિવેક રે. જુ૦ ૧૦

નગરલોક સવિ હરખીયાં રે, ઘર ઘર તોરણ ત્રાટ રે;
આવે ઘણાં વધામણાં રે, શણગાર્યાં ઘર હાટ રે. જુ૦ ૧૧

રાજા મન ઉલટ ઘણો રે, દાન દિયે લખ કોડી રે;
વૈરી પણ સંતોષીયા રે, બંદિખાના છોડી રે. જુ૦ ૧૨

ધવલ મંગલ દિયે સુંદરી રે, વાજે ઢોલ નીસાણ રે;
નાટક હોવે નવનવાં રે, મહોત્સવ અધિક મંડાણ રે. જુ૦ ૧૩

ન્યાતિ સજન સહુ નોતર્યાં રે, ભોજન ષટરસ પાક રે;
પાર નહીં પકવાનનો રે, શાલિ સૂરહાં ઘૃત શાક રે. જુ૦ ૧૪

ભૂષણ અંબર પહેરામણી રે, શ્રીફલ કુસુમ તંબોળ રે;
કેસર તિલક વલી છાંટણાં રે, ચંદન ચૂઆ રંગરોલ રે. જુ૦ ૧૫

રાજરમણી અમ પાલશે રે, પુણ્યે લહ્યો એ બાલ રે;
સજન ભૂઆ મલી તેહનું રે, નામ ઠવ્યું શ્રીપાલ રે. જુ૦ ૧૬

રાસ રૂડો શ્રીપાલનો રે, તેહની નવમી ઢાલ રે;
વિનય કહે શ્રોતા ઘરેં રે, હોજો મંગલ માલ રે. જુ૦ ૧૭

**અર્થઃ**—બ્હેવાણની આ પ્રમાણે આતુરતા જાણી કમળા રૂપાને કહેવા લાગી કે—"સાંભળો. જેની બરોબરી માટે, ઉપમા ન આપી શકાય એવા અંગ દેશની અંદર સુંદર ચંપાનગરી છે કે જેમાં પાપ પણ પેસવા પામતું નથી, એવી પુણ્યધામ નગરીમાં રાજાના તમામ ગુણોએ કરીને મનોહર સિંહરથ રાજા રાજ્ય કરતો હતો. તેને કમળપ્રભા નામની રાણી કે જે પોતાના શરીરમાં સ્ત્રીને શોભા આપનારા ગુણોની શ્રેણી-સમૂહને

ધારણ કરનારી હતી, અને તે કોંકણ દેશ–ઠાણાના રાજાની ન્હાની બ્હેન થતી હતી; પણ પુત્ર વગરની લાંબી જીંદગી ગુજરી ગયા છતાં પણ રાજ્યગાદી સંભાળનાર કુંવર થયો નહી, તેથી રાજાના મનમાં ઘણી ફિકર થઈ આવી, અને રાણી પણ એ જ બાબતની ફિકર કરતી હતી. આમ હોવાથી તેઓ રાજારાણી રાત ને દહાડો ઝૂર્યા કરતાં હતાં. પુત્રપ્રાપ્તિ માટે લોકરૂઢી અને આશાના કાયદા પ્રમાણે દેવદહેરાંની માનતાઓ કરતાં–ઇચ્છતાં પૂછતાં કાકતાલીય ન્યાયની પેઠે રાણી સગર્ભા થઈ અને ગર્ભમર્યાદા પૂર્ણ થયે, જેમ વિદ્યા વિવેકને જન્મ આપે, તેમ તે રાણીએ એક પુત્રને જન્મ આપ્યો. આથી રૈયત રાજી થઈ અને તે સંબંધીની ખુશાલી જાહેર કરવા પ્રજાજનોએ ઘર ઘર હાટેહાટે તોરણ બાંધ્યાં, વધામણાં લઈને રાજદ્વારમાં ગયાં. રાજાએ પણ ઘડપણમાં દીકરો થવાના લીધે મનમાં ઘણોજ ઉલટ આવતાં ક્રોડોગમે દાન આપી અર્થિ–યાચક જનોને સંતોષ આપ્યો. દુશ્મનોને પણ વૈરની માફી આપી, અને કેદીઓને કેદથી છોડી મૂકી સંતોષ આપ્યો. સુંદર સવાસણ સુંદરીઓ ધવળ મંગળ ગીતો ગાવા લાગી, ઢોલ નોબત વાગવા લાગ્યાં. નવા નવા નાટકો થવા લાગ્યા અને અધિક મંડાણ સહિત મોટા મહોત્સવનો સમારંભ થયો. જ્ઞાતિ, સજ્જન વગેરે બધાંઓને નોતર્યાં; ખટરસ ભોજનપાક તૈયાર કર્યાં, પાર વગરનાં પકવાન્ન, લાપસી, સારાં દાળ–ભાત તથા ઘૃત–શાક એ બધાં બનાવ્યાં અને તેઓને જમાડ્યાં. તે પછી અમૂલ્ય વસ્ત્રો, દાગીનાઓની પહેરામણી કરી. પછી નાળિએર, હાર–ફૂલગોટા, પાનબીડાં વ્હેંચ્યાં. કેસર કંકુનાં તિલક કર્યાં અને ચંદન–ચૂઆ–ગુલાબજળ વગેરે છાંટી રંગરોળ કરી સર્વને ખુશી ખુશી કર્યાં. તે પછી કુંવરના પિતાએ કહ્યું કે–"આ કુંવર અમે પુણ્યવડે પામ્યા છિયે તથા આ અમારી રાજ્યલક્ષ્મીનું પ્રતિપાલન કરશે; માટે તેને લગતું નામ રાખો." એથી સજ્જન અને કૈઈયે મળીને '**શ્રીપાળકુંવર**' એવું નામ રાખ્યું. આ સુંદર **શ્રીપાળ**ના રાસમાં નવમી ઢાળ કહી, કવિ **વિનયવિજયજી** કહે છે કે, આ રાસના સાંભળનારાઓને ત્યાં લીલા લ્હેર થજો.

—૬ થી ૧૭

---

દોહરા છંદ

પાંચ વરસનો જવ હૂઓ, તે કુંવર શ્રીપાલ;
તામ શૂલ રોગેં કરી, પિતા પહોતો કાલ. ૧

શીર કૂટે પીટે હિયો, રૂવે સકલ પરિવાર;
સ્વામી તેં માયા તજી, કુણ કરશે અમ સાર. ૨

ગયા વિદેશેં બાહુડે, વ્હાલાં કોઈક વાર;
ઈણ વાટેં વોળાવિયા, તે ન મલે બીજી વાર. ૩

હેજેં હસીને બોલાવતા, જે ક્ષણમાં કેઈ વાર;
નજર ન મંડે તે સજન, ફૂટે ન હિયા ગમાર. ૪
નેહ ન આણ્યો માહરો, પુત્ર ન થાપ્યો પાટ;
એવડી ઉતાવળ કરી, શું ચાલ્યા ઈણ વાટ ! ૫
રોતી હિયડે ફાટતે, કમલા કરે વિલાપ;
મતિસાગર મંત્રી તિસેં, ઈમ સમજાવે આપ. ૬
હવે હિયડું કાઠું કરી, સકલ સંબાહો કાજ;
પુત્ર તુમારો નાનડો, રોતાં ન રહે રાજ. ૭
કમલા કહે મંત્રી પ્રતેં, હવેં તુમે આધાર;
રાજ્ય દેઈ શ્રીપાલને, સફલ કરો અધિકાર. ૮

**અર્થ:**—પુત્ર શ્રીપાળ લાલન પાલન સાથે જ્યારે પાંચ વર્ષનો થયો ત્યારે તેનો પિતા અસાધ્ય-સન્નિપાત શૂળ રોગના લીધે મરણ પામ્યો એથી તમામ સગાં વ્હાલાં અને સંબંધી વગેરે લોકો રોવા પીટવા-માથું કૂટવા લાગ્યાં, અને કહેવા લાગ્યાં કે-" હે સ્વામી ! તમે માયા તજી દીધી તો હવે અમારી સાર સંભાળ કોણ કરશે ? જે પરદેશ ગયા હોય તે તો ફરીને પાછા આવે છે, પણ જે આ લાંબી વાટે વોળાવ્યા તે ફરી બીજી વાર પાછા આવીને મળતા જ નથી " આ પ્રમાણે બધાં બોલી વિલાપ કરતાં હતાં, અને કમળા તો અત્યંત વિલાપ કરતી પોતાના હૃદયને ઠપકો દેતી હતી કે-" હે ગમાર હૈડા! જે પોતાના નાથ ક્ષણે ક્ષણે સ્નેહ સહિત હસીને કેઈક વખત બોલાવતા હતાં અને અત્યારે તે જ નાથ આટલો વિલાપ સાંભળતાં છતાં પણ સ્હામી નજર પણ માંડતા નથી, તો પણ તું બેશરમા! ફાટીને કકડા થઈ જતું નથી, એથી તને પણ ધિક્કાર છે ! હે નાથ ! મારી સાથેનો સ્નેહ પણ હૈડે ન ધર્યો, પરંતુ પોતાના અપાર પ્યારા પુત્રને રાજ્યગાદી સોપ્યા વગર જ અધવચ રઝળતો મ્હેલી ચાલ્યા જવા માટે આટલી બધી ઉતાવળ કરી એ લાંબી વાટે શા માટે સિધાવી ગયા ! ! " વગેરે વગેરે છાતીફાટ રૂદન કરતી કમળા વિલાપ કર્યા કરતી હતી. એ વખતે મતિસાગર પ્રધાન ત્યાં આવીને એવી રીતે રાણીને સમજાવવા લાગ્યો કે-"રાજમાતા! હવે હૈયું કઠણ કરીને તમામ રાજકાજની લગામ હાથમા લ્યો, કેમકે કુંવરજી હજી સગીર વયના-ન્હાના છે, માટે આમ રોયાં કર્યેથી રાજ્યની સલામતી નહીં જળવાઈ શકાય " મંત્રીનાં યોગ્ય વચન સાંભળી કમળપ્રભાએ કહ્યું " વિચક્ષણ પ્રધાનજી ! હવે તમો પોતે જ અમને આધાર આપનાર છો, માટે શ્રીપાળને રાજતિલક કરી એની આણ-દુવાઈને અમલમાં લાવવાનો અધિકાર સફળ કરો."

—૧ થી ૮

ઢાળ દશમી—રાગ રામગ્રી વા મારૂ. જગતગુરૂ હીરજી રે.—એ દેશી.

મૃતકારજ કરી રાયનાં રે, સકલ નિવારી શોક;
મતિસાગર મંત્રીસરેં રે, થિર કીધાં સવિ લોક.
દેખો ગતિ દૈવની રે.
દૈવ કરે તે હોય, કુણે ચાલે નહીં રે. ૧
રાજ ઠવી શ્રીપાલને રે, વરતાવી તસ આણ;
રાજકાજ સવિ ચાલવે રે, મંત્રી બહુ બુદ્ધિ ખાણ. દે૦ ૨
ઇણ અવસર શ્રીપાલનો રે, પીતરીઓ મતિ મૂઢ;
પરિકર સઘળો પાલટી રે, ગૂઝ કરે ઇમ ગૂઢ. દેખો૦ ૩
મતિસાગરને મારવા રે, વળી હણવા શ્રીપાલ;
રાજ લેવા ચંપા તણું રે, દુષ્ટ થયો ઉજમાલ દેખો૦ ૪
કિમહિક મંત્રીસર લહી રે, તે વૈરીની વાત;
રાણીને આવી કહે રે, નાસો લેઈ મધરાત. દેખો૦ ૫
જો જાશો તો જીવશો રે, સુત જીવાડણ કાજ;
કુંવર જો કુશલો હશે રે, તો વળી કરશો રાજ. દેખો૦ ૬

**અર્થ:**—પછી રાજાનો છેલ્લો સંસ્કાર મૃતકારજ વગેરે કરી સઘળો શોક દૂર કરીને મતિસાગર મંત્રીશ્વરે રૈયતને હૈયાધારણ આપી સ્થિર કરી. કવિ શ્રોતાજનોને, અને વ્હેવાણ વ્હેવાણને કહે છે કે–"કર્મની કેવી વિષમ ગતિ છે તે જુઓ! જે કર્મ કરે છે તે જ થાય છે; પણ તેમાં કોઈનું ડહાપણ ચાલતું જ નથી–અગર તેના ઉપર કોઈનું જોર પણ ચાલતું નથી." પછી રાજગાદી ઉપર **શ્રીપાળ**રાજાને બેસાડી પોતાના રાજ્યમાં બધે તેની આણનો ઢંઢેરો ફેરવ્યો, અને તે પછી તે બહુ બુદ્ધિનિધાન પ્રધાન કુલ રાજ્યકારોબાર ચલાવવા યત્નવાન્ થયો. એ અરસા દરમ્યાન **શ્રીપાળ**રાજાનો મૂઢ મતિવાળો પિત્રાઈ કાકો અજીતસેન હતો, તેણે **શ્રીપાળ**રાજાના લશ્કર–સામંત વગેરે તમામને લાંચ આપી, ખટપટ વડે શંકાઓ, ભય, વગેરે પેદા કરી ફૂટ કરાવી કોઈ ન જાણી શકે તેવી છુપી મસલત ચલાવીને ફેરવી નાખ્યા; તથા એ પણ નિશ્ચય કરી દીધો કે મતિસાગર પ્રધાનને અને **શ્રીપાળ**રાજાને ઠાર કરી ચંપાનગરીનું રાજ્ય લઈ લેવું. પરંતુ તેઓનાં આયુષ બળવાન્ હોવાથી છુપા જાસુસો મારફત તે શત્રુના દાવ સંબંધી વાતની ખબર મતિસાગરને મળી; એટલે તાબડતોબ પ્રધાને રાજમાતાને આવી જાહેર કર્યું કે–"રાજમાતા! અજીત-

સેનના કાવતરાથી આપણું લશ્કર તમામ બદલી બેઠું છે, અને આપને અને બાળરાજાને તથા મને ઠાર મારી રાજ્ય પડાવી લેવાનું નક્કી થઈ ગયું છે; માટે આપ બાળરાજાને લઈ મધરાતે દિલ ચાહે ત્યાં જીવ લઈ નાસો. બાળરાજાને જીવાડવા માટે એમ નાસવાની જરૂર જ છે, જો બાળરાજા કુશલ રહેશે તો વળી ચંપાનગરીનું રાજ્ય-તખ્ત હાથ કરવાનો વખત આવશે; માટે આપ કોઈ ન જાણે તેવી રીતે બાળરાજા સહિત પલાયન કરી જાઓ એટલે પછી મારા જીવને બચાવવાની જ પંચાત રહી તે હું કરી લઇશ. —૧ થી ૬

રાણી નાઠી એકલી રે, પુત્ર ચડાવી કેડ;
ઉવટે ઉજાતી પડે રે, વિસમી જિહાં છે વેડ. દેખો૦ ૭

જાસ ઝડોઝડ આંખરાં રે, ખાખર ભાખર ખોહ;
ફણિધર મણિધર જ્યાં ફરે રે, અજગર ઉંદર ગોહ. દેખો૦ ૮

ઉજડે અબલા રડવડે રે, રયણી ઘોર અંધાર;
ચરણે ખૂંચે કાંકરા રે, ઝરે લોહીની ધાર. દેખો૦ ૯

વરૂ વાઘ ને વરઘડાં રે, સોર કરે શીયાલ;
ચોર ચરડને ચીતરા રે, દિયે ઉછળતી ફાલ. દેખો૦ ૧૦

ઘૂ ઘૂ ઘૂ ઘૂઅડ કરે રે, વાનર પાડે હીક;
ખલહલ પરવતથી પડે રે, નદી નિઝરણાં નીક. દેખો૦ ૧૧

બળિયું બેઉનું આઉખું રે, સત્ય શિયલ સંઘાત;
વખત બલી કુંવર વડો રે, તિણે ન કરે કોઈ ઘાત. દેખો૦ ૧૨

રયણુહિંડોળે હિંચતી રે, સૂતી સોવન ખાટ;
તસ શીર ઇમ વેળા પડી રે, પડો દૈવ શિર દાટ. દેખો૦ ૧૩

અર્થઃ—આ પ્રમાણેનો ભયંકર મામલો મચેલો જાણી પ્રધાનની નિમકહલાલી માટે ધન્યવાદ આપી સમયને માન આપવા રાજમાતા મધરાતની વખતે બાળરાજાને કેડમાં બેસાડી એકલી જ નાસી છૂટી. અને કોઇને જલદીથી પત્તો ન લાગે એટલા માટે ભયંકર જંગલનો રસ્તો હાથ ધર્યો. તે ઉજડ જંગલમાં સરખટ, ડાભ, કાસ વગેરેનાં ભોથાં અને કાંટાળા ઝાડોનાં ઝાંખરાં બહુ જ હતાં, તથા ખાખરાઓનું જંગલ અથવા પડેલાં પાંદડાંઓનો ખાખચડો, પહાડની ટેકરીઓ, ડુંગરની ખોભણો, વગેરેની પણ જ્યાં બહુ છત હતી, ફણિવાળા તેમજ મણિવાળા સર્પો ફર્યા કરતા હતા. અજગર, જંગલી ઉંદર, પાટલાચંદન ઘો,



ચિત્ર ૩૯ મયણા માતાની પાસે દેરાસરમાં (પાનું ૩૮)

ચિત્ર ૪૦ ચંપાનગરી (પાનું ૪૦)



ચિત્ર ૪૨ શ્રીપાલ કુમારનો જનમ (પાનું ૪૧)

ચિત્ર ૪૩ શ્રીપાલનો જનમ મહોત્સવ ઉજવતાં નગરજનો (પાનું ૪૧)

વગેરે ઝેરી જીવોની પણ જ્યાં પુષ્કળ હરફર હતી એવા ઉજડ માર્ગે ભયંકર અંધારી રાતમાં ઉઘાડે પગે બિચારી રાજમહેલમાં રહેનારી છતાં પણ વિપત્તિને તાબે પડેલી અબળા રડવડ્યા કરતી હતી; એથી કોમળ પગોમાં કાંટા કાંકરાઓના ભોંકાવાથી લોહીની ધારાઓ ચાલ્યા કરતી હતી; પણ તે વખતે તેણીની કોને દયા આવે તેમ હતું? એ માર્ગમાં તો વરૂ, વાઘ, વઘયડાં, ચીતરા, વગેરે ભયંકર શબ્દ કરતાં તળાપો મારી રહેલાં હતાં, શીયાળવાં શોરબકોર કરી રહ્યાં હતાં, ચોર, ધાડપાડુ, ભૂતો, વગેરે પણ ભટકયા કરતા હતા, ઘૂવડ ઘૂ ઘૂ ઘૂ શબ્દથી ભય આપી રહ્યા હતા, વાંદર હુકાહુક કરતાં હતાં, અને પર્વત ઉપરથી પડતાં પાણીનાં ઝરણાં, નીકોનો ખળભળાટ શબ્દ થઈ રહ્યો હતો. જો કે આવી ભયાનક જગ્યા હતી; છતાં બન્ને જણનું આયુષ્ય બળિયું હતું, તથા તેમની સંગાથે સત્ય અને શીળ એ બે જાગતી જ્યોતિરૂપે મહાન બળવાન્ વોળાવા હતા, અને મોટો ભાગ્યશાળી કુંવર હતો, એથી તે પ્રાણઘાતક પ્રાણી વગેરે કોઈ દુઃખિયારી રાજમાતા અને બાળરાજાને અડચણ કરી શકતાં ન હતાં. હા! જે રાણી રત્નજડિત હીંચોળાખાટમાં હીંચતી હતી, અને સોનાના પલંગ ઉપર સૂઈ રહેતી હતી તે રાણીને માથે જ આવી એક રંક માણસના સરખી વેળા આવી પડી; માટે કવિ કહે છે કે એ કર્મને માથે ધૂળનો દાટ વળો! —૭ થી ૧૩

રડવડતાં રયણી ગઇ રે, ચઢી પંથ શિર શુદ્ધ;
તવ બાલક ભૂખ્યો થયો રે, માંગે સાકર દૂધ. દેખો૦ ૧૪

તવ રોતી રાણી કહે રે, દૂધ રહ્યાં વત્સ દૂર;
જો લહિયે હવે કુકશા રે, તો લહ્યાં કૂર કપૂર. દેખો૦ ૧૫

હવે જાતાં મારગ મલી રે, એક કુષ્ટીની ફોજ;
રોગી મલીયા સાતસેં રે, હીંડે કરતા મોજ. દેખો૦ ૧૬

કુષ્ટિયેં પૂછયા પછી રે, સયલ સુણાવી વાત;
વળતું કુષ્ટી ઇમ કહે રે, આરતિ મ કરો માત. દેખો૦ ૧૭

આવી અમ શરણે હવે રે, મન રાખો આરામ;
એ કોઇ અમ જીવતાં રે, કોઈ ન લે તુમ નામ. દેખો૦ ૧૮

વેસર આપી બેસવા રે, ઢાંકી સઘળું અંગ;
બાલક રાખી સોડમાં રે, બેઠી થઈ ખડંગ. દેખો૦ ૧૯

**અર્થ**:—આ પ્રમાણે આથડતાં ભટકતાં રાત પૂરી થઈ, અને પ્રભાત થતાં ધોરી રસ્તો હાથ લાગ્યો. એટલામાં **શ્રીપાળકુંવર** ભૂખ્યો થવાથી દૂધ સાકરની માગણી કરી. આ શબ્દો સાંભળતાવેંત જ રાજમાતાનું હૈયું ભરાઈ આવ્યું, અને આંખ્યોમાંથી ચોધારાં ચાલતાં ઊન્હાં આંસુડાં સાથે કહેવા લાગી કે—“ વ્હાલા દીકરા ! દૂધ સાકરને, અને આપણે તો હજારો ગાઉનાં છેટાં પડી ગયાં છીએ, માટે તેની આશા છોડી દો. હવે તો આપણને કૂકશા ખાવાને મળી આવે તો તેને બરાસ સહિત ઉત્તમ ભાતનાં ભોજન મળ્યાં છે એમ માની લેવાનું છે, કેમકે અત્યારે આપણે નિરાધાર છિયે ! ” એમને એમ આગળ ચાલવા માંડ્યું અને ચાલતાં ચાલતાં થોડે છેટે કોઢીઆઓની એક ફોજ મળી, તથા તેઓ સાતસોએ જણ એક સરખા હોવાથી મોજ મ્હાલતા ચાલ્યા જતા હતા; એ લોકોના દેખાવ ઉપરથી કોઈ મહાન્ ખાનદાન ઘરની બાઈ હોવા છતાં ભય અને દુઃખથી દબાયલી છે એવું માની તેણીને એ સંબંધી પૂછ્યું. એટલે તેણીએ જે સત્ય હતું તે બધું કહિ તેઓનો આશરો માગ્યો. એ સાંભળી તે કોઢીઆઓએ દયા લાવી કહ્યુ કે—“ માજી ! જો તમારી એવી જ ઈચ્છા છે તો બેલાશક અમારી સાથે રહો અને તે બધી ચિંતા છોડી દો. અમારા જીવતાં લગી તો તમારૂં કોઈ હવે નામ દઈ શકશે નહિ. અમો બધા રાજવંશી-ક્ષત્રીપુત્ર છિયે વગેરે વગેરે કહી તેણીને એક ખચ્ચર બેસવા માટે આપ્યું અને પુત્રને ખોળામાં રખાવી, ચાદરથી સઘળું અંગ ઢાંકી દેવરાવી પુરૂષની પેઠે ખડંગ-અક્કડ હુશીઆરી સાથે બેસાડી. —૧૪ થી ૧૯

એહવે આવ્યા શોધતાં રે, વૈરીના અસવાર;
કોઇ સ્ત્રી દીઠી ઇહાં રે, પૂછે વારોવાર. દેખો૦ ૨૦

કોઈ ઈહાં આવ્યું નથી રે, જૂઠ મ ઝંખો આળ;
વચન ન માનો અમ તણું રે, નયણે જુઓ નિહાળ. દેખો૦ ૨૧

જો જોશો તો લાગશે રે, અંગે રોગ અસાધ;
નાઠા બીહિતા બાપડા રે, વલગે રખે વિરાધ. દેખો૦ ૨૨

કુષ્ટિ સંગતિથી થયો રે, સુતને ઉંબર રોગ;
માડી મનં ચિંતા ઘણી રે, કઠિન કરમના ભોગ. દેખો૦ ૨૩

પુત્ર ભળાવી તેહને રે, માતા ચલી વિદેશ;
વૈદ્ય ઓપડ જોવા ભણી રે, સહેતી ઘણા કલેશ. દેખો૦ ૨૪

જ્ઞાનીને વચનેં કરી રે, સયલ ફલી મુજ આશ;
તેહ જ હું કમલપ્રભા રે, આ બેઠી તુમ પાસ. દેખો૦ ૨૫

રાસ રૂડો શ્રીપાલનો રે, તેહની દશમી ઢાલ;
વિનય કહે પુણ્યે કરી રે, દુઃખ થાયે વિસરાલ. દેખો૦ ૨૬

**અર્થઃ**—એટલામાં તો શત્રુ અજીતસેનના સવારો તેણીની જ શોધ કરતા કરતા ત્યાં જ આવી ચડયા. અને તે કોઢીઆઓને વારે વારે પૂછવા લાગ્યા કે "અહીયાં કોઈ એક ઐરીને જતાં જોઈ છે ? બોલો તો ખરા, જોઈ છે ?" આમ આતુર વૃત્તિથી તેઓને પૂછતાં જોઈ કોઢીઆઓએ જવાબ વાળ્યો કે–"અહીંયાં તો કોઈ આવ્યું ગયું દીઠું નથી. નાહક જૂઠું કલંક ચડાવા જેવું પૂછી પૂછી મગજમારી શા સારૂ કરી રહ્યા છો ? જો તમને અમારા બોલવા ઉપર ભરોસો ન આવતો હોય તો અમારા ટોળામાં ફરી ફરીને તપાસી લ્યો; પણ તપાસતાં પહેલાં એટલું ખાસ યાદ રાખજો કે અમો સાતસોએ ઉડતા ચેપી કોઢરોગથી પકડાયેલા છિયે, માટે અમારા ટોળામાં અમારા જેવું જ કોઢિયું થવું હોય તો જ દાખલ થજો." આ પ્રમાણે તેઓની વાત સાંભળી કે તુરત ડરી જીવ લેઈ તે બાપડા પેટુડિયા સવારો નાસવા જ લાગ્યા અને વારે વારે ચમકવા લાગ્યા કે–"રખેને આપણને એ રોગનો ચેપી પવન લાગી જતાં રોગ વળગી ન પડે !" કોઢીયાઓની સોબતથી બાળરાજાને તુરત ઉંબર નામનો કોઢ લાગુ થઈ પડયો, એ જોઈ અનાથ માતાના મનમાં દુઃખનો પાર રહ્યો નહિ, વારે વારે નિઃશ્વાસ નાખી મનમાં બબડયા કરતી હતી કે–"મારા પણ કઠણ કરમના ભોગ છે." વગેરે વગેરે મહા ચિંતાને સ્વાધિન થવાથી દુઃખથી વધારે દબાઈ ગઈ; છતાં પણ તેણીએ કેટલાંક વર્ષ તે જ સ્થિતિમાં દિવસો ગુજાર્યા. પરંતુ આખર તેણી એ વિચાર ઉપર આવી કે–"ઉપાય મેળવી રોગ મટાડવા યત્ન તો કરવો જ જોઇએ ! કંઈ ચિંતા કરવાથી કે રોવાથી રોગ ને દુઃખ મટતાં જ નથી." એવા નિશ્ચય ઉપર આવી બાળરાજાને દેવા લાયક ભલામણ દઈ, તે વિશ્વાસુ કુષ્ટિમંડળને સોંપી પોતે પરદેશમાં રખડી રઝળી કોઈ વૈદ્યો પાસેથી ઔષધ, ટુચકા વગેરે હાથ કરી લેવા નીકળી પડી. આગળ ચાલતાં વચમાં એક જ્ઞાની ગુરૂને પૂછતાં આનંદનાં સમાચાર મળ્યા, જેથી તુરત અહીં આવી અને જે દુઃખિયારી બાળરાજાની રાજમાતા કમળપ્રભા હતી તે જ હું પોતે, તમારી પાસે બેઠેલી છું." આ સુંદર **શ્રીપાલના** રાસની અંદરના પ્રથમ વિભાગ–ખંડમાં આ દશમી ઢાલ પૂર્ણ થઈ. **વિનયવિજયજી** કહે છે કે–પુણ્યના બળવડે કરીને તમામ દુઃખ નાશ થઈ જાય છે, માટે શ્રોતાજનો ! જેમ બને તેમ નવ પ્રકારથી પુણ્ય ઉપાર્જન કરો, કે જેથી તમારાં પણ કંઈ દુઃખ હશે તે નાશ થશે. —૨૦ થી ૨૬

---

દોહરા છંદ

રૂપસુંદરી શ્રવણે સુણી, વિમલ જમાઈ વંશ;
હરખે હિયડે ગહગહી, ઇણી પરે કરે પ્રશંસ. ૧

વખતવંત મયણા સમી, નારી ન કો સંસાર;
જેણે બેઉ કુલ ઉદ્ધર્યાં, સતિ શિરોમણી સાર. ૨

વર પણ પુણ્યેં પામીયો, નરપતિ નિર્મલ વંશ;
પુત્ર સિંહરથ રાયનો, ક્ષત્રિયકુલ અવતંસ. ૩

રૂપસુંદરી રંગે જઈ, વાત સુણાવી સોય;
નિજ બંધવ પુણ્યપાલને, તે પણ હરખીત હોય. ૪

ચતુરંગી સેના સજી, સાથે સબલ પરિવાર;
તેજી તુરિય નચાવતા, અવલવેષ અસવાર. ૫

રતન જડિત ઝલકે ઘણાં, ધર્યાં સૂરિયાં પાન;
ઢોલ નગારાં ગડગડે, નેજા ફરેં નિશાન. ૬

ભાણેજી વર જિહાં વસે, તિહાં આવ્યા તત્કાલ;
નિજ મંદિર પધરાવવા, પુણ્યવંત પુણ્યપાલ. ૭

**અર્થ:**—આ પ્રમાણે કમળપ્રભા રાજમાતાના મુખથી કહેલી હકીકત સાંભળીને, તથા જમાઈનો પવિત્ર-ઉત્તમ વંશ જાણીને રૂપસુંદરીના હૃદયમાં હર્ષ ઉભરાઈ આવ્યો. એથી ઉત્તમ પ્રશંસાનાં વચનો કહેવા લાગી કે—"આ જમાનામાં આ મયણાસુંદરી સરખી બીજી કોઈ મહા ભાગ્યવંત સ્ત્રી નથી, એમ કહું તો પણ ગેરવાજબી ગણાશે નહીં; કેમકે એણીએ પીયર અને સાસરાના કુળનો પુનરોદ્ધાર કર્યો છે; તેમ જ પુણ્યની પ્રબળતા વડે જ પતિ પણ નિર્મળ વંશમાં ક્ષત્રિય કુળના મુકુટ સરખા સિંહરથ રાજાના કુંવરજીને પામી છે. ધન્ય છે એણીના પુણ્યને! અને ધન્ય છે એણીની ધર્મ દઢતાને!" ઈત્યાદિ પ્રશંસાવાકય કહી ત્યાંથી ઉઠી ઊભી થઈ, યોગ્ય શબ્દોમાં પોતાને પીયર જવાનું સૂચવી રૂપસુંદરી રંગ સહિત રવાના થઈ. અને પીયરમાં જઈ પોતાના ભાઈ પુણ્યપાળને તેણીએ બધી વાત કહી સંભળાવી એથી તે પણ બહુ રાજી થયો. તથા તે પુણ્યવંત ભાણેજજમાઈને પોતાના મહેલમાં પધરાવવા માટે હાથી ઘોડા રથ ને પેદલનું લશ્કર તૈયાર કરી ઘણા પરિવાર સહિત તેજી કોતલ ઘોડાઓને નચાવતા સુંદર પોષાકવાળા સવારો, અને રત્ન જડેલ ઝળકતી ઘણી સૂર્યમુખીઓ, ગડગડતાં ઢોલ નગારાંઓના નાદ તથા ફરકતાં પંચરંગી તેજી નિશાન સહિત ભારે દમામથી ચાલતો ચાલતો જ્યાં ભાણેજજમાઈ રહેતો હતો ત્યાં તુરત પુણ્યપાળ આવી પહોંચ્યો. —૧ થી ૭

ઢાળ અગિયારમી—રાય કહે રાણી પ્રત્યે સુણ કામિની રે—એ દેશી.

આવો જમાઇ પ્રાહુણા, જયવંતાજી,
અમ ઘર કરો પવિત્ર, ગુણવંતાજી;
સહુને અચરિજ ઉપજે, જ૦ સુણતાં તુમ ચરિત્ર. ગુ૦ ૧

ગજ બેસારી ઉત્સવે, જ૦ પધરાવવા નિજ ગેહ; ગુ૦
માઉલ સસરો પૂરવે, જ૦ ભોગ ભલા ધરી નેહ. ગુ૦ ૨

એક દિન બેઠા માળિયે, જ૦ મયણા ને શ્રીપાલ; ગુ૦
વાજે છંદે નવનવે, જય૦ માદલ ભુંગલ તાલ. ગુ૦ ૩

રાય રાણી રંગે જુવે, જય૦ થેઈ થેઈ નાચે પાત્ર; ગુ૦
ભરહ ભેદ ભાવે ભલા, જય૦ વાળે પરિપરિ ગાત્ર. ગુ૦ ૪

**અર્થ:**—રાજરીત પ્રમાણે **શ્રીપાળ** કુંવરને મળી પુણ્યપાળ મામોજી કહેવા લાગ્યો કે—"હે જયવંત અને ગુણવંત પરોણા! જમાઈરાજ! મારી સાથે પધારી મારા મકાનને પાવન કરો. હે જયવંતા જમાઈજી! આપનું ચરિત્ર સાંભળતાં જ બીજાં સઘળાંઓને આશ્ચર્ય ઉત્પન્ન થાય તેમ છે, તો મને સર્વ કરતાં આનંદાશ્ચર્ય ઉત્પન્ન થાય એ સંભવિત જ છે; માટે હવે આપ મારે ત્યાં જ તુરત પધારો." આ પ્રમાણે પ્રેમ પૂર્ણ વચનો સાંભળીને તે હકીકત પોતાના સાધર્મિ બંધુને જણાવી ત્યાં જવા માટેનો વિચાર પૂછ્યો અને તેની જ્યારે ખુશાલી સહિત ઈચ્છા જણાઈ એટલે **શ્રીપાળ**કુંવરે પુણ્યપાળ રાજાની માનપૂર્વક માગણી સ્વીકારી. મામાજીએ ભાણેજીવરને હાથીના હોદ્દામાં બેસારી મોટા ઉત્સવ સહિત પોતાની હવેલીમાં પધરાવ્યા. એક દિવસ **શ્રીપાળ** કુંવર અને મયણાસુંદરી હવેલીના ઝરૂખામાં બેઠાં બેઠાં પોતાની આગળ જુદા જુદા રૂપના તોડા, મ્હોરા ને સુરાવટ સહિત વાગતાં મૃદંગ, ભુંગળ, તાલ વગેરે વાજીંત્રો, તથા બત્રીસે પ્રકારના નાટકના સરસ ભેદભાવને જાણનારી પ્રવીણ નાયકાઓ કે જે જુદી જુદી ખુબીથી પોતાના તાલીમ લીધેલાં અંગોપાંગ વાળી થૈ થૈ નાચ કરતી હતી તે રાજા રાણી રંગ સાથે જોતાં હતાં. —૧ થી ૪

ઇણ અવસર રયવાડીથી, જય૦ પાછો વળિયો રાય; ગુણ૦
નૃત્ય સુણી ઊભો રહ્યો, જય૦ પ્રજાપાલ તિણ ઠાય. ગુ૦ ૫

સુખ ભોગવતાં સ્વર્ગનાં, જય૦ દીઠાં સ્ત્રી ભરતાર; ગુણ૦
નયણે લાગ્યો નિરખવા, જય૦ ચિત ચમકયો તિણી વાર. ગુ૦ ૬

તતક્ષણ મયણા ઓળખી, જય૦ મન ઉપન્યો સંતાપ; ગુ૦
અવર કોઈ વર પેખિયો, જય૦ હે હે પ્રગટયું પાપ. ગુ૦ ૭

ધિકધિક ક્રોધ તણે વશે, જય૦ મેં અવિચાર્યું કીધ; ગુ૦
મયણા સરખી સુંદરી, જય૦ કોઢીને કર દીધ. ગુણ૦ ૮

એ પણ હુઈ કુળખંપણી, જય૦ મુજ કુલ ભરિયો છાર; ગુ૦
પરણ્યો પ્રીતમ પરિહરી, જય૦ અવર કિયો ભરતાર. ગુ૦ ૯

**અર્થ:**—આ સમય દરમ્યાન, રયવાડી ગએલો પ્રજાપાળ રાજા પાછો વળતાં ત્યાં આવી ચડયો તે વખતે રાગ રંગની ધમાલ મચી રહી હતી તે સાંભળવા-જોવા મન લલચાતાં સવારી થંભાવી ઊભો રહ્યો, અને પોતાની ઝરૂખા તરફ નજર જતાં તેણે સ્વર્ગના દેવોની પેઠે સુખ અનુભવતાં સ્ત્રી ભરતારને બેઠેલાં જોયાં. જ્યારે તેઓની તરફ નજર ચોટાડીને ધ્યાન દીધું ત્યારે તે પોતાના ચિત્તમાં ચોંકી ઉઠયો; કેમકે તે ધણી ધણીઆણીના જોડલામાંની સ્ત્રી મયણાસુંદરી જ છે એમ તુરત તેને ઓળખાણ પડી. એથી તેના મનમાં સંતાપ પેદા થયો; કારણ તેણીની જોડમાં પતિનું માન મેળવનારો પોતે વશાવેલા સિવાયનો અન્ય પુરૂષ દીઠો. એ જોતાં જ તે શોકસમુદ્રમાં ગર્ક થઈ શોચવા લાગ્યો કે–"હાય! હાય! આખર પાપ ખુલ્લું પડયું!! અને મેં પણ ગુસ્સાને તાબે થઈ વગર વિચાર્યું પગલુ ભર્યું કે, જે મયણા સરખી સુંદરીને કોઢીયાને હાથ સોંપી હતી!! અરે! મેં તો વગર વિચાર્યું કર્યું; પણ એણીએ પણ લાંછન લગાડે એવું નીચ પગલુ ભરી મારા કુળને રાખમાં રગદોળવા પરણ્યા પતિને પડતો મેલી બીજો ધણી કર્યો.

—૫ થી ૯

ઇણી પરેં ઊભો ઝૂરતો, જય૦ જવ દીઠો તે રાય; ગુણ૦
પુણ્યપાલ અવસર લહી, જય૦ આવી પ્રણમે પાય. ગુ૦ ૧૦

રાજ પધારો મુજ ઘરે, જય૦ જુઓ જમાઈ રૂપ; ગુ૦
સિદ્ધચક્ર સેવા ફલી, જય૦ તે કહ્યું સકલ સ્વરૂપ. ગુ૦ ૧૧

રાયેં આવી ઓળખ્યો, જય૦ મુખ ઇંગિત આકાર; ગુણ૦
મન ચિંતે મહિમાનિલો, જ૦ જૈનધર્મ જગસાર. ગુ૦ ૧૨

મયણા તેં સાચી કહી, જય૦ સભા માંહે સવિ વાત; ગુ૦
મેં અજ્ઞાનપણે કહ્યું, જય૦ તે સઘળું મિથ્યાત. ગુ૦ ૧૩

મેં તુજ દુઃખ દેવા ભણી, જય૦ કીધો એહ ઉપાય; ગુ૦
દુઃખ ટળીને સુખ થયું, જય૦ તે તુજ પુણ્ય પસાય. ગુ૦ ૧૪

**અર્થ:**—પ્રજાપાળ બનેવીને ઝૂરતો જોવામાં આવતાં જ પુણ્યપાળે સમય સાનુકૂળ જોઈ પ્રજાપાળના ચરણમાં નમન કરી વિનવ્યું–"મહારાજ! મારી હવેલીમાં પધારી જમાઈનું રૂપ તો જુઓ, તેમ જ ગુરૂકૃપાના ફળરૂપ શ્રીસિદ્ધચક્રજી મહારાજના આરાધનની સેવા ફળી છે, તે વૃત્તાંતથી વાકેફ થાઓ; કેમકે તે જાણવા જેવો છે." એમ કહી તેણે ટુંકાણમાં તે સંબંધી કુલ હકીકત કહી સંભળાવી. એથી પ્રજાપાલ ચકિત થઈ ગયો અને તુરત હવેલીમાં જઈને જોયું તો નિશાનીઓ અને ચહેરા ઉપરથી તેણે એ જ ઉંબર-રાણો છે એવી પ્રતીતિ મેળવી. એટલે અત્યંત ચમત્કાર પામી મનમાં ચિંતવવા લાગ્યો–"અહા! આ દુનિયાની અંદર મહિમાવંત જૈન ધર્મ જ સાર વસ્તુ છે!!" એમ નિશ્ચય કરી પછી પુત્રી પ્રત્યે માન સહિત નમ્રપણે કહેવા લાગ્યો–"સત્યવક્તા મયણાસુંદરી! સભાની અંદર પરીક્ષા વખતે જે તેં વાત કહી હતી તે બધી વાત સાચી થઈ, અને મેં અજ્ઞાનને વશ થઈ જે કંઈ કહ્યું હતું તે બધું જૂઠું જ નિવડ્યું છે. જો કે મેં તો તને દુઃખ દેવાને માટે જ એ ઉપાય કર્યો હતો, તે છતાં પણ દુઃખ ટળી સુખ પ્રાપ્ત થયું છે તે બધો તારા પુણ્યનો જ પ્રતાપ છે એમાં કશો શક નથી!" આ પ્રમાણે તેણે દિલગીરી દર્શાવી.

—૧૦ થી ૧૪

મયણા કહે સુણો તાતજી, જય૦ ઈહા નહીં તુમ વાંક; ગુણ૦
જીવ સયલ વશ કર્મને, જ૦ કુણ રાજા કુણ રાંક. ગુ૦ ૧૫

માન તજી મયણાતણી, જ૦ રાયેં મનાવી માય; ગુ૦
સજન સવિ થયાં એકમનાં, જ૦ ઉલટ અંગ ન માય. ગુ૦ ૧૬

**અર્થ:**—પિતાના યોગ્ય વચન સાંભળી મયણાસુંદરીએ કહ્યું—"પિતાજી! એ વિષે આપને દિલગીરી દર્શાવવાની કશી જરૂર નથી; કેમકે આ દુનિયાની અંદર ભલે રાજા હો કે રાંક હો, પણ તે બધા જીવો કર્મના જ તાબેદાર છે, તો તે જીવો પૈકી કોઈ જીવથી કર્મવશ થઇને કંઈ ભૂલ થાય તો તેમાં નવાઈ જેવું કશું નથી; માટે કર્મવશથી જે થયું તેમાં આપનો શો દોષ છે?" ઈત્યાદિ નિરભિમાની વચનો કહ્યાં. તે પછી પ્રજાપાળ રાજાએ પોતાનું માન મૂકીને મયણાસુંદરીની માતા રૂપસુંદરીને તુરત મનાવી લીધી એટલુંજ નહીં પણ આમ થતાં તમામ સગાં સંબંધી અને સ્નેહીજનો એકમનવાળાં થયાં અને

એથી એ સમયનો હર્ષ હૃદયમાં પણ સમાતો ન હતો; કેમકે અભિમાની રાજાએ માન મૂકી સત્ય વાતને માન આપી પોતાથી થએલ ભૂલ માટે દિલગીરી દર્શાવી એ ઘણું જ વખાણવા લાયક કૃત્ય હતું; તેમ આપકર્મી અને બાપકર્મીની તકરારનો નીવેડો જણાતાં તેમ જ શ્રીનવપદજીના મહાત્મ્યની સાબિતી મળતાં સર્વને આનંદ થયો હતો

—૧૫ થી ૧૬

નયર સયલ શણગારિયું, જય૦ ચહુટાં ચોક વિશાલ; ગુ૦
ઘરઘર ગુડી ઉછળે, જય૦ તોરણ ઝાકઝમાલ. ગુ૦ ૧૭

ઘરે જમાઈ મહોત્સવે, જય૦ તેડી આવ્યો રાય; ગુ૦
સંપૂરણ સુખ ભોગવે, જય૦ સિદ્ધચક્ર સુપસાય. ગુ૦ ૧૮

નયરમાંહે પરગટ થઈ, જય૦ મુખ મુખ એહિ જ વાત; ગુ૦
જિનશાસન ઉન્નતિ થઇ, જ૦ મયણાયેં રાખી ખ્યાત. ગુ૦ ૧૯

રાસ રૂડો શ્રીપાલનો, જય૦ તેહની અગ્યારમી ઢાલ; ગુ૦
વિનય કહે સિદ્ધચક્રની, જય૦ સેવા ફલી તતકાલ. ગુ૦ ૨૦

**અર્થ** :—એ આનંદ પ્રસંગને જાહેરમાં લાવવા રાજાએ આખા શહેરને શણગારવાનો હુકમ કર્યો (અને પ્રજાજનોને આનંદાશ્ચર્ય થયો.) ઘર દીઠ ઝગમગતાં તોરણો બંધાયાં અને ચાર રસ્તાઓ તથા ચોક વગેરે જગોમાં અનેક મનોહર દેખાવોની રચના કરવામાં આવી, અને દરેક મકાન આગળ ગુડિયો ઉછળવા લાગી. આ પ્રમાણે રચના થયા પછી બહુ જ ભારે ઠાઠ-દમામ સહિત રાજા પ્રજાપાળ પોતાના જમાઈને રાજમહેલમાં તેડી લાવ્યા અને તે પછી તે દંપતિ શ્રીસિદ્ધચક્રજીના પ્રતાપવડે સંપૂર્ણ પ્રકારે સુખો અનુભવવા લાગ્યાં. પછી નગરજનોના મુખથી એ જ વાત પ્રગટ થઈ કે જૈનધર્મજ જગતમાં શ્રેયસ્કર છે. એમ શ્રી જૈનશાસનની ઘણીજ ઉન્નતિ થઈ; તથા સુખ દુઃખ કર્મ વડે જ પ્રાપ્ત થાય છે એ વાત મયણાસુંદરીએ જે કહી હતી તે તત્ત્વદૃષ્ટિએ બરાબર હતી એમ પ્રગટ થયું. આ શ્રીપાળના સુંદર રાસની રચનામાં અગિયારમી ઢાળ પૂર્ણ થઈ. વિનયવિજયજી કહે છે કે–હે શ્રોતાજનો! આ પ્રમાણે સિદ્ધચક્રજીની સેવા તુરત જ ફળે છે, માટે તમો સર્વ તેમની સેવા કરવા તરફ લક્ષ રાખો. —૧૭ થી ૨૦

ચોપાઈ–૭૬

ખંડ ખંડ મીઠો જિમ ખંડ, શ્રીશ્રીપાલ ચરિત્ર અખંડ;
કીર્તિવિજય વાચકથી લહ્યો, પ્રથમ ખંડ ઇમ વિનયેં કહ્યો.

**અર્થ:**—જેમ શેલડીના સાંઠામાં કટકે કટકે વિશેષ વિશેષ મીઠાશ હોય છે; તેમ આ રાસમાં પણ મીઠાશ ઘણી છે. આ શ્રીપાળરાજાનું ચરિત્ર તે અખંડ સંપૂર્ણ છે. આ રાસનો પહેલો ખંડ **શ્રીકીર્તિવિજયજી** ઉપાધ્યાયજીના મુખથી જે પ્રમાણે સાંભળ્યો એ પ્રમાણે જ **વિનયવિજયજી** ઉપાધ્યાયજીએ કહ્યો. (૧)

ઉપાધ્યાય શ્રીવિનયવિજયજી ગણિ રચિત પ્રાકૃત પ્રબંધરૂપ શ્રીશ્રીપાળના રાસની અંદર, શ્રીસિદ્ધચક્રજીના મહિમાના અધિકાર વિષે શ્રીપાળકુંવર ને મયણાસુંદરીના પરણવાની હકીકત તથા શ્રીસિદ્ધચક્રજીના આરાધનવડે મળેલી નિરોગતા, કમળપ્રભાનો મિલાપ અને તેણીએ પોતાની હકીકત જાહેર કરવા વગેરે વગેરે વર્ણન સહિત પ્રથમ ખંડ પુર્ણ થયો.

## પ્રથમ ખંડ સમાપ્ત

# ખંડ બીજો.

## વસ્તુનિર્દેશાત્મક–મંગલાચરણ.

---

દોહરા—૭૬.

સિદ્ધચક્ર આરાધતાં, પૂરે વાંછિત કોડ;
સિદ્ધચક્ર મુજ મન વસ્યું, વિનય કહે કર જોડ. ૧

શારદ સાર દયા કરી, દીજે વચન વિલાસ;
ઉત્તર કથા શ્રીપાલની, કહેવા મન ઉલ્લાસ. ૨

**અર્થ:**—કવિ વિનયવિજયજી હાથ જોડીને ભક્તિ પુર સર કહે છે કે-જે શ્રી સિદ્ધચક્રયંત્રના આરાધન કરનારાં પવિત્ર મનુષ્યોના મનમાં ધારેલી ધારણાઓ સફળ થતાં તેમના મનોવાંછિત પૂર્ણ કરે છે, તે સિદ્ધચક્રયંત્ર મારા મનમંદિરની અંદર કાયમપણે નિવાસ કરી રહેલો છે.-હે શારદાદેવી! આપ શ્રીમતી મારા ઉપર દયા કરીને મને મારાં વચનોની અંદર રસિકજનનાં મન રંજન કરે તેવી સુંદર રમિક વિલાસવાળી કાવ્યરચનાશક્તિ આપો; કે જેથી બીજા ખંડની અંદર **શ્રીશ્રીપાળ** મહારાજની જે વાર્તા કહેવા મારૂં મન ઉલ્લાસવંત થયું છે તે વાર્તાને રસમય બનાવું. —૧ થી ૨

એક દિન રમવા નીકલ્યો, ચહુટે કુંવર શ્રીપાલ;
સબલ સૈન્યશું પરવર્યો, યૌવન રૂપ રસાલ. ૩

મુખ સોહે પૂરણ શશી, અર્ધચંદ્ર સમ ભાલ;
લોચન અમિય કચોલડાં, અધર અરૂણ પરવાલ. ૪

દંત જિસ્યા દાડિમ કલી, કંઠ મનોહર કંબુ;
પુર કમાડ પરિ હૃદયતટ, ભૂજ ભોગલ જિમ લંબુ. ૫

કેડ લંક કેસરી સમો, સોવનવન્ન શરીર;
ફૂલ ખરે મુખ બોલતાં, ધ્વનિ જલધર ગંભીર. ૬

ચોક ચોક ચહુટે મિલ્યાં, રૂપેં મોહ્યાં લોક;
મહેલ ગોખ મેડી ચડે, નરનારીના થોક. ૭

**અર્થ:**—એક દિવસ મોટા સૈન્ય સહિત યૌવન અવસ્થાવાળો અને રસિલો રૂપવંત **શ્રીપાળ** કુંવર ઉજ્જયનીના બજાર–ચૌટામાંથી પસાર થતો વનશ્રીની લીલામાં રમવા જવાની ઈચ્છાએ નીકળ્યો. જેનું પૂનમના–પૂર્ણ ચંદ્રમાના સરખું (અમૃતમય–તેજસ્વી શાંતિ પૂર્ણ) મુખ હતું, તથા આઠમના ચંદ્રમા જેવા દેખાવનું કપાળ, અમૃતના ભરેલાં કચોળાં જેવા લોચનો, લાલ પરવાળા જેવા (રાતા) હોઠ, દાડમની કળી જેવા (સરખા) દાંત, શંખના સરખું મનોહર રેખાદાર ગળું (ગર્દન), શહેરના દરવાજાના કમાડની પેઠે (વિશાળ) હૃદયપ્રદેશ, કમાડને આડ દેવાની ભુંગળ જેવા લાંબા હાથ, સિંહની કમરના લાંક જેવી (પાતળી) કેડ, અને સોનાના સરખું (પવિત્ર–નિર્મળ–દોષ રહિત) શરીર છે, અને મ્હોંમાંથી વચન બોલતાં જાણે ફૂલ ખરતાં ન હોય! તેવાં મનગમતાં વચનો, તેમ જ મેઘની ગર્જના સરખો ગંભીર ધ્વનિ–સ્વર હતો. તેવા **શ્રીપાળ**કુંવરની સવારી જતી જોઈ કુંવરના સુરૂપથી મોહ પામીને શહેરના ચૉક ચૉક અને ચહુટાની અંદર પુષ્કળ જથ્થાબંધ સ્ત્રી પુરૂષોનાં ટોળાં મળ્યાં, તથા કોઈ મહેલની અગાશી ઉપર, કોઈ ગોખ–ઝરૂખામાં અને કોઈ મેડી માળિયે ચડી કુંવરનું રૂપ નિહાળવા લાગ્યાં. —૩ થી ૭

મુગ્ધા પૂછે માયને, માય એ કુણ અભિરામ;
ઈંદ ચંદ કે ચક્કવી, શ્યામ રામ કે કામ. ૮

માય કહે મોટે સ્વરેં, અવર મ ઝંખો આલ;
જાય જમાઇ રાયનો, રમવા કુંવર શ્રીપાલ. ૯

વચન સુણી શ્રીપાલને, ચિત્તમાં લાગી ચૌંક;
ધિક સસરા નામેં કરી, મુજ ઓળખાવે લોક. ૧૦

ઉત્તમ આપગુણેં સુણ્યા, મજ્જિમ બાપ ગુણેણ;
અધમ સુણ્યા માઉલ ગુણેં, અધમાધમ સસુરેણ. ૧૧

**અર્થ:**—એ વખતે એક ભોળી બાલિકાએ **શ્રીપાળ** મહારાજને જોઈ પોતાની માને પુછ્યું કે–"મા! આ મનોહર છે તે ઇંદ્ર છે? ચંદ્ર છે? ચક્રવર્તિ છે? રામ છે?

કે કામદેવ છે ? તે મને સમજાવ." દીકરીનું આવું બોલવું સાંભળી માએ મોટા ઘાંટા સાથે કહ્યું કે-"વ્હાલી બેટી ! બીજા આળપંપાળરૂપ વિચાર ન બોલ, એ તો આપણા રાજાનો જે જમાઈ **શ્રીપાળકુંવર** છે તે નગર બહાર રમવા જાય છે." તે સ્ત્રીનાં વચન સાંભળી **શ્રીપાળકુંવર**ના ચિત્તમાં બાણના ભોંકાયા સરખું તે બોલવું ખટકવા લાગ્યું અને વિચારવા લાગ્યો કે-ધિક્કાર છે મને કે જે સસરા નામે કરીને મને જગતના લોકો ઓળખાવે છે. નીતિશાસ્ત્રમાં કહેલું છે કે-જે મનુષ્યો પોતાના જ નામથી જગતમાં ઓળખાય તે મનુષ્યો સર્વથી ઉત્તમ પંક્તિના ગણાય છે, જે બાપના નામથી ઓળખાય (ફલાણાનો છોકરો !) તે મનુષ્યો મધ્યમ પંક્તિનાં ગણાય છે, જે મામાના-મોસાળીઆને લીધે ઓળખાય (ફલાણાનો ભાણેજ) તે મનુષ્યો અધમ પંક્તિનાં ગણાય છે, અને જે સસરાના નામથી ઓળખાય તે મનુષ્યો અધમમાં અધમ પંક્તિનાં ગણાય છે. તો હું અધમમાં અધમ પંક્તિનાં ગણાય છે. તો હું અધમમાં અધમ પંક્તિમાં ગણાતા મનુષ્યોની પેઠે સસરાના નામથી ઓળખાઉં છું, તેથી ધિક્કારને જ પાત્ર છું. —૮ થી ૧૧

---

(ઢાળ પહેલી—રાગ જયશ્રી—ચતુર સનેહી મોહના—એ દેશી)

ક્રીડા કરી ઘરેં આવિયો, ચપળ ચિત્ત શ્રીપાલો રે;
ઉત્સૂક મન દેખી કરી, બોલાવે પ્રજાપાલો રે. ક્રીડા૦ ૧

રાજ કોણેં આજ રીસવ્યા, કોણેં લોપી તુમ આણ રે;
દીસો છો કાંઇ દૂમણા, તુમ ચરણે અમ પ્રાણ રે. ક્રીડા૦ ૨

ચિત્ત ચાહો તો આંપણું, લીજેં ચંપા રાજ રે;
ચડે પ્રયાણેં ચાલિયેં, સબલ સૈન્ય લેઇ સાજ રે. ક્રીડા૦ ૩

**અર્થ:**—ઉપર પ્રમાણે મન ઉદ્વિગ્ન થવાથી **શ્રીપાળકુંવર** ચપળ ચિત્ત સહિત વનશ્રીની લીલા નિહાળી કરી તુરત પાછો પોતાની હવેલીએ આવી પહોંચ્યો. કુંવરનું ચિત્ત ઉદાસ જોઈ પ્રજાપાળ કહેવા લાગ્યો-"હે રાજન્ ! આજે આપને કોઇએ રીસ લાવવા જેવું કંઈ કારણ આપ્યું છે ? અથવા તો કોઈએ આપની આજ્ઞા (હુકમ)નો ભંગ કરેલ છે ! કે જેથી આપ દુઃખભરી લાગણીવાળા દેખાઓ છો; પરંતુ આપ એમ દિલગીર ન થાઓ; કેમકે આપના ચરણમાં અમારા પ્રાણ છે. જે હોય તે ખરેખરૂં ફરમાવો. કદાચિત્ આપ ચિત્તમાં ચાહતા હો કે આપનું ચંપાનગરીનું રાજ્ય પાછું સ્વાધીન કરીયે, તો સબળ સૈન્ય (લશ્કર) અને પૂરતા સાજ (સાધનો) સહિત નગારે ડંકા દઈ પ્રયાણ કરીયે." —૧ થી ૩

કુંવર કહે સસરા તણે, ભલે ન લીજે રાજ રે;
આપ પરાક્રમ જિહાં નહીં, તે આવે કુણ કાજ રે. ક્રીડા૦ ૪
તેહ ભણી અમે ચાલશું, જોશું દેશ વિદેશ રે;
ભૂજાબલે લખમી લહી, કરશું સફલ વિશેષ રે. ક્રીડા૦ ૫

**અર્થ:**—સસરાજીનું કહેવું સાંભળી કુંવરે કહ્યું–"સસરાના બળવડે રાજ્ય લેવું હું પસંદ કરતો નથી; કેમકે જ્યાં પોતાનામાં પરાક્રમ નહીં ત્યાં પારકું પરાક્રમ શું કામ આવે ? માટે પોતાનું પરાક્રમ જાહેરમાં લાવવા અહીંથી રવાના થઈશું અને દેશવિદેશ જોઈ ભુજાઓના બળથી લક્ષ્મી પ્રાપ્ત કરી રાજ્યલક્ષ્મી હાથ કરવા આદિ સર્વ ધારેલી ધારણા સફળ કરીશું." —૪ થી ૫

માય સુણી આવી કહે, હું આવીશ તુમ સાથ રે;
ઘડી ન ધીરૂં એકલો, તુંહિ જ એક મુજ આથ રે. ક્રીડા૦ ૬
કુંવર કહે પરદેશમાં, પગબંધન ન ખટાય રે;
તિણે કારણ તુમે ઈહાં રહો, દ્યો આશિષ પસાય રે. ક્રીડા૦ ૭
માય કહે કુશલા રહો, ઉત્તમ કામ કરેજો રે;
ભૂજબળે વૈરી વશ કરી, દરિસણ વહેલું દેજો રે. ક્રીડા૦ ૮
સંકટ કષ્ટ આવી પડે, ધરજો નવપદ ધ્યાન રે;
રયણી રહેજો જાગતાં, સર્વ સમય સાવધાન રે. ક્રીડા૦ ૯
અધિષ્ટાયક સિદ્ધચક્રનાં, જેહ કહ્યાં છે ગ્રંથે રે;
તે સવિ દેવી દેવતા, યતન કરો તુમ પંથે રે. ક્રીડા ૧૦
એમ શિખામણ દેઈ ઘણી, માતા તિલક વધાવે રે;
શબ્દ શકુન હોયે ભલા, વિજય મુહૂરત પણ આવે રે. ક્રીડા ૧૧
રાસ રચ્યો શ્રીપાલનો, તેહને બીજે ખંડે રે;
પ્રથમ ઢાલ વિનયે કહી, ધર્મ ઉદય થિતિ મંડે રે. ક્રીડા ૧૨

**અર્થ**—કુંવરનો આવો વિચાર માતા કમળપ્રભાના જાણવામાં આવતાં તુરત તે કુંવર પાસે આવી કહેવા લાગી–"હે પુત્ર ! હું પણ તારી સાથે જ આવીશ. હું હવે ઘડીભર

પણ તને એકવો જવા દેવાની નથી, કેમકે મારે તુ જ એક મુડી-પુજી છે ” એ સાભળી કુવરે કહ્યુ-“ માજી ! પરદેશની અંદર સ્ત્રી વર્ગનુ પગબધન હોય તો કાઈ બની શકે નહિ એ હેતુને લીધે આપ અહીયા જ રહો અને કૃપા કરી શુભાશિષ આપો એટલે આનદ ” માતા પુત્રના સહેતુભર્યા કથન સાંભળી બોલી-“ પુત્ર ! કુશળતાપૂર્વક રહેજે, ઉત્તમ કામ કરજે અને ભુજાના બળવડે શત્રુઓને વશ કરી વહેલા દર્શન દેજે તથા સકટ કષ્ટ પડે નવપદજીનુ ધ્યાન ધરજે, રાત્રિની અદર હમેશા જાગૃત રહેજે અને દરેક વખતે દરેક કામમા પણ સાવધાન-હુશીયાર રહેજે તેમ જ સિદ્ધચક્રજીના અધિષ્ઠાયક ( વિમળેશ્વર યક્ષ-ચક્રેશ્વરી દેવી વગેરે ) દેવો તે તમામ દેવી-દેવતા તમોને તમારા પથને વિષે (મુસા ફરીમા) તમારૂ રક્ષણ કરો, એ જ સદોદિત ખરા અતકરણની મારી આશિષ છે ” આવી રીતની શીખામણ અને આશિષ દઈને માતાએ કુવરના કપાળમા કુકુમનુ તિલક કરી અક્ષત વગેરેથી વધાવા આપ્યા તે વેળાએ પ્રયાણને માટે શબ્દ અને શકુન મનમાનતા-સારા થયા અને વિજયકારી વિજય મુહૂર્ત્ત પણ આવ્યુ કવિ **વિનયવિજયજી** કહે છે કે આ **શ્રીપાળ** કુવરનો સુદર રાસ રચ્યો તેના બીજા ખડની પહેલી ઢાળ પૂર્ણ થઈ, તેમા મે એ જ બતાવ્યુ કે જ્યારે જે વાતનો ઉદય થવો લખેલ હોય ત્યારે જ તે થાય છે એટલે સ્થિતિનો પરિપાક થાય કે સ્થિતિના પરિપાક ઉદયથી જીવ ધર્મમા જોડાય છે

---

દોહરા-૭૯

હવે મયણા ઇમ વિનવે, તુમશું અવિહડ નેહ;
અલગી ક્ષણુ એક નવિ રહું, તિહાં છાયા જિહા દેહ. ૧

અગ્નિ સહેતાં સોહિલો, વિરહ દોહિલો હોય;
કંત વિછોહિ કામિની, જલણુ જલંતી જોય. ૨

કહે કુંવર સુંદરી સુણો, તું સાસૂ પય સેવ;
કાજ કરી ઉતાવળો, હું આવું છુ હેવ. ૩

મન પાખે મયણા કહે, પિયુ તુમ વચન પ્રમાણ;
છે પંજર સૂનું પડ્યું, તુમ સાથે મુજ પ્રાણ. ૪

**અર્થ**:—હવે મયણાસુદરી પતિદેવ પાસે આવી આ પ્રમાણે વિનતિ કરે છે-“ હે નાથજી ! આપથી અવિચળ સ્નેહ છે, માટે ક્ષણભર પણ હુ જુદી નહિ રહું આ આપના શરીરની છાયારૂપ સ્ત્રી તો જ્યા આપ ત્યાજ સાથે હોવી જોઈએ ! પ્રાણજીવન ! સ્ત્રીઓને અગ્નિની જ્વાળા સહન કરવી સહેલી છે, પરતુ પતિદેવનો વિરહ-વિયોગ સહન કરવો પડે

એ અત્યંત દુઃખરૂપ છે, કેમકે કંથથી જુદી પડેલી કામિની સળગતી હોળી જેવી બળતી જ રહે છે.

કુંવરે તે સાંભળી કહ્યું–"હે સુંદરી ! સાંભળ, હાલમાં તું તારી સાસુજીનાં ચરણ-કમળની સેવા કર; હું મારૂં મનચિંતિત કાર્ય સિદ્ધ કરી તુરત જ અહીં આવી પહોંચીશ.

એકલાં રહેવાનું મન ન છતાં પણ પતિની આજ્ઞા પાળ્યા વિના છૂટકો જ ન હોવાથી મયણાસુંદરી બોલી કે–"પિયુજી ! આપનું વચન મારે કબુલ છે. મારો જીવ આપના ચરણકમલમાં જ લુબ્ધ રહેનાર હોવાને લીધે આ શરીર તો પંખી વિનાના સૂના પાંજરાની પેઠે ખાલી ખોખા જેવું જ પડ્યું રહેનાર છે. હવે જેમ યોગ્ય જણાય તેમ કરવા આપ મુખતિયાર છો. એટલું બોલી પુનઃ વિનવવા લાગી કેઃ— —૧ થી ૪

---

ઢાળ બીજી–રાગ મલ્હાર–કોશ્યા ઊભી આંગણે–એ દેશી.

વાલમ વહેલા રે આવજો, કરજો માહરી સાર રે;
રખે રે વિસારી મૂકતા, લહી નવી નવી નાર રે. વા૦ ૧

આજથી કરીશ એકાસણું, કર્યો સચિત્ત પરિહાર રે;
કેવલ ભૂમિ સંથારશું, તજ્યાં સ્નાન શણગાર રે. વા૦ ૨

તે દિન વળી કદી આવશે ! જિહાં દેખીશ પિયુ પાય રે;
વિરહની વેદના વારશું, સિદ્ધચક્ર સુપસાય રે. વાલમ૦ ૩

**અર્થઃ**—વાલમજી ! આપ મનોરથ સિદ્ધિ મેળવી પાછા અહીં વ્હેલા પધારજો અને મારી સંભાળ લેજો, તેમજ મને વિસારી ન દેતાં યાદ રાખજો; કેમકે આપ ભાગ્યવંત રાજન્ નવીન નવીન રાજકન્યાઓને વરસો જેથી તેઓની સમૃદ્ધિ ગુણ આદિ વિશેષ જણાતાં કદાચ મને વિસારી ન દેશો. માટે જ પુનઃ પુનઃ અરજ છે કે–વાલમ વ્હેલેરા આવજો. પ્રાણજીવનજી ! વ્હેલા પધારવાની જરૂર એ છે કે–આપના પધારવાને લીધે આજથી હું આપશ્રી ફરી અહીં પધારશો ત્યાં સુધી એકાસણા કરીશ. તથા જે જે સચિત્ત વસ્તુઓ છે તે સર્વનો પણ આજથી ત્યાગ કરીશ. તેમજ ભોંય ઉપર જ બિછાનું કરી સૂવાનો નિયમ જાળવીશ, અને પીઠી ચોળીને–તેલ મર્દન કરીને વિકારી ભાવને પેદા કરનાર સ્નાન તથા શૃંગાર–ઘરેણાં–કાજળ પાનબીડું વગેરે સઘળાં ત્યજી દઈશ. હે મસ્તક-મુકુટમણિ ! તે દિવસ ફરીને ક્યારે આવશે કે જે દિવસે હું આપ સ્વામીનાથના ચરણ-કમળનાં દર્શન કરીશ ! અને ક્યારે ઈષ્ટદેવ શ્રીસિદ્ધચક્રજીના પ્રતાપથી વિયોગની અસહ્ય વેદના દૂર કરીશ ! માટે જ ફરી ફરીને વિનવું છું કે—વાલમ વહેલા રે આવજો.

—૧ થી ૩

સજ્જન વોલાવી ઇણિ પરે, લેઈ ઢાલ કૃપાણ રે;
ચંદ્રનાડી સ્વર પેસતાં, કુંવરે કીધ પ્રયાણ રે. , વાલમ૦ ૪

**અર્થ:**—આ પ્રમાણે પોતાના સ્વજનોને વોલાવી, તેઓની પ્રસન્નતા મેળવી ઢાલ તરવાર ધારણ કરી, ચંદ્રનાડીમાં સ્વરનો પ્રવેશ થએથી **શ્રીપાલ**કુંવરે તાકીદે કાર્યસિદ્ધિને હાથ કરવા પ્રયાણ કર્યું. —૪

દેશ પુર નગરના નવનવાં, જોતો કૌતુક રંગે રે;
એકલો સિંહ પરેં મ્હાલતો, ચઢ્યો એક ગિરિશૃંગે રે. વા૦ ૫

સરસ શીતલ વનગહનમાં, તિહાં ચંપક તરૂ છાંહ રે;
જાપ જપતો નર પેખિયો, કરી ઊરધ બાંહ રે. વાલમ૦ ૬

જાપ પૂરો કરી પુરુષ તે, બોલ્યો કરીય પ્રણામ રે;
સુપુરુષ તું ભલે આવીયો, સર્યું માહરૂં કામ રે. વાલમ૦ ૭

**અર્થ:**—ઉજ્જેણથી રવાના થઈ કુંવર **શ્રીપાળ** નવા નવા દેશ, નવા નવા પુર નગરનાં નવીન નવીન કૌતુક ખેલ તમામા રમત ગમત જોતો જોતો રંગ–આનંદ સહિત સિંહની પેઠે નિડર બની એકલો જ પંથ પસાર કરતો કરતો એક ડુંગરના શિખર ઉપર જઈ પહોંચ્યો. અને ત્યાં જોતાં જોતાં સુંદર શીતલ ગહન વનની ઘટામાં ચંપાના ઝાડ નીચે એક ઉંચા હાથ રાખી જાપ જપતો સાધક પુરૂષ તેની નજરે પડ્યો. એથી તે ત્યાં ઊભો રહ્યો. એટલે સાધક પુરૂષ પોતાનો જાપ પૂર્ણ થવાથી કુંવરને નમન કરી કહેવા લાગ્યો કે—“ હે સત્પુરૂષ ! આપ ભલે પધાર્યા, આપના પગલાંના પ્રતાપ વડે મારૂં કામ હવે સિદ્ધ થયું જ સમજું છું.” —૫ થી ૭

કુંવર કહે મુજ સારીખું, કહો જે તુમ્હ કાજ રે;
ઘણે આગેં ઉપકારને, દીધાં દેહ ધન રાજ રે. વાલમ૦ ૮

તે કહે ગુરૂકૃપા કરી ઘણી, વિદ્યા એક મુજ દીધ રે;
ઘણો ઉદ્યમ કર્યો સાધવા, પણ કાજ ન સિદ્ધ રે. વાલમ૦ ૯

ઉત્તર સાધક નર વિના, મન રહે નહિં ઠામ રે;
તિણે તુમ એક કરૂં વિનતિ, અવધારિયે સ્વામિ રે. વાલમ૦ ૧૦

**અર્થ:**—તે વારે કુંવરે કહ્યું—“ મારા લાયક જે કંઈ તમારે કામ હોય તે ખુશીથી મને કહો; કેમકે અગાઉના વખતમાં પારકાનો ઉપકાર કરવા માટે ઘણાં સત્પુરૂષોએ



ચિત્ર ૫૪ નગરમાં ફેલાયેલી મયણાની કીર્તિ (પાનું ૫૨)

ચિત્ર ૫૫ રયવાડી જતો શ્રીપાલ (પાનુ ૫૪)



ચિત્ર ૫૬ શ્રીપાલ કુમાર (પાનુ ૫૪)



ચિત્ર ૫૭ શ્રીપાલકુમાર અને પ્રજાપાલ રાજા (પાનું ૫૬)

ચિત્ર ૫૮ શ્રીપાલને માતા કમલપ્રભા તિલક કરે છે (પાનું ૫૮)



ચિત્ર ૫૯ : મયણાની શ્રીપાલને વિનતી (પાનું ૫૮)



ચિત્ર ૬૦ : પરદેશ જતો શ્રીપાલ (પાનું ૬૦)



ચિત્ર ૬૧ : શ્રીપાલ અને સાધક (પાનું ૬૦)



ચિત્ર ૬૫ : સીકોતરી દેવી (પાનું ૬૫)

ધન, રાજ્ય અને અંતમાં પોતાનું શરીર સૂધાં અર્પણ કરેલ છે.” તે સાંભળી સાધનાર પુરુષે કહ્યું કે—“મારા ગુરૂએ મારા પર ઘણીજ મહેરબાની કરી મને એક વિદ્યા આપી છે, તેને સિદ્ધ કરવા માટે બતાવ્યા પ્રમાણે બહુ બહુ ઉપાય કર્યા, છતાં પણ કાર્યસિદ્ધિ હાથ લાગી નહીં. કારણ કે ઉત્તરસાધક–વિદ્યા સાધનારની પાસે દેખરેખ રાખનાર–વિના મન નિર્ભય કે નિશ્ચળ રહેતું નથી. તે માટે આપને એ વિનતિ કરૂં છું કે હે સ્વામી! આપ તે સ્વીકારવા કૃપા કરો. —૮ થી ૧૦

કુંવર કહે સાધ વિદ્યા સુખેં, મન કરી થિર થોભ રે;
ઉત્તર સાધક મુજ થકાં, કરે કોણ તુજ ખોભ રે. વાલમ૦ ૧૧

કુંવરની સહાયથી તતખિણેં, વિદ્યા થઈ તસ સિદ્ધ રે;
ઉત્તમ પુરુષ જે આદરે, તિહાં હોયે નવનિદ્ધ રે. વાલમ૦ ૧૨

કુંવરને તેણે વિદ્યાધરે, દીધી ઔષધિ દોય રે;
એક જલતરણી અવરથી, લાગે શસ્ત્ર નહિં કોય રે. વાલમ૦ ૧૩

**અર્થ:**—કુંવરે તે સાધકને કહ્યું કે—“તમે તમારૂં મન પૂર્ણ પણે સ્થિર રાખી સુખપૂર્વક વિદ્યા સાધો. હું ઉત્તરસાધક છતાં તમને હરકત કરનાર જ કોણ છે?” આમ કહેવાથી તુરત જ તે સાધકે કુંવરની મદદથી વિદ્યા સાધવા માંડી કે નિર્વિઘ્ને તેને સિદ્ધ થઈ. તે પછી તે વિદ્યાધરે પ્રસન્ન થઈ કુંવરને બે મહા મહિમાવંત દિવ્ય ઔષધિઓ આપી. તે પૈકી એક જલતરણી એટલે કે ચાહે તેટલા ઉંડા પાણીમાં પડે તો પણ ન ડુબતાં તરી પાર ઉતરે અને બીજી શસ્ત્રસંતાપહરણી એટલે કે જેના પ્રતાપથી કોઈ પણ જાતનું અસ્ત્ર શસ્ત્ર વાગે જ નહીં. —૧૧ થી ૧૩

કુંવર વિદ્યાધર દોય જણા, ચાલ્યા પર્વત માંહિ રે;
ધાતુરવાદી રસ સાધતા, દીઠા તિહાં તરૂ છાંહિ રે. વાલમ૦ ૧૪

તેહ વિદ્યાધરને કહે, તુમેં વિધિ કહ્યો જેહ રે;
તિણે વિધેં ખપ અમે બહુ કર્યો, ન પામે સિદ્ધિ એહ રે. વા૦ ૧૫

કુંવર કહે મુજ દેખતાં, વળી એહ કરો વિધિ રે;
કુંવરની નજર મહિમા થકી, થઈ તતક્ષણ સિદ્ધિ રે. ૧૬

ધાતુરવાદી કહે નીપનું, કનક તુમ અનુભાવ રે;
એહમાંથી પ્રભુ લીજિયેં, તુમ તણો જે મનભાવ રે. ૧૭

કુંવર કહે મુજ ખપ નહીં, કુણ ઉચલે ભાર રે;
અલ્પ તિણે અંચલે બાંધીયું, કરી ઘણી મનોહાર રે. ૧૮

**અર્થ**—તે પછી કુંવર અને વિદ્યાધર એ બેઉ જણ ત્યાંથી રવાના થઈ આગળ પર્વતની અંદર ચાલ્યા અને જ્યાં કીમીઆગરો બેઠા બેઠા સોનાસિદ્ધિ સિદ્ધ કરતા હતા ત્યાં જઈ પહોંચતા તેઓને ઝાડના છાયડે બેઠેલા જોઈ ઊભા રહ્યા. વિદ્યાધરને જોઈ કીમીઆગરો બોલ્યા કે—"આપે જે વિધિ કહ્યો હતો તે વિધિ પ્રમાણે સોનું બનાવવા ઘણો ઉદ્યમ કર્યો, પણ અમને ફતેહ મળી નહીં." કુંવરે કહ્યું—"જે વિધિ કર્યો, તે જ વિધિ ફરીને એક વાર મારા દેખતાં કરો." આમ કહેવાથી તે કીમીઆગરોએ તે વિધિ અમલમાં આણ્યો કે તુરત જ કુંવરની નજરના મહીમા વડે સોનું થઈ આવતાં અર્થસિદ્ધિ પ્રાપ્ત કરી એ જોઈને કીમીઆગરો કહેવા લાગ્યા—"આપના પ્રતાપથી સોનાસિદ્ધિ સિદ્ધ થતાં આ સોનું તૈયાર થયું, માટે હે પ્રભો! આમાંથી આપને જેટલાની જરૂર જણાય તેટલું સોનું લો." કુંવરે કહ્યું—"મને એની જરૂર નથી, કોણ એ ભાર ઉચકે." આવું કહ્યું છતાં પણ તે કીમીઆગરોએ ઘણી આજીજી કરીને થોડું સોનું રૂમાલને છેડે બાંધ્યું."

—૧૪ થી ૧૮

અનુક્રમે કુંવર આવીયો, ભરૂઅચ નયર મઝાર રે;
હેમ ખરચી સજાઈ કરી, ભલા વસ્ત્ર હથિયાર રે. વા૦ ૧૯

સોવનેં મઢિય તે ઔષધિ, બાંધી દોય નિજ બાહિ રે;
બહુવિધ કૌતુક દેખતો, ફરે ભરૂઅચ માહિ રે. વા૦ ૨૦

ખંડ બીજે એહ રાસનો, બીજી એ તસ ઢાલ રે;
વિનય કહે ધર્મથી સુખ હૂવે, જેમ રાય શ્રીપાલ રે. વા૦ ૨૧

**અર્થ**—તે પછી કુંવર ત્યાંથી ચાલતા ચાલતા અનુક્રમે ભરૂચ અંદરે જઈ પહોંચ્યો, અને રૂમાલને છેડે બાંધેલું સોનું વેચી કુંવરે પોતાને શોભતા કપડા-શસ્ત્ર-અસ્ત્ર વગેરે જોઈતા સાધન ખરીદ્યા, તથા સોનાનું માદલિયું કરાવી બન્ને મહિમાવંત ઔષધિઓને તેની અંદર મઢી લેવરાવી તે પોતાને હાથે બાંધી લીધું. તે પછી તે ઘણી જાતોની રમતગમત જોતા ભરૂચ શહેરમાં ફરવા લાગ્યો. **વિનયવિજયજી** કહે છે કે આ **શ્રીપાળ** રાસના બીજા ખંડની આ બીજી ઢાળ પૂરી થઈ, તેમાં એજ મતલબ છે કે જેમ **શ્રીપાળ** કુંવરને ધર્મ વડે સુખ મળ્યું તેમ દરેક મનુષ્યને ધર્મવડે સુખ જ પ્રાપ્ત થાય છે.

—૧૯ થી ૨૧

દોહરા છંદ

કૌસંબી નયરી વસે, ધવલશેઠ ધનવંત;
લોક અનર્ગલ ધન ભણી, નામ કુબેર કહંત. ૧

શકટ ઊંટ ગાડાં ભરી, કરિયાણાં બહુ જોડિ;
તે ભરૂઅચ્ચેં આવિયો, લાભ લહે લખ કોડિ. ૨

વસ્તુ સકલ વેચી તિણેં, અવર વસ્તુ બહૂ લીધ;
જલવટ પ્રવહણ પૂરવા, સબલ સજાઈ કીધ. ૩

એક જૂંગ વહાણ કિયું, આથંભ જિહાં સહુ;
કુવાથંભ સોલે સહિત, અવર જૂંગ અડસહૂ. ૪

વડ સફરી વહાણ ઘણાં, બેડાં વેગડ દ્રોણ;
શિલ્લ ખૂર્પ્પ આવર્ત્ત ઈમ, ભેદ ગણે તસ કોણ. ૫

ઈણીપરે પ્રવહણ પાંચસેં, પૂર્યાં વસ્તુ વિશેષ;
બંદરમાંહે આણીયાં, પામી નૃપ આદેશ. ૬

માલિમ પટ પુસ્તક જૂએ, સૂખાણી સૂખાણ;
ધ્રૂ અધિકારી ધ્રૂ તણી, દોરી ભરે નિસાન. ૭

કર કરાણી સાચવણ, નાખૂદા લે ન્યાઉ;
વાયુ પરખે પંજરી, નિજમા નિજ દાઉ. ૮

ખરી મસાગતિ ખારૂઆ, સજજ કરે સઢ દોર;
હલક હલેસાં હાલવે, બહુ બેઠા બિહું કોર. ૯

પંચવર્ણ ધ્વજ વાવટા, શીર કરે ચામર છત્ર;
વહાણ સવિ શણગારિયાં, માંહે વિવિધ વાજિત્ર. ૧૦

સાતભૂઈ વહાણ તણી, નિવિડ નાલની પાંતિ;
વયરીના વહાણ તણી, કરે ખોખરી ખાંતિ. ૧૧

સુભટ સનૂરા સહશ દશ, વડા વડા ઝૂંઝાર;
બેઠા ચિહું દિશિ મોરચે, હાથ વિવિધ હથિઆર. ૧૨

ઇંધણુ જલ સંબલ ગ્રહી, બહુ વ્યાપારી લોક;
સોહે બેઠા ગોખડે, નૂર દિયે ધન રોક. ૧૩

હવે નાંગર ઉપાડવા, વડા જૂંગની જામ;
નાલ ધડૂકી નાલ સવિ, હુઈ ધરોધડ તામ. ૧૪

સવિ વહાણુના નાંગરી, કરે ખરાખર જોર;
પણ નાંગર હાલે નહીં, સબળ મચ્યો તવ સોર. ૧૫

ધવલશેઠ ઝાંખો થયો, ચિંતા ચિત્ત ન માય;
શીકોતરિ પૂછણ ગયો, હવે કિમ કરવું માય ! ૧૬

શીકોતરિ કહે શેઠ સુણ, વહાણ થંભ્યાં દેવી;
છોડે બત્રીશલક્ષણા–પુરુષતણો બલિ લેવી. ૧૭

**અર્થ:**—કોસંબી નામની નગરીનો એક ધવળશેઠ નામનો ધનવંત શાહુકાર છે, કે જેની પાસે અનર્ગળ–ન ગણી શકાય એટલું ધન હોવાથી લોકો તેને કુબેરભંડારી કહે છે. તે શેઠ બહુ બહુ જાતનાં કરિયાણાનાં ગાડાં, તથા ઊંટો ઉપર મજબુત ગુણો ગોઠવીને ભરૂચ બંદરે આવી પહોંચ્યો. અને તે બધી ચીજો વેચી તથા બીજી બહુએ નવી ખરીદીને લાખો કરોડોનો નફો મેળવવા લાગ્યો. તથા તે પછી દરિઆઇ માર્ગે પરદ્વીપે મુસાફરી કરી બેસુમાર નફો લેવાની ઉમેદને લીધે તેણે તે સંબંધી સર્વ તૈયારી કરી. એટલે કે પોતાના ઘરનાં વહાણો તૈયાર કરાવ્યાં–તેમાં પણ એક જૂંગ જાતનું મોટું વહાણ એવું તૈયાર કરાવ્યું કે તેની અંદર (૬૦) તો કુવાથંભ હતા. તેમ જ બીજાં પણ સોળ સોળ કુવાથંભવાળાં જૂંગ જાતીનાં અડસઠ (૬૮) વહાણ તૈયાર કરાવ્યાં. વળી એક સો (૧૦૦) મોટી સફર કરનારાં સફરી વહાણ કરાવ્યાં તથા વેગડ જાતનાં પણ એક સો આઠ (૧૦૮) બનાવ્યાં, તેમજ દ્રોણમુખ જાતનાં ચોરાશી (૮૪) સિલ જાતિનાં ચોપન (૫૪), ખૂર્પ જાતનાં પાંત્રીશ (૩૫) અને ખરાબા કે વમળમાં પણ બેધડક સફર કરે તેવાં આવર્ત્ત જાતનાં પચાસ (૫૦) વહાણ–એવાં અનેક જાતનાં જહાજ કરાવ્યાં, કે તેના ભેદ કોણ ગણી શકે ! મતલબ કે તેનું ખરેખરું વર્ણન પણ ન થઇ શકે તેવા પાંચસો વહાણ કરાવ્યાં. અને તે પાંચસોએ વહાણ અનેક કરિયાણાંની વસ્તુઓથી ભર્યાં અને રાજાનો હુકમ મળતાં ભરૂચ બંદરની ગોદીમાં તે વહાણોને દાખલ કરવામાં આવ્યાં. તે વહાણોની અંદર માલિમ જાતના

અધિકારીઓ પાંજરીમાં બેઠા બેઠા પટ અને પુસ્તક જોયા કરે છે. સુકાન સંભાળનારાઓ સુકાન સંભાળ્યા કરે છે. ધ્રૂનો તારો જોનારાઓ ધ્રૂ તારા વડે દિશાની ચોકસી કર્યા કરે છે. નિશાની પુરુષો દોરી ભરીને ધરતી–માટી–પહાડનાં ખડકો–ખરાબા વગેરેની તપાસ કરી પાણીનું ઉંડાપણું, છિછરાપણું તપાસ્યા કરે છે. કરાણિયો માલની સાચવણ કર્યા કરે છે, તથા નાખૂદા લોકો સઢ વગેરે અનેક કામના ન્યાય હાથ કરે છે. પાંજરિયો અનુકૂળ પ્રતિકૂળ પવનને જોયા કરે છે. ખ્હેરાયતો પોતાને લાયક કામ કરે છે. ખરેખરી મહેનતના કરનારા ખારવાઓ સઢ દોરડા તૈયાર કર્યા કરે છે. અને બહુએ હલકારાઓ હલેસાં મારવા બન્ને બાજુએ ચડી બેઠા છે. તે વહાણોના કુવાથંભો ને સઢોની ટોચે પચરંગી ધજાઓ વાવટાઓ ફરકી રહ્યા છે, તે વહાણ જાણે શિર, ચામર છત્રથી શોભાવંત થયાં હોયની! તેવો દેખાવ આપી રહ્યા છે. આવી રીતે બધાં વહાણો શણગારેલા છે, તથા તે વહાણોની અંદર તરેહ તરેહના મનહર વાજિંત્રો વાગી રહ્યાં છે, તેમ જ તે સાત સાત માળના વહાણોમાં દરેક માળની અંદર બરોબર તોપોની લાઈન ગોઠવેલી છે કે જે ચાંચીઆ કે ચોરિયાં વહાણવાળાઓના મનની હુંશ બોખરી કરી નાખે તેવી છે. તે વહાણોની અંદર તેજસ્વી પાણીદાર દશ હજાર મહાન્ લડવૈયાઓ પણ ચોમેર મોરચાઓ બાંધી તરેહ તરેહનાં હથિયારો હાથમાં ઝાલીને બેઠેલા શોભી રહેલા છે. તે વહાણોની અંદર મુસાફરી કરનારા વ્યાપારીઓ, બલતણ, પાણી અને ખોરાક વગેરે હાથ કરીને ગોખલામાં બેઠા શોભે છે. અને તે બધાંએ નૂર ( ભાડા )ના પૈસા રોકડા ધવલશેઠને ચૂકવી આપે છે. તે પછી વહાણ હંકારવાનો વખત થતાં જ્યારે મોટા જૂંગ વહાણમાંની તોપ છૂટી ત્યારે બધાંએ વહાણોમાંની તોપો છૂટી, એટલે બધાએ વહાણના નાંગરીઓ નાંગર ઉપાડવાને માટે ખરેખરૂં જોર કરીને મથ્યા પરંતુ નાંગર જરાએ હાલવા ચાલવા ન લાગ્યાં, એથી ત્યાં ભારે શોરબકોર મચ્યો; કેમકે નાંગર ઉપાડયા વિના વહાણનું હંકારવું જ મોકૂફ થઈ પડયું, તેના લીધે ફિકર થઈ આવતાં હોહા મચી ગઈ. એ જોઈને ધવળશેઠ ફિકરમંદ થઈ રહ્યો, ચિત્તમાં ચિંતા પણ સમાતી નથી અને અતિશય મુંઝવણ થતાં તુરત શીકોતરમાને વહાણ થંભવાનું કારણ પૂછવા ગયો કે–“ હે મા! હવે શો ઉપાય લેવો ? ” શીકોતર માએ જવાબ આપ્યો કે–“ હે શેઠ ! વહાણ તો દેવતાએ થંભાવ્યાં છે, માટે જો બત્રીશલક્ષણા પુરુષનું તેને બલિદાન આપવામાં આવે તો તારાં વહાણો બંધનથી મુક્ત થશે. ” આવું સાંભળીને શેઠ તે સંબંધી વિચાર કરીને બત્રીશલક્ષણા નરને હાથ કરવા રાજાની પાસે જવાના નિશ્ચય પર આવ્યો.

—૧ થી ૧૭

---

ઢાળ ત્રીજી—શ્રેણિક મન અચરિજ થયો—એ દેશી.

ધવલ શેઠ લેઈ ભેટણું, આવ્યો નરપતિ પાય રે;
કહે એક નર મુજને દિયો, જિમ બલિ બાકુલ થાય રે. ધ૦ ૧

રાય કહે નર તે દિયો, સગો નહિ જસ કોય રે;
બલિ કરજો ગ્રહી તેહને, જે પરદેશી હોય રે. ધવલ૦ ૨
સેવક ચિહું દિશિ શેઠના, ફરે નયરમાં જોતા રે;
કુંવર દેખી શેઠને, વાત કહે સમ હોતા રે. ધવલ૦ ૩
દીઠો બત્રીશ લક્ષણો, પુરુષ એક પરદેશી રે;
કહો તો ઝાલી આણીએં, શુદ્ધિ ન કો તસ લેશી રે. ધવલ૦ ૪
ધવલ કહે આણો ઈહાં, મ કરો ઘડિય વિલંબ રે;
બલિ દેઈને ચાલિયેં, વહાર નહિ તસ બૂંબ રે. ધવલ૦ ૫

**અર્થઃ**—ભેટ ધરવા યોગ્ય અમૂલ્ય વસ્તુઓ થાળમાં ભરી દબદબા સહિત ધવલશેઠ ભરૂચ બંદરના મહારાજાની પાસે ગયો અને ભેટણું ચરણમાં મૂકી સવિનય પ્રણામ વગેરેની મર્યાદા સાચવી પછી વિનતિ કરવા લાગ્યો કે-“ નામવર ! મારાં દુષ્ટદેવના નડતરથી વહાણ થંભી રહ્યાં છે, તે માટે એક બત્રીશલક્ષણા પુરુષનો ખપ છે જે આપો કે જે મળતાં દેવને બલિ બાકળા અપાય. ” રાજાએ કહ્યું-“ ધનપતિ ! જે પુરુષનું અહીં કોઈ ( મારા રાજ્યમાં ) સગું ન હોય, અને જે પરદેશી હોય, તે પુરુષ તમને આપવામાં આવે છે; માટે જો તેવો હાથ લાગે તો તેને પકડી તમારૂં કામ ફતેહ કરવું. ” આ પ્રમાણે હુકમ મળતાં ધવલશેઠના હજારો લડવૈયાઓ શહેરની અંદર ચારે કોર તેવા પુરુષની શોધમાં ફરવા મંડ્યા. એટલામાં વડભાગી વીર **શ્રીપાળ** કુંવરને જોઈ, તથા તપાસ કરતાં પરદેશી અને કોઈ તેનું મજકુર રાજ્યમાં સગું ન હોવું જાણી હર્ષ પામી શેઠની પાસે પહોંચી વાત કહેવા લાગ્યા-“ શેઠજી ! એક પરદેશી પુરુષ બત્રીશલક્ષણવંત છે, માટે આપ ફરમાવો તો તેને પકડી લાવીએ. કોઈ તેની ખર કે ખબર લે તેમ નથી. ” ગરજુ ધવલશેઠ બોલ્યો-‘ ઘડીનોએ વિલંબ કર્યા વગર તેને અહીંયાં લાવો, કે બલિદાન આપી ઝટ ચાલતા થઈએ. તેની અહીં વ્હાર કે બૂમ કોઈ સાંભળે તેમ નથી.” (આવો હુકમ મળતાં જઃ-) —૧ થી ૫

સુભટ સહસ દશ સામટા, આવે કુંવરની પાસે રે;
અભિમાની ઉદ્ધતપણે, કડુઆં કથન પ્રકાશે રે. ધવલ૦ ૬
ઊઠ આવ્યું તુજ આઉખું, ધવલ ધિંગ તુજ રૂઠો રે;
બલિ કરશે તુજને હણી, મ કર માન મન જૂઠો રે. ધવલ૦ ૭
બલિ નવિ થાએ સિંહનો, મૂરખ હૈયે વિમાસો રે;
ધવલ પશુનો બલિ થશે, વચને કંઈ વરાંસો રે. ધવલ૦ ૮

વચન સુણી તસ વાંકડાં, શેઠને સુભટ સુણાવે રે;
શેઠ વિનવી રાયને, બહોળું કટક અણાવે રે. ધવલ૦ ૯

**અર્થ:**—સામટા દશ હજાર લડવૈયાઓ **શ્રીપાળ** કુંવરની પાસે જઈ પહોંચ્યા, અને અભિમાની તથા ઉદ્ધતપણે કડવાં વચન કહેવા લાગ્યા કે—"ઉઠ, તારૂં આઉખું આવી રહ્યું છે; કેમકે અમારો ધણી ધવલધિંગ તારા પર ખફા થએલ છે, એથી તને મારી દેવને બલિદાન આપશે; માટે હવે નકામું માન ગુમાન ન કર." ગુમાની વચનો સાંભળી કુંવર બોલ્યો—"મૂર્ખાઓ! જરા હૈયામાં વિચાર કરી જૂઓ કે કયાંય સિંહનું તે બલિદાન થયું જાણ્યું, સાંભળ્યું છે? બલિદાન તો ધવળ પશુનું જ થશે; છતાં નાહક વચન બોલી પસ્તાવો શા માટે વ્હોરી લ્યો છો." આવાં વાંકાં વચન સાંભળી આખર વાણિયાના નોકર હોવાથી શેઠની તરફ તેઓ ચાલી નીકળ્યા, અને તેનાં વચનો શેઠને જઈ સંભળાવ્યાં. મતલબ એ કે—"એ પુરુષ કંઈ અમને પણ ગાંઠે તેવો નથી, મહાન્ વીર શિરોમણી જણાય છે; માટે વધારે લડવૈયાઓની જરૂર છે." વગેરે હેતુ જાણી લઈ ધવલશેઠે રાજાને વિનતી કરી બહોળું મદદગાર લશ્કર મેળવી પોતાના લડવૈયાઓ સાથે સામેલ કરી આપ્યું. (એટલે તે બધા કુંવરની સાહમે જઈ ચડ્યા.) —૬ થી ૯

એકલડો દોય સૈન્ય શું, જવ અતુલી બલ જૂઝે રે;
ચહૂટા વચ્ચે ધૂંખલ મચ્યો, કાયર હિયડાં ધ્રૂજે રે. ધવલ૦ ૧૦

કુંત તીર તરવારના, જે જે ઘાલે ઘાય રે;
કુંવર અંગે લાગે નહિ, ઔષધિને મહિમાય રે. ધવલ૦ ૧૧

કુંવર તાકી જેહને, મારે લાકડી લોઢે રે;
લહબહતા લાંબા થઈ, તે પુહવીએ પોઢે રે. ધવલ૦ ૧૨

ભેંસા પરે રણખેતમાં, ચિહું દિસિ ધિંગડ ધાય રે;
જૂડ્યા જેઘ વેલા જિસ્યા, શિંગે વિલગા જાય રે. ધવલ૦ ૧૩

મસ્તક ફૂટ્યાં કેઈનાં, પડ્યા કેઈનાં દાંત રે;
કેઇ મુખે લોહી વમેં, પડી સુભટની પાંત રે. ધવલ૦ ૧૪

કેઈ પેઠા હાટમાં, કેઈ પોલમાં પેઠા રે;
કેઈ દાંતે તરણાં દેઈ, ગળિયા થઈને બેઠા રે. ધવલ૦ ૧૫

કેઈ કહે કાયર અમે, કેઈ કહે અમે રાંક રે;
કેઈ કહે મારો રખે, નથી અમારો વાંક રે. ધવલ૦ ૧૬

કેઈ કહે પેટારથી, અશરણુ અમેં અનાથ રે;
મુખેં દિયે દશ આંગુલી, દે વળી આડા હાથ રે. ધવલ૦ ૧૭

**અર્થ**:—જ્યારે તે બંને બાજુના લડવૈઆઓએ કુંવરને ઘેરી લીધો ત્યારે તે અતુલિત બળશાળી **શ્રીપાળ** કુંવર સ્હામો મોરચો માંડી એકલો છતાં ધવલ અને રાજા તરફથી આવેલાં બેઉ લશ્કરોની સાથે લડવા લાગ્યો. એથી ચૌટાની વચ્ચે ધીંગાણું મચી રહ્યું. એ જોઈ શૂરવીરોને તો આનંદ થયો; પણ બિચારા જે કાયર હતા તેઓનાં તો હૈડાં થરથર કંપવા લાગ્યાં; કેમકે શસ્ત્ર અસ્ત્રોની ઝડી લાગી રહી હતી. બેઉ લશ્કરના લડવૈયાઓ ભાલા–બરછી–તીર–તલવાર વગેરેનાં જે જે ઘા કુંવરના શરીર ઉપર ચલાવતા હતા તે તે ઘા જરા પણ લાગતા ન હતા; કારણ કે શસ્ત્ર ન લાગે તેવી મહિમાવંત ઔષધિનો મહિમા હતો એથી બધા ઘા ખાલી જ જતા હતા. એ જોઈ લડવૈઆઓ આ ચમત્કાર સાથ નિરાશાને ભેટતા હતા. કેમકે જેને ઘા જ ન લાગે તેને શી રીતે જિતવો? તેમ વળી વધારે અફસોસકારી બનાવ એ બનતો હતો કે–સ્હમોવડીઆઓના ઘા તમામ ખાલી જતા હતા અને કુંવર જેને તાકીને લાકડી કે લોઢાની સાંગનો ઘા કરતો કે તુરત લથડતા લાંબા થઈ ધરણીપર ઢળી પડતા હતા. અને જેમ જોરાવર પાડેપાડા ક્ષેત્રમાં લડે તે વારે ચારે દિશાએ દોડા દોડ કરે તેમજ આમ તેમ હડીઓ કહાડતાં બિચારા વેલાઓ તેઓનાં શિંગડાઓમાં ભરાઈ બૂરા હવાલવાળા થાય છે, તેમ જોરાવર યોદ્ધાઓ રણક્ષેત્રમાં બાટકતાં બિચારા સામાન્ય લડવૈઆઓના વેલાઓની પેઠે કચરઘાણ નીકળી બૂરા હાલ થતા હતા. અને એથી કેઈનાં માથાં ફૂટયાં, કેઈના દાંત પડી ગયા અને કેઈ મ્હોંડેથી લોહી વમવા માંડયા, જેથી જમીન ઉપર લડવૈઆઓની લાઈનબંધ પોક પડી. આમ થતાં કેઈ લડવૈઆઓ નાસીને જીવ બચાવવા દુકાનોમાં પેસી ગયા, કેઈ પોળોમાં પેઠા, કેઈ દાંતમાં તરણાં પકડી (અમે ગરીબડી ગાય જેવા હોવાથી બચાવા લાયક છિએ એમ બતાવી) ગળિયા થઈને બેસી ગયા. કેઈ અમે કાયર છિએ, અમે રાંક છિએ, અમારો વાંક નથી, અમે તો પેટની વેઠ માટે આવેલા છિએ, અમે અશરણ–અનાથ છિએ–વગેરે વગેરે કહેવા લાગ્યા અને મોઢા પાસે દશે આંગળીયો તથા આડા હાથ દઈ કંગાલતા બતાવવા લાગ્યા. —૧૦ થી ૧૭

ધવલશેઠ તે દેખતાં, આવી લાગ્યો પાય રે;
દેવ સરૂપી દીસો તુમે, કરો અમને સુપસાય રે. ધવલ૦ ૧૮



ચિત્ર ૬૨ શ્રીપાલ અને વિદ્યાધર (પાનું ૬૧)



ચિત્ર ૬૩ ભરૂચ નગર (પાનું ૬૨)



ચિત્ર ૬૫ વડસફરી વહાણ (પાનું ૬૪)

ચિત્ર ૬૬ ધવલશેઠ રાજા પાસે આવે છે (પાનું ૬૬)





જૂગ વહાણ

(પાનું ૬૪)

મહિમાનિધિ મ્હોટા તુમે, તુમ બલશક્તિ અગાધ રે;
અવિનય કીધો અજાણતે, તે ખમજો અપરાધ રે. ધવલ૦ ૧૯
અવધારો અમ વિનતિ, કરો એક ઉપગાર રે;
થંભ્યાં પ્રવહણ તારવો, ઉતારો દુઃખ પાર રે. ધવલ૦ ૨૦

**અર્થ**:—આ પ્રમાણે બનાવ જોઇ ધવલશેઠ તુરત ઉઠી ઊભો થઈ **શ્રીપાળ** કુંવરને પગે પડ્યો અને કહેવા લાગ્યો કે—"આપ કોઈ દેવસ્વરૂપ છો માટે અમારા ઉપર કૃપા કરો. હે સ્વામી! અજાણપણાથી જે અવિનય કર્યો છે તે અપરાધની ક્ષમા કરો: તેમ જ મારી વિનતી કૃપાની રાહે સ્વીકારી, પરોપકાર કરવા રૂપ થંભેલાં વહાણો તારો, અને દુઃખથી પાર ઉતારો." —૧૮ થી ૨૦

કુંવર કહે એ કામનું, શું દેશો મુજ ભાડું રે;
શેઠ કહે લખ સોનૈયા, ખૂતું કાઢો ગાડું રે. ધવલ૦ ૨૧
સિદ્ધચક્ર ચિત્તમાં ધરી, નવપદ જાપ ન ચૂકે રે;
વડવહાણ ઉપર ચઢી, સિંહનાદ તે મૂકે રે. ધવલ૦ ૨૨
જે દેવી દુશ્મન હતી, દુષ્ટ ગઈ તે દૂર રે;
વહાણ તર્યાં કારજ સર્યાં, વાજે મંગલ તૂર રે, ધવલ૦ ૨૩
બીજે ખંડે ઢાલ એ, ત્રીજી ચિત્તમાં ધરજો રે;
વિનય કહે પ્રવહણ પરે, ભવિયણ ભવજલ તરજો રે. ધવલ૦ ૨૪

**અર્થ**:—એ સાંભળી કુંવરે કહ્યું—"મને એ કામ કર્યા બદલનું શું લવાજમ-મહેનતાણું આપશો?" શેઠે કહ્યું—"હું લાખ સોના મ્હોર ભેટ કરીશ, માટે મારૂં ગાડું ખૂત્યું જેમ બહાર કાઢી દો તેમ થંભેલા વહાણોને ચલાવી આપ રસ્તે પાડી આપો." આ પ્રમાણેનો કરાર થયા પછી કુંવર **શ્રીપાળે** ચિત્તમાં શ્રી સિદ્ધચક્રજીનું ધ્યાન ધરી—નવપદજીનો જાપ શરૂ રાખી મોટા આગેવાન વહાણની ઉપર ચડી સિંહનાદ કર્યો કે તુરત સબળ મનોબળ અને ઈષ્ટબળ વડે ભય પામી જે દુષ્ટ દેવીએ વહાણને થંભાવ્યાં હતાં તે દૂર જતી રહી; એથી વહાણ તર્યાં અને કામ સિદ્ધ થતાં ફતેહનાં મંગળ તૂર વાગવા લાગ્યા. કવિ **વિનયવિજયજી** કહે છે કે—આ **શ્રીપાલ રાસના** બીજા ખંડની ત્રીજી ઢાળ ચિત્તમાં ધરી એ જ સાર ગ્રહણ કરજો કે—જેમ નવપદ પ્રભાવથી વહાણ તર્યાં, તેમ હે ભવિજનો, તમો પણ આ ભવસમુદ્રમાંથી નવપદના પ્રભાવ વડે પાર ઉતરજો. —૨૧ થી ૨૪

---

દોહા છંદ

તે દેખી ચિંતે ધવલ, ચડયો ચિંતામણિ હાથ;
વડો વખત જો મુજ હોવે, તો એ આવે સાથ. ૧

એક લાખ દીનાર તસ, દેઇ લાગ્યો પાય;
કર જોડીને વિનવે, વાત સુણો એક ભાય. ૨

વરષ પ્રત્યે એકેકને, સહસ દેઉં દીનાર;
સેવા સારે સહસ દશ, જોધ ભલા ઝૂઝાર. ૩

તુમને મુંહ માંગ્યું દિઉં, આવો અમારી સાથ;
એ અવધારો વિનતિ, અમને કરો સનાથ. ૪

**અર્થઃ**—કુંવર શ્રીપાલનું પુરૂષાર્થ જોઈને આનંદાશ્ચર્યયુક્ત, ધવલશેઠ ચિંતવવા લાગ્યો કે—"ખચિત આ પુરુષ ચિંતામણિરત્ન સમાન ચિંતવેલી અર્થસિદ્ધિ સિદ્ધ કરે તેવો જ છે, અને જો મારા મોટા ભાગ્યબળનો પ્રતાપ હોય તો તે સાથે આવે." એમ ચિંતવી તથા એક લાખ સોનામ્હોરો કુંવરને આપી પગે લાગી હાથ જોડી વિનવવા લાગ્યો કે—"હે ભાઈ! એક મારી વાત સાંભળો. હું એક એક સુભટને દર વર્ષે એકેક હજાર સોનામ્હોરો આપું છું અને એવા દશ હજાર સુભટ સેવકરૂપે મારી સેવા બજાવ્યા કરે છે, અને તે બધા ભલા અને બળવંત યોદ્ધા છે. છતાં આપ જો મારી સાથે પધારતા હો તો મ્હોંડેથી માગો તે આપું; માટે આ વિનતીને કબૂલ રાખી મુજ અનાથને સનાથ કરો." —૧ થી ૪

કુંવર કહે હું એકલો, લેઉં સર્વનું મોલ;
એ સર્વેનું એકલો, કાજ કરૂં અડોલ. ૫

તે ધનનું લેખું કરી, શેઠ કહે કર જોડ;
અમે વણિક—જન એકને,—કિમ દેવાએ ક્રોડ? ૬

કુંવર કહે સેવક થઈ, દામ ન ઝાલું હાથ;
પણ દેશાંતર દેખવા, હું આવું તુમ સાથ. ૭

ભાડું લેઈ વહાણમાં, ઘો મુજ બેસણુ ઠામ;
માસ પ્રતે દીનાર શત, ભાડું પરઠયું તામ. ૮

**અર્થ:**—એવાં શેઠના વચનો સાંભળી કુંવરે કહ્યું—"હું એકલો જ દશે હજારને જે આપો છો તે લવાજમ લઈશ અને એ બધા જે કામ કરે તે કામ અડગપણે હું એકલો જ કરીશ. કહો શું વિચાર છે?" એ સાંભળી તે દશ હજારને અપાતા પગારની ગણત્રી ગણી શેઠ હાથ જોડી બોલ્યો કે—"અમો વાણિઆઓથી એક જ જણને એક ક્રોડ સોના મ્હોરો કેમ આપી શકાય?!" તે સાંભળી કુંવરે કહ્યું—"શેઠજી! હું સેવક બની દામ હાથ ઝાલવા ચાહતો નથી; પરંતુ હું દેશાંતર જોવાને માટે તમારી સાથે આવીશ. તે માટે મારી પાસેથી ભાડું લઈ વહાણમાં બેસવાની મને જગા આપો." આવું બોલવું થતાં શેઠે મહીનાની સો સોનામ્હોરો ભાડાની ઠરાવી અને કુંવરને બેસવાની જગા કાયમ કરાવી. —૫ થી ૮

---

ઢાળ ચોથી—રાગ મલ્હાર-જીહો જાણ્યું અવધિ પ્રયુંજને—એ દેશી.

જીહો કુંવર બેઠો ગોખડે, જીહો મહોટા વહાણમાંહિ;
જીહો ચિહુંદિશિ જલધિ તરંગનાં,
જીહો જોવે કૌતુક ત્યાંહિ, સુગુણ નર, પેખો પુણ્ય પ્રભાવ;
જીહો પુણ્યે મનવાંછિત મળે, જીહો દૂર ટલે દુઃખ દાવ.
સુગુણનર, પેખો પુણ્ય પ્રભાવ. ૧

જીહો સઢ હંકાર્યા સામટા, જીહો પૂર્યા ઘણુ પવણેણુ;
જી૦ વડવેગેં વહાણુ વહે, જી૦ જોયણુ જાયે ખણેણુ. સુ૦ ૨

જી૦ જલહસ્તિ પર્વત જિસ્યા, જી૦ જલમાં કરે કલ્લોલ;
જી૦ માંહોમાંહે ઝુઝતા, જી૦ ઉછાળે કલ્લોલ. સુગુણ૦ પે૦ ૩

જી૦ મગરમત્સ્ય મોટા ફિરે, જી૦ સુસુમાર કેઈ કોડિ;
જી૦ નક્ર ચક્ર દીસે ઘણા, જી૦ કરતા દોડાદોડિ. સુગુણ૦ પે૦ ૪

જી૦ ઈમ જાતાં કહે પંજરી, જી૦ આજ પવન અનુકૂલ;
જી૦ જલ ઈંધણુ જો જોઇએ, જી. આવ્યું બબ્બરકૂલ. સુ૦ ૫

**અર્થ:**—હવે કુંવર મોટા વહાણુના ગોખમાં બેસી ચારે દિશાએ ઉછળતા સમુદ્રજળના કલ્લોલ (ભરતી-ઓટ અને મોજા) વગેરેનાં કૌતુક જોવા લાગ્યો. તે પછી એકી વખતે બધા વહાણોના સઢ ચઢાવી હંકારવામાં આવ્યાં જેથી તે વિશેષ વાયરેથી ભરાતાં પુષ્કળ વેગ સહિત એવાં તો ચાલવા

દોહા છંદ

તે દેખી ચિંતે ધવલ, ચડયો ચિંતામણિ હાથ;
વડો વખત જો મુજ હોવે, તો એ આવે સાથ. ૧

એક લાખ દીનાર તસ, દેઇ લાગ્યો પાય;
કર જોડીને વિનવે, વાત સુણો એક ભાય. ૨

વરષ પ્રત્યે એકેકને, સહસ દેઉં દીનાર;
સેવા સારે સહસ દશ, જોધ ભલા ઝૂઝાર. ૩

તુમને મુંહ માંગ્યું દિઉં, આવો અમારી સાથ;
એ અવધારો વિનતિ, અમને કરો સનાથ. ૪

**અર્થઃ**—કુંવર **શ્રીપાલ**નું પુરૂષાર્થ જોઈને આનંદાશ્ચર્યયુક્ત, ધવલશેઠ ચિંતવવા લાગ્યો કે—"ખચિત આ પુરષ ચિંતામણિરત્ન સમાન ચિંતવેલી અર્થસિદ્ધિ સિદ્ધ કરે તેવો જ છે, અને જો મારા મોટા ભાગ્યબળનો પ્રતાપ હોય તો તે સાથે આવે." એમ ચિંતવી તથા એક લાખ સોનામ્હોરો કુંવરને આપી પગે લાગી હાથ જોડી વિનવવા લાગ્યો કે—"હે ભાઈ! એક મારી વાત સાંભળો. હું એક એક સુભટને દર વર્ષે એકેક હજાર સોનામ્હોરો આપું છું અને એવા દશ હજાર સુભટ સેવકરૂપે મારી સેવા બજાવ્યા કરે છે, અને તે બધા ભલા અને બળવંત યોદ્ધા છે. છતાં આપ જો મારી સાથે પધારતા હો તો મ્હોંડેથી માગો તે આપું; માટે આ વિનતીને કબૂલ રાખી મુજ અનાથને સનાથ કરો." —૧ થી ૪

કુંવર કહે હું એકલો, લેઉં સર્વનું મોલ;
એ સર્વેનું એકલો, કાજ કરૂં અડોલ. ૫

તે ધનનું લેખું કરી, શેઠ કહે કર જોડ;
અમે વણિક–જન એકને,–કિમ દેવાએ ક્રોડ ? ૬

કુંવર કહે સેવક થઈ, દામ ન ઝાલું હાથ;
પણ દેશાંતર દેખવા, હું આવું તુમ સાથ. ૭

ભાડું લેઈ વહાણમાં, ઘો મુજ બેસણુ ઠામ;
માસ પ્રતેં દીનાર શત, ભાડું પરઠ્યું તામ. ૮

**અર્થ:**—એવાં શેઠના વચનો સાંભળી કુંવરે કહ્યું—"હું એકલો જ દશે હજારને જે આપો છો તે લવાજમ લઈશ અને એ બધા જે કામ કરે તે કામ અડગપણે હું એકલો જ કરીશ. કહો શું વિચાર છે ?" એ સાંભળી તે દશ હજારને અપાતા પગારની ગણત્રી ગણી શેઠ હાથ જોડી બોલ્યો કે—"અમો વાણિઆઓથી એક જ જણને એક ક્રોડ સોના મ્હોરો કેમ આપી શકાય ? !" તે સાંભળી કુંવરે કહ્યું—"શેઠજી ! હું સેવક બની દામ હાથ ઝાલવા ચાહતો નથી; પરંતુ હું દેશાંતર જોવાને માટે તમારી સાથે આવીશ. તે માટે મારી પાસેથી ભાડું લઈ વહાણમાં બેસવાની મને જગા આપો." આવું બોલવું થતાં શેઠે મહીનાની સો સોનામ્હોરો ભાડાની ઠરાવી અને કુંવરને બેસવાની જગા કાયમ કરાવી. —૫ થી ૮

---

ઢાળ ચોથી—રાગ મલ્હાર-જીહો જાણ્યું અવધિ પ્રયુંજને—એ દેશી.

જીહો કુંવર બેઠો ગોખડે, જીહો મહોટા વહાણમાંહિ;
જીહો ચિહુંદિશિ જલધિ તરંગનાં,
જીહો જોવે કૌતુક ત્યાંહિ, સુગુણ નર, પેખો પુણ્ય પ્રભાવ;
જીહો પુણ્યે મનવાંછિત મળે, જીહો દૂર ટલે દુઃખ દાવ.
સુગુણનર, પેખો પુણ્ય પ્રભાવ. ૧

જીહો સઢ હંકાર્યા સામટા, જીહો પૂર્યા ઘણ પવણેણ;
જી૦ વડવેગે વહાણ વહે, જી૦ જોયણ જાયે ખણેણ. સુ૦ ૨

જી૦ જલહસ્તિ પર્વત જિસ્યા, જી૦ જલમાં કરે કલ્લોલ;
જી૦ માંહોમાંહે ઝુઝતા, જી૦ ઉછાળે કલ્લોલ. સુગુણ૦ પે૦ ૩

જી૦ મગરમત્સ્ય મોટા ફિરે, જી૦ સુસુમાર કેઈ કોડિ;
જી૦ નક્ર ચક્ર દીસે ઘણા, જી૦ કરતા દોડાદોડિ. સુગુણ૦ પે૦ ૪

જી૦ ઈમ જાતાં કહે પંજરી, જી૦ આજ પવન અનુકૂલ;
જી૦ જલ ઈંધણ જો જોઇએ, જી. આવ્યું બબ્બરકૂલ. સુ૦ ૫

**અર્થ:**—હવે કુંવર મોટા વહાણના ગોખમાં બેસી ચારે દિશાએ ઉછળતા સમુદ્રજળના કલ્લોલ (ભરતી-ઓટ અને મોજાં) વગેરેનાં કૌતુક જોવા લાગ્યો. તે પછી એકી વખતે બધા વહાણોના સઢ ચઢાવી હંકારવામાં આવ્યાં જેથી તે વિશેષ વાયરેથી ભરાતાં પુષ્કળ વેગ સહિત એવાં તો ચાલવા

લાગ્યાં કે ક્ષણવારમાં એક યોજનનો પંથ પસાર કરતાં હતાં. તેવાં વાહણ ચાલતાં ચાલતાં, તે જળમાર્ગમાં જલહસ્તિ ( પાણીમાં રહેનારા હાથિયો ) છે તે પાણીમાં દોડાદોડ કરી એકબીજા સાથે તોફાન કરતા પાણીના તરંગ ઉંચે ઉછાળે છે, તથા મોટા મગરમત્સો ફરી રહ્યા છે, તેમજ ક્રોડાગમે સુસુમાર જાતના મત્સો કુતરાથી કાંઈક મોટા હોય છે તે પણ નજરે પડી રહ્યા છે તેમ જ નક્ર ચક્રાદિ જળચર જીવો દોડાદોડ કરી આનંદ કરી રહ્યા છે, તેઓની તરેહ તરેહની રમત ગમત જોતાં પંથ પસાર કરાતો હતો. દરમિયાન વાયરાનો પરખનાર પંજરી કહેવા લાગ્યો કે—" આજે પવન અનુકૂળ વાય છે, માટે પીવાનું મીઠું પાણી, બળતણ વગેરે જે જોઈતાં હોય તે લેવાને તૈયાર રહો, કેમકે બબ્બરકોટ બંદર નજીક આવી પહોંચ્યું છે." —૧ થી ૫

જી૦ તસ બંદરમાંહિ ઉતરી, જી૦ ઈંધણ લીયે લોક;
જી૦ ધવલશેઠ કાંઠે રહ્યા, જી૦ સાથે સુભટના થોક. સુ૦ ૬

જી૦ કોલાહલ તે સાંભળી, જી૦ આવ્યા અતિ સપરાણ;
જી૦ દાણી બબ્બરરાયના, જી૦ માંગે બંદર દાણ. સુ૦ ૭

જી૦ શેઠ સુભટને ગૌરવે, જી૦ દાણ ન દિયે અબૂઝ;
જી૦ તવ તિહાં લાગ્યું તેહને, જી૦ માંહો માંહે ઝૂઝ. સુ૦ ૮

જી૦ શેઠ તણે સુભટે હણ્યા, જી૦ દાણી નાઠા રે જાય;
જી૦ સૈન્ય સબલ તવ સજ કરી, જી૦ આવ્યો બબ્બરરાય ૯

જી૦ રાજતેજ ન શકયા સહી, જી૦ દીધી સુભટે રે પૂંઠ;
જી૦ માર પડી તવ નાસતાં, જી૦ બાણ ભરી ભરી મૂંઠ. સુ૦ ૧૦

જી૦ બાંધ્યો ઝાલી જીવતો, જી૦ રૂંખ સરીખો શેઠ;
જી૦ બાંહ બેહુ ઉંચી કરી, જી૦ મસ્તક કીધું હેઠ. સુ૦ ૧૧

જી૦ રખવાળા મૂકી તિહાં, જી૦ વળિયો બબ્બરરાય;
જી૦ તવ બોલાવે શેઠને, જી૦ કુંવર કરી પસાય. સુ૦ ૧૨

**અર્થ:**—બંદર આવતાં ત્યાં નીચે ઉતરી મીઠું, પાણી, લાકડાં વગેરે જે જે ચીજોનો ખપ હતો તે તે લેવા લાગ્યા. ધવલશેઠ પણ આનંદની ખાતર કાંઠે બિછાયત કરી ઘણા સુભટો સહિત ત્યાં બંદરમાંહે ઘણા લોક સાથે ઉતર્યો. આ પ્રમાણે લોકોના બોલવા ચાલવાના શોરબકોર સાંભળતાં બહુજ ઉતાવળ સાથે બબ્બરરાયના દાણી બંદરનું

દાણ લેવા આવી પહોંચ્યા, અને શેઠ પાસે બંદર ઉપર વહાણ નાંગરવા બાબતનું સદાના રિવાજ મુજબ દાણ માંગવા લાગ્યા. પરંતુ મૂર્ખ શેઠે પોતાના સુભટોના ગર્વને લીધે મિજાજ બતાવી તેઓને દાણ આપવાની ચોખ્ખી ના કહી, એટલે તે દાણી અને શેઠના નોકરોની વચ્ચે રકઝક ચાલી ને છેવટે લડાઈ જામી. દાણીનાં માણસ થોડાં અને શેઠનાં ઘણાં હોવાને લીધે અંતે માર ખાઈ દાણી નાશી ગયાં અને પોતાના મહાકાલ નામે રાજાની હજૂર જઇ પોકારવા લાગ્યા. એથી મહારાજા મહા કોપવંત થઇ સબળ સૈન્ય સહિત તૈયારી કરી બંદર પર પોતે ધસ્યો આવ્યો, અને એ ખબર મળતાં જ રાજતેજ ન ખમી શકવાથી વાણિઆનું અન્ન ખાનારા સુભટો પૂંઠ બતાવી ભાગી ગયા. છતાં પણ નાસતાં નાસતાં રાજાનાં લશ્કરીયોએ બાણનો મારો ચલાવી તેઓને ખોખરા કર્યા. તે પછી અહંકારી શેઠને જીવતો જ ઝાલી ઝાડ સાથે ઝાડની પેઠે થડ નીચું ને ડાળાં ઉંચા, એમ માથું નીચું ને હાથ પગ ઉંચા રખાવી, મુશ્કેટાટ બાંધી રખેવાળાઓ મૂકીને, બબ્બરરાય પોતાના નગર ભણી પાછો વળ્યો. —૬ થી ૧૨

જી૦ સુભટ સવે તુમ કિહાં ગયા, જી૦ બાંધ્યા બાંહ મરોડ;
જી૦ એવડું દુઃખ ન દેખતા, જી૦ જો દેતા મુજ ક્રોડ. સુ૦ ૧૩

જી૦ શેઠ કહે તુમે કાં દિયો, જી૦ દાધા ઉપર લૂણ;
જી૦ પડયા પછી પાટુ કિસી, જી૦ હણે મૂવાને કૂણ. સુ૦ ૧૪

જી૦ કહે કુંવર વૈરી ગ્રહું, જી૦ જો વાળું એ વિત્ત;
જી૦ તો મુજને દેશો કિશ્યું, જી૦ ભાખો થિર કરી ચિત્ત. સુ૦ ૧૫

જી૦ શેઠ કહે સુણ સાહિબા, જી૦ એ મુજ કારજ સાધ;
જી૦ વહેંચી વહાણ પાંચસેં, જી૦ લેશું આધોઆધ. સુ૦ ૧૬

જી૦ બોલ બંધ સાખી તણો, જી૦ કુંવર પાડી તંત;
જી૦ ધનુષ તીર તરકસ ગ્રહી, જી૦ ચાલ્યો તેજ અનંત. સુ૦ ૧૭

**અર્થ:**—એ વાતની કુંવરને ખબર મળતાં જ જ્યાં ધવળશેઠ ઉંધે માથે મુસ્કેટાટ થએલા છે ત્યાં આવ્યો અને શેઠને પૂછવા લાગ્યો—"શેઠજી! દશ હજાર સુભટો કયાં જતા રહ્યા કે આમ બંધાવું પડયું? જો મને એક ક્રોડ સોનામ્હોરો દીધી હોત તો આવું દુઃખ ન દેખત" તે સાંભળી શેઠ બોલ્યો—"દાઝયા ઉપર મીઠું કેમ ચાંપો છો? પડયા પછીથી પાટુ શી મારવી? અને મરી ગએલાને શું મારવું?" કુંવરે કહ્યું—"જો તમારા દુશ્મન રાજાએ જે ગ્રહણ કર્યું તે તમારૂં દ્રવ્ય પાછું વાળી આપું તો તમો મને શું

આપશો ? તે તમો તમારૂં ચિત્ત સ્થિર રાખીને બોલો.” શેઠે કહ્યું-“ સાહેબજી ! કહું છું તે સાંભળો, જો આપ એ કામ ફતેહ કરી આપો તો આ માલમતાથી ભરેલાં પાંચસો વહાણો છે તેમાંથી અરધો અરધ તમો લેજો. એટલે કે અઢીસો આપનાં અને અઢીસો મારાં.” બધું ધન જતું જોઈ અરધું ધન બ્હેંચી લેનારા ડાહ્યા વાણિયાનું બોલવું સાંભળી કુંવરે એ કરાર લેખિત કરાવ્યો. સાક્ષીઓની રૂબરૂ શેઠને કરાર વંચાવી નક્કી કરી, પછી હાથમાં ધનુષ અને તીરનો ભાથો ધારણ કરી અત્યંત તેજવંત થકો ત્યાંથી કુંવરે કદમને આગળ લંબાવ્યા. —૧૨ થી ૧૭

જી૦ જઈ બબ્બર બોલાવીયો, જી૦ વળ પાછો વડવીર;
જી૦ શસ્ત્રસેન ભૂજબલ તણો, જી૦ નાદ ઉતારૂં નીર. સુ૦ ૧૮
જી૦ તુજ સરિખો જે પ્રાહુણો, જી૦ પહોતો અમ ઘર આય;
જી૦ સૂખડલી મુજ હાથની, જી૦ ચાખ્યા વિણુ કિમ જાય. સુ૦ ૧૯

**અર્થ:**—આગળ પહોંચી પુરમાં પ્રવેશ કરતાં બબ્બરરાય મહાકાળને કુંવરે બોલાવ્યો-“ હે વડવીર ! પાછો વળ, કે જેથી તારાં શસ્ત્રો, લશ્કર અને ભૂજાઓના બળના અહંકારનું પાણી ઉતારી નાખું. વળી તારા જેવા મારે ત્યાં મહેમાન આવ્યા છતાં મારા હાથની સુખડી ચાખ્યા વિના જાય છે, એ જ મને બહુ ખટકે છે; માટે જ પાછો (વળી મારી સ્હામે) આવ, ને મારા હાથની સુખડીનો સ્વાદ ચાખીને જા. —૧૮ થી ૧૯

જી૦ મહાકાલ જૂએ ફરી, જી૦ દીઠો એક જુવાન;
જી૦ ઝાઝાની પરે ઝૂઝતો, જી૦ લક્ષણ રૂપનિધાન. સુ૦ ૨૦
જી૦ તું સુંદર સોહામણો, જી૦ દીસે યૌવન વેશ;
જી૦ વિણુ ખૂટે મરવા ભણી, જી૦ કાંઈ કરે ઉદ્દેશ. સુ૦ ૨૧
જી૦ કહે કુંવર સંગ્રામમાં, જી૦ વચન કિશ્યો વ્યાપાર;
જી૦ જોધેંજોધ મલ્યા જિહાં, જી૦ તિહાં શસ્ત્રે વ્યવહાર. સુ૦ ૨૨
જી૦ મહાકાલ કોપ્યો તિસેં, જી૦ હલકારે નિજ સેન;
જી૦ મૂકે શસ્ત્ર ઝડોઝડે, જી૦ રાતો રોષ રસેન. સુ૦ ૨૩
જી૦ વૂઠા તીખા તીરનાં, જી૦ ગોલી તાકે લાખ;
જી૦ પણુ અંગે કુંવર તણે, જી૦ લાગે નહીં સરાખ. સુ૦ ૨૪.

જી૦ આકર્ષી જે જે દિશે, જી૦ કુંવર મૂકે બાણ;
જી૦ સમકાળે દશ વીશનાં, જી૦ તિહાં છંડાવે પ્રાણ. સુ૦ ૨૫

જી૦ સૈન્ય સકલ મહાકાલનું, જી૦ ભાગી ગયું દહ વટ્ટ;
જી૦ નૃપ એકાકી કુંવરે, જી૦ બાંધ્યો બંધ નિઘટ્ટ. સુ૦ ૨૬

જી૦ બાંધીને નિજ સાથમાં, જી૦ પાસે આણ્યો જામ;
જી૦ બંધન છોડયાં શેઠના, જી૦ રક્ષક નાઠા તામ. સુ૦ ૨૭

**અર્થ:**—આવા માર્મિક વચન સાંભળી મહાકાળ રાજાએ પાછું ફરીને જોયું તો લક્ષણ તથા રૂપના નિધાન–ભંડારરૂપ એક જ જુવાન પુરુષ છતાં તેને ઝાઝા પુરુષની પેઠે ઝૂઝતો દીઠો એટલે રાજાએ તેને કહ્યું કે–"તું સુંદર સોહામણો ને જુવાનિયો જણાય છે; આયુષ ખૂટ્યા વગર મરવાને શા સારૂ નાહક–હિલચાલ કરે છે? મતલબ કે હમણાં હું પાછો ફરી શસ્ત્રનો મારો ચલાવીશ કે તું મરણને શરણ થઈશ; માટે હાથે કરી મરણને બોલાવાની હિલચાલ ન કર." તે સાંભળીને કુંવરે કહ્યું–"સંગ્રામ (લડાઈ)માં તે વળી વચનોનો વ્યાપાર કેવો? જ્યાં જોધે જોધા મળ્યા હોય ત્યાં તો શસ્ત્ર ચલાવવાનો જ વ્યાપાર હોય." આવું બોલવું સાંભળતાં તો મહાકાલને કોપ ચડ્યો એથી તેણે પોતાના લશ્કરને એકદમ શસ્ત્રનો મારો ચલાવવાનો હુકમ કર્યો ને હુકમ થતાં જ કુંવરની ઉપર લડવૈયાઓ ગુસ્સાથી રાતાચોળ થઈને ઝડોઝડ શસ્ત્ર ચલાવવા માંડયાં. તેમ આકરા તીરનો અને લાખો તોપગોળાનો વરસાદ કુંવરની ઉપર વર્ષાવા લાગ્યા; છતાં પણ ઈષ્ટદેવ અને ઔષધિના પ્રતાપ વડે કુંવરના અંગપર તેથી કંઈ પણ નિશાન ન થયું અને કુંવર **શ્રીપાળ** જેના જેના ભણી તાકી ખેંચીને બાણ ચલાવતો તે તે દિશાએ એકદમ દશ વીશ સુભટોના પ્રાણ ત્યજાવી દેતો હતો. આમ થવાથી સેંકડોના પ્રાણ પરલોકમાં પહોંચતાં લશ્કરમાં ભારે ભંગાણ પડ્યું અને મહાકાળનું લશ્કર જીવ લઈ દશે દિશા ભણી નાસી ગયું. એથી મહાકાળ ફક્ત એકલો જ રહેતાં તેને પણ કુંવરે હાથ પગ બાંધી મજબુત બંધ સાથે જ્યાં ધવળશેઠને બાંધેલો હતો ત્યાં લઈ આવી શેઠના બંધ છોડયા; એટલે રખવાળાઓ તો જીવ લઈને નાસી ગયા. —૨૦ થી ૨૭

જી૦ ખડગ લેઈ મહાકાલને, જી૦ મારણ ધાયો શેઠ;
જી૦ કહે કુંવર બેસી રહો, જી૦ બલ દીઠું તુમ ઠેઠ. સુ૦ ૨૮

જી૦ બંધન બબ્બરરાયનાં, જી૦ છોડાવે તેણી વાર;
જી૦ ભૂષણ વસ્ત્ર પહેરામણી, જી૦ કરે ઘણો સત્કાર. સુ૦ ૨૯

જી૦ સુભટ જિકે નાઠા હતા, જી૦ તે આવ્યા સહુ કોઈ;
જી૦ ભાંજે તસ આજીવિકા, શેઠ કોપ કરી સોઈ. સુ૦ ૩૦
જી૦ કુંવરેં તે સવિ રાખિયા, જી૦ દીધી તેહને વૃત્તિ;
જી૦ વહાણુ અઢીસેં માહરાં, જી૦ સાચવજો એકચિત્ત. સુ૦ ૩૧
જી૦ જે પણુ બબ્બરરાયનો, જી. નાઠો હતો પરિવાર;
જી૦ તેહને પણુ તેડી કરી, જી૦ આદર દિયે અપાર. સુ૦ ૩૨
જી૦ ચોથી ઢાલ એણી પરેં, જી૦ બીજે ખંડે હોય;
જી૦ વીનય કહે ફલ પુણ્યનાં, જી૦ પુણ્ય કરો સહુ કોય. સુ૦ ૩૩

**અર્થ:**—એ જોઈ શેઠ ઘણી ઉતાવળથી ખુલ્લી તરવાર હાથમાં લઈ રાજાની સામે મારવા દોડ્યો, એટલે કુંવરે વારીને કહ્યું-"હાં હાં શેઠજી ! બહુ થયું છાનામાના બેસી જાઓ, તમારૂં બળ કેટલું છે એ તો મેં ઠેઠથી જોએલું જ છે." એમ કહી બબ્બરરાયનાં બંધન છોડાવી વસ્ત્રાભૂષણુ પહેરામણી વગેરેથી ઘણો સત્કાર કરી મહાકાળ રાજાને ચિંતાથી મુક્ત કર્યો. આ પ્રમાણે વિગ્રહનો અંત આવ્યાની ખાતમી મળતાં ધવળ-શેઠના સુભટો જે નાસી ગયા હતા, તે બધા પાછા આવ્યા; પણુ શેઠે ગુસ્સે થઈ તેમને નોકરી પરથી દૂર કર્યા. એ જોઈ નિરાશ થએલ સુભટોને કુંવરે પગારદાર કરી રાખી લઈને કહ્યું કે-" મારાં અઢીસો વહાણુ છે તે તમો એક ચિત્તથી સાચવજો." આવું કહી બબ્બર-રાજના જે લડવૈયા વગેરે નાસી ગયા હતા તેઓને પણુ પોતાના સુભટોની મારફત બોલાવી લઈ તેમનો અતિ આદરસત્કાર કર્યો. કવિ **વિનયવિજયજી** કહે છે કે-આ **શ્રીપાળ** રાસની બીજા ખંડની અંદર આવી રીતની ચોથી ઢાળ પૂરી થઈ, તે એ શિખામણુ આપી રહેલ છે કે-હે ભવ્ય જીવો ! **શ્રીપાળ**કુંવર ઉત્તરોત્તર સંપત્તિવાન બની સુખો ભોગવે છે. તે બધાં પુણ્યનાં પ્રતાપે છે; માટે તમો સર્વે પણ પુણ્ય ઉપાર્જન કરો કે જેથી સદૈવ સુખી થાઓ.
—૨૮ થી ૩૩

---

દોહા-૭૬.

મહાકાલ શ્રીપાલનું, દેખી ભૂજબલ તેજ;
ચિત ચમક્યો ઇમ વિનવે, હિયડે આણી હેજ. ૧
મુજ મંદિર પાવન કરો, મહેર કરી મહારાજ;
પ્રગટ્યાં પૂરવ ભવે કર્યા, પુણ્ય અમારાં આજ. ૨



ચિત્ર ૭૧ ધવલશેઠ શ્રીપાલને વિનતી કરે છે (પાનું ૬૯)



ચિત્ર ૭૨ શ્રીપાલે વહાણ ઉપર ચડીને સિંહનાદ કર્યો. (પાનું ૬



ચિત્ર ૭૪ બબ્બરના દાણી દાણ માગે છે. (પાનું ૭૩)

તુમ સરીખા સુપુરુષ તણા, અમ દર્શન દુર્લભ;
જિમ મરૂધરના લોકને, સુરતરૂ કુસુમ સુરંભ. ૩

**અર્થ:**—મહાકાળ રાજા **શ્રીપાલ** કુંવરનું તેજ અને તેની ભૂજાઓનું બળ જોઇ ચિત્તની અંદર ચમત્કાર પામી હૈયામાં હેત લાવી આ પ્રમાણે વિનવવા લાગ્યો “ મહારાજ! મહેરબાની કરીને મારો મહેલ પાવન કરો. અને અમને આપનાં દર્શન થએલાં છે તે અમારાં પૂર્વનાં કરેલાં પુણ્યનો જ આજે ઉદય આવેલ છે. જેમ મારવાડના લોકોને સુરતરૂ જે કલ્પવૃક્ષ તેના ફૂલોનો સુગંધ મળવો મુશ્કેલ હોય છે, તેમ અમ જેવાને આપ સરખા કલ્પવૃક્ષ રૂપ સતપુરુષોના દર્શન રૂપ સુગંધ મળવો મહા મુશ્કેલ હોય છે. —૧ થી ૩

વોળાવા વિણ એકલો, ચાલી ન શકે દીન;
ધવલશેઠ તવ વિનવે, ઇણી પરેં થઇ આધીન. ૪

પ્રભુ તુમને વંછે સહુ, દેખી પુણ્ય પડૂર;
પણ વિલંબ થાયે ઘણો, રતનદ્વીપ છે દૂર. ૫

**અર્થ:**—આ પ્રમાણે મહાકાળ રાજાની વિનતી સાંભળી કુંવરે માન્ય રાખી; એ જોઈ સ્વાર્થી ધવળશેઠ કુંવરને આધીન બની વિનવવા લાગ્યો—“ પ્રભુ ! જેમ વોળાવા વગર ગરીબ—કાયર મનુષ્ય માર્ગમાં એકલો ન ચાલી શકે, તેમ આપના સાથ વિના હું દીન પણ પંથ પસાર કરી શકતો નથી; માટે આપ શહેરમાં જવાનું મોકૂફ રાખો. આપને મહાન્ પુણ્યવાન દેખીને સર્વ જનો આપના દેદારની વાંચ્છના કરે છે; પણ આપને ઘણી ઢીલ થાય છે અને રત્નદ્વીપ તો હજુ બહુ દૂર છે; માટે તુરત રવાના થવાની જ જરૂર છે.”

—૪ થી ૫

કુંવર કહે નરરાયનું, દાખિણ કિમ છંડાય ?
તિણે નયરી જોવા ભણી, કુંવર કીયો પસાય. ૬

હાટ સજ્યાં હીરાગલેં, ઘર ઘર તોરણ માલ;
ચહુટે ચહુટે ચોકમાં, નાટક ગીત રસાલ. ૭

ફૂલ બિછાયાં કુટરા, પંથ કરી છંટકાવ;
ગજ તુરંગ શણગારીયા, સોવન રૂપેં સાવ. ૮

**અર્થ:**—શેઠના બોલવાનો મતલબ ધ્યાનમાં લઈ કુંવરે કહ્યું—“ તમારૂં કહેવું યોગ્ય છે; પણ રાજેંદ્રની દાક્ષિણ્યતા કેમ છોડાય ? તેનો જરા વિચાર કરી કહો કે જવાની

જરૂર છે કે નહિં ?" એમ બોલી નગરી જોવા જવાનો નિશ્ચય જાહેર કરી કુંવરે નરેંદ્ર તરફ કૃપાયુક્ત સ્નેહનજર જણાવી, એથી મહાકાળ રાજાએ તાકીદે હુકમ ફેરવી શહેર શણગારાવ્યું, એટલે કે હીંરાગળ-રેશમી ને કમખી વસ્ત્રોની બિછાયત કરી તોરણોથી દુકાનો શણગારી, ઘર ઘર તોરણમાળ બંધાવી, ચહુટે ચહુટે ને ચોકોની અંદર રસ્તો સાફ કરાવી સુગંધી જળ છંટાવી તે ઉપર સુંદર સુગંધી પુષ્પો પથરાવી રસીલાં નાટકો ને ગીતો શરૂ કરાવ્યાં. હાથી ઘોડાઓને તદ્દન સોના ને રૂપાના સાજથી શણગારી સામૈયા માટે તૈયાર રખાવ્યા અને તે પછી બબ્બરરાયે કુંવરને હાથીના હોદ્દામાં બેસાર્યા. —૬ થી ૮

---

ઢાળ પાંચમી—રાગ સિંધૂડો-ચીત્રોડા રાજા રે-એ રાહ

વિનતી અવધારે રે, પુરમાંહે પધારે રે, મહોત વધારે બબ્બર રાયનું રે;
કુંવર વડભાગી રે, દેખી સોભાગી રે, જોવા રઢ લાગી, પગે પગે લોકને રે. ૧

ઘરે તેડી આવ્યા રે, સાજન મન ભાવ્યા રે, સોવન મંડાવ્યાં આસણ બેસણાં રે;
મીઠાઈ મેવા રે, પકવાન કલેવા રે, ભગતિ કરે સેવા, બબ્બર બહુ પરે રે. ૨

ભોજન ઘૃત ઘોલ રે, ઉપરે તંબોલ રે, કેસર રંગરોલ કરે, બહુ છાંટણાં રે;
સવિ સાજન સાંખે રે, મુખે મધુરૂં ભાખે રે, અંતર નવિ રાખે, કાંઈ પ્રેમમાં રે. ૩

દીયે કન્યાદાન રે, દેઈ બહુ માન રે, પરણી અમ વાન, વધારો વંશનો રે;

અર્થઃ—કુંવરે પણ રાજાની વિનતી સ્વીકારી પુરમાં પધારી બબ્બરરાયનું મહત્વ વધાર્યું. કુંવરને મોટા ભાગ્યના ધણી ને સૌભાગ્ય-પ્રતાપવંત જોઈ પગલે પગલે (તેમને) નિહાલવા માટે લોકોને પણ, ઘણી જ ઉત્કંઠા વધી તે પછી સોનાનાં સિંહાસનો મંડાવ્યાં હતાં, તે ઉપર કુંવરને બેસાડી આનંદ પ્રાપ્ત કર્યો. તે પછી મીઠાઈ-મેવા-પકવાન્ન વગેરેને કેળવી ભોજન સામગ્રી તૈયાર કરાવી અને બહુ બહુ રીતે બબ્બરરાયે કુંવરની સેવા ભક્તિ કરી. વળી ઘી ગોળના ઉત્તમ ભોજનો જમાડયાં, તંબોળ-પાનબીડાં આરોગાવ્યાં અને કેસરનાં રંગરોળ છાંટણાં પણ કરાવ્યાં. તે પછી બધા સજ્જનોની સાક્ષીએ-રૂબરૂ મીઠાં વચનો સાથ અને અંતર રહિત અતિ પ્રેમયુક્ત બબ્બરરાય બોલ્યા કે—"મારા હાથથી કન્યાદાન લઈ મને મહા માન દઈ પરણીને મારા વંશનું તેજ વધારો એટલે મને આનંદ થાય." —૧ થી ૩

તવ કુંવર ભાખે રે, કુળ જાણ્યા પાખે રે, કિમ ચિત્તની સાખે, દીજે દીકરી રે. ૪

કહે નૃપ અવતંસ રે, છાનો નહીં હંસ રે, જાણ્યો તુમ ઉત્તમ, વંશ ગુણેં કરી રે;
જાણે સહુ કોઈ રે, જે નજરેં જોઈ રે, હીરો નવિ હોઈ વિણુ વેરાગરેં રે. ૫

મહોત્સવ મંડાવે રે, સાજન સહુ આવે રે, ધવલ ગવરાવે, મંગલ નરવરૂ રે;
રૂપેં જિસી મેના રે, ગુણ પાર ન જેના રે, મદનસેના પરણાવે ઘણી પરેં રે. ૬

મણિ માણિક કોડી રે, મુક્તાફલ જોડી રે, નરપતિ કરજોડી દિયે કરમોચને રે;
પરેં પરેં પહિરાવે રે, મણિ ભૂષણુ ભાવે રે, પાર ન આવે જસ ગુણબોલતાં રે. ૭

નાટક નવ દીધાં રે, જિહાં પાત્ર પ્રસિદ્ધાં રે, જાણે એ લીધાં, મોલેં સરગથી રે;
બહુદાસી દાસ રે, સેવક સુવિલાસ રે, દીધાં ઉલ્લાસે સેવા કારણે રે. ૮

અર્થઃ—કુંવરે કહ્યું—"હે રાજન્ ! હું પરદેશી છું, મારૂં કુલ, શીલ જાણ્યા વિના ફક્ત ચિત્તની સાખે દીકરી કેમ દેવાય ?" તે સાંભળી રાજાએ કહ્યું–"સઘળા પંખીઓમાં મુકુટસમાન હંસ તે ક્યાંયે છાનો રહે ખરો ? કદિ નહીં ! તેમ આપનો ઉત્તમ વંશ વગેરે સર્વ આપના ઉત્તમ ગુણોએ કરીને જાણી જ લીધેલ છે; કેમકે નજરે જુવે તે તો જાણી જ લે છે કે–હીરાની ખાણ વગર હીરો પેદા થતો જ નથી, એથી અરજ સ્વીકારવી જ યોગ્ય છે." એમ કહી રાજાએ મહોત્સવ મંડાવ્યો. એટલે સર્વ સજ્જનો આવ્યા, તથા ધવળમંગળ ગીત ગવરાવ્યાં અને મેનકા અપ્સરા જેવી સ્વરૂપવંત અપાર ગુણવંત **મદનસેનાને** કુંવર **શ્રીપાળ** સાથે પરણાવી. તેમજ ક્રોડોગમે મણિ માણેક તથા મોતીઓ વગેરે કરમોચન વખતે કર જોડી મહાકાળ રાજાએ **શ્રીપાળ** કુંવરને દાયજામાં આપ્યાં. સિવાય જેનું વર્ણન કરતાં પાર ન આવે એવા મણિરત્નમય દાગીનાઓ પૂર્ણ પ્યારથી ચાહીને વારંવાર દાયજામાં આપે છે. અને નવ નાટકની ટોળીઓ કે જેનાં પ્રસિદ્ધ પાત્રો જાણે સ્વર્ગમાંથી આવેલાં ન હોય તેવી આપી, તથા ઘણા દાસ દાસીઓ વગેરે સેવા કરનારા જનો સારા વિલાસવાળા ઉલ્લાસયુક્ત આપ્યાં. —૪ થી ૮

રસભર દિન કેતા રે, તિહાં રહે સુખ વેતા રે, દાન યાચકને દેતા બહુ પરેં રે;
અમને વોળાવો રે, હવે વાર ન લાવો રે, કહે કુંવર જાવો, અમ દેશાંતરે રે. ૯

નૃપ મન દુઃખ આણે રે, કેમ રાખું પરાણે રે, ઘર ઇમ જાણે ન વસે પ્રાહુણે રે;
પુત્રી જે જાઇ રે, તે નેટ પરાઈ રે, કરે સજાઈ, હવે વોળાવવા રે, ૧૦

એક જૂંગ અલંભ રે, જે દેખી અચંભ રે, ચોસઠ કુવાથંભં, સુંદર સોહતું રે;
કારીગરેં ઘડિયા રે, મણિમાણિક જડિયા રે, થંભ તે અડિયા જઈ, ગયણાંગણે રે. ૧૧

સોવન ચિત્રામ રે, ચિત્રિત અભિરામ રે, દેખિયેં ઠામ ઠામ તિહાં ગોખડા રે;
ધજ મોટા ઝલકે રે, મણિ તોરણુ ચલકે રે, ચંચલ ઢલકે, ચામર ચિહુ દિશેં રે. ૧૨

ભૂંઇ સાતમીએં રે, તિહાં ચઢી વિસમીએ રે, બેસીને રમીએ, સોવન સોગઠે રે;
બહુ છંદે છાજે રે, વાજાં ઘણાં વાજે રે, વહાણુ ગાજે, રહ્યું સમુદ્રમાં રે. ૧૩

પૂરે તે રત્ને રે, રાજા બહુ જતને રે, સાસર વાસો, મન મોટેં કરે રે;
વોળાવી બેટી રે, હિયડા ભરે ભેટી રે, શીખગુણ પેટી, દીધી બહુ પરે રે. ૧૪

સાજન સોહાવ્યાં રે, મિલણાં બહુ લાવ્યાં રે, કાંઠે સવિ આવ્યાં, આંસૂ પાડતાં રે;
વરવહૂ વોળાવ્યાં રે, માવિતર દુઃખ પાવ્યાં રે, તુરવજડાવ્યાં, હવે પ્રયાણનાં રે. ૧૫

**અર્થઃ**—આ પ્રમાણે આનંદમહોત્સવ વીત્યા પછી પણ કેટલાક દિવસ રસરંગભર સુખચેનથી સુખ ભોગવતા થકા યાચકને વિવિધ પ્રકારે દાન દેતાં ત્યાં રહ્યા. પછી શ્રીપાળ કુંવરે બબ્બરરાયને કહ્યું કે-“ હવે અમને દેશાંતરે જવાની ઉતાવળ છે માટે તાકીદે વિદાય આપો.” કુંવરનું આવું બોલવું થવાથી રાજાને મનમાં ઘણું દુઃખ થયું. અને તેણે વિચાર કર્યો કે-“ હું એમને પરાણે શી રીતે રાખી શકું ! કંઈ મહેમાનથી ઘર વસે ? તેમ વળી જે પુત્રી જન્મી છે, તે આખર-અવશ્ય પારકા ઘરનું ભૂષણ છે, એટલે તેણીને પણ કયાં લગી રોકી શકાય ? માટે મોકલ્યા વિના સિદ્ધિ જ નથી.” એમ વિચારી તેઓને વળાવવાની તુરતમાં તૈયારી કરવા તત્પર થયો. જેને જોતાં જ અચંબો થાય તેવું એક જૂંગ જાતનું ચોસઠ કુવાથંભવાળું સાત માળનું અદ્વીતિય સુંદર શોભાવંત વહાણુ કે જેના થંભોને કારીગરોએ સુંદર ઘડેલા તથા મણિ માણેકોથી જડેલા અને તે આકાશને જાણે કે જઈને અડયા હોય તેટલા ઉંચાઈમાં છે, તેમજ તે વાહણની અંદર સોનેરી શાહીથી ચિત્રેલા મનોહર ચિત્રમણોવાળા ગોખ ઠેકાણે ઠેકાણે જોવામાં આવે છે, અને વાહણને માથે સુંદર ધ્વજાઓ-મોટા નેજા ઝળકી રહેલ છે. મણિઓનાં તોરણો પણ ચળકાટ મારી રહ્યાં છે, તથા ચંચળ ચામરો પણ ચોમેર ઉછળી રહ્યાં છે, તે વહાણુની સાતમી ભૂમિમાં વિશ્રામ કરી સોનાનાં સોગઠાંથી ચોપાટ રમે તો ઘણોજ આનંદ આવે એવું રમણીય છે. મતલબ એ કે તે વહાણુ આવી ઘણી રમણીયતા વડે શોભાવંત છે, તેમજ તેમાં તરેહ તરેહનાં મનહર વાજિંત્રો વાગી રહ્યાં છે કે જેના શબ્દવડે તે વહાણુ સમુદ્રની અંદર રહ્યું થકું પણ ગાજી રહ્યું છે, અને તેની અંદર રાજાએ ઘણાજ યત્નથી સુંદર કિંમતી રત્નો વગેરે ભરી મોટા ઉદાર મનવડે અર્પણ કર્યાં. આવા ઠાઠ સહિત પુત્રીને હૈયા સાથે ભેટીને તથા બહુ બહુ જાતની શિખામણરૂપ ગુણની પેટી આપીને વળાવી. તે વેળાએ ત્યાં સજ્જનમંડળ પણ શોભા સહિત પોતપોતાની લાયકાત મુજબ શ્રીફળ, મીઠાઈ, સુવર્ણમુદ્રા વગેરે વિવિધ

ચીજો લઈ હાજર રહ્યું હતું-તે પણ સમુદ્રના કાંઠા સુધી હર્ષનાં આંસુ પાડતું આવ્યું અને વર વહૂને વળાવ્યાં; એ વખતે માતપિતાને બહુ દુઃખની લાગણી થઈ આવી; પરંતુ નિરૂપાયપણે શ્રીપાલ કુંવરે કૂચ થવાની સંજ્ઞાનાં વાજાં વગડાવ્યાં. —૯ થી ૧૫

નાંગર ઉપડાવ્યાં રે, સઢ દોર ચઢાવ્યાં રે, વહાણુ ચલાવ્યાં, વેગેં ખલાસીયેં રે;
નિત નાટક થાવે રે, ગુણિજન ગુણ ગાવે રે, વર વહૂ સોહાવે, બેહૂ ગોખડે રે. ૧૬

અર્થ:—પ્રયાણનાં વાજાંઓનો અવાજ સાંભળતાં જ ખલાસીઆઓએ નાંગર ઉપાડી લીધાં; સઢનાં દોરડાં પણ ચઢાવી લીધાં અને તાકીદે વહાણો ચલાવ્યાં. તે પછી શ્રીપાલ રાજા અને મદનસેના રાણી એ બન્ને ગોખડામાં શોભાયુકત જે જે વખતે બિરાજતાં તે તે વખતે નાટક થતા અને ગુણિજનો ગુણગાન કર્યા કરતા હતા. —૧૬

મન ચિંતે શેઠ રે. મેં કીધી વેઠ રે, સાયર ઠેઠ ફળ્યો, જૂઓ એહને રે;
જે ખાલી હાથેં રે, આવ્યો મુજ સાથેં રે, આજ તે આથેં, સંપૂરણ થયો રે. ૧૭
જલ ઈંધણ માટેં રે, આવ્યા ઈણ વાટેં રે, પરણ્યો રણ સાટેં, જૂઓ સુંદરી રે;
લખમી મુજ આધી રે, એણે મહિમાયે લાધી રે, દોલત વાધી, દેખો પલકમાં રે. ૧૮
કિમ માગું ભાડૂં રે, ખત પત્ર દેખાડૂં રે, દેશે કે આડૂં અવળું બોલશે રે;
કુંવર તે જાણી રે, મુખે મીઠી વાણી રે, ભાડું તસ આણી, આપે દશ ગણું રે.૧૯
પામ્યા અનુકરમેં રે, નરભવ જિમ ધરમેં રે, વહાણ રયણદીવ ખેમે સહુ રે;
નાંગર જલ મેલ્યાં રે, સઢદોર સંકેલ્યાં રે હલવે હલવે લોક સહુ ત્યાં ઉતર્યાં રે. ૨૦
બીજે ઈમ ખંડે રે, જુઓ પુણ્ય અખંડે રે, એકણુ પિંડે, ઉપાર્જન કરી રે;
કુંવર શ્રીપાલે રે, લહ્યા ભોગ રસાલ રે, પાંચમી ઢાલ ઈસી વિનયેં કહી રે. ૨૧

અર્થ:—હવે શ્રીપાળ કુંવરનો આવો વભવ નિહાળી ધવલશેઠને ઇર્ષ્યા ઉત્પન્ન થતાં તે ચિંતવવા લાગ્યો કે—"મેં તો ફક્ત વૈતરૂં જ કર્યું છે, આ દરિયાઈ મુસાફરી તો ઠેઠથી એને જ ફળી છે. એ તો જરા જૂઓ! હાય! જે ખાલી હાથે મારી સાથે આવ્યો હતો તે ધણી અત્યારે બધી લક્ષ્મીએ કરીને પરિપૂર્ણ થયો છે!!! ફક્ત સીઠું પાણી અને બળતણ લઈ લેવા માટે આ વાટે આવ્યા હતા ત્યાં લડાઈને બદલે આ સુંદર રાજકન્યા પરણ્યો. વળી મારી અડધી લક્ષ્મી પણ સહેજ વાતમાં મળી ગઈ અને એક પળવારમાં જોતજોતામાં દોલત વધી પડી! હવે હું મારૂં ઠરાવેલું ભાડું પણ એની પાસે શી રીતે માંગુ? એનો ઠાઠ જ મારા પગ થરથરાવી નાંખે તેવો છે. તેમ ઠરાવેલા ભાડા સંબંધી

શું ખતપત્ર લખેલું છે કે તે બતાવી રકમ વસુલ લઈ શકું ? એથી એ ભાડું આપશે કે નહીં આપે ? કિંવા આડું અવળું કંઈ બોલશે ? અને એમ કરે તો પણ એની પાસેથી ભાડું વસૂલ કરવા મારૂં શું ગજું છે ?” એ વખતે કુંવરે પણ તેના મનની વાત જાણી તુરત મીઠી વાણી સહિત ચડેલા ભાડાથી દશગણા પૈસા આપ્યા; એથી શેઠ રાજી થતો પોતાના વહાણોની તરફ રસ્તો માપી ગયો.

આ પ્રમાણે પંથ પસાર કરતાં ક્રમે કરીને, જેમ જિનધર્મના પ્રતાપથી અનુક્રમે નરભવ પ્રાપ્ત કરાય તેમ વહાણો પણ ક્ષેમકુશળપૂર્વક રત્નદ્વીપે પહોંચ્યાં. એટલે તુરત નાંગરીઓએ પાણીમાં નાંગર નાંગર્યાં અને સઢનાં દોરડાં સંકેલી લીધાં કે તુરત ધીરે ધીરેથી સર્વ ઉતારૂઓ રત્નદ્વીપના કિનારે ઉતર્યાં. કવિ **વિનયવિજયજી** કહે છે કે-આ **શ્રીપાળ** રાસના બીજા ખંડની પાંચમી ઢાળ એવો બોધ આપે છે કે-જૂવો, અખંડ પુન્યના પ્રતાપથી **શ્રીપાલ** કુંવરે એકલા પોતે પુષ્કળ સમૃદ્ધિ મેળવી સુંદર વિલાસ પ્રાપ્ત કર્યો; માટે તમો શ્રોતાગણો પણ તેવું જ અખંડ પુન્ય ઉપાર્જન કરો કે જેથી તેવો જ વૈભવ વિલાસ પ્રાપ્ત થાય. —૧૭ થી ૨૧

---

દોહા-૭૬

દાણ વળાવી વસ્તુનાં, ભરી અનેક વખાર;
વ્યાપારી વ્યાપારનાં, ઉદ્યમ કરે અપાર. ૧

લાલ કિનાયત જરકસી, ચંદરવા ચોસાલ;
ઉંચા તંબુ તાણિયા, પંચરંગ પટસાલ. ૨

સોવનપટ મંડપ તલે, રયણ હિંડોળા ખાટ;
તિહાં બેઠા કુંવર જૂએ, રસભર નવરસ નાટ. ૩

ધવલશેઠ આવી કહે, વસ્તુમૂલ્ય બહુ આજ;
તે વેચાવો કાં નહીં, ભર્યાં અઢીસેં જહાજ. ૪

કુંવર પભણે શેઠને, ઘડો વસ્તુના દામ;
અવર વસ્તુ વિણજો વળી, કરો અમારૂં કામ. ૫

કાગ ભળાવ્યું અમ ભલે, હરખ્યો દુષ્ટ કિરાડ;
આરત ધ્યાનેં જિમ પડ્યો, પામી દૂધ બિલાડ. ૬

**અર્થઃ**—બંદર ઉપર વહાણ અંદરની બધી વસ્તુઓ ઉતારી, જકાતી માલની

જકાત ચૂકવી, તે માલની અનેક વખારો ભરી વ્યાપારીઓ વ્યાપાર ખેડવા સંબંધી અનેક યુક્તિ પ્રયુક્તિ સાથે વ્યાપાર ખિલવવાના ઉદ્યમ કરવા લાગ્યા. અને **શ્રીપાલ** કુંવરે તો સમુદ્રના કિનારા ઉપર તુરત પંચરંગી રેશમી કપડાના બનાવેલ ઉંચા તંબૂ તાણી બંધાવ્યા તથા તેમાં જરકસી બૂટાદાર લાલ કિનખાબના ચોખંડા ચંદુવા બંધાવી દીધા. અને તે જરીઆની મંડપની અંદર રત્નજડિત હીંચોળાખાટ પણ બંધાવી, તેમાં બિરાજી **શ્રીપાલ** કુંવર રસભરિત નવરસમય ભજવાતાં નાટકો જોવા લાગ્યા. એવામાં ધવળશેઠ આવીને કહેવા લાગ્યો—"અત્યારે વસ્તુનું મૂલ્ય વધી ગયું છે, માટે નાણાં સારાં હાથ લાગવાનો લાગ છે, છતાં સંગ્રહેલો માલ શા માટે વેચાવતા નથી? અઢીસો વહાણ તો કરિયાણાથી ભરેલાં છે; તોપણ ધ્યાન નથી દેતા?" કુંવરે કહ્યું–શેઠજી! જે વસ્તુ ભરેલી છે તે વેચી દામ ઘડી લ્યો, અને નવી ખરીદવા લાયક હોય તે સુખેથી મરજી મુજબ ખરીદો, કે જેથી સારો ફાયદો–નફો હાથ લાગે, માટે એટલું અમારૂં કામ આપજ કરો." આ પ્રમાણે શેઠને કુંવરે કામ ભળાવેલું જાણી, ધવલશેઠ બોલ્યો–"આપે મને ભલે કામ બતાવ્યું, હું તે ઘણી ખુશીથી બજાવીશ." વગેરે બોલી જેમ દુધ જોઈને બિલાડો આર્ત્તધ્યાનમાં પડે, તેમ તે આર્ત્તધ્યાનમાં પડી ગયો. તો પણ મનમાં ઘણોજ રાજી થયો; અને પોતાની ધારણાને પાર પાડવા લાગ્યો. —૧ થી ૬

ઇણે અવસર આવ્યો તિહાં, અવલ એક અસવાર;
સુગુણ સુરૂપ સુવેષ જસ, આપ સમો પરિવાર. ૭
કુંવરેં તેડી આદરેં, બેસાર્યો નિજ પાસ;
અદ્દભુત નાટક દેખતાં, તે પામ્યો ઉલ્લાસ. ૮
હવે નાટક પૂરો થયે, પૂછે કુંવર તાસ;
કુણ કારણ કુણ ઠામથી, પધાર્યા અમ પાસ. ૯

**અર્થ:**—એ અવસર દરમિયાન એક સુંદર વેષ–સારા ગુણ–સારા રૂપવાળો ઉત્તમ ઘોડેસવાર પોતાના સરખા સુંદર પરિવાર સહિત કુંવરના તંબૂની આગળ આવી પહોંચ્યો; અને તેનો દબદબો વગેરે જોઈ તેને બુદ્ધિવંત કારભારી જાણી કુંવરે સેવક મારફત અંદર બોલાવી આદર સત્કાર સાથે પોતાની પાસે બેસાર્યો, એથી તે પણ અદ્દભુત નાટક રચના નિહાળીને આનંદ પામ્યો. તે પછી જ્યારે નાટક પૂર્ણ થયું ત્યારે કુંવરે તે સવાર પ્રત્યે પૂછ્યું કે–"આપ ક્યાંથી? કયા કારણને અવલંબી અમારી પાસે પધાર્યા છો? તે કહેવામાં અડચણ ન હોય તો કહો." —૭ થી ૯

ઢાળ છઠ્ઠી–ઝાંઝરિયાં મુનિવર ધન ધન તુમ અવતાર–એ દેશી.

તેહ પુરૂષ હવે વિનવેજી, રતનદ્વીપ સુરંગ;
રતનસાનુ પર્વત ઇહાંજી, વલયાકાર ઉત્તંગ.
પ્રભુ ચિત્ત ધરીને અવધારો મુજ વાત. ૧

રતનસંચયા તિહાં વસેજી, નયરી પરવત માંહ;
કનકકેતુ રાજા તિહાંજી, વિદ્યાધર નરનાહ. પ્રભુ ચિત્ત૦ ૨

રતન જિસી રળિયામણિજી, રતનમાલા તસ નાર;
સુરસુંદર સોહામણાજી, નંદન છે તસ ચાર. પ્રભુ૦ ૩

તે ઉપર એક ઇચ્છતાંજી, પુત્રી હુઈ ગુણધામ;
રૂપ કળા રતિ આગલીજી, મદનમંજૂષા નામ. પ્રભુ૦ ૪

પર્વત શિર સોહામણોજી, તિહાં એક છે પ્રાસાદ;
રાયપિતાયેં કરાવીયોજી, મેરૂસું મંડે વાદ. પ્રભુ ચિત્ત૦ ૫

સોવનમય સોહામણાજી, તિહાં રિસહેસર દેવ;
કનકકેતુ રાજા તિહાંજી, અહનિશિ સારે સેવ. પ્રભુ ચિત્ત૦ ૬

ભકતેં ભલિ પૂજા કરેજી, રાજકુંવરી ત્રણ કાળ;
અગર ઉખેવે ગુણ સ્તવેજી, ગાયે ગીત રસાલ. પ્રભુ૦ ૭

**અર્થ**:—કુંવરના પ્રશ્ન સંબંધી ઉત્તરમાં તે સવારે કહેવું શરૂ કર્યું કે–"હે પ્રભુ ! હું જે વાત કહું તે આપ ચિત્ત દઈને સાંભળો. પ્રભુ ! આ મનોહર રત્ન નામનો દ્વીપ છે, એમાં રત્નસાનુ નામનો પર્વત કે જે ગોળાકાર અને ઉંચાં શિખરોવાળો છે. તે ઉપર રત્નસંચયા નામની નગરી છે, ત્યાં કનકકેતુ નામનો વિદ્યાધર રાજા રાજ્ય કરે છે, તેને રત્ન સરખી રળિયામણી રત્નમાળા નામની રાણી છે, તેણીને દેવપુત્રોના સરખા ચાર પુત્ર એક કનકપ્રભ, બીજો કનકશેખર, ત્રીજો કનકધ્વજ અને ચોથો કનકરૂચિ નામે છે. અને તે પુત્રોની ઉપર ઇચ્છિતાં એક રૂપ, કળા અને ભાગ્યમાં આગેવાની ધરાવનારી–એવા યોગ્ય–ગુણના ઘરરૂપ **મદનમંજૂષા** નામની પુત્રી થએલી છે. તે પર્વત ઉપર કનકકેતુ રાજાના પિતાનું કરાવેલ જિનમંદિર છે કે જે ઉંચાઈમાં મેરૂના શિખર સાથે હરીફાઈ કરે તેવું છે. તેમાં રત્નજડિત સોનાના સોહામણા શ્રીઋષભદેવજી મૂળનાયક



ચિત્ર ૭૫ બબ્બરરાયનું લશ્કર (પાનું ૭૩)

ચિત્ર ૭૬ ધવલશેઠને બાંધીને ઝાડ નીચે ઉંધો લટકાવેલ છે (પાનું ૭૩)

બિરાજે છે, તેમની કનકકેતુ રાજા રાત અને દિવસ સેવા કરે છે, તેમજ રાજકુમારી પણ સવાર, બપોર ને સાંજ એમ ત્રણે વખત ભલી ભક્તિ સહિત અગર ઉખેવી ગુણસ્તવી રસીલાં ગીતો ગાઈ અષ્ટ પ્રકારે પૂજા કરે છે. —૧ થી ૭

એક દિન જિન આંગી રચીજી, કુંવરીએં અતિ ચંગ;
કનકપત્ર કરિ કોરણીજી, બિચ બિચ રતન સુરંગ. પ્રભુ૦ ૮
આવ્યો રાય જુહારવાજી, દેખી સુતા વિજ્ઞાન;
મન ચિંતે ધન મુજ ધુઆજી, ચોસઠ કલાનિધાન. પ્રભુ૦ ૯
એ સરીખો વર જો મિલેજી, તો મુજ મન સુખ થાય;
સાચી સોવન મુદ્રડીજી, કાચ તિહાં ન જડાય. પ્રભુ૦ ૧૦
એમ ઊભો શૂને મનેંજી, ચિંતાતુર નૃપ હોય;
ઇણ અવસરેં અચરિજ થયુંજી, તે સુણજો સહુ કોય. પ્રભુ૦ ૧૧
ઓસરતી પાછે પગેંજી, જિનમુખ જોતી સાર;
આવી ગભારા બાહિરેજી, જવ તે રાજકુમાર. પ્રભુ૦ ૧૨
તામ ગભારા તેહનાંજી, દેવાણાં દોય બાર;
હલાવ્યાં હાલે નહીંજી, સલકે નહિઅ લગાર. પ્રભુ૦ ૧૩
રાજકુંવરી ઇમ ચિંતવેજી, મન આણી વિખવાદ;
મેં કીધી આશાતનાજી, કોઈક ધરી પ્રમાદ. પ્રભુ ચિ૦ ૧૪
ધિક્ મુજ જિન જોવા તણોજી, ઉપનો એ અંતરાય;
દોષ સયલ મુજ સાંસહોજી, સ્વામી કરી સુપસાય. પ્રભુ૦ ૧૫
દાદા દરિસણ દીજીયેંજી, એ દુઃખ મેં ન ખમાય;
છોરૂ હોય કુછોરૂઆંજી, છેહ ન દાખે માય. પ્રભુ ચિત્ત૦ ૧૬
રાય કહે વત્સ સાંભળોજી, દોષ નહીં તુજ એહ;
દોષ ઈહાંછે માહરોજી, આણી તુજ પર નેહ. પ્રભુ ચિત્ત૦ ૧૭
વરની ચિંતા ચિંતવીજી, જિણહર માંહિ જેણ;
તે લાગી આશાતનાજી, બાર દેવાણાં તેણ. પ્રભુ ચિત્ત૦ ૧૮

જિનવર તો રૂસે નહીંજી, વીતરાગ સુપ્રસિદ્ધ;
પણ કોઇક અધિષ્ટાયકેંજી, એ મુજ શિક્ષા દીધ. પ્રભુ૦ ૧૯
એ કમાડ વિણુ ઉઘડેજી, જાવું નહી આવાસ;
સપરિવાર નૃપને તિહાંજી, ત્રણ હુવા ઉપવાસ. પ્રભુ૦ ૨૦

અર્થઃ—એક દિવસ તે કુંવરીએ ઘણી જ સારી પ્રભુજીની આંગી રચી હતી અને તેમાં કનકનાં પાંદડાંની કોરણી કરી વચમાં વચમાં સુરંગદાર રત્નો ગોઠવ્યાં હતાં. એ દરમિયાન તેણીનો પિતા કનકકેતુ રાજા પ્રભુવંદન માટે ત્યાં આવી પહોંચ્યો અને પુત્રીએ રચેલી આંગીની ખુબી જોઈ તથા તેણીના મનમાં રહેલા જ્ઞાનની સબળતા વિચારી મનમાં ચિંતવવા લાગ્યો—"ધન્ય છે મારી પુત્રીને! ખચિત એ પુત્રી ચોસઠે કળાનો ભંડાર છે, પણ જેવી એ ચતુર ને વિદ્વાન છે તેવો જ જો તેણીને વર મળે તો મારા મનને સુખ પ્રાપ્ત થાય; કેમ કે સો ટચના સોનાની વીંટીમાં તો હીરો જ જડાય, પણ કાચ જડાય જ નહીં; માટે જ યોગ્ય જોડીની જરૂર છે." ઈત્યાદિ પુત્રીના પતિ માટેની ચિંતા કરતો શૂન્ય મન વડે ઊભો હતો. તે અવસરમાં જે આશ્ચર્ય થયું તે સર્વજનો શ્રવણ કરો. એટલે કે તે રાજકન્યા પાછે પગે પ્રભુને પ્રણામ કરતી પૂજાવિધાન પૂર્ણ કરી જિનરાજજીનું મુખારવિંદ નિહાળતી નિહાળતી જેવી મૂળ ગભારા બાહર આવી કે તે મૂળ ગભારાનાં બન્ને બારણાં બંધ થઈ ગયાં, અને હલાવતાં જરા પણ હાલે કે ચાલે પણ નહીં તેવાં સજ્જડ થઈ ગયાં. આ જોઈ મનમાં ઘણી જ દિલગીર થઈ રાજકન્યાએ આ પ્રમાણે ચિંતવ્યું કે—"મેં કંઈક પ્રમાદવશ થઈ આશાતના કરી હશે, એથી જ મને પ્રભુદર્શનનો અંતરાય થયો. ધિક્કાર છે મારા દોષિત મનને!" ઈત્યાદિ કહી પ્રભુ પ્રત્યે વિનવવા લાગી—"હે સ્વામી! મારા પર કૃપા કરી મારા સમસ્ત દોષો માફ કરો. અને હે દાદા! વ્હેલાં દર્શન દ્યો. મારાથી આ દુઃખ સહન થઈ શકતું નથી. છોરૂ તો કછોરૂ થાય છે, પણ માવિત્ર કોઈ દિવસ કુમાવિત્ર થઈ તિરસ્કાર કરતાં જ નથી." ઈત્યાદિક દિલગીરી દર્શાવતી પુત્રીને નિહાળી રાજાએ કહ્યુ—"હે વત્સ! સાંભળ, એમાં તારો જરા પણ દોષ નથી; પરંતુ સર્વ દોષ મારો જ છે; કેમ કે તારા પર સ્નેહભાવ લાવી તને ભવિષ્યમાં મળનારા યોગ્ય પતિ માટેની મેં ચિંતવના સંબંધી જિનમંદિરમાં ચિંતા કરી જેથી તે આશાતના થવાને લીધે આ મૂળ ગભારાનાં બેઉ દ્વાર બંધ થઈ ગયાં છે. જો કે જિનવર તો કોઈ પર ગુસ્સો લાવતા જ નથી, કેમકે તે રાગદ્વેષને વીતાવી-દૂર કરી વીતરાગ નામથી પ્રસિદ્ધ થએલ છે; પરંતુ કોઈક એમના અધિષ્ઠાયક દેવે મારાથી થએલી આશાતના સંબંધે મને આ શિક્ષા આપેલી જણાય છે." તો હું પણ દૃઢ સંકલ્પ કરૂં છું કે—'જ્યાં સુધી એ કમાડ ઉઘડે નહીં ત્યાં લગી પરિવાર સહિત અહીંયાંથી મહેલ તરફ પગ દઈશ જ નહીં.' આ પ્રમાણે નિશ્ચય કરી તેણે પરિવારયુક્ત અન્નપાણી વિના ત્રણ ઉપવાસ કર્યા. —૮ થી ૨૦

ત્રીજે દિન નિશિ પાછલીજી, વાણી હુઇ આકાશ;
દોષ નથી ઈહાં કોઈનોજી, કાંઈ કરો રે વિષાદ. પ્રભુ૦ ૨૧

જેહની નજરે દેખતાંજી, ઉઘડશે એ બાર;
મદનમંજૂષા તણો થશેજી, તેહ જ નર ભરતાર. પ્રભુ૦ ૨૨

ઋષભદેવની કીંકરીજી, હું ચક્કેસરી દેવી;
એક માસ માંહે હવેજી, આવું વરને લેવિ. પ્રભુ૦ ૨૩

સુણી તેહ હરખ્યાં સહુજી, રાયને અતિ આણંદ;
પ્રેમે કીધાં પારણાંજી, દૂર ગયાં દુઃખ દંદ. પ્રભુ ચિત્ત૦ ૨૪

દિન ગણતાં તે માસમાંજી, ઓછો છે દિન એક;
તિણે જૂવે સહુ વાટડીજી, કરે વિકલ્પ અનેક. પ્રભુ૦ ૨૫

પુત્ર શેઠ જિનદેવનોજી, હું શ્રાવક જિનદાસ;
પ્રવહણ આવ્યાં સાંભળીજી, આવ્યો ઈહાં ઉલ્લાસ. પ્રભુ૦ ૨૬

સુણી નાદ નાટક તણોજી, દેખણ આવ્યો જામ;
મનમોહન પ્રભુ તુમ તણુંજી, દરિસણ દીઠું તામ. પ્રભુ૦ ૨૭

જાણું દેવિ ચક્કેસરીજી, તુમે આણ્યા અમ પાસ;
જિણહર બાર ઉઘાડતાંજી, ફલશે સહુની આશ. પ્રભુ૦ ૨૮

પૂજ્ય પધારો દેહરેજી, જૂહારો શ્રી જગદીશ;
ઉઘડશે તે બારણાંજી, જાણું વીસવા વીશ. પ્રભુ૦ ૨૯

બીજે ખંડે ઈણી પરેંજી, સુણતાં છઠ્ઠી ઢાલ;
વિનય કહે શ્રોતા ઘરેજી, હોજો મંગલ માલ. પ્રભુ૦ ૩૦

**અર્થઃ**—હવે ત્રીજા દિવસની પાછલી રાતે આ પ્રમાણે આકાશથી દેવવાણી થઈ કે—"આમાં કોઈનો દોષ નથી. માટે શા સારૂ દિલગીર થાઓ છો. જેની નજર પડવાથી બંધ થએલાં ગભારાનાં આ બારણાં ઉઘડશે, તે નર રાજકન્યા **મદનમંજૂષાનો** ભરતાર થશે. હું ઋષભદેવની દાસી **ચક્કેશ્વરી દેવી** એક મહિનાની અંદર તે વરને લઈને અહીં આવીશ." આવી આકાશવાણી સાંભળી તે બધાંએ રાજી થયાં, રાજાને પણ ધારેલી ધારણા

સફળ થવાની મંગળ વાણી સાંભળી ઘણો જ આનંદ થયો અને પ્રેમ સહિત પારણાં કર્યાં, તેથી સર્વેનાં દુઃખદ્વંદ્વ દૂર ગયાં. તે બતાવેલી અવધિ પ્રમાણે મહીનામાં એક દિવસ જ ઓછો છે, તેને લીધે બધાંએ વાટ જોઈ રહ્યાં છે અને વિવિધ સંકલ્પવિકલ્પ કર્યા કરે છે. હું જિનદેવ શ્રાવકનો પુત્ર જિનદાસ વહાણ આવ્યાં સાંભળી ઉલ્લાસપૂર્વક અહીં આવ્યો અને નાટકનો નાદ સાંભળી જ્યારે જોવા આવ્યો ત્યારે આપ મનમોહન પ્રભુનું દર્શન થયું, હું મારી બુદ્ધિ વડે અનુમાન કરૂં છું કે શ્રી **ચક્રેશ્વરી** દેવીએ જ અમારી પાસે આપશ્રીને મોકલ્યા છે, અને જિનમંદિરનાં દ્વાર ઉઘાડતાં સર્વની આશા સફળ થશે. માટે હે પૂજ્ય ! આપ શ્રી આદિદેવ પ્રભુના મંદિરે પધારો અને યુગાદીશ પ્રભુને પ્રણામ કરો. હું વીશવસા પૂર્ણ રીતે માની શકું છુ–જાણું છું કે બારણા તરફ આપની નજર પડતાં જ તુરત ઉઘડશે, અને તે સાથે પુણ્યદ્વાર પણ ખુલ્લાં જ થશે.” **વિનયવિજયજી** કવિ કહે છે કે—આ મંગળમાળની આશા બંધાવનારી **શ્રીપાળ** રાસની બીજા ખંડની છઠ્ઠી ઢાળ આ પ્રમાણે કહી તે સાંભળતાં શ્રોતાજનોને ઘેર મંગળમાળ થજો. —૨૧ થી ૩૦

દોહા છંદ

તવ હરખેં કુંવર ભણે, ધવલશેઠને તેડી;
જઈયે દેવ જુહારવા, આવો દુર્મતિ ફેડી. ૧

શેઠ કહે જિનવર નમો, નવરા તમે નિચિંત;
વિણ ઉપરાજે જેહની, પહોંચે મનની ખાંત. ૨

અમને જમવાનો નહીં, ઘડી એક પલવાર;
સીરામણ વાળુ જિમણ, કરિયે એક જ વાર. ૩

તવ કુંવર જાવા તિહાં, જવ થાયે અસવાર;
હરખ્યો હેષારવ કરે, તેજિ તામ તુખાર. ૪

સાથે લેઇ જિનદાસને, અવલ અવર પરિવાર;
અનુક્રમે આવ્યા કુંવર, ઋષભદેવ દરબાર. ૫

એકેકો આવો જઈ, સહુ ગભારા પાસ;
કુંવર પછી પધારશે, ઇમ બોલે જિનદાસ. ૬

જિમ નિર્ણય કરી જાણિયેં, બાર ઉઘાડણહાર;
ગભારે આવ્યાં જઈ, સહુકો કરે જૂહાર. ૭

હવે કુંવર કરી ધોતીયાં, મુખ બાંધી મુખકોશ;
જિણહર માંહે સંચરે, મન આણી સંતોષ.    ૮

**અર્થઃ**—જિનદાસની એ વિચારણા જાણી ત્યારે કુંવરે હર્ષ સહિત ધવલ શેઠને તેડાવી કહ્યું કે—"દુર્મતિ દૂર કરીને આવો તો દેવદર્શન કરવા જઈએ." તે સાંભળી શેઠ બોલ્યો—"તમે નવરા અને ચિંતા વગરના નિરાંતવંત હોવાને લીધે જિનવરને નમન કર્યા જ કરો; કેમકે પેદા કર્યા વગર એની મેળે આપોઆપ લક્ષ્મી ચાલી આવતાં આપનાં મનની ખંત પાર પહોંચે છે. અમને તો જમવાની પણ ઘડી એકની ફૂરસદ મળતી નથી, જેથી સવારનો નાસ્તો, બપોરનું જમવું, સાંજનું વાળું એ બધું એક જ વખતમાં પતવવા પામીએ છિએ." આવું શેઠનું બોલવું સાંભળી કુંવર ત્યાં જવાને માટે તેજ પાણીદાર જાતવંત ઘોડા પર જ્યારે સવાર થયો ત્યારે શુભ શુકન આપવા હર્ષ સાથે ઘોડો હણહણાટ શબ્દ કરવા લાગ્યો. એટલે જિનદાસને સાથે લઈ સુંદર પરિવારયુક્ત કુંવર જિન-મંદિર ભણી રવાના થયો; અને પંથ પસાર કરતો ક્રમે કરી ઋષભદેવજીના દરબારે જઈ પહોંચ્યો. તે પછી ત્યાં જિનદાસ શેઠે આ પ્રમાણે કહ્યું કે—"સર્વ સંઘ પૈકી એક એક જણ પ્રભુના ગભારા પાસે જઇને અહીં આવો, અને છેવટમાં **શ્રીપાલ** કુંવર પધારશે. એમ કરવાથી કોનાથી બાર ઉઘડયાં એનો નિર્ણય થઈ શકશે. એવું સાંભળી સર્વે જણ એક પછી એક ગભારા પાસે જઈને પ્રભુને નમન કરી પાછાં આવ્યાં; પણ કોઈના જોવાથી દ્વાર ઉઘડયા નહીં, એથી છેવટ **શ્રીપાળ** કુંવર શુદ્ધ જળથી સ્નાન કરી, પવિત્ર ધોતિયું (ઉત્તરાસંગ) ધારણ કરી મુખ પર (આઠ પડવાળો) મુખકોશ બાંધી હર્ષયુક્ત સંતોષવૃત્તિ લાવી શ્રી જિનાલયમાં દાખલ થયો.    —૧ થી ૮

**ઢાળ સાતમી**—રાગ મલ્હાર. એ બે મુનિવર વિહરણ પાંગર્યાજી—એ દેશી.

કુંવર ગભારો નજરે દેખતાંજી, બેહુ ઉઘડીયાં બાર રે;
દેવ કુસુમ વરસે તિહાંજી, હુવો જયજયકાર રે.    કું૦ ૧

રાયને ગઈ તુરત વધામણીજી, આજ સફલ સુવિહાણ રે;
દેવિ દિયો વર ઈહાં આવીયોજી, તેજેં જલામલ ભાણ રે. કું૦ ૨

સોવનભૂષણ લાખ વધામણીજી, દેઈ પંચાંગ પસાય રે;
સકલ સજન જન પરવર્યોજી, દેહરે આવે નરરાય રે. કું૦ ૩

દીઠો કુંવર જિન પૂજતોજી, કેસર કુસુમ ઘનસાર રે;
ચૈત્યવંદન ચિત્ત ઉલ્લસેજી; સ્તવન કહે ઈમ સાર રે. કું૦ ૪

દીઠો નંદન નાભિ નરિંદનોજી, દેવનો દેવ દયાલ રે;
આજ મહોદય મેં લહ્યોજી, પાપ ગયાં પાયાલ રે. કું૦ ૫

**અર્થ**:—જ્યારે કુંવરે ગભારો જોયો ત્યારે બન્ને બારણાં ઉઘડી ગયાં એટલે આકાશથી દેવોએ સુગંધી ફૂલોનો વરસાદ વર્ષાવ્યો અને જયજયકાર થયો કે તુરત કનકકેતુ રાજાને વધામણી ગઈ કે—"આજનો દિવસ સફળ થયો; કેમકે દેવીએ દીધેલ વરરાજ અહીંયાં આવી પહોંચેલ છે અને તેજમાં ઝાકઝમાળ સૂર્યના સરખો દેદિપ્યમાન છે." આ મુજબ વધામણી મળતાં વધામણી દેનારને સોનાના આભૂષણ તથા લાખ પસાય કરી વધામણીના પંચાંગ પસાય દઈને તુરત રાજા સ્વજન સજ્જનોથી પરવર્યો, જિંનમંદિરે આવી પહોંચ્યો. જિનમંદિરમાં આવી જૂએ છે તો કુંવરને જિનરાજજીની કેસર-ચંદન-પુષ્પ ને બરાસ વગેરે ઉત્તમ દ્રવ્યો સહિત પૂજા કરતો દીઠો. તે પછી ચત્યવંદન કરતાં ઉલ્લાસ ચિત્તયુક્ત સુંદર સ્તવન કહ્યું, અને તે પછી કુંવરે પ્રભુજીની સ્તુતિ કરવા માંડી કે-"આજે મેં મહોદય પુણ્ય પ્રતાપથી નાભિરાજાના હે નંદન! અને દેવનાદેવ દયાળ ઋષભદેવજી આપના દર્શન કર્યાં જેથી પાપ માત્ર પાતાળમાં સંતાઈ પેઠાં." —૧ થી ૫

દેવ પૂજીને કુંવર આવીયાજી, રંગમંડપ માંહિ જામ રે;
રાય સજન જન પરવર્યાજી, બેઠા કરિય પ્રણામ રે. કું૦ ૬

જિનહર બાર ઉઘાડતાંજી, અચરિજ કીધી તુમે વાત રે;
દેવ સ્વરૂપી દીસો આપણાંજી, વંશ પ્રકાશો કુલ જાત રે. કું૦ ૭

ન કહે ઉત્તમ નામ તે આપણુંજી, નવિ કરે આપ વખાણ રે;
ઉત્તર ન દીધો તેણે રાયનેજી, કુંવર સયલ ગુણ જાણ રે. કું૦ ૮

દેખો અચંભો ઈણે અવસરેંજી; હુઓ ગયણે ઉદ્યોત રે;
ઉંચે વદને જોવે તવ સહુજી, એ કુણ પ્રગટી જ્યોત રે. કું૦ ૯

વિદ્યાચારણ મુનિ આવીયાજી, દેવ ઘણા તસ સાથ રે;
જઈ ગભારે જિન વંદિયાજી, થુણ્યા શ્રી જગનાથ રે. કું૦ ૧૦

દેવરચિત વર આસનેજી, બેઠા તિહાં મુનિરાય રે;
દિયે મધુરધ્વનિ દેશનાજી, ભવિક શ્રવણ સુખદાય રે. કું૦ ૧૧

નવપદ મહિમા તિહાં વરણવેજી, સેવો ભવિક સિદ્ધચક્ર રે;
ઇહિભવ પરભવ લહિયેં એહથીજી, લીલા લહેર અથગ્ગરે. કું૦ ૧૨

દુઃખ દોહગ સવિ ઉપશમેજી, પગ પગ પામે ઋદ્ધિ રસાલ રે;
એ નવપદ આરાધતાંજી, જિમ જગે કુંવર શ્રીપાલ રે. કું૦ ૧૩

પ્રેમે સયલ પૂછે પરષદાજી, તે કુણ કુંવર શ્રીપાલ રે;
મુનિવર તવ ધુરથી કહેજી, તેહનું ચરિત્ર રસાલ રે. કું૦ ૧૪

તે તુમ પુણ્યે ઇહાં આવીયોજી, ઉઘાડયાં ચૈત્ય દુવાર રે;
તેહ સુણીને નૃપ હરખિયોજી, હરખ્યો સવિ પરિવાર રે. કું૦ ૧૫

એમ કહીને મુનિવર ઉતપત્યાજી, ગયણ મારગ તે જાય રે;
ઊભા થઈ ઉંચે મુખેજી, વંદે સહુ તસ પાય રે. કું૦ ૧૬

ઢાલ સુણી ઇમ સાતમીજી, ખંડ બીજાની એહ રે;
વિનય કહે સિદ્ધચક્રનીજી, ભક્તિ કરો ગુણગેહ રે. કું૦ ૧૭

**અર્થ:**—જ્યારે કુંવર પ્રભુપૂજાનો વિધિ પૂર્ણ કરીને રંગમંડપમાં આવ્યો ત્યારે સજ્જનોના પરિવારથી પરવરેલા રાજાએ કુંવરને ભેટી પરસ્પર પ્રણામ કરી યોગ્ય સ્થળ આસન લઈ બેઠા. તે પછી રાજાએ કહ્યું—"આપે જિનમંદિરનાં દ્વાર ઉઘાડતાં આશ્ચર્ય જેવી વાત જાહેરમાં લાવી છે, એથી આપ કોઈ દેવસ્વરૂપી દેખાઓ છો; (માટે કૃપા કરીને) આપના વંશ કુળ જાતિ પ્રકાશ કરો. આ પ્રમાણે રાજાએ જો કે પૂછ્યું તો પણ નીતિ છે કે–ઉત્તમ પુરુષો પોતાનું નામ પોતાના જ મુખથી ન કહે અને પોતાની પ્રશંસા (વખાણ) પણ પોતાના મુખથી ન કરે. આમ હોવાને લીધે સકળ ગુણના જાણનાર કુંવરે રાજાના પ્રશ્નનો ઉત્તર જ ન આપ્યો, એ અવસરમાં એક એવો આશ્ચર્યકારક બનાવ બન્યો કે આકાશમાં ખૂબ ઉદ્યોત થયો, એ જોઈ બધાંએ મનુષ્યો ઉંચાં મ્હોં કરી જોવા લાગ્યાં કે–"કઈ જાતની આ જ્યોતિ પ્રગટ થઈ?" એમ જોવા ને જાણવા માગતાં તો જેમની સાથે ઘણા દેવો છે એવા વિદ્યાચરણ મુનિવરે (આકાશ પરથી તે જગોએ પધારતા જણાયા, અને તેમણે ત્યાં) પરમાત્માનાં દર્શન–વંદના કરી શ્રી જગન્નાથની સ્તવના કરી. તે પછી દેવતાએ બનાવેલા શ્રેષ્ઠ આસન ઉપર બિરાજમાન થઈ તે મુનિવરજી મધુર ધ્વનિવડે દેશના દેવા લાગ્યા–અને તે સુખ દેનારી ધર્મદેશના ભવિક શ્રોતાજનો શ્રવણ કરવા લાગ્યા. તથા તે દેશનામાં નવપદજીના મહિમાનું વર્ણન કરતાં કહેવા લાગ્યા કે–"હે ભવિજનો! તમો સર્વ જનો શ્રી સિદ્ધચક્રજીની સેવના કરો કે જેથી આ ભવમાં

અને પરભવમાં પાર વગરની લીલાલ્હેર પ્રાપ્ત થાય; તમામ દુઃખ દુર્ભાગ્ય નાશ પામે અને ડગલેને પગલે આનંદકારી ઋદ્ધિ–સાહેબી જેમ એ નવપદજીના સત્ય આરાધન વડે આ જગતની અંદર **શ્રીપાલ** કુંવરને પ્રાપ્ત થઈ, તેમ સર્વ આરાધકોને પ્રાપ્ત થાય." આવું સાભળી તમામ શ્રોતાગણોએ પ્રેમ સહિત પૂછયું કે–"હે પ્રભુ! તે **શ્રીપાળ** કુંવરજી કોણ?" આવી ઈચ્છા થવાથી ઉપકારી મુનિવરજીએ **શ્રીપાળ** કુંવરનું ઠેઠથી માંડીને રસીલું ચરિત્ર કહી સંભળાવી વિશેષમાં કહ્યું કે–" તે જ **શ્રીપાળ**કુંવર તમારા પ્રબળ પુણ્યોદયથી અહિં આવેલ છે અને આ જિનમંદિરનાં બારણાં ઉઘાડેલાં છે." આવું સાંભળતાં જ રાજા તથા અન્ય સર્વ જનો હર્ષવંત થઈ અહોભાગ્ય માનવા લાગ્યાં. મુનિવરજી તો એટલું પ્રકાશી પુન. આકાશ માર્ગે પધાર્યા. એટલે સર્વ જનો ઊભા થઈ ઉંચું મ્હોં કરી તેમના ચરણકમળ વાદવા લાગ્યાં, **વિનયવિજયજી** કહે છે કે આ **શ્રીપાલ** રાસની બીજા ખંડની સાતમી ઢાળ આપણને એ બોધ આપે છે કે–હે ભવિજનો! તમો સર્વ ઉત્તમ ગુણોના ઘરરૂપ શ્રીસિદ્ધચક્રજીની ભક્તિ કરો. —૯ થી ૧૭

---

દોહા છંદ

બેઠા જિનહર બારણે, મુખમંડપ સહુ કોય;
કુંવર નિરખી રાયનું, હેડું હરષિત હોય. ૧

ધન રિસહેસર કલ્પતરૂ, ધન ચક્કેસરી દેવી;
જાસ પસાયેં મુજ ફલ્યાં, મનવાંછિત તતખેવી. ૨

તિલક વધાવી કુંવરને, દેઈ શ્રીફલ પાન;
સજ્જન સાખેં પ્રેમેં કરી, દીધું કન્યાદાન. ૩

શ્રીફલ ફોફલ કુંવરને, દેઈ ઘણાં તંબોલ;
તિલક કરીને છાંટણાં, કીધાં કેસર ઘોલ. ૪

નિજ ડેરે કુંવર ગયા, મંદિર પહોતા રાય;
બહૂ ઠામે વિવાહના, ઘણા મહોત્સવ થાય. ૫

વડી વડારણ દે વડી, પાપડ ઘણા વણાય;
કેળવિયે પકવાન્ન બહૂ, મંગલ ધવલ ગવાય. ૬

વાઘા સીવે નવનવા, દરજી બેઠા બાર;
જડિયા મણિ માણિક જડે, ઘાટ ઘડે સોનાર. ૭



ચિત્ર ૮૩ બબ્બરરાય શ્રીપાલને પોતાને ત્યાં લઈ જાય છે (પાનું ૭૮)



ચિત્ર ૮૫ મદનસેનાને વહાણમાં બેસાડી પાછા વળતાં બબ્બરરાય (પાનું ૮૧)



ચિત્ર ૮૬ રત્નદ્વીપના કડિ તંબુમાં બેસીને નાટક જોતાં શ્રીપાલ (પાનું ૮૩)

રાયેં મંડાવ્યો માંડવો, સોવનમણિમય થંભ;
થંભ થંભ મણિ પૂતળી, કરતી નાટારંભ. ૮

તોરણ ચિહુંદિશિ બારણે, નીલ રયણમય પાન;
ઝૂંમે મોતી ઝૂંમખાં, જાણે સ્વર્ગ વિમાન. ૯

પંચ વરણને ચંદ્રુવે, દીપે મોતી દામ;
માનૂં તારામંડલે, આવી કિયો વિસરામ. ૧૦

ચોરી ચિહુ પખેં ચીતરી, સોવન માણિક કુંભ;
ફૂલમાલા અતિ ફૂટરી, મહકે સબલ સુરંભ. ૧૧

**અર્થ**:—તે પછી જિનાલયના મુખમંડપની અંદર બધાએ બેઠા કુંવરનું મ્હોં જોઈ રાજાનું હૈયું હર્ષવંત થયું. એથી રાજાએ કહ્યું—"કલ્પવૃક્ષની પેઠે મનવાંછિત પૂરનાર શ્રીઋષભદેવજીને ધન્ય છે અને ચક્રેશ્વરી દેવીને પણ ધન્ય છે કે જેઓની કૃપા વડે મારાં તુરત મનવાંચ્છિત ફળ્યાં." વગેરે વગેરે હર્ષ વચન પ્રદર્શિત કરી કુંવરને તિલક કરી ચોખાઓથી વધાવી શ્રીફળ પાન આપી સારા જનોની સાક્ષીએ પ્રેમસહિત કુંવરીના કન્યાદાનનો સંકલ્પ દૃઢ કર્યો. તે પછી સુજનો–સજ્જનોને નાળિયર–સોપારી–પાનબીડાં આપી તિલક કરી તથા કેસર ઘોળી તેનાં છાંટણાં કરી આનંદ પ્રાપ્ત કર્યો. ત્યારબાદ કુંવર પોતાના તંબૂ તરફ પધાર્યા અને રાજા પોતાના મહેલ ભણી ગયા, તથા તે બંને સ્થાને વિવિધ પ્રકારના વિવાહ સંબંધી મહોત્સવો શરૂ થયા. એટલે કે માનવંતી વડારણો વડીઓ મેલે છે, પુષ્કળ પાપડ વણાય છે, અનેક જાતનાં પકવાન્ન કેળવીને કરે છે, ધવળ મંગળ ગવાય છે, દરજીઓ દરબારમાં બેઠા નવીન નવીન વાઘાઓ શીવે છે. જડિયાઓ મણિ માણેકના જડતરનું કામ કરે છે અને સોનીઓ સોનાના વિવિધ ઘાટ ઘડે છે. આ બધી ધામધુમની મુખ્ય શોભારૂપ રાજાએ જે મંડપ રચાવ્યો છે તે અતિ આનંદ આપે છે; કેમકે તે મંડપના દરેક થાંભલા સોનામય છતાં રત્નોથી જડી તૈયાર કરેલા છે, તેમજ તે દરેક થાંભલાની ઉપર નાટારંભ કરતી મણિરત્નની પૂતળીઓ ગોઠવેલી છે તે જાણે સાક્ષાતરૂપે નાટકજ કરતી હોયની? તેવો ભાસ આપી રહેલ છે. તથા ચારે દિશાઓના બારણાંઓની ઉર્દ્ધ સાખે નીલરત્નોમય પાન સહિત અને સાચાં મોતીનાં ઝુમખાવાળા ઝુલતાં તોરણો બાંધ્યાં છે તે જાણે હારોહાર સ્વર્ગવિમાન ગોઠવ્યાં હોયની? તેવાં જણાય છે; વળી બાંધેલા પંચરંગી ચંદ્રવાઓને મોતીની સાળાઓ ટાંગેલી છે, જે હું માનું છું કે આકાશમાંના તારામંડળે જ ત્યાં આવી વિશ્રામ કર્યો હોયની? તેવો દેખાવ જણાય છે. ચોરી પણ ચારે કોરેથી ચીતરેલી છે અને તેમાં સોનામાણેકના કુંભ અને તે પર સુંદર

ફૂલની માળાઓ આરોપણ કરેલ છે જે સુગંધને પસરાવી સર્વને મ્હેક આપી રહેલ છે.
—૧ થી ૧૧

---

ઢાળ આઠમી—રાગ ખંભાયતિ—શ્રી આદિસર દેવ—એ દેશી

હવે શ્રીપાલ કુમાર, વિધિપૂર્વક મજ્જન કરેજી;
પહેરે સવિ શણગાર, તિલક નિલાડે શોભા ધરેજી. ૧

શીર ખૂણાલો ખૂપ, મણિ માણેક મોતી જડયોજી,
હસે હીરાને તેજ, જાણે હું નૃપશીર ચડયોજી. ૨

કાને કુંડલ દોય, હાર હૈયે સોહે નવલખાજી;
જડયાં કંદોરે રતન, બાંહે બાજુબંધ બહેરખાજી. ૩

સોવન વીંટી વેઢ, દશે આંગુળીએ સોહીયેજી;
મુખ તંબોલ સુરંગ, નર નારી મન મોહીયેજી. ૪

કર ધરી શ્રીફલ પાન, વરઘોડે જવ સંચર્યાજી;
સાબેલા શ્રીકાર. સહસગમે તવ પરવર્યાજી. ૫

વાજે ઢોલ નિશાન, શરણાઈ ભૂંગલ ઘણીજી.
રથ બેઠી સય બદ્ધ, ગાયે મંગલ જાનણીજી. ૬

સાવ સોનેરી સાજ, હયવર હીંસે નાચતાજી;
શીર સિંદૂર સોહંત, દીસે મયગલ માચતાજી. ૭

ચહુટે ચહુટે લોક, જૂવે મહોત્સવ નવનવેજી;
ઇમ મોટે મંડાણ, મોહન આવ્યા માંડવેજી. ૮

**અર્થઃ**—હવે **શ્રીપાળ** કુંવરે વિધિ મુજબ સ્નાન કરી તે પછી સર્વ શણગાર પહેર્યા, અને કપાળમાં શોભાવંત તિલક કર્યું. માથા ઉપર મણિ માણેક મોતીઓથી જડેલો ખૂણાવાળો મુકુટ ધર્યો, તે જડેલા હીરાઓના તેજથી જાણે હાસ્ય કરતો હોયની ? તેવો ઝગઝગાટવંત જણાતો હતો, એટલે કે તે રત્નજડિત ખૂંપ રાજાઓના માથા ઉપર ચડી બેસવાથી એમ માનતો હતો કે હું સર્વ અલંકારથી શ્રેષ્ઠ છું, અને રાજાઓથી પણ મોટો છું કે તેમના માથે બિરાજું છું. કાનમાં બે કુંડળ ને કંઠમાં નવલખા હાર શોભતા

હતા. કેડમાં રત્ન જડેલો કંદોરો પહેર્યો હતો બાંહે બાજુબંધ, બેરખા પણ ધારણ કર્યા હતા. હાથની દશે આંગળીઓમાં સોનાની વીંટી અને વેઢ શોભતા હતા. અને મ્હોંમાં સારાં રંગદાર પાન બીડાં ઉપયોગમાં લીધાં હતાં. કે જેને જોઈ સ્ત્રી પુરૂષોનાં મન મોહ પામતા હતા તે પછી હાથમાં શ્રીફળ અને નાગરવેલનાં પાન ધારણ કરી જ્યારે વરઘોડામાં સંચર્યા ત્યારે હજારોગમે સુંદર સાબેલા વરરાજાની આગળ હતા; ઢોલ, નગારાં, શરણાઈ અને ભુંગળો વગેરે વાજાં વાગી રહ્યા હતા. રથમાં બેઠેલી સેંકડો સ્ત્રીઓ–જાનડીઓ મંગળગીત ગાઈ રહી હતી. તથા તમામ સોનેરી સરંજામથી ઉંચી જાતના શણગારેલા કોતલ ઘોડાઓ હણહણાટ શબ્દ કરતા નાચી રહ્યા હતા અને સિંદૂરથી ચર્ચેલા હાથીઓ મદોન્મત્ત થઈ મ્હાલતા દૃષ્ટિગોચર થતા હતા. આવો વરઘોડાનો ઠાઠ હોવાથી ચહુટાની અંદર મળેલી મનુષ્ય મેદની નવા નવા મહોત્સવપૂર્વક વરરાજાને જોઈ આનંદ પામતી હતી. આ પ્રમાણે મોટા મંડાણયુક્ત મોહનવર લગ્નમંડપને વિષે જઈ પહોંચ્યા. —૧ થી ૮

પોંખી આણ્યા માંહિ, સાસૂએં ઉલટ ઘણેજી;
આણી ચોરી માંહિ, હર્ષ ઘણો કન્યા તણેજી. ૯

કર મેલાવો કીધ, વેદ પાઠ બાંમણ ભણેજી;
સોહવ ગાયે ગીત, બિહુ પખેં આપ આપણેજી. ૧૦

કરી અગ્નિની સાખ, મંગળ ચારે વરતીયાંજી;
ફેરા ફરતાં તામ, દાન નરિંદે બહુ દિયાંજી. ૧૧

કેળવીયો કંસાર, સરસ સુગંધો મહમહેજી;
કવલ ઠવે મુખમાંહિ, માંહો માંહે મન ગહગહેજી. ૧૨

મદનમંજૂષા નારી, પ્રેમે પરણી ઇણિ પરેજી;
બિહુ નારીશું ભોગ, સુખ વિલસે સસરા ઘરેજી. ૧૩

**અર્થ:**—તે પછી સાસૂએ જમાઈને ઘણા ઉલટ સાથે પોંખીને ચોરીની અંદર પધરાવ્યા. તેમજ પરણવામાં ઘણો હર્ષ ધરાવનારી કન્યાને પણ ચોરીમાં પધરાવી. તે પછી હસ્તમેલાપ કર્યો. તે વખતે બ્રાહ્મણો વેદપાઠ ભણતા હતા, અને બેઉ પક્ષવાળી સુવાસણ સ્ત્રીઓ પોતપોતાના તરફની વડાઈનાં ગીતો ગાતી હતી. તે પછી અગ્નિની સાક્ષીએ ચાર મંગળ વર્ત્યાં. અને જ્યારે ફેરા ફર્યા ત્યારે રાજાએ કરમોચન વખતે બહુ દાન આપ્યાં. તે પછી સુંદર સરસ સુગંધી વડે મઘમઘતા બનાવેલા કંસારના કોળીયા, મનમાં મહાન્ આનંદથી મલકાતાં વરવહૂએ એક બીજાના મ્હોંમાં આપ્યા. આ પ્રમાણે પ્રેમ સહિત,

મદનમંજૂષાને કુંવર શ્રીપાળ પરણ્યા. અને બન્ને સ્ત્રીઓથી સસરાના મકાનમાં જ સર્વ ભોગ્ય પદાર્થો પૂર્વક સુખ વિલસવા લાગ્યા. —૯ થી ૧૩

ઋષભદેવ પ્રાસાદ, ઉચ્છવ પૂજા નિત કરેજી;
ગીત ગાન બહુ દાન, વિત્ત ઘણું તિહાં વાવરેજી. ૧૪

ચૈત્ર માસે સુખવાસ, આંબિલ ઓલી આદરેજી;
સિદ્ધચક્રની સાર, લાખીણી પૂજા કરેજી. ૧૫

વરતાવી અમારી, અઠ્ઠાઈ મહોત્સવ ઘણોજી;
સફળ કરે અવતાર, લાહો લિયે લખમી તણોજી. ૧૬

**અર્થ:**—તદનંતર કુંવરે શ્રી ઋષભદેવજીના મંદિરની અંદર મોટા આનંદ સહિત ઉત્સવ અને પૂજા-ગીત ગાન કરી, દાન આપવામાં પુષ્કળ ધન વાપરવું શરૂ રાખ્યું. દરમિયાન ચૈત્ર માસ આવી પહોંચતાં સુખના આવાસરૂપ આંબિલની ઓળી આદરી કુંવરે શ્રી સિદ્ધચક્રજીની ઉત્તમ પ્રકારે લાખેણી પૂજા કરવા માંડી. અમારી પડહો-એટલે કે આંબિલની અઠ્ઠાઈ પૂરી થતાં લગી કોઈ પણ પ્રાણીને મારવું નહીં, એવો ઢંઢેરો-પીટાવી ઘણો મોટો અઠ્ઠાઈ મહોત્સવ કર્યો. અને આ પ્રમાણે મળેલી લક્ષ્મીનો લ્હાવો લઈ અવતારને સફળ કરવા સાથે લક્ષ્મીનો લ્હાવો લીધો. —૧૪ થી ૧૬

એક દિન જિનહર માંહિ, કુંવરરાય બેઠા મિલીજી;
નૃત્ય કરાવે સાર, જિનવર આગળ મન રળીજી. ૧૭

ઈણે અવસર કોટવાલ, આવી અરજ કરે ઇસીજી;
દાણ ચોરીયેં ચોર, પકડયો તસ આજ્ઞા કીસીજી. ૧૮

વળી ભાંગી તુમ આણ, બલ બહુલું ઇણે આદર્યુંજી;
અમે દેખાડયા હાથ, તવ મહોઢું ઝાંખું કર્યુંજી. ૧૯

રાજા બોલે તામ, દંડ ચોરનો દીજીયેંજી;
જિણહરમાં એ વાત, કહે કુંવર કિમ કીજીયેજી. ૨૦

નજરે કરી હજૂર, પહેલાં કીજે પારખુંજી;
પછે દીજીયે દંડ, સહુયે ન હોય સારિખુંજી. ૨૧

આણ્યો જિસેં હજૂર, ધવલશેઠ તવ જાણીયોજી;
કહે કુંવર મહારાજ, ચોર ભલો તુમેં આણીયોજી. ૨૨

એ મુજ પિતા સમાન, હું એ સાથે આવીયોજી;
કોટિધ્વજ સિરદાર, વહાણ ઈહાં ઘણાં લાવીયોજી. ૨૩

છોડાવી તસ બંધ, તેડી પાસે બેસાડીયોજી;
ગુન્હો કરાવી માફ, રાયને પાય લગાડીયોજી. ૨૪

રાય કહે અપરાધ, એહનો પરમેસરે સહ્યોજી;
અજરામર થયો એહ, જેહ તુમે બાંહે ગ્રહ્યોજી. ૨૫

**અર્થ**:—એક દિવસ કનકકેતુ રાજા અને **શ્રીપાળ** કુંવર જિનમંદિરના રંગમંડપમાં સાથે બેઠા હતા અને મનમાં મગ્ન થઈ પ્રભુ આગાડી ઉત્તમ નૃત્ય નાચ કરાવતા હતા. એ અવસર દરમિયાન કોટવાળે આવીને અરજ કરી કે-" મહારાજ! એક દાણચોરી કરનારા ચોરને પકડી લાવેલો છું. વળી તેણે આપની આણ પણ ભાંગી અને ઘણું જ જોર બતાવ્યું, એથી મેં તેને હાથ બતાવ્યા એટલે મોં ઝાંખું કર્યું, તેને માટે શો હુકમ છે?" તે સાંભળી રાજાએ કહ્યું-" ચોરને દંડ આપો." એ હુકમ સાંભળતાં જ કુંવરે કહ્યું—" આવી વાત જિનમંદિરમાં કેમ કરાય? તેમ જ જે ચોર હોય તેને નજર રૂબરૂ મંગાવી તે ગુન્હેગાર છે કે કેમ?. એ વાતની પરીક્ષા કરીને પછી ગુન્હાના પ્રમાણમાં જે દંડ દેવો લાયક હોય તે દંડ દેવો જોઈએ. કેમકે બધાં મનુષ્યો સરખાં હોતાં નથી." આ પ્રમાણે કુંવરનું બોલવું સાંભળી કોટવાળ મારફત ગુન્હેગાર ચોરને રૂબરૂ અણાવ્યો. તેને જોતાં જ ધવલશેઠ નજરે પડયો, એટલે તો કુંવર બોલ્યો-" મહારાજ! ચોર તો આપ ભલો લાવ્યા! આ તો મારા પિતા તુલ્ય છે, હું એની સાથે જ અહીં આવ્યો છું, એ કોટિ-ધ્વજોનો પણ સરદાર છે અને આપના બંદરમાં ઘણાં વહાણો લઈને આવેલ છે. ઈત્યાદિ કહી ધવળશેઠના બંધ છોડાવી પોતાની પાસે બેસાડયો અને તેનો ગુન્હો માફ કરાવી રાજાને પગે પડાવ્યો. રાજા બોલ્યો-" એનો અપરાધ તો પરમેશ્વરે સહન કર્યો છે-એ તો અજરા-મર થયો; કેમકે એનો હાથ આપે પકડયો છે જેથી એ નિર્ભય ને નિર્દોષ જ છે."

—૧૭ થી ૨૫

એક દિન આવી શેઠ, કુંવરને એમ વિનવેજી;
વેચી વહાણની વસ્તુ, પૂર્યાં કરિયાણે નવેજી. ૨૬

તમે અમને ઈણુ ઠામ, કુશલ ખેમેં જિમ આણીયાજી;
તિમ પહોંચાડો દેશ, તો સુખ પામે પ્રાણીયાજી. ૨૭

કુંવરે જણાવ્યો ભાવ, નિજ દેશે જાવા તણોજી;
તવ નૃપને ચિત્તમાંહિ, અસંતોષ ઉપજ્યો ઘણોજી. ૨૮

માગ્યાં ભૂષણુ જેહ, તે ઉપર મમતા કિસીજી;
પરદેશીશું પ્રીત, દુઃખદાયી હોયે ઈસીજી. ૨૯

સાસુ સસરા દોય, કરજોડી આદર ઘણેજી;
આંસૂ પડતે ધાર, કુંવરને ઈણિ પરેં ભણેજી. ૩૦

મદનમંજૂષા એહ, અમ ઉત્સંગે ઉછરીજી;
જન્મ થકી સુખમાંહિ, આજ લગી લીલા કરીજી. ૩૧

વહાલી જીવીત પ્રાય, તુમ હાથે થાપણુ ઠવીજી;
એહને મ દેશો છેહ, જો પણુ પરણો નવનવીજી. ૩૨

પુત્રીને કહે વત્સ, ક્ષમા ઘણી મન આણજોજી;
સદા લગી ભરતાર, દેવ કરીને જાણજોજી. ૩૩

સાસુ સસરા જેઠ, લજ્જા વિનય મ ચૂકજોજી;
પરિહરજો પરમાદ, કુળ મરજાદા મ મૂકજોજી. ૩૪

કંત પહેલી જાગ, જાગતાં નવી ઉંઘીયેજી;
શોક્ય બહેન કરી જાણુ, વચન ન તાસ ઉલ્લંઘીયેજી. ૩૫

કંત સયલ પરિવાર, જમ્યા પછી ભોજન કરેજી;
દાસ દાસી જણુ ઢોર, ખબર સહુની ચિત્ત ધરેજી. ૩૬

જિનપૂજા ગુરૂભક્તિ, પતિવ્રતા વ્રત પાલજોજી;
શી કહીયેં તુમ શીખ, ઈમ અમ કુળ અજુવાળજોજી. ૩૭

રયણુ ઋદ્ધિ પરિવાર, દેઈ નૃપેં વહાણુ ભર્યાંજી;
મયણમંજૂષા ધૂઅ, વોળાવા સહુ નીસર્યાંજી. ૩૮

કાંઠે સયલ કુટુંબ, હૈડાં ભર ભેટી મલ્યાંજી;
તસ મુખ વારોવાર, જોતાં ને રોતાં પાછાં વલ્યાંજી. ૩૯

કુંવર વહાણુ માંહિ, બેઠાં સાથે દોય વહૂજી;
કામ અને રતિ પ્રીતિ, મલીયાં એમ જાણે સહૂજી. ૪૦

બીજે ખંડે એહ, ઢાલ સુણીને ઇમ આઠમીજી;
વિનય કહે સિદ્ધચક્ર, ભક્તિ કરો સુરતરૂ સમીજી. ૪૧

**અર્થ:**—એક દિવસ ધવલશેઠે આવીને કુંવરને આ પ્રમાણે વિનવ્યું કે-" આપનાં અને મારાં વહાણોની અંદરની તમામ વસ્તુ વેચી દઈ તેમાં નવી કરિયાણાની વસ્તુઓ ભરી લીધી છે; માટે હવે જેમ આપ અમને આ જગોએ કુશળક્ષેમે લાવ્યા છો, તેમ જ પાછા અમારા દેશમાં પહોંચાડો એટલે સર્વ પ્રાણી સુખ પામે." શેઠની આવી વિચારણા જાણી લઈ કુંવરે પોતાના સસરાની પાસે પોતાના ધારેલા દેશ તરફ પ્રયાણ કરવાનો ભાવ જણાવ્યો; એટલે રાજાના મનમાં ઘણો જ અસંતોષ પેદા થયો; છતાં પણ તેણે વિચાર્યું કે-" માંગી આણેલાં ઘરેણાં ઉપર મમતા રાખવી તે શા કામની? કેમકે પારકાં તે આખર પારકાં જ હોય છે. એ જ પ્રમાણે પરદેશીની પ્રીતિ પણ દુઃખદાયી જ હોય છે." એમ નિરધારી સાસુ સસરાએ બે હાથ જોડી ઘણા આદર સહિત ચોધારાં આંસુ વરસાવતે કુંવર પ્રત્યે આ પ્રમાણે કહ્યું-" મહારાજજી! આ મદનમંજૂષા અમારા ખોળામાં જ મહાન્ લાડ સાથે ઉછરી છે અને જન્મથી જ સુખમાં રહી અત્યાર લગી આનંદ કરેલ છે, તથા અમને અમારા પ્રાણ સમાન વ્હાલી છે; તો પણ થાપણની પેઠે આપને હાથ સ્વાધીન કરી છે માટે કદાચ નવી નવી અનેક રાજકન્યાઓ પરણો, છતાં પણ એને છેહ દેશો નહીં." આ પ્રમાણે કુંવરને વીનવી પછી પોતાની પુત્રીને શિખામણ આપવા માંડયાં કે-" હે વત્સ! આકરો સ્વભાવ ન રાખતાં પુષ્કળ ક્ષમાવંત સ્વભાવ રાખજો. હમેશાં જીવન-પર્યંત ભરતારને દેવ કરીને જ માની એમનું પૂજન-સેવન કરજો. સાસુ-સસરા જેઠની લાજ કે વિનય કરવામાં જરા પણ ચૂક આવવા દેશો નહીં. પ્રમાદને દૂર કરી દેજો. કુળ-મર્યાદા ચૂકશો નહી. કંતના પહેલાં જાગજો. પતિ જ્યાં લગી જાગતા હોય ત્યાં લગી ઉંઘી જશો નહીં. શોકયને સગી બ્હેન સરખી વ્હાલી ગણી તેણીનું વચન ન ઉલ્લંઘશો. પતિ તેમ તમામ પોતાના ઘરમાંનાં સંબંધી વગેરે પરિવાર ઢોરઢાંખર પશુ સર્વને જમાડી પછી ભોજન કરજો. જિનેશ્વરજીની પૂજા, ગુરૂજીની ભક્તિ કર્યા કરજો. અને સદા પતિવ્રતા વ્રત પાળજો. વિશેષ શું કહિયે, પણ અમારૂં કુળ અજુવાળજો એ જ શીખામણ છે." ઈત્યાદિ શિક્ષાવચન કહી રાજાએ પુત્રીને રત્નો, ઋદ્ધિ અને પરિવાર વગેરે જે જે ચીજોની જરૂર જણાઈ તે તે ચીજો આપી વહાણને ભરપૂર કર્યાં. તે પછી મદનમંજૂષા પુત્રીને

વેળાવા માટે સ્વજન–સજ્જનાદિ સર્વ બંદર લગી આવ્યાં. અને સમસ્ત કુટુંબ સાથે પુત્રી, તથા પુત્રી સાથે સર્વ કુટુંબીજન હૈડાંભર ભેટી (પરસ્પર એકબીજાનાં) મ્હોં જોતા ને રોતાં પોતાના પંથે પળ્યાં. તે પછી કુંવર બન્ને વહૂઓ સાથે વહાણની અંદર બેઠો તે જાણે કામદેવ સાથે રતિ ને પ્રીતિ (એ બેઉ સ્ત્રીઓ) બેસી આનંદ લેતી હોયની! તેવો ખ્યાલ રજુ થયો હતો. **વિનયવિજયજી** કહે છે કે–આ **શ્રીપાલ** રાસના બીજા ખંડની અંદર આઠમી ઢાળ કહી તે એ બોધ આપે છે કે શ્રી સિદ્ધચક્રજીની ભક્તિ કલ્પવૃક્ષ સમાન ઇચ્છિત સિદ્ધિ આપનાર છે; માટે હમેશાં તેમની ભક્તિ કર્યા જ કરો. —૨૬ થી ૪૧

---

ચોપાઈ–છંદ

**ખંડ ખંડ મધુરો જિમ ખંડ, શ્રી શ્રીપાલ ચરિત્ર અખંડ;**
**કીર્તિવિજય વાચકથી લહ્યો, બીજો ખંડ ઇમ વિનયે કહ્યો.**

ઇતિ શ્રી મન્મહોપાધ્યાય શ્રી **કીર્તિવિજય** ગણિ શિષ્યોપાધ્યાય શ્રી **વિનયવિજય** ગણિ વિરચિતે શ્રીસિદ્ધચક્ર મહિમાધિકારે શ્રી **શ્રીપાળ** ચરિત્ર પ્રાકૃત પ્રબંધે વિદેશગમને કન્યા દ્વય પાણિગ્રહણેત્યાદિ વર્ણન નામા દ્વિતીયઃ ખંડ

**અર્થ:**—શેલડીના સાંઠામાં ખંડ ખંડ (કાતળી કાતળી)માં જેમ મીઠો રસ હોય છે તેમ આ રાસના ખંડે ખંડમાં મીઠો રસ છે, તે રસની લહેજત થોડો વખત જ આનંદ આપે છે, પરંતુ આ **શ્રીપાલચરિત્ર**ના ખંડોમાં તો ખંડે ખંડે એક સરખો જ સ્વાદ આપનારો રસ અખંડ રહેલો છે. જેથી **વિનયવિજયજી** કહે છે કે મેં **કીર્તિવિજયજી** ઉપાધ્યાયજીના મુખથી સાંભળ્યો એ જ પ્રમાણે આ રાસનો બીજો ખંડ–વિભાગ કથન કર્યો.

## દ્વિતીયઃ ખંડઃ સમાપ્ત



૯ રત્નસાનુ પર્વત ઉપરનું શ્રીઋષભદેવનું દેરાસર (પાનું ૮૪)

ચિત્ર ૯૦ શ્રીઋષભદેવનાં દેરાસરનાં બંધ થઈ ગએલાં દરવાજા (પાનું ૮૬)



...૯૧ ચક્રેશ્વરીદેવી આકાશમાં રહીને કહે છે (પાનું ૮૭)

ચિત્ર ૯૨ શ્રીપાલની નજર પડતાં જ દેરાસરના દરવાજા ઉઘડી ગયા (પાનું ૯૦)




## મંગલાચરણ.

દોહરા-છંદ.

સિદ્ધચક્રના ગુણ ઘણાં, કહેતાં નાવે પાર;
વાંછિત પૂરે દુઃખ હરે, વંદું વારોવાર. ૧

**અર્થઃ**—શ્રીસિદ્ધચક્ર મહારાજજીના ઘણા ગુણો હોવાથી તેનું વર્ણન કરતાં પાર આવે તેમ નથી; તો પણ ટુંકામાં એટલું જ કહીશ કે શ્રીસિદ્ધચક્રજી આરાધક જનોના સકલ વાંછિત પૂર્ણ કરે છે અને દુઃખ માત્રને હરે છે; માટે સકળ સિદ્ધિદાયક નવપદમય સિદ્ધચક્રજીને વારંવાર પ્રણામ કરૂં છું. —૧

સભા કહે શ્રીપાલને, સમુદ્ર ઉતારો પાર;
અમને ઉત્કંઠા ઘણી—સુણવા મ કરો વાર. ૨

કહે કવિયણ આગલ કથા, મીઠી અમિય સમાન;
નિદ્રા વિકથા પરિહરી, સુણજો દેઈ કાન. ૩

**અર્થઃ**—કવિને સભાજનો કહે છે કે—"શ્રીપાળ કુંવરને દરીયાની મુસાફરી પૂર્ણ કરાવી કાંઠે પાર ઉતારો; કેમકે અમોને આગળ સાંભળવા ઉત્કંઠા ઘણી છે જેથી વાર ન કરો. કવિ કહે છે કે આગળ કથા મીઠી અમૃત સમાન આવે છે માટે હે શ્રોતાજનો! નિદ્રા, વિકથા તજી તમો કાન દઈને બરોબર સાંભળજો. —૨ થી ૩

ધવલશેઠ ઝૂરે ઘણું, દેખી કુંવરની ઋદ્ધ;
એકલડો આવ્યો હતો, હે હે દૈવ શું કીધ! ૪

વહાણ અઢીસેં માહરાં, લીધાં શીરમાં દેઈ;
જોઉં ઘર કિમ જાયશે, ઋદ્ધિ એવડી લેઈ. ૫

લાગ્યા દોય પિશાચ, કે પીડે અતિ ઘણું રે, કે પીડે૦
ધવલશેઠનું ચિત્ત, કે વશ નહિ આપણું રે. કે વશ૦ ૧

ઉદક ન ભાવે અન્ન, કે નાવે નિદ્રડી રે, કે નાવે નિદ્રડી રે.
ઉલ્લસ વાલસ થાય, કે જક નહીં એક ઘડી રે; કે જક૦
મુખ મૂકે નિસાસ, કે દિન દિન દૂબળો રે, કે દિન દિન૦
રાતદિવસ નવિ જાય, કે મન બહુ આમળો રે. કે મન૦ ૨

**અર્થ:**—ધવળશેઠે ઉપર પ્રમાણે દુષ્ટ વિચાર એના લીધે કર્યો હતો કે કુંવરની બન્ને સુંદરીઓ તેના જોવામાં આવી હતી, જેથી તે દૂરાચારીના મનમાં દુષ્ટ કામદેવ વાસ કરી તેના અંગમાં વ્યાપી રહ્યો હતો, તેમ વળી કુંવરની પાસે બહુ જ ધન દીઠું, જેથી તે લઈ લેવા માટે તેનો પાપી લોભ વધી પડ્યો હતો. આમ બે પિશાચના વળગાડથી તેને તે પિશાચો ઘણી જ પીડા આપતા હતા, અને તેના લીધે ધવળશેઠનું મન પોતાને વશ હતું જ નહિ. ધવળશેઠને આ પારકાના પ્રવેશથી અન્ન પાણી પર તદ્દન અરૂચિ વધી પડી હતી; નિદ્રા પણ આવતી ન હતી, આકુળ વ્યાકુળ આળસવંત રહ્યાં જ કરતો હતો, ને જંપ એક ઘડીભર મળતો ન હતો. બસ એ તો અજંપા સાથે મુખેથી નિશ્વાસો નાખતો ને દિન પરદિન દૂબળો થયે જતો હતો. તેમ જ મનમાં કંઈક ઉથલ પાથલના ગોટાળાઓ આવવાથી તેને રાત દિવસ પણ મહા મુશ્કેલીથી જતાં હતાં. —૧ થી ૨

ચાર મલ્યા તસ મિત્રકે પૂછે, પ્રેમશું રે, કે પૂ૦
કોણ થયો તુમ રોગ, કે ઝૂરો એમ શું રે; કે ઝૂરો૦
કે ચિંતા ઉત્પન્ન, કે કોઈક આકરી રે, કે કોઈક૦
ભાઈ થાઓ ધીર, કે મન કાઠું કરીરે. કે મન કાઠું૦ ૩

દુઃખ કહો અમ તાસ, ઉપાય વિચારીયેં રે, કે ઉપાય૦
ચિંતાસાયર એહ, કે પાર ઉતારીયેં રે; કે પાર૦
લજ્જા મૂકી શેઠ, કહે મન ચિંતવ્યું રે, કહે મન૦
તવ ચારે કહે મિત્ર, ધિક્ એ શું લવ્યું રે. કે ધિક૦ ૪

પરનારીને પાપ, ભવોભવ બૂડિયે રે, કે ભવોભવ૦
કિમ સુરતરૂની ડાળ, કુહાડે ઝૂડીએ રે; કુહાડે૦

એક જીવ છે એહને, નાખું જલધિ મઝાર;
પછી સયલ એ માહરૂં, રમણિ ઋદ્ધિ પરિવાર. ૬

દેખી ન શકે પારકી, ઋદ્ધિ હિયે જસ ખાર;
સાયર થાયે દૂબળો, ગાજંતે જલધાર. ૭

વરષાલે વનરાઈ જે, સવિ નવપલ્લવ થાય;
જાય જવાસાનું કિસ્યું, જે ઊભો સૂકાય. ૮

જે કિરતારે વડા કિયા, તે શું કેહી રીસ;
દાંત પડ્યા ગિરિ પાડતાં, કુંજર પાડે ચીસ. ૯

**અર્થ:**—**શ્રીપાળ** કુંવરની ઋદ્ધિ જોઈ જોઈને ધવળશેઠ બહુ જ ઝૂરવા લાગ્યો કે—"હાય હાય! આ એકલો આવ્યો હતો, છતાં આ બધું હે દૈવ! તેં શું કરી દીધું?! મતલબ એ કે—કાંકરાનો મેરૂ બનાવી નાખ્યો! મારાં અઢીસો વહાણ પણ સ્હેજમાં એણે મારા હાથમાંથી લઈ લીધાં છે, પરંતુ હું જોઉં છું કે હવે આ બધી ઋદ્ધિ લઈને કેવો કુશળખેમે ઘેર જાય છે! એ એક જીવ છે, તેને હું દરિયામાં નાખી દઉં એટલે પછી એ સ્ત્રીઓ, એ ઋદ્ધિ અને એ પરિવાર વગેરે જે છે તે બધું મારૂં જ છે." (કવિ કહે છે કે જે દ્વેષી હૃદયના દુષ્ટો હોય છે તે પરાઈ ઋદ્ધિ જોઈ જોઈને, જેમ વર્ષાદ ગાજવાથી દરિયો દુર્બળ થાય છે તેમ અદેખાઈને લીધે સૂકાતો-દુર્બળ થતો જાય છે. વળી વર્ષાકાળમાં બધી વનસ્પતિ નવપલ્લવ થાય છે, ત્યારે દ્વેષી જવાસો ઊભો સૂકાઈ જાય છે. જેને કિરતારે-પ્રારબ્ધે જ મોટા કર્યા, તેની સાથે રીસ કરવી તે શું કામની? તેવાની સાથે રીસ કરવાથી જે ડુંગરને જોઈ હાથીને અદેખાઈ આવતાં, તેણે પોતાના દંતશૂળો વડે ખોદીને ફેંકી દેવાનો ઉદ્યમ આદર્યો તો તેથી ડુંગર ખોદાઇ ન્હાનો થયો નહીં અને પોતાનાં દંતશૂળ ઉલટા તૂટ્યા એની પીડાને લીધે ચીસો પાડવા લાગ્યો. એ દષ્ટાંતે અહિં ધવલશેઠ પણ **શ્રીપાલકુંવર**ને દુઃખી કરવા માટે ઉદ્યમ કરે છે, પરંતુ તેને દુઃખી કરવા જતાં પોતાને જ દુઃખી થવું પડે છે તે વાત હવે આગળ કહે છે. —૪ થી ૯

---

(ઢાળ પહેલી—રાગ મલ્હાર-શીતલ તરૂવર છાંય કે—એ દેશી)

દેખી કામિની દોય, કે કામેં વ્યાપિયો રે, કે કામે વ્યાપિયો રે કે,
વળી ઘણો ધન લોભ, કે વાધ્યો પાપીયો રે, કે વાધ્યો પાપીયો રે;

લાગ્યા દોય પિશાચ, કે પીડે અતિ ઘણું રે, કે પીડે૦
ધવલશેઠનું ચિત્ત, કે વશ નહિ આપણું રે. કે વશ૦ ૧

ઉદક ન ભાવે અન્ન, કે નાવે નિદ્રડી રે, કે નાવે નિદ્રડી રે.
ઉલ્લસ વાલસ થાય, કે જક નહીં એક ઘડી રે; કે જક૦
મુખ મૂકે નિસાસ, કે દિન દિન દૂબળો રે, કે દિન દિન૦
રાતદિવસ નવિ જાય, કે મન બહુ આમળો રે. કે મન૦ ૨

**અર્થ:**—ધવળશેઠે ઉપર પ્રમાણે દુષ્ટ વિચાર એના લીધે કર્યો હતો કે કુંવરની બન્ને સુંદરીઓ તેના જોવાસાં આવી હતી, જેથી તે દુરાચારીના મનમાં દુષ્ટ કામદેવ વાસ કરી તેના અંગમાં વ્યાપી રહ્યો હતો, તેમ વળી કુંવરની પાસે બહુ જ ધન દીઠું, જેથી તે લઈ લેવા માટે તેનો પાપી લોભ વધી પડચો હતો. આમ બે પિશાચના વળગાડથી તેને તે પિશાચો ઘણી જ પીડા આપતા હતા, અને તેના લીધે ધવળશેઠનું મન પોતાને વશ હતું જ નહિ. ધવળશેઠને આ પારકાના પ્રવેશથી અન્ન પાણી પર તદ્દન અરૂચિ વધી પડી હતી; નિદ્રા પણ આવતી ન હતી, આકુળ વ્યાકુળ આળસવંત રહ્યાં જ કરતો હતો, ને જંપ એક ઘડીભર મળતો ન હતો. બસ એ તો અજંપા સાથે મુખેથી નિશ્વાસો નાખતો ને દિન પરદિન દૂબળો થયે જતો હતો. તેમ જ મનમાં કંઈક ઉથલ પાથલના ગોટાળાઓ આવવાથી તેને રાત દિવસ પણ મહા મુશ્કેલીથી જતાં હતાં. —૧ થી ૨

ચાર મલ્યા તસ મિત્રકે પૂછે, પ્રેમશું રે, કે પૂ૦
કોણ થયો તુમ રોગ, કે ઝૂરો એમ શું રે; કે ઝૂરો૦
કે ચિંતા ઉત્પન્ન, કે કોઈક આકરી રે, કે કોઈક૦
ભાઈ થાઓ ધીર, કે મન કાઠું કરીરે. કે મન કાઠું૦ ૩

દુ:ખ કહો અમ તાસ, ઉપાય વિચારીયેં રે, કે ઉપાય૦
ચિંતાસાયર એહ, કે પાર ઉતારીયેં રે; કે પાર૦
લજ્જા મૂકી શેઠ, કહે મન ચિંતવ્યું રે, કહે મન૦
તવ ચારે કહે મિત્ર, ધિક્ એ શું લવ્યું રે. કે ધિક૦ ૪

પરનારીને પાપ, ભવોભવ બૂડિયે રે, કે ભવોભવ૦
કિમ સુરતરૂની ડાળ, કુહાડે ઝૂડીએ રે; કુહાડે૦

પર ઉપગારી એહ, જિસ્યો જગ કેવડો રે, જિસ્યો જગ૦
દીઠો પ્રત્યક્ષ જાસ, કે મહિમા એવડો રે. કે મહિમા૦ ૫
છોડાવ્યા દોય વાર, ઇણેં તુમેં જીવતા રે, ઇણે તુમેં૦
ઉગરિયાં ધન માલ, જે પાસેં એ હતા રે; જે પાસે૦
તાર્યાં થંભ્યાં વહાણ, ઇણેં આગળ રહી રે કે, ઇણેં આગળ૦
એહવો પુરુષ રતન્ન, કે જગ બીજો નહીં રે. કે જગ૦ ૬

કરી એહ શું દ્રોહ, કે વિરૂઓ તાકશો રે, કે વિરૂઓ૦
તો અણખૂટે કિહાં ઇક, અંતેં થાકશો રે; કે અંતે૦
ભાગ્યે લાધી ઋદ્ધિ, ઇણેં જે એવડી રે, કે ઇણેં જે એવ૦
પડી કાંઇ દુર્બુદ્ધિ, ગળે તુમ જેવડી રે. કે ગળે તુમ જેવ૦ ૭

**અર્થઃ**—ધવળશેઠની આવી દશા જોઈ તેને તેના ચાર મિત્રોએ મળી પ્રેમ સહિત પૂછ્યું—"તમને શું રોગ થયો છે કે તમે આમ ઝૂર્યા કરો છો? અથવા તો કંઈ આકરી-કઠીન ચિંતા પેદા થઈ છે? અને જે દુઃખ હોય તે અમને કહો કે તેનો ઉપાય વિચારિયે, અને ચિંતારૂપી સમુદ્રમાંથી તમને પાર ઉતારીયે" આ પ્રમાણે મિત્રોના પૂછવાથી ધવળશેઠે લાજ મૂકીને મનમાં ચિંતવેલું કામ હતું તે કહ્યું. એ સાંભળીને ચારે મિત્રોએ કહ્યું-"ધિક્કાર છે શેઠ! તમે એ શું લવારો કર્યો! પરસ્ત્રીના સંસર્ગ-પાપથી એક જ ભવ નહીં, પણ ભવોભવ ભવસમુદ્રમાં ડૂબીયે છિએ અને **શ્રીપાલ**જીને મારવાનો ઇરાદો રાખ્યો છે તે પણ અત્યંત દુઃખદાયી છે; કેમકે તે જગતજનોના મનોરથ પૂર્ણ કરવા કલ્પવૃક્ષની ડાળ સમાન છે, તો એવા કોણ મૂર્ખ હોય કે કલ્પવૃક્ષની ડાળને કુહાડાથી કાપી નાંખે? એ કુંવર પરોપકારી કેવડાની સુગંધી સરખો છે અને જેનો પ્રત્યક્ષપણે મહિમા પણ જોએલો છે, કે બે વખત તો એણે તમને જીવતા છોડાવ્યા. અને એ પાસે હતા તો ધન માલ પણ ઉગર્યાં, તેમજ થંભેલાં વહાણો પણ આગળ રહીને તાર્યાં હતાં. એના જેવો બીજો પુરુષરત્ન જગતમાં કોઈ નથી. એ માટે અમે કહીયે છિએ કે જો એનાથી દ્રોહ કરી એનું અનિષ્ટ-બુરૂં કરશો, તો ખાત્રીથી માનજો કે વગર આયુ ખૂટ્યે કયાંક મ્હોંતને ભેટશો. એણે જો એટલી બધી ઋદ્ધિ મેળવી છે તો તે એના ભાગ્યબળથી જ મેળવી છે, એમ છતાં તમને આટલી બધી દુર્બુદ્ધિ કેમ ગળામાં ભરાઈ પડી છે? —૩ થી ૭

ત્રણ મિત્ર હિત શીખ, તે એમ દેઈ ગયા રે, તે એમ૦
ચોથો કહે સુણ શેઠ, કે એ વૈરી થયા રે; કે એ વૈરી૦

ગણીયે પાપ ન પુણ્ય, કે લક્ષ્મી જોડીએ રે, કે લક્ષ૦
લક્ષ્મી હોયે ગાંઠ, તો પાપ વિછોડીએ રે. કે પાપ૦ ૮
ઉપારજી ઇણેં ઋદ્ધિ, તે કાજેં તાહરે રે, કે તે કાજે૦
ધણી થાયે ભાગ્યવંત, કમાઇ કોઈ મરે રે; કે કમાઈ૦
કરશું ઇસ્યો ઉપાય, કે એ દોલત ધણી રે, કે એ દોલ૦
એહની સુંદરી દોય, કે થાશે તુમ તણી રે, કે થાશે૦ ૯
જિમ પામે વિશ્વાસ, મલો તિમ એહશું રે, મલો૦
મુખેં મીઠી કરો વાત, કે જાણે નેહશું રે; કે જાણે૦
મીઠી લાગી વાત, તે શેઠને મન વશી રે, કે તે શેઠને૦
આવ્યો ફીટણકાલ, મતિ તેહની ખસી રે. કે મતિ૦ ૧૦
દૂધ જ દેખે ડાંગ, ન દેખે માંકડો રે, કે ન દેખે૦
મસ્તક લાગે ચોટ, થાએ તવ રાંકડો રે; થાએ તવ૦
રોગી કરે કુપથ્ય, તે લાગે મીઠડું રે, કે તે લાગે૦
વેદન વ્યાપે જામ, તે થાએ અનીઠડું રે. તે થાએ૦ ૧૧

**અર્થ**:—આ પ્રમાણે ચાર મિત્ર પૈકી ત્રણ મિત્ર હિતની શિખામણ દઈને પોત-પોતાને ઠેકાણે ગયા, પણ ચોથો મિત્ર ત્યાં જ બેસી રહી શેઠને કહેવા લાગ્યો—"સાંભળ શેઠ, જે ત્રણે ગયા તે તમારા વૈરી થયા. પાપ કે પુન્ય કશું ન ગણકારતાં લક્ષ્મી મેળવવી કેમકે જો લક્ષ્મી ગાંઠમાં (પાસે) હશે તો પુણ્યદાન કરીને પાપને દૂર કરી નાંખીશું. હું તો માનું છું કે—**શ્રીપાળે** જે કંઈ ઋદ્ધિ પેદા કરી છે તે બધી તમારે જ વાસ્તે પેદા કરી છે. દુનિયામાં જોઈયેં છિએ તો પેદા કરી કરી કોઈ મરે છે ને કોઈ ભાગ્યવંત તે દોલતનો ધણી થાય છે, માટે એ જ ન્યાય ધ્યાનમાં લઇ એવો ઉપાય કરીશું કે જેથી એ પુષ્કળ દોલત અને બન્ને સુંદરીઓ તમારી જ થશે. પરંતુ જે કામ કરવાથી **શ્રીપાલને** તમારો પૂર્ણ વિશ્વાસ પડે તેવી રીતે **શ્રીપાલની** સાથે હળો મળો, મ્હોડેથી મીઠી વાતો કરો જેથી એ જાણે કે મને સાચો સ્નેહ લાવીને જ શેઠ વાત કરે છે." આ પ્રમાણે ચોથા પાપી મિત્રે યુક્તિ સાથે પોતાનો ભાવ જાહેર કર્યો. એ સાંભળી તે વિચારભરી વાત શેઠના મનમાં વસી ગઈ અને મીઠી લાગી; કેમકે શેઠનો અને તે પાપી મિત્રનો અંતકાળ નજીક આવી પહોંચ્યો હતો, જેના લીધે તેની (તે બેની) મતિ પણ ખસી ગઈ. દૃષ્ટાંત છે કે નજર આગળ પડેલા દૂધને વાંદરો જોઈ શકે છે, પણ ઉગામી રાખેલી લાકડી જોઈ

શકતો નથી; પરંતુ જ્યારે દૂધ પીવા જતાં માથામાં લાકડીની ચોટ લાગે ત્યારે રાંક જેવો થઈ જાય છે. તેમ જ જે રોગી હોય છે તે પોતાનો રોગ વધે તેવી ચીજો ખાય, તે કુપથ્ય કરે તે મીઠું લાગે; પરંતુ જ્યારે તે કુપથ્યથી દર્દ વધી પડતાં વેદના વ્યાપે ત્યારે તે કુપથ્ય અનિષ્ટકારી (મરણ દેનાર) થઇ પડે છે. વાંદરા અને રોગીની પેઠે શેઠ અને તેનો દુષ્ટ મિત્ર પણ મરણની માંગણી કરવા તૈયાર થઇ રહ્યા છે. —૮ થી ૧૧

બેસે કુંવર પાસ, કે વિનય ઘણો કરે રે, કે વિનય૦
તું પ્રભુ જીવ આધાર, કે મુખેં ઇમ ઉચ્ચરે રે; કે મુખેં૦
પૂરવ પુણ્ય પસાય, કે તુમ સેવા મળી રે, કે તુમ૦
પગ પગ તુમ્હ પસાય, કે અમ્હ આશા ફલી રે. કે અમ્હ૦ ૧૨

જોતાં તુમ મુખચંદ, કે સવિ સુખ લેખીયેં રે, કે સવિ૦
રખે તુમારી વાત, કે વિરૂઈ દેખીયેં રે; કે વિરૂઈ૦
કુંવર સઘળી વાત, તે સાચી સદ્દહેરે, કે તે સાચી૦
દુર્જનની ગતિ ભાતિ, તે સજ્જન નવિ લહે રે. કે તે સ૦ ૧૩

જે વહાણની કોરે, કે માંચા બાંધીયા રે, કે માંચા૦
દોર તણેં અવલંબે, તે ઉપર સાંધીયા રે; તે ઉપર૦
તિહાં બેસીને શેઠ, તે કુંઅરને કહે રે, કે તે કુંઅરને૦
દેખી અચરિજ એહ, કે મુજ મન ગહગહે રે. કે મુજ૦ ૧૪

મગર એક મુખ આઠ, કે દીસે જૂજૂઆં રે, કે દીસે૦
એહવાં રૂપ સરૂપ, ન હોશે ન હૂઆં રે; કે ન હોશે૦
જોવા ઇચ્છા સાહેબ, કે તો આવો વહી રે, કે તો આવો૦
પછી કાઢશો વાંક, જે કાંઇ કહ્યું નહીં રે. જે કાંઈ૦ ૧૫

કુંવર માંચે તામ, ચડયો ઉતાવલો રે, કે ચડયો૦
ઉતરીયો તવ શેઠ, ધરી મન આમલો રે; કે ધરી મન૦
બિહું મિત્રે બિહું પાસેં, દોર તે કાપીયા રે, કે દોર૦
કરતાં એહવાં કર્મ, ન બીહે પાપીયા રે, ન બીહે૦ ૧૬

પડતાં સાયર માંહિ, કે નવપદ મન ધરે રે, કે નવપદ૦
સિદ્ધચક્ર પ્રત્યક્ષ, કે સવિ સંકટ હરે રે; કે સવિ૦
મગરમત્સ્યની પૂંઠ, કે બેઠા સ્થિર થઈ રે, કે બેઠા૦
વહાણ તણી પરે તેહ, કે પહોતો તટ જઈ રે. કે પહો૦ ૧૭
ઓષધિને મહિમાયેં, કે જલભય નિસ્તરે રે, કે જલ૦
સિદ્ધચક્ર પરભાવેં, કે સુર સાનિધ કરે રે; કે સુર૦
ત્રીજે ખંડે ઢાલ, એ પહેલી મન ધરો રે, કે એ પહેલી૦
વિનય કહે ભવિલોક, કે ભવસાયર તરો રે. કે ભવ૦ ૧૮

**અર્થઃ**—દુષ્ટ મિત્રની દુષ્ટ સલાહ મળવાથી ધવળ નામ છતાં કાળાં કૃત્ય કરનારો શેઠ કુંવરની પાસે જઈને બેસવા અને પુષ્કળ વિનય કરવા તથા હૃદયમાં કપટ છતાં મ્હોંએથી મીઠું બોલવા લાગ્યો કે—“ હે પ્રભુ ! તમે તો મારા પ્રાણનો આધાર છો, મને મારાં પૂર્વ પુણ્યના ઉદયથી તમારી સેવા હાથ લાગી છે અને ડગલે ડગલે તમારા પ્રતાપ ને કૃપાથી અમારી આશાઓ ફળી છે. જ્યારે તમારા મુખરૂપી ચંદ્રમા જોવામાં આવે છે ત્યારે અમે સર્વસુખ મળ્યા માનીએ છિએ; માટે અમો ઈચ્છીયે છીયે કે તમારી કોઈ નબળી વાત અમને દેખવી ન પડશો.” વગેરે વગેરે કપટભરી વાતો કરવા લાગ્યો; છતાં પણ નિર્દંભી કુંવર તો તે બધું બોલવું સાચું કરીને જ માનતો હતો; કેમકે દુર્જનની ગતિ રીતિ સજ્જનના કળવામાં આવી શકતી જ નથી.

ઉપર પ્રમાણે બોલી શેઠે કુંવરને કપટ યુક્ત પ્રેમથી લુબ્ધ કરી લીધો અને તે પછી વહાણની કીનારી ઉપર એક માંચડો દોરડાંના આધાર વડે બાંધ્યો અને ત્યાં બેસીને એક વખત કુંવરને શેઠ કહેવા લાગ્યો—“ સાહેબ ! એક અજબ આશ્ચર્ય દેખી મારૂં મન ઉત્સાહ ધરે છે, તે આશ્ચર્ય એ છે કે મગરમત્સ્ય તો એક છે પણ તેને આઠ મુખ છે જે જુદી જુદી જાતના દેખાય છે. એવાં રૂપ સ્વરૂપવંત તો થયાં પણ નથી ને થશે પણ નહીં; છતાં આવું અપૂર્વ કૌતુક કદિ ન જોએલું મારા જોવામાં આવ્યું છે; માટે જો જોવાની ઈચ્છા હોય તો જલદીથી અહીં આવો; પછી વળી અમારો જ વાંક કહાડશો કે એવું હતું ત્યારે મને કેમ કહ્યું નહીં ? એ વાસ્તે ઉત્સાહપૂર્વક કહું છું.” આ પ્રમાણે શેઠનું કહેવું સાંભળી ભોળા દિલનો કુંવર તો તરત ઉઠી ઊભો થઈ તે માંચડા ઉપર ચડી જોવા લાગ્યો કે તરત શેઠ ઝટપટ મનમાં કપટ ધારણ કરીને માંચડા પરથી ઉતરી ગયો અને ઘણી જ ચાલાકીથી બેઉ પાપી મિત્રોએ માંચડાની બાજુનાં દોરડાં કાપી નાંખ્યાં ( કવિ કહે છે કે— “ જે પાપીજનો છે તે આવાં નઠારાં–દુષ્ટ કામો કરતાં જરા પણ ડરતાં નથી.” ). દોરડા કાપ્યાથી કુંવર દરિયામાં પડ્યો ને પડતાં જ નવપદજીનું ધ્યાન ધરવા લાગ્યો; કેમકે

એ નવપદમય સિદ્ધચક્રજી પ્રત્યક્ષપણે સઘળાં સંકટો દૂર કરે છે, એથી એમના નામસ્મરણ પ્રતાપે તુરત જ કુંવર એક મગરમત્સ્યની પીઠ ઉપર સ્થિરતાપણે સવાર થઈ બેઠો ને વહાણની પેઠે જ જળપંથ પસાર કરી દરિયાને કાંઠે જઈ પહોંચ્યો. તેમજ જળભયનિસ્તરણી ઔષધિના મહિમાવડે તેમજ સિદ્ધચક્રજીના પ્રભાવ વડે દેવો સહાયકારી થતાં પાણીમાં ડુબવાનો ને સંકટનો ડર દૂર થઈ ગયો. **વિનયવિજયજી** કહે છે કે-હે શ્રોતાગણો ! હે ભવિજનો ! **શ્રીપાલ** રાસના ત્રીજા ખંડની આ પહેલી ઢાલમાં જેમ **શ્રીપાલ** સમુદ્રને તરી પાર પામ્યો, તેમ તમે પણ સંસારરૂપી સમુદ્ર તરીને પાર પામો." —૧૨ થી ૧૮

---

દોહા-૭૬

કોંકણ કાંઠે ઉતર્યો, પહોતો એક વન માંહિ;
થાકયો નિદ્રા અનુસરે, ચંપક તરુવર છાંહિ. ૧

સદા લગે જે જાગતો, ધર્મ મિત્ર સમરથ;
કુંઅરની રક્ષા કરે, દૂર કરે અનરથ, ૨

દાવાનલ જલધર હુવે, સર્પ હૂવે ફૂલમાલ;
પુણ્યવંત પ્રાણી લહે, પગપગ ઋદ્ધિ રસાલ. ૩

કરે કષ્ટમાં પાડવા, દુર્જન કોડિ ઉપાય;
પુણ્યવંતને તે સવે, સુખનાં કારણ થાય. ૪

થલ પ્રગટે જલનિધિ વિચેં, નગર રાનમાં થાય;
વિષ અમૃત થઈ પરગમેં, પૂરવ પુણ્ય પસાય. ૫

**અર્થ:**—કુંવર કોંકણ દેશના કાંઠે ઉતરી એક નજીકના વનની અંદર જઈ પહોંચ્યો અને ચંપાના ઝાડ નીચે જઈ થાકને લીધે નિદ્રા લેવા લાગ્યો. જેને હમેશાં જાગતો અને મહાન્ સમર્થ ધર્મ મિત્ર છે તે કુંવરનું સંરક્ષણ કરી અનર્થોને દૂર કરે છે. કવિ કહે છે કે—" જે પુણ્યવંત પ્રાણી છે તેને લાગેલ દાવાનલ પણ વર્ષાદ સરખો શીતળકારી થાય છે, સર્પ ફૂલની માળા બની રહે છે, અને ડગલે ડગલે રસાળ ઋદ્ધિ મેળવી તે મહાસુખ મેળવે છે. તેવા પુણ્યવંતને કોઈ દુષ્ટજન કષ્ટમાં નાખવા ક્રોડો ઉપાય કરે; તથાપિ તે સઘળાં કષ્ટકારી કારણો તે નરને તો ઉલટાં સુખનાં જ કારણ થઈ પડે છે. પૂર્વ પુણ્યની કૃપાથી સમુદ્રની વચ્ચે પણ સ્થળ પ્રકટ થઈ આવે છે, રણવગડો પણ શહેર રચનારૂપ દૃષ્ટિગોચર થાય છે, અને ઝેર તે પણ અમૃતરૂપ થાય છે. —૧ થી ૫

---

वहिरषाजी ॥३॥ सोवनवींटीवेढा दसेंओ
गलिइं सोहीइं जी ॥ मुखतंबोलसुरंग ॥ नर
नारीमनमोहीइं जी ॥४॥ करयरि श्रीफल
पान ॥ वरघोडे वरसंचर्या जी ॥ साबेलाओ
कार ॥ सहसगमे तवपरवर्या जी ॥५॥ वा
जे ढलनीसाण ॥ मरणाइं ज्जंगलघणी जी

श्रीपालपरण
वाजायेछे



૯૫

ઘોડા ઉપર બેસીને પરણવા જતા શ્રીપાલ

(પાનું ૯

ચિત્ર ૯૮ કનકકેતુ રાજા પુત્રીને શિખામણ આપે છે (પાનું ૯૯)



ચિત્ર ૯૯ કનકકેતુ રાજા શ્રીપાલને વિદાય આપે છે (પાનું ૧૦૦)

ઢાળ બીજી–રાગ મધુમાદન–જિન તાહરી વાણી અમિયરસાલ, સુણતાં મુજ આશા ફલીરે જીરેજી–એ દેશી.

જી રે મહારે જાગ્યો કુંવર જામ, તવ દેખે દોલત મલી; જી રે જી;
જી રે મહારે સુભટ ભલા સેંબદ્ધ, કરે વિનતી મન રલી. જી રે જી. ૧
જી રે માહરે સ્વામી અરજ અમ એક, અવધારો આદર કરી; જી રે જી.
,, નયરી ઠાણા નામ, વસે જિસિ અલકાપુરી. ,, ૨
,, તિહાં રાજા વસુપાલ, રાજ્ય કરે નર રાજિયોજી; ,,
,, કોંકણ દેશ નરીંદ, જસ મહિમા જગ ગાજીયોજી. ,, ૩
,, એક દિન સભામઝાર, નિમિત્તિયો એક આવીયો; ,,
,, પ્રશ્ન પૂછવા હેત, રાય તણે મન ભાવીયો. જી રે જી ૪
,, કહો જોશી અમ ધૂઅ, મદનમંજરી ગુણવતી; ,,
,, તેહ તણો ભરતાર, કોણ થાશે ભલો ભૂપતિ. ,, ૫
,, કિમ મલશે અમ તેહ, શે અહિનાણે જાણશું; ,,
,, કોણ દિવસ કોણ માસ, ઘર તેડીને આણશું. ,, ૬
,, સકલ કહો એ વાત, જો તુમ વિદ્યા છે ખરી; ,,
,, શાસ્ત્ર તણે પરમાણ, અમ ચિંતા ટાળો પરી. ,, ૭

**અર્થ:**—જ્યારે કુંવર જાગ્યો ત્યારે જોયું તો તેણે અનેક મનુષ્યોને પોતાની પાસે એકઠા થએલા દેખ્યા. એટલે કે સેંકડોગમે સારા સુભટો પોતાની ચોમેર સાવધાનપણેથી વિંટાઈ ઊભા છે અને તેઓ હર્ષપૂર્વક નમ્રતા સાથે વિનતિ કરે છે કે–“ હે સ્વામી! અમારી એક વિનતિ આપ આદર સહિત સ્વીકારો કે–કુબેર ભંડારીની અલકાપુરી સરખી થાણા નામની નગરી વસે છે, ત્યાં વસુપાળ નામના નરેંદ્ર રાજ્ય કરે છે, અને એ કોંકણ દેશના નરેંદ્રનો મહિમા જગતમાં ગાજી રહેલો છે. એક દિવસ તે રાજાની રાજસભા અંદર એક નિમિત્ત પ્રકાશનાર જોશી આવ્યો, ને તે જોશી ભવિષ્ય ભાખવામાં રાજાના મન અંદર ઘણો જ પસંદ પડ્યો. તેથી રાજાએ પ્રશ્ન પૂછ્યો કે–“ હે જોશીજી! તમે કહો કે અમારી ગુણવતી પુત્રી મદનમંજરી નામની છે તેણીનો કયો ભલો રાજા ભરતાર થશે? તથા તે કેવી રીતે કઈ નિશાની સાથે અમને હાથ લાગશે, અને કયા મહીનાના કયા દિવસે તેને ઘેર તેડીને લાવીશું? જો તમારી વિદ્યા સત્ય છે તો એ બધી વાતનો ખુલાસો કરો. અને શાસ્ત્રના પ્રમાણ સહિત અમારી ચિંતા દૂર કરી નાખો.” —૧ થી ૭

જીરે મ્હારે જોશી કહે નિમિત્ત,-શાસ્ત્રતણે પૂરણબલે; જી રે જી.
,, પૂરવગત મામનાય, ધ્રુવતણી પરેં નવિ ચલે. ,, ૮

,, શુદી દશમી વૈશાખ, અઢી પહોર દિન અતિક્રમે; ,,
,, રયણાયર ઉપકંઠ, જઈ જોજયો તેણે સમે. ,, ૯

,, નવનંદન વનમાંહિ, શયન કીધું ચંપા તલે; ,,
,, જોજયો તસ અહિનાણ, તરૂવર છાયા નવિ ચલે. ,, ૧૦

,, રાયેં ન માની વાત, એમ કહે એ શું કેવલી; ,,
,, અમને મોકલીયા આંહિ, આજ વાત તે સવિ મલી. ,, ૧૧

,, પ્રભુ થાઓ અસવાર, અશ્વરત્ન આગલ ધર્યો; ,,
,, કુંઅર ચાલ્યો તામ, બહુ અસવારેં પરવર્યો. ,, ૧૨

**અર્થ:**—એવું સાંભળી જોશી બોલ્યો–" હું નિમિત્તશાસ્ત્રના પૂર્ણ બળ વડે અને પરંપરાથી મળેલી આમ્નાય–સાચી વિદ્યા વડે ધ્રુવના તારાની પેઠે ન ચળી શકે એવી ભવિષ્ય વાણી કહું છું તે સાંભળો. " હે રાજન્! વૈશાખ શુદી દશમીના દિવસે અઢી પહોર દિવસ વ્યતિત થયા પછી દરિયાના કાંઠા ઉપર જઈને જોજો. તથા નવનંદન વનની અંદર ચંપાના ઝાડ તળે તે પુરુષરત્ન સૂતેલ હશે, અને તે ચંપાના ઝાડની છાયા દિવસ ઢળતો જાય છતાં પણ તે સુનાર ઉપરથી ખસી ન જતાં અચળ રહેલી હશે. એ નિશાની મળે તે મહાશયને ઘેર તેડી લાવજો કે તે આપની કુંવરીનો વર થશે." જોશીનું આવું ભવિષ્ય કથન સાંભળી રાજાએ તે ન માન્યું. રાજાએ વિચાર્યું કે-" જે કેવળજ્ઞાની હોય તે આવું સ્પષ્ટ ભવિષ્ય ભાખી શકવા સમર્થ હોય છે. ઠીક એ વખત આવે સાચ જૂઠનું પારખું થઈ રહેશે." એમ ધારી તેનો નિર્ણય કરવાની વિચારણા ધ્યાનમાં રાખી અને જ્યારે વૈશાખ શુદિ દશમીનો દિવસ આવ્યો ત્યારે તે વિચારણાને અમલમાં લીધી એટલે કે અમને અમારા મહારાજાએ તે બધી નિશાનીની તપાસ કરવા મોકલ્યા અને તપાસ કરતાં જોશીના કહેવા પ્રમાણે જ આજે બધી વાત મળી. એથી હે પ્રભુ! આપ અશ્વરત્ન ઉપર સવાર થઈ અમારી સાથે કૃપા કરી પધારો." પછી કુંવર તુરત તે ઘોડા ઉપર આનંદપૂર્વક સવાર થઈ બહુ સ્વારોના પરિવાર સહિત શહેર તરફ ચાલ્યો. —૮ થી ૧૨

જી રે મ્હારે આગળ જઈ અસવાર, નૃપને દીયે વધામણી; જી રે જી.
,, સન્મુખ આવ્યો રાય, સાથે લેઈ દોલત ઘણી. ,, ૧૩

,, શણગાર્યા ગજરાજ, અંબાડી અંબર અડી; ,,
,, ઘંટા ઘૂઘરમાલ, પાખર મણી રયણે જડી. ,, ૧૪
,, સોવનજડિત પલાણ, તેજાલા તેજી ઘણા; ,,
,, જોતરીયા કેકાણ, રથ જાણે દિનકર તણા. ,, ૧૫
,, વર બેહેડાં ધરી શીશ, સામી આવે બાલિકા; ,,
,, મોતી સોવન-ફૂલ, વધાવે ગુણ માલિકા. ,, ૧૬
,, રાજવાહન ચકડોલ, રયણ સુખાસન પાલખી; ,,
,, સાબેલા સંબધ્ધ, કેતુપતાકા નવલખી. ,, ૧૭
,, વાજે બહુ વાજિંત્ર, નાચે પાત્ર તે પગપગે; ,,
,, શણગાર્યાં ઘર હાટ, પાટ સાવટ્ટ ઝગમગે. ,, ૧૮
,, એમ મહોટે મંડાણ, પેસારો મહોત્સવ કરે; ,,
,, રાય સકલ ગુણ જાણ, કુંઅર પધરાવ્યા ઘરે. ,, ૧૯

**અર્થ:**—સવારો પૈકી એક સવારે દોડતે આગળ જઈ મહારાજાને વધામણી આપી, એથી વસુપાળ રાજા ઘણી ઋદ્ધિ સહિત સ્હામે આવ્યો, તે સામૈયાની રચના નીચે મુજબ હતી.

હાથીઓ ઉપર મણિરત્નની જડેલી પાખરો, તથા તેમના ગળામાં ઘંટા ઘૂઘરમાળાઓ નાખી અને સર્વ પ્રકારે શણગારી અમૂલ્ય અંબાડીઓ કસી કે જે આકાશ સાથે વાદ કરતી હતી. તેમ જ સોનાનાં જડેલાં પલાણોથી તેજદાર ઘોડાઓ શણગાર્યા હતા, અને ઘોડા રથો તૈયાર કરાવ્યા હતા તે જોતાં જાણે સૂર્યનો જ રથ ન હોય! તેવા રમણીય દેખાવ થઈ રહ્યા હતા. વળી પોતાના માથા ઉપર વરબહેડાં-શ્રેષ્ઠ ગોત્રીડાના કળશ ધારણ કરી સુંદર રૂપવતી ગુણવતી બાલિકાઓ સામે આવી અને મોતીડે તથા સોનાના ફૂલોથી કુંવરને વધાવા લાગી હતી. તથા રાજવાહન જે ત્રામજામ ચકડોળ ડોળીઓ, સુખાસન અને પાલખીઓ પણ પુષ્કળ હતી. તેમ જ સેંકડોની સંખ્યામાં સુંદર સાબેલાઓ શણગારેલા હતા. નવલખી એટલે કોઇ વખત નહીં જોવામાં આવેલ એવી નવલખી, કેતુ નામનાં નિશાન અને ધ્વજાઓ પણ પુષ્કળ ફરકી રહ્યાં હતાં. તરેહ તરેહનાં વાજાં મનહર શબ્દ-મય વાજી રહ્યાં હતાં, ડગલે ડગલે નાચનારી સ્ત્રીઓ (ગુણિકાના તાયફાઓ) નાચતી હતી. ઘરો મકાનો ને પણ રેશમી કસબી વસ્ત્રોવડે શણગારેલી દુકાનો ઝગમગ કરી રહેલ હતી.

આ પ્રમાણે પુરમાં પ્રવેશ કરાવ્યા સંબંધી મોટા મંડાણ–ઠાઠ સહિત મહોત્સવ કરી સકળ ગુણના જાણ વસુપાળ રાજાએ કુંવરને પુરમાં પધરાવ્યા. —૧૩ થી ૧૯

જી રે મ્હારે જોશી તેડાવ્યા જાણ, લગન તેહિ જ દિને આવીયું; જી રે જી
,, દેઈ બહુલાં દાન, રાયેં લગન વધાવીયું. ,, ૨૦

,, તેહિ જ રયણી માંહિ, હૂઆ મદનરેખા તણો; ,,
,, રાયે કર્યો વિવાહ, સાજન મન ઉલટ ઘણો. ,, ૨૧

,, ગરથ ઘણા ભંડાર, દીધાં કર મ્હેલામણે; ,,
,, જઈયેં મહિમા દેખી, સિધ્ધચક્રને ભામણે ,, ૨૨

,, પડિયા સાયર માંહિ, એક જ દુ:ખની યામિની; ,,
,, બીજી રાત્રેં જોય, ઇણી પરે પરણ્યા કામિની. ,, ૨૩

,, નૃપ દીધા આવાસ, તિહાં સુખભર લીલા કરે; ,,
,, મયણરેહાશું નેહ, દિન દિન અધિકેરો ધરે. ,, ૨૪

,, નૃપ દીયે બહુ અધિકાર, કુંઅર ન વંછે તે હીયે; ,,
,, થયો થગીધર આપ, પાન તણાં બીડાં દીયે. ,, ૨૫

,, જે કોઈ અતિ ગુણવંત, માન દીયે નૃપ જેહને; ,,
,, તેહને બીડાં પાન, દેવરાવે કુંઅર કને. ,, ૨૬

,, ત્રીજે ખંડે એહ. બીજી ઢાલ સોહામણી; ,,
,, સિધ્ધચક્ર ગુણશ્રેણિ, ભવિ સુણજો વિનયેં ભણી. ,, ૨૭

અર્થ:—તે પછી તુરત જ જ્યોતિષશાસ્ત્રના જાણનાર જોષીજીને બોલાવ્યા, તો શુદ્ધ લગ્ન પણ તે જ દિવસે આવ્યું; એથી જોષીજીને અને અન્ય યાચકો વગેરેને પુષ્કળ દાન દઈ તે લગ્નને રાજાએ વધાવી લીધું. અને રાજાએ તે જ રાત્રિની અંદર લગ્ન વેળાએ મદનરેખા કુંવરીનો વિવાહમહોત્સવ કર્યો. એના લીધે સજ્જનોના મનમાં ઘણો જ હર્ષ થયો. તેમ જ હસ્તમેલાપ વખતે પણ હાથી, ઘોડા, રથ, ધનભંડાર વગેરે રાજાએ બહુ જ દાયજો આપ્યો. કવિ કહે છે કે–" હે ભવિજનો ! જુવો જે સિદ્ધચક્રજીના સ્મરણ પ્રતાપથી, કુંવર દરિયાની અંદર પડ્યો તે જ એક રાત્રી દુ:ખની થઈ પડી ને બીજી રાત્રીએ તો

આવી રીતે રાજકુમારિકાને વર્યા, તે અગાધ મહિમાવંત નવપદમય સિદ્ધચક્રજીનો આવો મહિમા જોઈને તેમને આપણે ભામણે–બલિહારી જઈયે, કે જેથી આપણું કલ્યાણ થાય.” તે પછી રાજાએ વર વધૂને રહેવા માટે હવેલી આપી, તેમાં રહીને તેઓ સુખભર ક્રીડા કરવા લાગ્યા, અને **શ્રીપાળ** કુંવર મદનરેખાના ઉત્તમ ગુણો જોઈને તેણીના ઉપર દિન-પ્રતિદિન અધિક સ્નેહ ધરવા લાગ્યો.

**શ્રીપાળ**કુંવરની વિશેષ લાયકાત ધ્યાનમાં લઈ રાજા વસુપાળે તેમને બહુ માનભર્યા હુકમ ચલાવવાના હોદ્દા આપવા માંડ્યા, તો પણ કુંવરે તે હોદ્દા યોગ્ય ન જાણી સ્વીકારવાની ઈચ્છા બતાવી જ નહીં; પરંતુ એક અધિકાર કુંવરે પસંદ કર્યો ને તે સ્વીકાર્યો. એટલે કે જે કોઇ વિશેષ ગુણવંત (ધનવંત) મનુષ્ય પોતાના દરબારમાં આવે તેને પોતે (મહારાજા) માન આપે તો તુરત કુંવરના હાથથી પાનબીડું દેવરાવે. આ પદવી સુંદર હોવાથી કુંવરે પસંદગી સાથે સ્વીકારી લઈ થગીધર–માનવંત પદ પ્રાપ્ત કર્યું. આ **શ્રીપાલ** રાસના ત્રીજા ખંડમાં સોહામણી એવી બીજી ઢાળ કહી તેમાં એ સાર લેવાનો છે કે–સકળ મનવાંછિત પૂરક શ્રી સિદ્ધચક્રજીના ગુણોની શ્રેણિ તમો શ્રવણ કરજો. —૨૦ થી ૨૭

---

દોહા છંદ

વહાણ માંહિ જે હુઈ, હવે સુણો તે વાત;
ધવલ નામ કાલો હિયે, હરખ્યો રાતે ધાત. ૧

મન ચિંતે મુજ ભાગ્યથી, મોટી થઈ સમાધિ;
પલક માંહિ વિણ ઓષડે, વિરૂઈ ગઇ વિરાધિ. ૨

એ ધન એ દોય સુંદરી, એહ સહેલી સાથ;
પરમેસર મુજ પાધરો, દીધું હાથો હાથ. ૩

કૂડી માયા કેલવી, દોય રીઝવું નાર;
હાથ લઇ મન એહનાં, સફલ કરૂં સંસાર. ૪

દુખીયા થઇયેં તસ દુઃખે, વયણ સુકોમલ રીતિ;
અનુક્રમે વશ કીજીયેં, ન હોય પરાણે પ્રીતિ. ૫

ધરત ઈમ ચિતમાં ધરી, કરે અનેક વિલાપ;
મુખે રૂવે હઈડે હસે, પાપ વિગોવે આપ. ૬

અર્થઃ—કુંવરને દરિયામાં નાખ્યા પછી વહાણની અંદર શું બન્યું તે વાત હવે શ્રવણ કરો. કુંવર દરિયામાં પડવાથી નામ ધવળ (ઉજળો) છતાં કાળા હૈયાવાળો ધવળ સાતે ધાતુ વડે રાજી થયો-અને મનમાં ચિંતવવા લાગ્યો કે-"મારા ચડિયાતા ભાગ્યથી મોટો આરામ થયો અને એક પળમાં વગર ઔષધે ન મટી શકે એવો વિષમ વ્યાધિ નાશ પામી ગયો. હવે એ ધન ને એ બન્ને સુંદરીઓ તથા એ સાહેલીનો સાથ તે સર્વે, મારો પરમેશ્વર પાંસરો હોવાથી મને તેણે હાથોહાથ આપ્યાં; માટે જુઠી માયા-કપટરચના કેળવીને એ બન્ને સ્ત્રીઓને રીઝવી એણીઓનાં મન હાથ કરી લઈ સંસાર સફળ કરૂં; કેમકે દુઃખીયા મનુષ્યનું દુઃખ જોઈ દુઃખી થઈએ અને નમ્ર વચન બોલી અનુક્રમે વશ કરિયે, તો ધારેલી ધારણા પાર પડે. કારણ કે પરાણે (પ્રીતિ) થતી જ નથી. આવી રીતનો ધૂર્ત્ત ધવળશેઠ મનમાં નિશ્ચય કરી મ્હોંડેથી વિલાપ કરતો, હઈયામાં હસતો અનેક તરેહના વિલાપ કરવા લાગ્યો, અને કરેલાં પાપને લીધે પોતાના પાપી આત્માને વગોવવા લાગ્યો." —૧ થી ૬

ઢાળ ત્રીજી—રહો રહો રથ ફેરવો રે-એ દેશી.

જીવ જીવન પ્રભુ કિહાં ગયા રે, દિયો દરિસણ એકવાર રે;
સુગુણા સાહેબ તુમ વિના રે, અમને કોણુ આધાર રે. જીવ૦ ૧
શિર કૂટે પીટે હિયું રે, મૂકે મોટી પોક રે;
હાલકલ્લોલ સાયર થયો રે, ભેળા હૂઆ ઘણાં લોક રે. જીવ૦ ૨
કૌતુક જોવાને ચઢયા રે, માંચે વહાણની કોર રે;
હે હે દૈવ એ શું થયું રે, ત્રૂટયાં જુનાં દોર રે. જીવ૦ ૩
જવ બેહુ મયણા તણે રે, કાને પડી તે વાત રે;
ધ્રસક પડયો તવ ધ્રાસકો રે, જાણે વજ્રનો ઘાત રે. જીવ૦ ૪
થઈ અચેતન ધરણી ઢલી રે, કરતી ક્રોડ વિપાસ રે;
સહિ સહેલી સવિ મલી રે, નાકે જુવે નિસાસ રે. જીવ૦ ૫
છાંટયાં ચંદન કમકમાં રે, કર્યા વિંઝણે વાય રે;
ચેત વળ્યું તવ આરડે રે, હૈયે દુઃખ ન માય રે. જીવ૦ ૬
કાં એ પ્રાણુ પાછા વલ્યા રે, જો રૂઠો કિરતાર રે;
પીયરીઆ અલગાં રહ્યા રે, મૂકી ગયો ભરતાર રે. જીવ૦ ૭

માય બાપને પરહરી રે, કીધો જેહનો સાથ રે;
ફિટ હિયડા ફૂટે નહીં રે, વિછડયો તે પ્રાણનાથ રે. જીવ૦ ૮

અર્થ:—"હે જગજીવન પ્રભુ! તમો ક્યાં જતા રહ્યા! અમને એક વાર અમારી દયા લાવી દર્શન દ્યો! હે સદ્ગુણી સાહિબા! આપ વગર અમને હવે કોનો આશરો છે? આ પ્રમાણે બોલી મોટી પોકો મેહલતો, માથું ને હૈયું કૂટતો વિલાપ કરવા લાગ્યો." એ સાંભળીને આસપાસ દિલગીરી ઉપજાવનારો શોરબકોર થતાં ઘણાં લોકો ભેળાં થઈ ગયા અને શેઠને પૂછવા લાગ્યા કે—"શા સારૂ આવો વિલાપ કરો છો?" કપટી શેઠે એના જવાબમાં જણાવ્યું કે—"ભાઈઓ! મુરબ્બી કુંવર શ્રીપાળ કૌતુક જોવાને વહાણની કિનારીએ બાંધેલાં માચડા ઉપર ચડ્યા હતા. ઘણા દિવસનાં હો, કે સડેલાં હો, પણ તે જીર્ણ થઇ રહેલાં માંચડાનાં દોરડાં ઓચિંતા—એકદમ તૂટી જતાં પોતે દરીયામાં પડી ગયા, હાય! હાય! ઓ દૈવ! આતે તેં શો ગજબ ગુજાર્યો!!!" આ પ્રમાણે તે વાત છેક કર્ણોપકર્ણ પહોંચતી કુંવરની બેઉ સતી સુંદરીઓને કાને જઇ પહોંચી. ત્યારે એકદમ ધ્રાસકો પડતાં તેણીઓના હૃદયમાં જાણે ઓચિંતો વજ્રનો ઘા થયો ન હોય? તેવો કારી ઘા થયો, તેથી તુરત મૂર્છાવંત થઇ બેઉ સ્ત્રીઓ કલ્પાંત કરતી ભોંય પર ઢળી પડી. એ જોઇ તેણીઓની સખીઓ, સાહેલીઓ ને દાસીઓ બહુજ ગાભરી બની ગઈ અને કાષ્ટવત્ થએલા ચેષ્ટારહિત શરીરને જોઈ મરણ પામ્યાની શંકા લાવી તેણીઓએ નાકે હાથ મૂકી શ્વાસ તપાસ્યો. એટલે તો શ્વાસ ચાલતો જણાતાં મહા સુગંધમય શીતળ બાવનાચંદન છાંટ્યા, અને પંખાઓથી શીતળ પવન નાખ્યો જેથી તેણીઓને ચેતન વળ્યું. પણ મૂર્છા વળતાં બરાડા પાડતી રોવા લાગી—હૈયામાં દુઃખ પણ સમાતું ન હોવાથી આંસું ચોધારે વહી જતા જણાવા લાગ્યાં; તે રોકકળ કરતી પોકારતી હતી કે—"હે પ્રાણો! જો કિરતાર અમારા પર રૂઠ્યો હતો તો તમે શા માટે પાછા વળ્યા? પિયરીઆં પણ દૂર રહ્યાં અને ભરથાર પણ મધ્ય દરિયે મૂકી ચાલતા થયા. હે હૃદય! તેં જેના સાથને લીધે માતા પિતાનો સાથ પણ છોડી દીધો હતો તે પ્રાણનાથનો સાથ છુટ્યા પછી પણ તું ફાટી ન જતાં કાયમ રહ્યું છે જેથી તને પણ ફિટકાર છે? —૧ થી ૮

ધવલશેઠ તિહાં આવીયો રે, કૂડા કરે વિલાપ રે;
શું કીજે એ દૈવને રે, દીજે કિશ્યા શરાપ રે. જીવ૦ ૯
દુઃખ સહ્યાં માણસ કહ્યાં રે, ભૂખ સહ્યાં જિમ ઢોર રે;
ધીરજ આપ ન મૂકિયેં રે, કરીયેં હૃદય કઠોર રે. જીવ૦ ૧૦
મણિ માણેક મોતી ખરાં રે, જેહના ગુણ અભિરામ રે;
જિહાં જાશે તિહાં તેહને રે, મુકુટ હાર શીર ઠામ રે. જીવ૦ ૧૧

વ્યંગ વચન એહવું સુણી રે, મન ચિંતે તે દોય રે;
એહ કરમ એણે કર્યું રે, અવર ન વૈરી કોય રે. જીવ૦ ૧૨

ધન રમણીની લાલચે રે, કીધો સ્વામી દ્રોહ રે;
મીઠો થઈ આવી મલે રે, ખાંડ ગલેફિ લોહ રે. જીવ૦ ૧૩

શીલ હવે કિમ રાખશું રે, એ કરશે ઉપઘાત રે;
કરીયેં કંત તણી પરેં રે, સાયર ઝંપાપાત રે. જીવ૦ ૧૪

**અર્થ:**—" આ પ્રમાણે વિલાપ કરી રહી છે, તે દરમિયાન ધવળ શેઠ જૂઠા વિલાપ કરતો કરતો ત્યાં આવી પહોંચ્યો અને તે સ્ત્રીઓ પ્રત્યે કહેવા લાગ્યો—" અરે ! એ અદેખા દુષ્ટ દૈવને પણ શું કહીયે ? તથા શાપ પણ કેવા દઈયે ? જેમ ભૂખ સહન કરવામાં ઢોર સહનશીલ છે, તેમ દુઃખ સહન કરવામાં મનુષ્યો જ સહનશીલ છે; માટે દુઃખ આવી પડતાં તેને સહન કરવાની જરૂર છે. દુઃખ વખતે તો પોતાનું ધૈર્ય ન મૂકી દેતાં હૃદયને કઠોર કરવાની જરૂર છે. તેમ જ જે મનુષ્યના મનોહર ગુણો મોતી, મણિ ને માણેકની પેઠે અમૂલ્ય છે, તે મનુષ્યને તો જ્યાં જશે ત્યાં મુગટ અને હાર તેમના મસ્તકના સ્થાનને પામશે. જેથી હવે શાંત થાઓ અને હું તમારૂં દુઃખ દૂર કરીશ. તમે તો ઉત્તમ ગુણવાળાં છો. આ પ્રમાણે કાળા હૃદયવાળા તે શેઠના મુખમાંથી કપટ—વ્યંગ વચન સાંભળીને બન્ને સ્ત્રીઓ વચનનો મતલબ સમજી ચિંતવવા લાગી કે—" પ્રાણનાથનો ઘાત કરવાનું કામ એણે જ કર્યું છે ! બીજો કોઇ આપણો વૈરી છે જ નહીં. આ દુષ્ટ વિશ્વાસઘાતીએ ધન અને સ્ત્રીઓની લાલચને લીધે જ સ્વામીદ્રોહ કર્યો છે, છતાં પણ મ્હોંએ મીઠાશ રાખી આવીને મળે છે; કેમકે જેમ તરવારની ધાર પર ચાસણી ચડાવી હોય અથવા તો લોઢાના ગલેફા ઉપર ચાસણી ચડાવી ગલેફું બનાવ્યું હોય; પણ તેની મીઠાશનો સ્વાદ લેવા જતાં જીભ ને દાંતના બૂરા હાલ થાય છે, તેમ આના મીઠા બોલો તરફ વિશ્વાસની નજર રાખતાં બૂરા હાલ થાય તેમ છે, જેથી હવે આપણને આપણું અમૂલ્ય શીલરત્ન સાચવવું શી રીતે બની શકશે ? કેમકે જે લાલચને વળગી એણે ઉપગારીનો પણ અંત આણ્યો છે તે પાપી આપણા શીલનો પણ ઉપઘાત—ભંગ કરશે; માટે આપણે પણ દરીયામાં ઝંપાપાત કરીયે, જેથી પ્રાણ જતાં પણ શીયળ કાયમ રહેશે." —૯ થી ૧૪

સમકાલે બેહૂ જણી રે, મન ધારી એ વાત રે;
ઇણ અવસર તિહાં ઉપનો રે, અતિ વિસમો ઉતપાત રે. જીવ૦ ૧૫

હાલકલ્લોલ સાયર થયો રે, વાયે ઉભડ વાય રે;
ઘોર ઘનાઘન ગાજીયો રે, વિજળી ચિહું દિશિ થાય રે. જીવ૦ ૧૬



ચિત્ર ૧૦૧ શ્રીપાલ સાથે મદનમંજૂષા વહાણમાં બેઠેલ છે (પાનું ૧૦



ર ૧૦૨ શ્રીપાલ, બન્ને સ્ત્રીઓ સાથે વહાણમાં બેઠેલ છે (પાનું ૧૦૩)



ચિત્ર ૧૦૪ ધવલશેઠે માંચીની દોર કાપી (પાનું ૧૦૭)

ફૂવા થંભ કડ કડે રે, ઉડી જાય સઢ દોર રે;
હાથે હાથ સૂઝે નહીં રે, થયું અંધારૂં ઘોર રે. જીવ૦ ૧૭

ડમડમ ડમરૂ ડમકતે રે, મુખ મૂકે હુંકાર રે;
ખેત્રપાળ તિહાં આવીયા રે, હાથે લેઈ તરવાર રે. જીવ૦ ૧૮

વીર બાવને પરવર્યા રે, હાથે વિવિધ હથીયાર રે;
છડીદાર દોડે છડા રે, ચાર ચતુર પડિહાર રે. જીવ૦ ૧૯

બેઠી મૃગપતિ વાહને રે, ચક્ર ભમાડે હાથ રે;
ચક્રકેસરી પાઉધારીયા રે, દેવ દેવી બહુ સાથ રે. જીવ૦ ૨૦

હણ્યો કુબુદ્ધિ મિત્રને રે, જિણે વાંકી મતિ દીધ રે;
ખેત્રપાળે તવ તે ગ્રહી રે, ખંડ ખંડ તનુ કીધ રે. જીવ૦ ૨૧

તે દેખી બીહનો ઘણું રે, મયણા શરણે પઇઠ રે;
શેઠ પશુ પરેં ધ્રૂજતો રે, દેવી ચક્રકેસરી દીઠ રે. જીવ૦ ૨૨

જારે મૂક્યો જીવતો રે, સતી શરણ સુપસાય રે;
અંતે જાઇશ જીવથી રે, જો મન ધરીશ અન્યાય રે. જીવ૦ ૨૩

મયણાને ચક્રકેસરી રે, બોલાવે ધરી પ્રેમ રે;
વત્સ ! કાંઈ ચિંતા કરો રે !, તુમ પિયુને છે એમ રે. જીવ૦ ૨૪

માસ એક માંહિ સહિ રે, તમને મિલશે તેહ રે;
રાજ રમણી ઋદ્ધિ ભોગવે રે, નરપતિ સસરા ગેહરે. જીવ૦ ૨૫

બહુને કંઠે ઠવી રે, ફૂલ અમૂલક માલ રે;
કહે દેવી મહિમા સુણો રે, એહનો અતિહિ રસાલ રે. જીવ૦ ૨૬

શીલ જતન એહથી થશે રે, દિન પ્રતે સરસ સુગંધ રે;
જેહ કુમીટે જોયશે રે, તે નર થાશે અંધ રે. જીવ૦ ૨૭

એમ કહી ચક્રકેસરી રે, ઉતપતિયાં આકાશ રે;
સયલ દેવશું પરિવર્યા રે, પહોતાં નિજ આવાસ રે. જીવ૦ ૨૮

તવ ઉતપાત સવે ટલ્યા રે, વહાણુ ચાલ્યાં જાય રે;
ચિંતા ભાંગી સર્વની રે, વાયા વાય સુવાય રે. જી૦ ૨૯

**અર્થ:**—આ પ્રમાણે વિચાર નિશ્ચય કરી એકી વખતે તે બેઉ સ્ત્રીઓએ દરિઆમાં પડતું મૂકવાની તૈયારી કરી. તે વખતે ધર્મનો જય અને પાપનો ક્ષય થવા ત્યાં એવો અતિ વિષમ ઉત્પાત થયો. એટલે કે—તોફાની પવન વાવો શરૂ થતાં દરિયાનું પાણી ઉછળવા લાગ્યું. તોફાની મોજાં ઉપરાઉપરી આવવાથી વહાણનું ચાલવું જોખમ ભરેલું થઈ પડયું. ભયંકર વર્ષાદની ગર્જના થઈ આવી. વીજળી ચોમેર ચમકવા લાગી અને હાથોહાથ પણ ન સૂઝે તેવું ઘોર અંધારૂં થઈ આવ્યું. આમ થવાથી વહાણના કુવાથંભો કડકડાટ શબ્દ કરવા લાગ્યા; તથા સઢ, દોર ઉડી જવા લાગ્યાં. આવો ભયંકર સંયોગ થતાં વળી વિશેષ ભયકારી બનાવ એ બન્યો કે—ડમડમ ડમરૂ ડમકતે, હુંકાર શબ્દ બોલતો અને હાથમાં નાગી તરવાર ચમકાવતો ક્ષેત્રપાળ આવી પુહોંચ્યો, તથા બાવન વીરોના પરિવાર સહિત મણિભદ્ર, પૂર્ણભદ્ર કપિલ ને પિંગળ એ ચારે ચતુર પ્રતિહાર દેવ મુદ્દગર વગેરે તરેહ તરેહના હથિયાર તથા કુમુદ, અંજન, વામન ને પુષ્પદંત જેના હાથમાં છે એવા નામે ચાર દંડો હાથમાં ધારણ કરી છડીદારની પેઠે આગળ દોડતા હતા. તેઓની પાછળ સિંહ ઉપર સવારી સહિત, હાથમાં જાજ્વલ્યમાન ચક્ર ભમાવતાં બહુ દેવ દેવીઓના પરિવાર સાથે ચક્રેશ્વરી દેવી પધાર્યાં. તે સાથે જ ક્ષેત્રપાળે કુબુદ્ધિ મિત્ર કે જેણે ધવળશેઠને કુમતિ આપવામાં પૂરી મદદ આપી હતી તેને પકડી પાડી તેના શરીરના ટુકડે ટુકડા કરી યમપુરે પહોંચાડી દીધો. મિત્રના બૂરા હાલ જોઈ ધવળશેઠ બ્હીનો જેથી પોતાનો બચાવ કરવા સતીને શરણે જઈને સંતાઈ પેઠો. તેને પશુની પેઠે થરથરતો દેવી શ્રી ચક્રેશ્વરીએ દીઠો, એટલે કહેવા લાગ્યાં કે–દુષ્ટ પાપીષ્ટ! જા, અત્યારે તો તને સતીશરણ પ્રતાપને લીધે જીવતો મૂકું છું; પરંતુ કહું છું તે યાદ રાખજે કે જો તું હવે આ સતી સ્ત્રીઓને હેરાન કરીશ તો આખર જીવથી જઈશ." એટલું બોલી દેવીએ સતી પ્રતે કહ્યું—"વત્સ! શા માટે ચિંતા કરો છો? નિશ્ચિંત રહો. તમારા પ્રિયતમને ક્ષેમ-કુશળ છે. તમારો નાથ કોંકણ દેશના પાયતખ્ત ઠાણાપુરની અંદર મહારાજ વસુપાળ રાજાના મહેલમાં રાજકન્યા સાથે રાજઋદ્ધિ ભોગવે છે તે તમને આજથી પૂરે એક મહિને મળશે." એટલું કહી દેવીએ તે બેઉ સ્ત્રીઓના કંઠમાં અમૂલ્ય અને અનુપમ સુંગધવંત મનહર ફૂલની માળા નાખીને તેનો મહિમા કહ્યો કે-"પુત્રીઓ! સાંભળો આ માળાઓનો રમાળ મહિમા છે. એટલે કે—આ માળાઓથી શીળરત્નનું રક્ષણ થશે. દિવસે દિવસે તમને સરસ સુંગધી આપશે અને કોઈ તમારી સ્હામે ખરાબ નજરથી જોશે તે તુરત અંધ જ થઈ જશે" વગેરે કહીને દેવી શ્રી ચક્રેશ્વરીજી આકાશપંથે દેવોના પરિવાર સહિત પોતાના સ્થાનકે પધાર્યાં. એટલે તે સર્વે ઉત્પાત દૂર થઈ ગયો.

વહાણો વગર અડચણે ચાલવા માંડયાં, અને અનુકૂળ પવન વાવા લાગ્યો જેથી સર્વની ચિંતા ભાંગી ગઈ. —૧૫થી ૨૯

મિત્ર ત્રણ કહે શેઠને રે, દીઠી પરતક્ષ વાત રે;
ચોથો મિત્ર અધર્મથી રે, પામ્યો વેગેં ઘાત રે. જીવ૦ ૩૦

તે માટે એ ચિત્તથી રે, કાઢી મૂકો સાલ રે;
પર લખમી પર નારને રે, હવે મ પડશો ખ્યાલ રે. જીવ૦ ૩૧

પણ દુર્બુદ્ધિ શેઠનું રે, ચિત્ત ન આવ્યું ઠાય રે;
જદ્યપિ કપૂરેં વાસીયેં રે, લસણ દુર્ગંધ ન જાય રે. જીવ૦ ૩૨

હૈડા કરને વધામણાં રે, અંશ ન દુઃખ ધરેશ રે;
જો બચ્યો છું જીવતો રે, તો સવિ કાજ કરેશ રે. જીવ૦ ૩૩

જો મુજ ભાગ્યે એવડું રે, વિઘ્ન થયું વિસરાલ રે;
તો મિલશે એ સુંદરી રે, સમશે વિરહની ઝાલ રે. જીવ૦ ૩૪

એમ ચિંતી દૂતિ મુખેં રે, કહાવે હું તુમ દાસ રે;
નેક નજર કરી નિરખીયેં રે, માનો મુજ અરદાસ રે. જીવ૦ ૩૫

દૂતિનેં કાઢી પરી રે, દેઈ ગલોથો કંઠ રે;
તોહી નિર્લજ લાજ્યો નહીં રે, વલી થયો ઉલ્લંઠ રે. જીવ૦ ૩૬

વેશ કરી નારી તણો રે, આવ્યો મયણાં પાસ રે;
દૃષ્ટિ ગઈ થયો આંધલો રે, કાઢયો કરી ઉપહાસ રે. જીવ૦ ૩૭

ઉતરીયે ઉત્તર તટેં રે, વહાણ ચલાવો વેગ રે;
પણ સન્મુખ હોય વાયરો રે, શેઠ કરે ઉદ્વેગ રે. જીવ૦ ૩૮

અવર દેશ જાવા તણા રે, કીધા કોડિ ઉપાય રે;
પણ વહાણ કોંકણ તટેં રે, આણી મૂકયાં વાય રે. જીવ૦ ૩૯

ત્રીજે ખંડે ઇમ કહી રે. વિનયે ત્રીજી ઢાલ રે;
સિદ્ધચક્ર ગુણ બોલતાં રે, લહીયે સુખ વિશાલ રે. જીવ૦ ૪૦

**અર્થ**—તે પછી ધવળશેઠના ત્રણ સુબુદ્ધિ મિત્ર કે જેમણે શેઠની વિચારણાથી વિપરીત વિચારણા દર્શાવી હતી તેમણે શેઠ પાસે આવી કહ્યુ–" કેમ શેઠ! અમારા કહેવા પ્રમાણે પ્રત્યક્ષ વાત દીઠી કે નહી ? ચોથો મિત્ર અધર્મનો સગી થયો હતો તો તુરત જ મરી યમનો મહેમાન થયો તે માટે ફરીથી પણ કહિયે છિએ કે–પરાઇ લક્ષ્મી અને પરાઇ સ્ત્રીના ખ્યાલછંદમા હવે ફરી પડશો જ નહી, વગેરે વગેરે હિતશિક્ષા દઇ તે ત્રણે મિત્રો ચાલતા થયા શું લસણને ભીમસેની કપૂરના પુટ દઇયે તેથી દુર્ગંધતા મટે છે કે ? કદિ નહી ! જેની જે પ્રકૃતિ પડી તે મૂવે જ જાય છે, શેઠે તો એ બનાવ બનવા પછીથી મલકાઈ હૈયાને ધૈર્યતા આપવા માંડી કે–" હે હૃદય ! હવે તું ખુશી થા, જરા પણ દુખ ધારણ કરીશ જ નહી જો જીવતો બચ્ચો છુ તો તો બધાએ કામ પાર પાડીશ તુ જરા ખ્યાલ કર કે જો માગ ભાગ્ય બળ વડે ચડી આવેલ ભયકર વિઘ્ન રૂપ વાદળ પણ વિખેરાઈ ગયુ છે, તો નક્કી માનુ છુ કે એ બેઉ સુદરીઓ મને જરૂર મળશે જ અને વિરહરૂપ અગ્નિની જ્વાળા શમશે " આવી રીતે હૈયાને ધીરજ આપી દુષ્ટ ચિંતવન સહિત દુતિ મોકલી બન્ને સતીઓ પ્રત્યે સદેશો કહાવ્યો કે–" હુ તમારો દાસ છુ, માટે આપ મારા પર સ્નેહની નજર કરી એક મારી અરજ છે તે કબૂલ કરો " વગેરે મતલબનો સદેશો કહાવ્યો તે સાભળી સતીઓએ દુતિને ગળચી ઝાલી બૂરા હાલ સહિત બહાર કાઢી, તો પણ નિર્લજ્જ શેઠ લાજ્યો નહી, પરતુ ઉલટો તે તો શેતાન જેવો થયો અને સ્ત્રીનો વેશ ધારણ કરી પોતે જાતે જ ચાહીમ કરી મતી સ્ત્રીઓની પાસે ગયો પણ દેવીએ આપેલ પુષ્પમાળાના પ્રભાવથી સતીઓ સામે દૃષ્ટિ કરવાને લીધે તે આધળો જ બની ગયો એથી ફાંફા મારતા શેઠને–દાસીઓએ મશ્કરી વગેરે ઉપહાસ કરી બહાર કહાડી મૂકયો આમ થવાથી શેઠે સતીઓને સતાપી પોતાને તાબે કરવા, તેમ જ દેવી વચન ખોટુ કરવા ખલાસી લોકોને કહ્યુ કે–" આપણે ઉત્તર તરફના કીનારા તરફ ઉતરી શકીયે અથવા તો ઠાણા શહેરના બદર તરફ ન જતાં બીજી જ બાજુએ જઈ શકીયે, એ દિશાએ વેગ સહિત વહાણ ચલાવો " એમ ધારી ખલાસીઓને આ પ્રમાણે તાકીદ આપી, પણ દૈવની વિપરીત ગતિથી સન્મુખ પવન થયો, જેથી વહાણો ધારેલે ઠેકાણે જવા શક્તિમાન થયા જ નહી, એટલે શેઠ દિલગીરીમા ગર્ક થયો, બીજા દેશો તરફ જવાને માટે ચાલે તેટલા કરોડો ઉપાયો અમલમા લેવરાવ્યા, છતા પણ વહાણો મહિનાની મુદત પૂરી થવા આવતા તે પવને વહાણોને કોકણ દેશના કિનારે જ લાવી મૂકયા, દેવી વચન સત્ય ઠરવાની આગાહી જણાઇ કવિશ્રી **વિનયવિજયજી** કહે છે કે–" આ પ્રમાણે **શ્રીપાલ** રાસના ત્રીજા ખડમા ત્રીજી ઢાળ કહી તેથી સિદ્ધચક્રજીના ગુણાનુવાદ બોલવાથી વિશાલ સુખો પ્રાપ્ત કરાય છે, માટે સદા તેમનુ જ ગુણગાન કરો " —૩૦ થી ૪૦

---

દોહરા—૭૬.

કોંકણ કાંઠે નાંગર્યાં, સવિ વહાણ તિણિ વાર;
નૃપને મિલવા ઉતર્યો, શેઠ લેઈ પરિવાર. ૧

આવ્યો નરપતિ પાઉલે, મિલણાં કરે રસાલ;
બેઠો પાસે રાયને, તવ દીઠો શ્રીપાલ. ૨

દેખી કુંવર દીપતો, હૈયે ઉપની હૂક;
લોચન મીંચાઈ ગયાં, રવિ દેખી જિમ ઘૂક. ૩

નૃપ હાથે શ્રીપાલને, દેવરાવે તંબોલ;
શેઠ ભલી પેરેં ઓળખી, ચિત્ત થયું ડમડોલ. ૪

હે હે દૈવ અટારડો, એહ કિશ્યો ઉતપાત;
નાખી હતી ખારે જલેં, પ્રગટ થઈ તે વાત. ૫

સભા વીસરજી રાય જબ, પહોતો મહેલ મઝાર;
તવ શેઠે પડિહારને, પૂછ્યો એહ વિચાર. ૬

એહ થગીધર કોણ છે, નવલો દીસે કોય!
તેહ વિગતી કહે એહની, સુણતાં અચરિજ હોય. ૭

વનમાં સૂતો જાગવી, ઘર આણ્યો ભલિ ભાત;
પરણાવી નિજ કુંવરી, પૂછી ન નાત કે જાત. ૮

શેઠ સુણી રીઝયો ઘણું, ચિત્તમાં કરે વિચાર;
એહને કષ્ટમાં પાડવા, ભલું દેખાડ્યું બાર. ૯

દેઈ કલંક કુજાતીનું, પાડું એહની લાજ;
રાજા હણશે એહને, સહેજેં સરશે કાજ. ૧૦

જો પણ જે જે મેં કર્યાં, એહને દુઃખનાં હેત;
તે તે સવિ નિષ્ફળ થયાં, મુજ અભિલાષ સમેત. ૧૧

**અર્થ**:—આ રીતે ધવલશેઠ વિચારે છે ત્યાં એક ડૂંબનું ટોળું આવ્યું અને ધનવાન શેઠને જોઈ તે ટોળું ઊભું ઊભું શેઠની આગળ દીનતા કરવા લાગ્યું, એટલે અવિવેકી શેઠે ડૂંબ ટોળાના નાયકને પોતાની પાસે બોલાવીને અવિવેકભરી વાત કહેવી શરૂ કરી કે—"હે નાયકજી ! એક અમારૂં કામ છે તે તમે કરો, એટલે કે અહીંના રાજાનો જમાઇ છે તેને તમે ડૂંબ છે એવું કહો તો હું તમને લાખ સોનામ્હોરો આપીશ. સઘળું તમારૂં કુટુંબ એક મતે થઇને રાજાના જમાઈને જોતાં દોટ કહાડીને વળગી પડો અને તમારો પોતાનો જ એ નજીકનો સગો છે એમ સાબીત કરી બતાવો, કે હું એ કામને લીધે તમારો ઘણો ઉપકાર માનીશ." એ વાત સાંભળીને ડૂંબનાયક બોલ્યો—"હે સ્વામી ! સાંભળો, એ આપનું કામ છે તે હું કરીશ; પણ અમારો મુજરો માન્ય કરજો. જો કે તમામ જૂઠી કળા કેળવીશું ને નક્કી કરેલાં દામ લઇશું; તથાપિ કામ કર્યા બાબતની શાબાસી સંબંધી સિરપાવ પાછળ ખુશી થવા યોગ્ય દેજો (કેમકે કામ સિરસાટા જેવું છે. જે ક્ષત્રી બચ્ચો છે તેને તદ્દન જૂઠથી ગળે પડી અમારો કુટુંબી બનાવવો છે તે કંઈ જેવી તેવી વાત નથી). —૧ થી ૩

ડૂંબ મળી સવિ તે ગયા રે, રાય તણે દરબાર રે, ચતુર૦
ગાયે ઊભા ઘૂમતા હો લાલ;
રાગ આલાપે ટેકશું રે, રીઝયો રાય અપાર રે, ચતુર૦
માંગો કાંઇ ? મુખ ઇમ કહે હો લાલ. ૪
ડૂંબ કહે અમ દીજીયેં રે, મોહત વધારી દાન રે, ચતુર૦
મોહત અમે વાંછું ઘણું હો લાલ;
તવ નરપતિ કુંઅર કને રે, દેવરાવે તસ પાન રે, ચતુર૦
તેહનું મોહત વધારવા હો લાલ. ૫
પાન દેવા જવ આવીયો રે, કુંઅર તેહની પાસ રે, ચતુર૦
હસિત વદન જોતો હસી હો લાલ;
વડો ડૂંબ વિલગો ગલે રે, આણી મન ઉલ્લાસ રે, ચતુર૦
પુત્ર આજ ભેટયો ભલો હો લાલ. ૬
એહવે આવી ડૂંબડી રે, રોઈ લાગી કંઠ રે, ચતુર૦
અંગો અંગે ભેટતી હો લાલ;



ચિત્ર ૧૦૭ ચંપાના ઝાડ નીચે બેઠેલો શ્રીપાલ (પાનું ૧૧૦)



ચિત્ર ૧૧૦ સમુદ્રમાં તોફાન કરતાં મત્સ્યો તથા મગરો (પાનું ૧૧૮)

બ્હેન થઇને એક મલી રે, આણી મન ઉત્કંઠ રે, ચતુર૦
વીરા જાઉં તુજ ભામણે હો લાલ. ૭

એક કહે મુજ માઉલો રે, એક કહે ભાણેજ રે, ચતુર૦
એવડા દિન તુમે કિહાં રહ્યા હો લાલ;
એક કાકી એક ફૂઇ થઈ રે, દેખાડે ઘણું હેજ રે, ચતુર૦
વાટ જોતાં હતાં તાહરી હો લાલ. ૮

ડૂંબ કહે નર રાયને રે, એ અમ કુલ આધાર રે, ચતુર૦
રીસાઈ ચાલ્યો હતો હો લાલ;
તુમ પસાય ભેલો થયો રે, સવિ માહરો પરીવાર રે, ચતુર૦
ભાગ્યાં દુ:ખ વિછોહનાં હો લાલ. ૯

**અર્થ**:—એકઠું મળેલું ડૂંબનું ટોળું ચાલ્યું દરબારમાં જઈ પહોંચ્યું અને ઘૂમતું ઘૂમતું ગાયન કરવા લાગ્યું. તે ટોળાનાં સ્ત્રી પુરૂષો ને ન્હાના સમજદાર બાળકો કે જેમને ગાયન વિદ્યાની તાલીમ મળેલી છે તે બધાં મળી ટેક સાથે રાગના આલાપ કરી મનહર સ્વરથી ગાનવિનોદ કરતાં જોઈ રાજા ઘણો જ રાજી થયો. રાજા બોલ્યો—"શું માગો છો તે મ્હોઢેથી બોલી દો કે જેથી માગણી પૂર્ણ કરવામાં આવે." રાજેંદ્રનો પ્રશ્ન સાંભળી ડૂંબ નાયક શેઠની સૂચના યાદીમાં લાવી બોલ્યો: "અમને મહત્તા વધે એવું [illegible]ાન આપો. અમે મહત્તાની જ વધારે વાંછા-ઇચ્છા રાખીયે છિએ." એ સાંભળી [illegible]ાએ માન—મહત્તા વધારવા **શ્રીપાળકુંવરના** હાથેથી તેને પાન—બીડું દેવરાવવાની [illegible]ના આપી. એથી તે ડૂંબ નાયકને પાન—બીડું દેઇ માન વધારવા કુંવર તેની [illegible] આવ્યો કે હસતા મુખવાળા કુંવરને જોઈ ડૂંબ નાયક હસતો હસતો હર્ષવંત [illegible] ગળે વળગી પડી કહેવા લાગ્યો—"વ્હાલા પુત્ર! તું અમને આજે ભલે ભેટ્યો!" [illegible]ટલામાં તો તે ડૂંબનાયકની વહૂ આવીને રોતી રોતી ગળે બાઝી પડી, અને અંગોઅંગે [illegible]ટવા લાગી. એટલામાં એક બહેન ઉત્કંઠા સહિત બનીને કુંવરને ભેટી પડી અને કહેવા લાગી—"હે વીરા! હે બંધવ! હું તહારે ભામણે જાઉં." તેમ જ એક કહેવા લાગી કે આ મહારો ભત્રીજો છે, એક કહેવા લાગી-આ મહારો દીયર છે, એક કહે છે કે એ મહારો ધણી છે. મને ન્હાની પરણીને મૂકી ગયો હતો તે આજ મહારા પુણ્યોદયથી મને મલ્યો. જ્યાં એકનું બોલવું પૂરૂં થતું નથી ત્યાં તો બીજું પાત્ર આવી પોતાનો પાઠ ભજવવા તૈયાર થાય છે. તેની પેઠે એક તુરત મામો બની અને એક ભાણેજ બનીને



ચિત્ર ૧૧૦ સમુદ્રમાં તોફાન કરતાં મત્સ્યો તથા મગરો (પાનું ૧૧૮)

આચારેં કુલ જાણીએં રે, જોઇયે હિયેં વિમાસ રે, ચ૦
દુર્બલ કન્ના ન હોઇયેં હો લાલ. ૧૪
કુંઅરને નરપતિ કહે રે, પ્રગટ કહો તુમ્હ વંશ રે, ચ૦
જિણ સાંસો દૂરે ટલે હો લાલ;
કહે કુંઅર કિમ ઉચ્ચરે રે, ઉત્તમ નિજ પરશંસ રે, ચ૦
કામેં કુળ ઓલખાવશું હો લાલ. ૧૫
સૈન્ય તમારૂં સજ કરો રે, મુજ કર દ્યો તરવાર રે, ચ૦
તવ મુજ કુળ પરગટ થશે હો લાલ;
માથું મુંડાવ્યા પછી રે, પૂછે નક્ષત્ર ને વાર રે, ચ૦
એ ઉખાણો સાચવ્યો હો લાલ. ૧૬
અથવા પ્રવહણમાં અછે રે, દોય પરણી મુજ નાર રે, ચ૦
તેડી પૂછો તેહને હો લાલ;
તે કહેશે સવિ માહરો રે, મૂલ થકી અધિકાર રે, ચ૦
ઇણિ પરેં કીજે પારખું હો લાલ. ૧૭

**અર્થ**—ડૂંબનું ઉપર પ્રમાણે બોલવું સાંભળી રાજા મનમાં ચિંતવવા લાગ્યો—"વાત તો ઘણી જ માઠી થઈ! આ ડૂંબનું જે કુટુંબ છે તે ખચિત એનું જ (**શ્રીપાલ**નુંજ) કુટુંબ છે એમાં કશો શક નથી; કેમકે પ્રત્યક્ષપણે સાચી વાત સાબીતી જ આપી રહી છે. ધિક્કાર છે એને કે મારો નિર્મળ વંશ વટલાવી દીધો!" એમ વિચાર કરી જે નિમિત્ત-શાસ્ત્રના જાણ જોશીના કહેવાથી કુંવર **શ્રીપાળ**ને પોતાની કુંવરી પરણાવી હતી તે જોશીને તેડાવ્યો અને રાજા તેને કહેવા લાગ્યો—"મેં તમારા વચનના વિશ્વાસ વડે આને મારી પુત્રી આપી. તો પહેલાથી મને તમોએ એમ કેમ ન કહ્યું કે એ માતંગ એટલે ડૂંબ-ચંડાળની જાતિનો છે! માટે તું પોતે જ ગુન્હાને પાત્ર છે." નિમિત્તિયે ઉત્તરમાં જણાવ્યું કે—"સાંભળો મહારાજા મારૂં ભવિષ્ય જૂઠું નથી, એ સાચી વાત છે, અને આ ઘણાં માતંગ એટલે હાથિયોનો ધણી છે, નહીં કે માતંગ ચંડાળનો ધણી છે." જો કે ભવિષ્ય-વેત્તાએ આમ સ્પષ્ટ અર્થ કર્યો તો પણ રાજા તેનો અર્થ ન સમજતો હોવાથી કોપવંત થયો અને કુંવર તથા જોશી ઉપર કોપ સાથે ઘાત કરવાની ચિંતવના કરવા લાગ્યો. એટલું જ નહીં પણ તે બન્નેને ઠાર મારવા ઘણા સુભટોને તૈયાર કરાવ્યા. એ વાત જ્યારે

આવ્યો અને સ્નેહગદ્‌ગદ કહેવા લાગ્યો—" આટલા દહાડા તમે કયાં છુપાઇ રહ્યા હતા ?" એટલામાં તો એક કાકી થઇને, એક ફઇ થઇને ભેટી પડી અને ઘણું હેત દેખાડતી કહેવા લાગી—" તારી અમે તો વાટ જ જોતાં હતાં કે કયારે મળે !" વગેરે વગેરે વાતો મેલાવીને પૂરેપૂરું નાટક ભજવ્યું, ને તે પછી ડુંબનાયક રાજાને કહેવા લાગ્યો—" મહારાજા સાહેબ ! આ અભાગ કુળનો આધાર—પુત્ર છે. એ અમારાથી રીસાઇને ચાલી નીકળ્યો હતો તે આજે આપની કૃપાથી ભેગો થયો છે, અને આ સર્વે પરિવાર મારો છે. તે બધાનું આના મેલાપથી વિયોગજન્ય દુઃખ ભાગ્યું. —૪ થી ૯

રાજા મન ચિંતે ઇસ્યું રે, સુણી તેહની વાચ રે, ચ૦
વાત ઘણી વિરૂઈ થઈ હો લાલ;
એહ કુટુંબ સવિ એહનું રે, દીસે પરતખ્ખ સાચ રે, ચ૦
ધિક મુજ વંશ વટાલીયો હો લાલ. ૧૦

નિમિત્તિયો તેડાવીયો રે, મેં તુજ વચન વિશાસ રે, ચ૦
પુત્રી દીધી એહને હો લાલ;
કિમ માતંગ કહ્યો નહીં રે, તેં દીધો ગલે પાશ રે, ચ૦
નિમિત્તિયો વળતું કહે હો લાલ. ૧૧

મુજ નિમિત્ત જૂઠું નહી રે, સુણજો સાચી વાત રે; ચ૦
એ બહુ માતંગનો ધણી હો લાલ;
રાય અરથ સમજે નહીં રે, કોપ્યો ચિંતે ઘાત રે, ચ૦
કુંઅર નિમિત્તિઆ ઉપરે હો લાલ. ૧૨

તે બેઉ જણને મારવા રે, રાયેં કીધ વિચાર રે, ચ૦
સુભટ ઘણા તિહાં સજ કિયા હો લાલ;
મદનમંજરી તે સુણી રે, આવી તિહાં તે વાર રે, ચ૦
રાયને ઇણી પરેં વિનવે હો લાલ. ૧૩

કાજ વિચારી કીજિયેં રે, જિમ નવિ હોય ઉપહાસ રે, ચ૦
જગમાં જશ લહિયે ઘણો હો લાલ;

આચારેં કુલ જાણીએં રે, જોઇયે હિયેં વિમાસ રે, ચ૦
દુર્બલ કન્ના ન હોઇયેં હો લાલ. ૧૪

કુંઅરને નરપતિ કહે રે, પ્રગટ કહો તુમ્હ વંશ રે, ચ૦
જિણ સાંસો દૂરે ટલે હો લાલ;
કહે કુંઅર કિમ ઉચ્ચરે રે, ઉત્તમ નિજ પરશંસ રે, ચ૦
કામેં કુળ ઓલખાવશું હો લાલ. ૧૫

સૈન્ય તમારૂં સજ કરો રે, મુજ કર ઘો તરવાર રે, ચ૦
તવ મુજ કુળ પરગટ થશે હો લાલ;
માથું મુંડાવ્યા પછી રે, પૂછે નક્ષત્ર ને વાર રે, ચ૦
એ ઉખાણો સાચવ્યો હો લાલ. ૧૬

અથવા પ્રવહણમાં અછે રે, દોય પરણી મુજ નાર રે, ચ૦
તેડી પૂછો તેહને હો લાલ;
તે કહેશે સવિ માહરો રે, મૂલ થકી અધિકાર રે, ચ૦
ઇણિ પરેં કીજે પારખું હો લાલ. ૧૭

**અર્થ**—ડૂંબનું ઉપર પ્રમાણે બોલવું સાંભળી રાજા મનમાં ચિંતવવા લાગ્યો—"વાત તો ઘણી જ માઠી થઈ! આ ડૂંબનું જે કુટુંબ છે તે ખચિત એનું જ (**શ્રીપાલનુંજ**) કુટુંબ છે એમાં કશો શક નથી; કેમકે પ્રત્યક્ષપણે સાચી વાત સાબીતી જ આપી રહી છે. ધિક્કાર છે એને કે મારો નિર્મળ વંશ વટલાવી દીધો!" એમ વિચાર કરી જે નિમિત્ત-શાસ્ત્રના જાણ જોશીના કહેવાથી કુંવર **શ્રીપાળને** પોતાની કુંવરી પરણાવી હતી તે જોશીને તેડાવ્યો અને રાજા તેને કહેવા લાગ્યો—"મેં તમારા વચનના વિશ્વાસ વડે આને મારી પુત્રી આપી. તો પહેલાથી મને તમોએ એમ કેમ ન કહ્યું કે એ માતંગ એટલે ડૂંબ-ચંડાળની જાતિનો છે! માટે તું પોતે જ ગુન્હાને પાત્ર છે." નિમિત્તિયે ઉત્તરમાં જણાવ્યું કે—"સાંભળો મહારાજા મારૂં ભવિષ્ય જૂઠું નથી, એ સાચી વાત છે, અને આ ઘણાં માતંગ એટલે હાથિયોનો ધણી છે, નહીં કે માતંગ ચંડાળનો ધણી છે." જો કે ભવિષ્ય-વેત્તાએ આમ સ્પષ્ટ અર્થ કર્યો તો પણ રાજા તેનો અર્થ ન સમજતો હોવાથી કોપવંત થયો અને કુંવર તથા જોશી ઉપર કોપ સાથે ઘાત કરવાની ચિંતવના કરવા લાગ્યો. એટલું જ નહીં પણ તે બન્નેને ઠાર મારવા ઘણા સુભટોને તૈયાર કરાવ્યા, એ વાત જ્યારે

મદનમંજરીએ સાંભળી ત્યારે તે વખતે ત્યાં આવી રાજાને આ પ્રમાણે વિનવવા લાગી—"પિતાજી ! જે કામ કરીયે તે વિચારીને કરીયે તો તેથી હાંસીને પાત્ર ન થવાય, અને જગતમાં ઘણો યશ પ્રાપ્ત થાય. વિચારી જુઓ કે—કુળ તો આચારથી જ ઓળખાય છે, તે છતાં પણ આવી વાતો સાંભળી કાચા કાનનું થવું એ યોગ્ય નથી. માટે ઉંડી તપાસ કરી કામ કરો કે જેથી પાછળ પસ્તાવું ન પડે." ઇત્યાદિ કહી દાખલા દલીલ વડે રાજાના મનમાં પોતાના કથનની હીલચાલ કરી. એથી રાજાએ કુંવર પ્રત્યે પૂછ્યું કે-"તમારો વંશ જાહેર કરો કે જેથી સંશય દૂર થાય." કુંવરે આનંદિત ચ્હેરે કહ્યું—"જે ઉત્તમ જન હોય તે પોતાની પ્રશંસા પોતાના મુખેથી કેમ કહી શકે ? માટે કામ મારફત હું કુળ ઓળખાવીશ. આપ આપનું સઘળું લશ્કર તૈયાર કરાવી, મારા હાથમાં ફક્ત એક તરવાર આપો એટલે ક્ષત્રી છું કે આ કુટુંબનો સગો છું એ તરત જણાતા મારૂં કુળ પ્રકટ થઇ જશે. કેમકે ક્ષત્રીની ખરી પરીક્ષા લડાઇના મેદાનમાં તરવારથી થાય છે. માથું મુંડાવ્યા પછી નક્ષત્ર ને વાર પૂછે તેવી કહેવત આપે સાચી કરી બતાવી. એમ છતાં પણ તુરત ખાત્રી કરવા માંગતા હો તો આજે બંદરમાં નાંગરા એલાં વહાણોની અંદર મારી પરણેલી બે સુંદરીઓ છે તેને તેડાવીને પૂછો કે બધો તે વિસ્તારપૂર્વક મારો અધિકાર (હકીકત) આદિથી અંત સુધી કહી બતાવશે. જેથી પરીક્ષા થશે. —૧૦ થી ૧૭

તેહને તેડાવા મોકલ્યા રે, રાયે નિજ પરધાન રે, ચ૦
તે જઈને તિહાં વિનવે હો લાલ;
તવ મયણા મન હરખીયાં રે, પામી આદરમાન રે, ચ૦
સહિ કંતે તેડાવીયાં હો લાલ. ૧૮
બેસી રયણ સુખાસને રે. આવ્યા રાય હજૂર રે, ચ૦
ભૂપતિ મન હરખ્યો ઘણું હો લાલ;
નયણે નાહ નિહાલતાં રે, પ્રગટ્યો પ્રેમ અંકૂર રે, ચ૦
સાચેં જૂઠ નસાડીયું હો લાલ. ૧૯
વિદ્યાધર પુત્રી કહે રે, સઘલો તસ વિરતંત રે, ચતુર નર૦
વિદ્યાધર મુનિવર કહ્યો હો લાલ;
પાપી શેઠેં નાખીયો રે, સાયરમાં અમ કંત રે, ચતુર નર૦
વખતેં આજ અમે લહ્યો હો લાલ. ૨૦

તે સુણતાં જવ ઓલખ્યો રે, તવ હરખ્યો મન રાય રે, ચ૦
પુત્ર સગી ભગિની તણો હો લાલ;
અવિચાર્યું કીધું હતું રે, પણ આવ્યું સવિ ઠાય રે, ચ૦
ભોજન માંહે ઘી ઢલ્યું હો લાલ. ૨૧

નરપતિ પુછે ડૂંબને રે, કહો એ કિસ્યો વિચાર રે, ચ૦
તવ તે બોલે કંપતા હો લાલ;
શેઠે અમ્હ વિગોઇયા રે, લોભે થયા ખૂવાર રે, ચ૦
કુડું કપટ અમે કેલવ્યું હો લાલ. ૨૨

તવ રાજા રીસે ચઢયો રે, બાંધી અણાવ્યો શેઠ રે, ચ૦
ડૂંબ સહિત હણવા ધર્યો હો લાલ;
તવ કુંવર આડો વલી રે, છોડાવ્યો તે શેઠ રે, ચ૦
ઉત્તમ નર એમ જાણીયે હો લાલ. ૨૩

નિમિત્તિયો તવ બોલીયો રે, સાચું મુજ નિમિત્ત રે, ચ૦
એ બહુ માતંગનો ધણી હો લાલ;
માતંગ કહીયે હાથીયા રે, તેહનો પ્રભુ વડ ચિત્ત રે, ચ૦
એ રાજેસર રાજીયો હો લાલ. ૨૪

**અર્થ:**—આ પ્રમાણે કુંવરનું બોલવું સાંભળીને રાજાએ તે બંને સુંદરીઓને બોલાવવા તુરત પોતાના પ્રધાનને બંદર પર મોકલ્યો, એટલે તે બંદર પરનાં વહાણમાં પહોંચી સુંદરીઓ પ્રત્યે વીનવવા લાગ્યો કે—“આપના સ્વામીનાથ અહીં છે અને આ પ્રમાણે વાત બની છે માટે આપને બોલાવવા આવ્યો છું.” વગેરે વગેરે કહ્યું, એટલે સ્ત્રીઓ આદરમાન પામી એથી તેણીઓનાં મન હર્ષવંત થયાં અને વિચારવા લાગી કે—“દેવી વચન પ્રમાણે મહિનાની મુદત પૂરી થવાને લીધે નક્કી સ્વામીનાથે તેડાવ્યા છે, માટે જવું જ જોઈએ.” એમ વિચારી રત્નસુખાસનમાં બેસી રવાના થઈ રાજા હજુર આવી પહોંચી. એ જોઈ રાજાનું મન હર્ષવંત બન્યું તેમ જ સુંદરીઓએ પોતાના નાથને નજરે નિહાળતાં પ્રેમઅંકૂર પ્રકટ થયો. આ બનાવથી સાચે જૂઠને નસાડી દીધું. તે પછી રાજાના પૂછવાથી વિદ્યાધર પુત્રી **મદનમંજૂષાએ** જે વિદ્યાચારણ મુનિના મુખેથી સાંભળ્યો હતો તે બધો વૃત્તાંત કહી બતાવી વિશેષમાં કહ્યું કે—“પાપી ધવલશેઠે

**અર્થ:**—આ પ્રમાણે ભવિષ્ય સાચું પડવાથી રાજા બહુ રાજી થયો એથી તેણે જોશીને બહુ દાન માન આપી વિદાય કર્યો. (કવિ કહે છે કે—"હમેશાં જગતમાં તમામ ખજાનાઓ કરતાં વિદ્યારૂપી ખજાનો મોટો અલભ્ય છે; અને એથી સર્વે તે વિદ્યાની પ્રશંસા કરતાં કરતાં પોતપોતાને મુકામે ગયાં.") કુંવર પણ નવપદનું ધ્યાન ધરતો ધરતો પોતાના આવાસે ગયો અને ત્રણે સુંદરીઓ એકઠી મળી તે સાથે આનંદ વિનોદ કરવા લાગ્યો. જો કે ધવલશેઠે એ વખત ક્રૂર કર્મ કર્યું, છતાં પણ કુંવર તે વાત ધ્યાનમાં ન રાખતાં તેને પહેલાંની પેઠે જ પ્રીતિપૂર્વક પોતાની પાસે રાખી સ્નેહ જાળવતો હતો, પરંતુ આ રીતે જોયા છતાં ધવળશેઠનું મન તો ધવળ થયું જ નહીં; કેમકે કુંવરે ઉત્તમતા ન છોડી તો ધવળ પોતાની નીચતા કેમ છોડે? માટે દુર્જનના કુળની રીતિ ધવળે મનથી દૂર કરી જ નહીં. જે જેવો હોય તે તેવો જ રહેવા પરંપરાની રીતિ હોવાથી તે નિયમ પાળી ધવળશેઠ વિચારવા લાગ્યો—"મેં દરિયામાં નાખી તથા ડૂંબનું કલંક આપી **શ્રીપાલનું** નિકંદન કરવા ઉપાય હાથ ધર્યા; પણ તે બન્ને બાબતમાં મારા બેઉ હાથ હેઠા પડ્યા, અને એકે કાર્ય સિદ્ધ થયું નહીં, માટે હવે તો એ જ નિશ્ચય છે કે—પી ન શકું તો ઢોળી તો નાખું! એટલે કે મારે હાથ લક્ષ્મી અને બંને સ્ત્રીઓ ન આવી તેની ચિંતા નહીં, પણ એને ભોગવવા તો નહીં દઉં. બસ મારા હાથે જ એને ઠાર મારી નાખું એટલે બધી પંચાત મટી જાય." એવા ચોક્કસ વિચાર પર આવી, હાથમાં પાણીદાર કટારી લઈ જ્યાં સાતમે માળે કુંવર સુખશય્યામાં પોઢી રહેલ છે ત્યાં રાત્રીની વખતે શેઠ ચડવા ગયો; પરંતુ પાપનો ઘડો ભરાઈ આવતાં કૂટવાની તૈયારી પર પહોંચતા શેઠનો પગ લપસ્યો, જેથી તે ભોંય પર પડ્યો અને પોતાની પાણીદાર કટારી પોતાની જ સેવા કરનારી નીવડી–પેટમાં દાખલ થઈ પાપી શેઠને પાપના પ્રબળપણાને લીધે મરણને શરણ કરી સાતમી નરકે પહોંચતો કરી દીધો. જ્યારે લોકોએ પ્રભાતે ઉઠી ધવળશેઠની બૂરી ગતિ જોઈ ત્યારે એકઠા થઈ એમ જ બોલવા લાગ્યા કે—"ધિક્કાર છે એના જીવતરને કે એ સ્વામીદ્રોહી થયો, તો જેવું કુંવરનું એણે ચિંતવ્યું તેવું જ પોતાને માટે થયું. ઉગ્ર પાપ તુરત જ ફળે છે." વગેરે વગેરે વાણી વડે ફિટકાર આપ્યો. પરંતુ કુંવરે તો પાપી ધવળના મરણથી શોક ધારણ કરી તેનાં મૃતકારજ કર્યાં અને તેના ગુણો સંભાર્યાં કર્યા. કવિ કહે છે કે—સોનાને ચાહે તેટલું અગ્નિમાં તપાવિયે તો પણ તે પોતાનો અસલી રંગ જાળવી જ રાખે છે. નહીં કે તેવા સંયોગથી રંગ બદલી દે. (રીતિ જ છે કે અગરને કે ચંદનને અગ્નિમાં નાખી બાળીયે તો પણ તે સુગંધી જ આપ્યા કરે છે અને સજ્જનને બહુ સંતાપ આપીયે તો પણ દોષિનના દોષ તરફ નજર ન કરે.) તે પછી પાંચસેં વહાણોનો માલ માત્ર સંભાળી લીધો કે જેનાં ગણતાં પણ પાર ન આવે એટલી લક્ષ્મી હતી, જેથી તેની વ્યવસ્થા કરવા સંબંધી ધવળશેઠના સુબુદ્ધિવંત જે ત્રણ મિત્ર હતા તેમને અધિકારી કર્યા. કવિ કહે છે કે—ગુણના ખજાના રૂપ જે મનુષ્યો હોય છે તે



ચિત્ર ૧૧૧

આકાશમાંથી ઉતરતાં ચક્રેશ્વરી દેવી

(પાનું ૧૧૮)

અમારા નાથને દરિયામાં દગો દઈ નાખી દીધા હતા; પણ સારા ભાગ્યોદયના લીધે આ એક મહિને આજે પ્રાપ્ત થયા છે." જ્યારે આ પ્રમાણે બધી હકીકતથી રાજા વાકેફ થયો ત્યારે તો એ કુંવર સગી બ્હેનનો દીકરો (ભાણેજ) જ નીકળ્યો, એટલે રાજા મનમાં બહુજ રાજી થયો. આ પ્રમાણે ઓળખાણ પડવાથી રાજા વિચારમાં પડ્યો કે—"અવિચાર્યું–વગર વિચાર્યું કામ કરવા માંડયું હતું; પણ દૈવની અનુકળતાથી તે બધું ઠેકાણે આવ્યું. ઘી ઢળ્યું પણ ભોજનમાં જ ઢળ્યું." વગેરે વિચારી ડૂંબ પ્રત્યે રાજાએ પૃછ્યું—"તમે તમારો સગો બતાવો છો એ સંબંધમાં સત્ય વાત શું છે? તે જલ્દી કહો શી મતલબને લીધે આ પ્રપંચ રચના કરવી પડી?" આ પ્રમાણે રાજાએ પૂછ્યું એટલે ડૂંબો થરથરતા બોલ્યા કે—"અન્નદાતાજી! ધવળશેઠે અમને શિખવ્યું છે અને લાખ સોનામ્હોર મળવાના લોભને લીધે ખૂવાર થયા છિએ. પ્રભો! અમોએ જૂઠું જ કપટ કેળવ્યું છે; માટે દીન જાણી દયા કરો." એવું ડૂંબનું બોલવું સાંભળી રાજા ક્રોધવંત બની ધવળશેઠને બાંધી પોતાની હજુર મંગાવ્યો અને તે પછી તે શેઠ અને ડૂંબના ટોળાને ઠાર મારવાનો નિશ્ચય કરી રાજા બોલ્યો કે—"શેઠ અને ડૂંબ બેઉ દેહાંત દંડને યોગ્ય જ છે માટે તેમને ગરદન મારો." એમ હુકમ ફરમાવી તે બેઉને મારાઓને સ્વાધીન કર્યા. એટલે મોટા મનના કુંવરે આડે ફરી તે બેઉને મ્હોતની સજાથી બચાવ્યા. કવિ કહે છે કે—"ઉત્તમ નર આ પ્રમાણે ઓળખીયે કે જે અવગુણ ઉપર ગુણ કરે તે જ ઉત્તમ જન ગણાય છે." જ્યારે આ પ્રમાણે ચોખવટ થઈ ત્યારે ભવિષ્ય ભાખનાર જોશી બોલ્યો—"મહારાજ કેમ મારૂં નિમિત્તશાસ્ત્ર કિંવા ભવિષ્યવાણી હવે સત્ય છે કે નહીં? મેં કહ્યું હતું કે આ બહુ માતંગનો ધણી છે. માતંગ એટલે હાથી, તેઓનો જે પ્રભુ તે બહુ માતંગનો ધણી કહેવાય છે, માટે જ આ બહુ માતંગનો પ્રભુ, ઉદાર ચિત્તવંત અને રાજાઓનો પણ રાજા છે." —૨૧ થી ૨૪

નિમિત્તિયાને નૃપ દીએ રે, દાન અને બહુ માન રે, ચ૦
વિદ્યાનિધિ જગમાં વડો હો લાલ;
કુંઅર નિજ ઘર આવીયા રે, કરતા નવપદ ધ્યાન રે, ચ૦
મયણાં ત્રણે એકઠી મલી હો લાલ. ૨૫
કુંઅર પૂરવની પરે રે, પાલે મનની પ્રીત રે, ચ૦
પાસે રાખે શેઠને હો લાલ;
તે મનથી છંડે નહીં રે, દુર્જનની કુલ રીત રે, ચ૦
જે જેહવો તે તેહવો હો લાલ. ૨૬

બેહૂ હાથ ભૂંઈ પડયા રે, કાજ ન એકો સિદ્ધ રે, ચ૦
શેઠ ઇસ્યું મન ચિંતવે હો લાલ;
પી ન શકયો ઢોળી શકું રે, એહવો નિશ્ચય કીધ રે, ચ૦
એહને નિજ હાથે હણું હો લાલ. ૨૭

કુંઅર પોઢયો છે જિહાં રે, સાતમી ભૂંઈએં આપ રે, ચ૦
લેઈ કટારી તિહાં ચડયો હો લાલ;
પગ લપટયો હેઠે પડયો રે, આવી પહોતું પાપ રે, ચ૦
મરી નરકે ગયો સાતમી હો લાલ. ૨૮

લોક પ્રભાતે તિહાં મલ્યા રે, બોલે ધિક ધિક વાણ રે, ચ૦
સ્વામીદ્રોહી એ થયો હો લાલ;
જેહ કુંઅરને ચિંતવ્યું રે, આપ લહ્યું નિરવાણ રે, ચ૦
ઉગ્ર પાપ તુરત જ ફલે હો લાલ. ૨૯

મૃતકારજ તેહનાં કરે રે, કુંઅર મન ધરે શોક રે, ચ૦
ગુણ તેહના સંભારતો હો લાલ;
સોવન ઘણું તપાવીયે રે, અગ્નિ તણે સંયોગ રે, ચ૦
તોહી રંગ ન પાલટે હો લાલ. ૩૦

માલ પાંચસે વહાણનો રે, સવિ સંભાલી લીધ રે, ચ૦
લખમીનું લેખું નહી હો લાલ;
મિત્ર ત્રણ જે શેઠના રે, તે અધિકારી કીધ રે, ચ૦
ગુણનિધિ ઉત્તમ પદ લહે હો લાલ. ૩૧

ઇંદ્ર તણાં સુખ ભોગવે રે, તિહાં કુંઅર શ્રીપાળ રે, ચ૦
મયણાં ત્રણે પરવર્યો હો લાલ;
ત્રીજે ખંડે ઇમ કહી રે, વિનયેં ચોથી ઢાલ રે, ચ૦
સિદ્ધચક્ર મહિમા ફલ્યો હો લાલ. ૩૨

અર્થ:—આ પ્રમાણે ભવિષ્ય સાચું પડવાથી રાજા બહુ રાજી થયો એથી તેણે જોશીને બહુ દાન માન આપી વિદાય કર્યો. (કવિ કહે છે કે—"હમેશાં જગતમાં તમામ ખજાનાઓ કરતાં વિદ્યારૂપી ખજાનો મોટો અલભ્ય છે; અને એથી સર્વે તે વિદ્યાની પ્રશંસા કરતાં કરતાં પોતપોતાને મુકામે ગયાં.") કુંવર પણ નવપદનું ધ્યાન ધરતો ધરતો પોતાના આવાસે ગયો અને ત્રણે સુંદરીઓ એકઠી મળી તે સાથે આનંદ વિનોદ કરવા લાગ્યો. જો કે ધવલશેઠે બે વખત ક્રૂર કર્મ કર્યું, છતાં પણ કુંવર તે વાત ધ્યાનમાં ન રાખતાં તેને પહેલાંની પેઠે જ પ્રીતિપૂર્વક પોતાની પાસે રાખી સ્નેહ જાળવતો હતો, પરંતુ આ રીતે જોયા છતાં ધવળશેઠનું મન તો ધવળ થયું જ નહીં; કેમકે કુંવરે ઉત્તમતા ન છોડી તો ધવળ પોતાની નીચતા કેમ છોડે ? માટે દુર્જનના કુળની રીતિ ધવળે મનથી દૂર કરી જ નહીં. જે જેવો હોય તે તેવો જ રહેવા પરંપરાની રીતિ હોવાથી તે નિયમ પાળી ધવળશેઠ વિચારવા લાગ્યો—"મેં દરિયામાં નાખી તથા ડૂંબનું કલંક આપી શ્રીપાલનું નિકંદન કરવા ઉપાય હાથ ધર્યા; પણ તે બન્ને બાબતમાં મારા બેઉ હાથ હેઠા પડ્યા, અને એકે કાર્ય સિદ્ધ થયું નહીં; માટે હવે તો એ જ નિશ્ચય છે કે—પી ન શકું તો ઢોળી તો નાખું ! એટલે કે મારે હાથ લક્ષ્મી અને બંને સ્ત્રીઓ ન આવી તેની ચિંતા નહીં, પણ એને ભોગવવા તો નહીં દઉં. બસ મારા હાથે જ એને ઠાર મારી નાખું એટલે બધી પંચાત મટી જાય." એવા ચોક્કસ વિચાર પર આવી, હાથમાં પાણીદાર કટારી લઈ જ્યાં સાતમે માળે કુંવર સુખશય્યામાં પોઢી રહેલ છે ત્યાં રાત્રીની વખતે શેઠ ચડવા ગયો; પરંતુ પાપનો ઘડો ભરાઈ આવતાં ફૂટવાની તૈયારી પર પહોંચતા શેઠનો પગ લપસ્યો, જેથી તે ભોંય પર પડ્યો અને પોતાની પાણીદાર કટારી પોતાની જ સેવા કરનારી નીવડી-પેટમાં દાખલ થઈ પાપી શેઠને પાપના પ્રબળપણાને લીધે મરણને શરણ કરી સાતમી નરકે પહોંચતો કરી દીધો. જ્યારે લોકોએ પ્રભાતે ઉઠી ધવળશેઠની બૂરી ગતિ જોઈ ત્યારે એકઠા થઈ એમ જ બોલવા લાગ્યા કે—"ધિક્કાર છે એના જીવતરને કે એ સ્વામીદ્રોહી થયો; તો જેવું કુંવરનું એણે ચિંતવ્યું તેવું જ પોતાને માટે થયું. ઉગ્ર પાપ તુરત જ ફળે છે." વગેરે વગેરે વાણી વડે ફિટકાર આપ્યો. પરંતુ કુંવરે તો પાપી ધવળના મરણથી શોક ધારણ કરી તેનાં મૃતકારજ કર્યાં અને તેના ગુણો સંભાર્યાં કર્યાં. કવિ કહે છે કે—સોનાને ચાહે તેટલું અગ્નિમાં તપાવિયે તો પણ તે પોતાનો અસલી રંગ જાળવી જ રાખે છે. નહીં કે તેવા સંયોગથી રંગ બદલી દે. (રીતિ જ છે કે અગરને કે ચંદનને અગ્નિમાં નાખી બાળીયે તો પણ તે સુગંધી જ આપ્યા કરે છે અને સજ્જનને બહુ સંતાપ આપીયે તો પણ દોષિતના દોષ તરફ નજર ન કરે.) તે પછી પાંચસેં વહાણોનો માલ માત્ર સંભાળી લીધો કે જેનાં ગણતાં પણ પાર ન આવે એટલી લક્ષ્મી હતી, જેથી તેની વ્યવસ્થા કરવા સંબંધી ધવળશેઠના સુબુદ્ધિવંત જે ત્રણ મિત્ર હતા તેમને અધિકારી કર્યા. કવિ કહે છે કે—ગુણના ખજાના રૂપ જે મનુષ્યો હોય છે તે



ચિત્ર ૧૧૧   આકાશમાંથી ઉતરતાં ચક્રેશ્વરી દેવી   (પાનું ૧૧૮)



ચિત્ર ૧૧૨ ચક્રેશ્વરી દેવી તથા ક્ષેત્રપાલ વહાણમાં પહોંચ્યા (પાનું ૧૧૮)

મનુષ્યો ગુણના પ્રતાપથી અવશ્ય ઉત્તમ પદ—અધિકાર પ્રાપ્ત કરેજ છે. આ પ્રમાણે વ્યવસ્થા કરી **શ્રીપાલ**કુંવર ત્રણ સુંદરીઓથી પરવરેલો ત્યાં ઇંદ્રના સરખા સુખ ભોગવવા લાગ્યો. (**વિનયવિજયજી** કહે છે કે—આ **શ્રીપાળ** રાસના ત્રીજા ખંડની આ ચોથી ઢાળ તે એજ બતાવી રહેલ છે કે સિદ્ધચક્રજીનો મહિમા કેવો ફળદાયી છે કે જે **શ્રીપાલ** મહારાજને જેમ ફળ્યો તેમ તમો પણ તેજ પ્રમાણે ફળ મેળવો.) —૨૫ થી ૩૨

---

દોહા–છંદ

એક દિન રયવાડી ચઢયો, રમવાને શ્રીપાલ;
સાથ બહુ ત્યાં ઉતર્યો, દીઠો ઋદ્ધિ વિશાલ. ૧

સાર્થવાહ લેઈ ભેટણું, આવ્યો કુંઅર પાય;
તવ તેહને પૂછે ઇસ્યું, કુંઅર કરી સુપસાય. ૨

કવણ દેશથી આવીયા, કિહાં જાવા તુમ્હ ભાવ;
સાર્થવાહ તવ વીનવે, કરજોડી સદ્‌ભાવ. ૩

આવ્યા કાંતીનયરથી, કંબુદીવ ઉદ્દેશ;
કુંવર કહે કોઈક કહો, અચરિજ દીઠ વિશેષ. ૪

તેહ કહે અચરિજ સુણો, નયર એક અભિરામ;
કોશ ઇહાંથી ચારસો, કુંડલપુર તસ નામ. ૫

મકરકેતુ રાજા તિહાં, કપૂરતિલકા કંત;
દોય પુત્ર ઉપર હુઈ, સુતા તાસ ગુણવંત. ૬

નામેં તે ગુણસુંદરી, રૂપે રંભ સમાન;
જગમાં જસ ઉપમ નહીં, ચોસઠ કલા નિધાન. ૭

**અર્થઃ**—એક દિવસ **શ્રીપાલ**કુંવર રાજવાટિકા ફરવા (હવા ખાવા–રમવા) માટે ઉપવનની અંદર પરિવાર સહિત સ્વારી લઇ ગયો હતો. ત્યાં પુષ્કળ ઋદ્ધિવંત સથવારો ઉતરેલો કુંવરની નજરે પડયો. તેમજ સથવારાના આગેવાન સાર્થવાહની નજર પણ ભાગ્યવાન કુંવર તરફ પડી એટલે તેમને યુવરાજ જાણી તે સાર્થવાહ યોગ્ય ચીજોનું ભેટણું લઈ કુંવરની હજૂર આવ્યો. એટલે કૃપા સાથે કુંવરે આ પ્રમાણે પૂછ્યું—"સાર્થપતિ! તમો કયા દેશથી આવેલા છો? અને કઈ દિશા ભણી હવે જવાનો વિચાર છે?"

એ સાંભળી સાર્થવાહે કહ્યું કે—" અમે બધા કાંતિનગરથી આવેલા છિએ, અને અમારો કંબુદ્વીપ જવાનો વિચાર છે." ફરી કુંવરે પૂછયું કે—"જ્યારે તમોએ લાંબો પંથ પસાર કર્યો છે ત્યારે કહો કે એ પંથની અંદર કોઈ આશ્ચર્યકારી બનાવ જોયો છે?" સાર્થવાહે કહ્યું—" મહારાજ ! જે આશ્ચર્યકારી બનાવ નજરોનજર જોયો છે તે સાંભળો. કુંડલપુર નામનું એક શહેર છે કે જે અહીંથી બરોબર ચારસો ગાઉ દૂર છે. તે શહેરનો મકરકેતુ રાજા છે, તેની કર્પૂરતિલકા નામની રાણી છે. તે રાણીના પેટથી બે પુત્ર તેમ જ તે ઉપર એક ગુણવાન પુત્રી પેદા થએલ છે; કે જેણીનું નામ ગુણસુંદરી નામ પ્રમાણે સુંદર ગુણ ધરાવનારી છે અને રૂપમાં સ્વર્ગમાં વસનારી રંભા સરખી છે, એટલું જ નહીં પણ જગત ભરમાં તેણીના રૂપગુણની બરોબરી બતાવવા ઉપમા આપીયે તેવો કોઈ પદાર્થ પણ સરજાયેલ નથી. એટલે કે તે ગુણસુંદરી સ્ત્રીની ચોસઠે કળાઓનો ખજાનો જ છે. ૧ નૃત્ય, ૨ ઔચિત્ય, ૩ ચિત્રક, ૪ વાદ, ૫ મંત્ર, ૬ તંત્ર, ૭ જ્ઞાન, ૮ વિજ્ઞાન, ૯ દંભ, ૧૦ જલસ્તંભ, ૧૧ ગીતનાદ, ૧૨ તાલમાન, ૧૩ મેઘવૃષ્ટિ, ૧૪ ફળવૃષ્ટિ, ૧૫ આરામારોપણ, ૧૬ આકારગોપન, ૧૭ ધર્મ વિચાર, ૧૮ શુકન, ૧૯ ક્રિયાકલ્પ, ૨૦ સંસ્કૃત જલ્પ, ૨૧ પ્રાસાદનીતિ, ૨૨ ધર્મનીતિ, ૨૩ વર્ણિકાવૃદ્ધિ, ૨૪ સુવર્ણસિદ્ધિ, ૨૫ સુરભિતૈલકરણ, ૨૬ લીલાસંચરણ, ૨૭ ગજતુરંગ પરિક્ષણ, ૨૮ પુરુષ લક્ષણ, સ્ત્રી લક્ષણ, સામુદ્રિક, ૨૯ સુવર્ણ રત્નભેદ, ૩૦ અષ્ટાદશલિપિ પરિચ્છેદ, ૩૧ તત્કાલબુદ્ધિ, ૩૨ વાસસિદ્ધિ, ૩૩ વૈદ્યક, ૩૪ કામવિક્રિયા. ૩૫ ઘટભ્રમ, ૩૬ સારિપરિશ્રમ, ૩૭ અંજન, ૩૮ ચૂર્ણયોગ, ૩૯ હસ્તલાઘવ, ૪૦ વચનપાટવ, ૪૧ ભોજ્યવિધિ, ૪૨ વાણિજ્યવિધિ, ૪૩ મુખમંડન, ૪૪ શાલિખંડન, ૪૪ કથાકથન, ૪૬ પુષ્પગુંથન, ૪૭ વક્રોક્તિ, ૪૮ કાવ્ય શક્તિ, ૪૯ સ્ફારવેષ, ૫૦ સકલભાષા વિશેષ, ૫૧ અભિધાન જ્ઞાન, ૪૨ આભરણ પરિધાન, ૫૩ ભૃત્યોપચાર ૫૪ ગૃહાચાર, ૫૫ કાવ્યકરણ, ૫૬ પટનિરાકરણ, ૫૭ રંધન, ૫૮ કેશબંધન, ૫૯ વીણા નાદ, ૬૦ વિતંડાવાદ, ૬૧ અંકવિચાર, ૬૨ લોકવ્યવહાર, ૬૩ અંત્યાક્ષરિકા, ૬૪ પ્રશ્ન પ્રહેલિકા. એ ચોસઠ કલાનાં નામ અન્ય સ્થળે પ્રકારાંતરે પણ લખેલાં છે. એ ચોસઠે કલાની જાણ તે ગુણસુંદરી છે. —૧ થી ૭

રાગ રાગિણી રૂપ સ્વર, તાલ તંત વીતાન;
વીણા તસ બ્રહ્મા સુણે, થિર કરી આઠે કાન. ૮

શાસ્ત્ર સુભાષિત કાવ્ય રસ, વીણા નાદ વિનોદ;
ચતુર મલે જો ચતુરને, તો ઉપજે પરમોદ. ૯

ડહેરો ગાય તણે ગલે, ખટકે જેમ કુકહ્;
મૂરખ સરખી ગોઠડી, પગ પગ હિયડે દ્રુક. ૧૦

જો રૂઠો ગુણવંતને, તો દેજે દુઃખ પોઠિ;
દૈવ ન દેજે એક તું, સાથ ગમારાં ગોઠિ. ૧૧

રસિયા શું વાસો નહીં, તે રસિયા એક તાલ;
ઝૂરીને ઝાંખર હુવે, જિમ વિછડી તરૂડાલ. ૧૨

ઉક્તિ યુક્તિ જાણે નહીં, સૂઝ નહીં જસ સોજ;
ઇત ઉત જોઇ જંગલી, જાણે આવ્યું રોઝ. ૧૩

રોઝ તણું મન રીઝવી, ન શકે કોઈ સુજાણ;
નદી માંહિ નિશદિન વસે, પલળે નહીં પાષાણ. ૧૪

મરમ ન જાણે માંહિલો, ચિત્ત નહીં ઇક ઠોર;
જિહાં તિહાં માથું ઘાલતો, ફિરે હરાયું ઢોર. ૧૫

વલી ચતુરશું બોલતાં, બોલી ઇકિ દો વાર;
તે સહેલી સંસારમાં, અવર અકજ અવતાર. ૧૬

રસિયાને રસિયા મિલે, કેલવતાં ગુણ ગોઠ;
હિયે ન માયે રીઝ રસ, કહેણી નાવે હોઠ. ૧૭

પરખ્યા પાખે પરણતાં, ભુચ્છ મિલે ભરતાર;
જાય જન્મારો ઝૂરતાં, કિશ્યું કરે કિરતાર. ૧૮

તિણ કારણ તે કુંઅરી, કરે પ્રતિજ્ઞા સાર;
વીણા વાદે જીતશે, જે મુજ તે ભરતાર. ૧૯

**અર્થઃ**—હવે તે ગુણસુંદરીએ બાળપણથી જ વીણા વગાડવાનો અભ્યાસ કર્યો છે, તે કેવી રીતે કર્યો છે? તો કે ૧ રાગ, ૨ રાગિણી, ૩ રૂપ, ૪ સ્વર, ૫. તાલ, ૬ તંતાવતાન. એટલા ગુણયુક્ત વીણાના જે કાંઈ ભેદો છે તે સર્વને તે કુંવરી જાણે છે. તિહાં પ્રથમ રાગ ૭ પ્રકારના છે. તે જણાવે છે.

૧ **શ્રીરાગ. ૨ વસંત. ૩ પંચમ. ૪ ભૈરવ. ૫ મેઘ. ૬ નટનારાયણ.** એ ૭ રાગનાં નામ કહ્યાં હવે એકેકા રાગની છ છ રાગિણીઓ એટલે સ્ત્રીઓ છે, તેમનાં નામ કહે છે: (૧) મ્હારવા અથવા માલવી; ત્રિવેણી; કિદારા; ગૌરી; મધુમાધવી; બહારી.

(૨) દેશી; દેવગિરિ; બૈરાટી; બદ્રિકા; લલિતા; હિંડોલી. (૩) બિભાસ; ભૂપાલી; કરનાટી; બડહંસ; માલશ્રી અથવા વાઘેશ્વરી; પટમંજરી. (૪) ભૈરવી; ગુર્જરી; રેવા; ગુનકલી; બંગાળી; ભલી અથવા હેલી. (૫) મલ્હાર; સોરઠી; આશાવરી અથવા સામેરી; માલકોશ; ગંધાર; રસશૃંગાર અથવા હર શૃંગાર. (૬) કામોદી; કલ્યાણી; આહિરી; નાયકી; સારંગ; હમીરનાટ; એ છ રાગની છત્રીશ રાગણીઓનાં નામ કહ્યાં. હવે એકેકા રાગના વળી આઠ આઠ પુત્ર છે, તે વારે છએના મળી અડતાલીશ પુત્ર થાય, તેમાં છ મૂળ રાગ અને છત્રીશ રાગિણીઓ મેળવતાં સરવાળે નેવું ભેદ થયા. વળી એકેકા રાગની અને રાગિણીની ચાલ તેમાં કોઈની બે, કોઈની ત્રણ, કોઈની ચાર, કોઈની પાંચ, કોઇની છ, કોઇની સાત થાય. એ સર્વ એના ભેદ જ ગણાય. એમ બીજા પણ એના અનેક પ્રકારે ભેદ થાય છે, કેમકે ચક્રવર્તી પોતે મૂલ છ રાગને પ્રરૂપે અને તેની સ્ત્રી ૬૪૦૦૦ છે, તે પ્રત્યેક એકેકી સ્ત્રી, વળી નવનવી દેશીએ કરી ભર્તારની સ્તવના કરે, તે વારે ચોસઠ હજાર દેશીઓ સર્વ જુદી જુદી રીતે ગવાતાં સર્વ મળી ચોસઠ હજાર ભેદો થાય. તેમજ વાસુદેવની બત્રીશ હજાર સ્ત્રીઓ છે, તિંહા બત્રીશ હજાર દેશીઓ ગવાય તે હાલ પણ બત્રીશ હજાર દેશીઓ ચાલુ છે, કેમકે છેલ્લા નવમા કૃષ્ણ વાસુદેવ થઇ ગયા તે વખતે બત્રીશ હજાર દેશીઓ ગવાતી હતી. તે પછી કોઈ ચક્રવર્તી થયો નથી, માટે બત્રીશ હજાર જ ચાલુ રહેલી છે. એ રીતે રાગના અનેક ભેદ છે. વળી તે રાગ રાગણીનાં રૂપ, તે જે જે રાગનો જેવો જેવો આકાર છે, તેવી રીતે રાગમાલાનાં ચિત્રામણ કરાય છે, તે શાસ્ત્રોક્ત સર્વના રૂપને જુદાં જુદાં તે ગુણસુંદરી જાણે છે, તેના આકાર કરી દેખાડે છે, તથા તેના પૂર્વે કરેલાં આકારને ઓળખે છે. વળી સ્વર સાત પ્રકારના છે, તેનાં નામ ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત, નિષધ એ સાત સ્વરનાં નામ કહ્યાં અથવા ૧ સા, ૨ રી, ૩ ગ, ૪ મ, ૫ પ, ૬ ધ, ૭ ની, એ સાત ભેદ જાણવા. વળી તાલના સાત ભેદ છે તે કહે છે. ધ્રૂઓ, માહો, પડુમનો, રૂપકો, જત્તિ, પડતાલો, એકતાલો એટલે એકતાલ, દ્વિતાલ, ત્રિતાલ, ઇત્યાદિ તાલના સાત ભેદ જાણવા. વળી તંતુવિતાન એટલે તંતનું વિસ્તારવું, તિહાં કોઈ વીણા ચાર તંતુની હોય, કોઈ છ તંતુની, કોઇ સાત તંતુની હોય, તેનું સંકોચવું, વિસ્તારવું તેને આકુંચન પ્રસારણ કહીએ. તથા વીણા તંતુનું ચઢાવવું, ઉતારવું, તે સર્વ તંતુનો વિતાન કહીએ ઈત્યાદિક અનેક વાતો વીણા સંબંધી છે, તે સર્વ રાગના ગ્રંથોથી જાણવી. એવી રીતે રાગ, રાગિણી, રૂપ, સ્વર, તાલ અને તંતુવિતાન, એ છ તેણે કરી સંયુક્ત જે વારે ગુણસુંદરી વીણા બજાવે છે તે વારે તે વીણાનો જે શબ્દ તેના ગુણથી રંજિત થયો થકો ચાર મુખને ધારણ કરનારો એવો જે બ્રહ્મા, તે પણ પોતાના આઠે કાનને સ્થિર કરીને તે વીણા સાંભળવાને ઉજમાલ થાય છે, તો બીજા સામાન્ય જનો સાંભળવાને તત્પર થાય તેમાં તો શું જ કહેવું?

વળી (શાસ્ત્ર કે.) ધર્મ શાસ્ત્ર, વિજ્ઞાન શાસ્ત્ર, શબ્દશાસ્ત્ર, આગમશાસ્ત્ર, જ્યોતિષ

શાસ્ત્ર, નિમિત્તિ શાસ્ત્ર, વૈદ્યક શાસ્ત્ર, પુરાણુ શાસ્ત્ર. હવે શાસ્ત્રના ચાર યોગ કહ્યા છે તેનાં નામ કહે છે. એક ધર્મ કથાનુયોગ, બીજો ચરણુ કરણાનુયોગ, ત્રીજો ગણિતાનુયોગ, અને ચોથો દ્રવ્યાનુયોગ, ઈત્યાદિ સર્વ શાસ્ત્ર કહેવાય છે તે તથા (સુભાષિત કે.) જેમાં પ્રસ્તાવોચિત્ત ભલાં વચન હોય, એવા પ્રસ્તાવિક શ્લોક જે ચાણાક્ય પ્રમુખ તેના ભેદ સહિત તથા ગાથાઓના ભેદ, છંદની જાતિ, સવૈયા, કવિત્ત, કુંડલીયા, દોહા, ગાહા, હેલી પ્રહેલી ઈત્યાદિક સર્વ સુભાષિત જાણુવા, તથા (કાવ્ય કે.) હરિણી પ્રમુખથી માંડીને મહા દંડક પર્યંત નવનવા છંદની જાતિઓ. તિહાં જે અગ્યાર અક્ષરનું પદ તે કાવ્યની પહેલી જાતિ જાણવી ઇત્યાદિ. (રસ કે.) નવરસ, તેમનાં નામ કહે છે. શ્રૃંગારરસ, હાસ્યરસ, કરૂણરસ, રૌદ્રરસ, વીરરસ, ભયાનકરસ, બીભત્સરસ, અદ્ભુતરસ, અને શાંતરસ એ નવ રસ. તથા વળી ત્રણ પ્રકારના રસ તેમાં એક સ્થાયીરસ, બીજો સાત્વિક રસ ત્રીજો સંચારીરસ. એની ઉપર રાગ, અનુરાગ, અનુરતિ તેણે કરી યુક્ત તથા વળી વીણાનાદ તે વીણાના શબ્દ તથા જુદી જુદી જાતિનાં વાજિંત્રોના શબ્દ તે લોક ભાષાએ ત્રણ પ્રકારના છે. એક ઘા, બીજો વા, ત્રીજો પસરકો તથા વળી બીજા ચાર ભેદ કહે છે. એક ઘન તે તાલ પ્રમુખ, બીજો સુષિર તે વંશાદિક, ત્રીજો આનધ્ધ મુરજાદિક અને તંત તે વીણા પ્રમુખ. હવે પ્રથમના ત્રણ ભેદનો અર્થ કહે છે. પ્રથમ ઘા તે ઢોલ, પડહો, મૃદંગ, પખાવજ, તાલ, કંસાલ, કરતાલ, પ્રમુખ જાણવા. બીજો વા તે શંખ, શરણાઈ, ભેરી, નફેરી, ભુંગલ, કરણાટ પ્રમુખ જાણવા. ત્રીજો ઘસરકો તે સારંગી પ્રમુખ જાણવા. ઈત્યાદિક સર્વ વાજિંત્ર જાણવા. હવે વીણાના સાત નામ છે તે કહે છે. વીણા, ઘોષવતી, વિપંચી, કંઠકૂણિકા, વલ્લકી, તંત્રી, પરિવાદિની. તે વીણાના સ્વામી જુદા જુદા હોય. શીવની વીણાનું નામ નાલંઘી. સરસ્વતીની વીણાનું નામ કચ્છપી. નારદને મહતી નામે વીણા હોય. સર્વને સમ્મત તે પ્રભાવતી નામે વીણા જાણવી. બ્રહ્માની બૃહતી નામે વીણા છે, તુંબુરૂની કલાવતી નામે વીણા, ચાંડાલની કંટોલી નામે વીણા, એ વીણાના ભેદ જાણવા. ઈત્યાદિક સર્વનો (વિનોદ કે.) રમણ તે ગુણસુંદરી છે, એટલે એ સર્વ ચાતુર્ય ગુણસુંદરીમાં છે. એમ સાર્થવાહ જે આવ્યો છે તે **શ્રીપાલ**ને કહે છે. વળી કહે છે કે હે સ્વામિન્! તે કુંવરી અત્યંત ડાહી છે, વળી ચતુર છે, માટે જો તે ચતુરને મળે તો જ પ્રમોદ ઉપજે અથવા ગુણવંતને ગુણવંત મળે તો જ શોભે. પરંતુ ચતુરને મૂર્ખનો સંયોગ થાય તો, જેમ તોફાની ગાયના ગળામાં બાંધેલ અણઘડ લાકડું ચાલતાં પગમાં અથડાઈ દુઃખ દે છે, તેમ મૂર્ખ સાથે થએલો સમાગમ, સહવાસ કે દોસ્તી પણ તેવું દે છે; કેમકે ડગલે ડગલે હઠવાદ કરવાને લીધે તે હૈયામાં સાલ્યા કરે છે. એમ તે રાજકન્યાએ માની લીધું છે, તથા તે કહે છે કે–'હે દૈવ! જો તું કદી ગુણવંત પર ગુસ્સે થઈ જાય તો તેના પર દુઃખની પોઠચો ભરીભરીને દઈ દેજે, પરંતુ તેને ગમારની સાથે વાત કરવી કે દોસ્તી કરવી એ અસહ્ય દુઃખ દઈશ નહીં. મતલબ કે અન્ય દુઃખો કરતાં મૂર્ખ સાથેનો

સહવાસ ઘણો જ દુઃખદાયી હોય છે. કારણ કે જો રસિકજનને અરસિકજનનો સમાગમ થાય તો તે રસિકજન એક હાથે તાળી પાડવા જેવો નકામો થઈ રહે છે. બેઉ એકસરખા હોય તો જ તાલ જામે છે; પણ એક સમજદાર અને બીજો બે સમજદાર હોય તો, જેમ ઝાડથી ટૂટી જૂદી પડેલી ઝાડની ડાળી સૂકાઈ ઝાંખરૂં થઈ જાય, તેમ તે મૂર્ખના સમાગમથી ચતુર રસિક, રસજ્ઞના વિયોગને લીધે ઝૂરીઝૂરીને ઝાંખરાં જેવો થઈ આખર નિર્જીવ બને છે. મતલબ એ જ કે તે મૂર્ખ યુક્તિ કે ઉક્તિ કશું જાણતો ન હોવાથી, તથા જેને કશી કામ કરવાની ચાતુરતા સંબંધી શોધનાં ઝૉજ-લક્ષણ પણ સૂઝતાં ન હોય અને જે આમતેમ જંગલીની પેઠે જોયા કરતો હોય, તે જાણે જંગલમાંથી પકડી આણેલું રોઝ હોયની ? તેવો ગમ વગરનો ગમાર હોય છે. તો તેવા ગમાર ને રીઝતું મન જગત ભરમાં કોઈ પણ ચતુરજન રીઝવી શકનાર છે જ નહીં; કેમકે ચતુરજનોની કારીગરી; જે પોતાની વાત સાંભળે-મર્મ સમજે-ધ્યાન આપે તેના પર ચાલી શકે છે અને તેવા ઉપર તેઓ વચનની અસર કરી શકે; પણ જે ઉંહું કરે કે આડું જોઈ બોલ્યા ભણી ધ્યાન જ ન આપે તો પછી વચનની અસર શી રીતે કરી શકે ? જુઓ કે-મગશેલીઓ પથરો રાત ને દહાડો નદીના જળપ્રવાહમાં પડ્યો રહે છે, તો પણ તે જરા પલળતો નથી, તે જ રીતે રાતદિન ચતુરના સહવાસમાં રહ્યા છતાં મૂર્ખ પણ મૂર્ખનો મૂર્ખ જ રહે છે. કારણ કે તે સહવાસમાં રહેવા છતાં કહેલી કોઇ પણ વાતનો મર્મ સમજી શકતો નથી, કેમકે તેનું ચિત્ત એક ઠેકાણે હોતું નથી, પણ સેંકડો બાબતમાં ભટકતું હોય છે. એટલે પછી તે હરાયા ઢોરની પેઠે માથું મારી ફરનાર મૂર્ખનું મન ક્યાંથી ઠેકાણે હોય કે તે વાતની અંદરનું રહસ્ય સમજી શકે ? અને જ્યારે ન સમજી શકે ત્યારે તેની અસર કે તેનો આનંદ શી રીતે પ્રાપ્ત થઈ શકે ત્યારે જેવો ને તેવો જ રહે એમાં નવાઇ પણ શી ? આમ હોવાથી હે મહારાજ ! તે રાજકુમારી પોતાની સાહેલીઓ પ્રત્યે કહ્યા કરે છે કે-'હે સખીઓ ! જે ચતુરની સાથે વાત કરવા વખતે એક બેવાર બોલ્યા છતાં પણ વળી બોલવાનું મન થાય તેવા ચતુરનો સહવાસ થાય તો તે સંસાર લેખે છે, નહીં તો એ વિનાના મૂર્ખનો સમાગમ થાય તો બેશક અવતાર અલેખે-નકામો જ થઈ પડે; કેમકે રસિકજનને રસિકજનનો મેલાપ થાય અને તે સાથે ગુણગોષ્ઠિરૂપ વાર્તાલાપ કરતાં જે આનંદરસ પ્રાપ્ત થાય છે, તે આનંદરસ હૈયામાં પણ સમાઈ શકતો નથી, તેમ તે રસની કહેણી પણ હોઠ પર આવી શકતી નથી; એટલે કે ઉભરાઇ જાય એટલો આનંદરસ છતાં કહીને સમજાવી શકાતો નથી; કેમકે અનહદ આનંદ હોય છે. તો તે હદ વગરના આનંદનું શી રીતે ખરેખરૂં વર્ણન કરી શકાય ? માટે જ જો પરીક્ષા કર્યા વિના પરણવામાં આવે ને કદી ખરાબ ભરતાર મળે, તો આખો જન્મારો ઝૂરતાં જાય, તેમાં પછી કીરતાર પણ શું કરે ?' આવું ગુણસુંદરીનું માનવું હોવાથી આ કારણને લીધે હે રાજન્ ! તેણીએ પ્રતિજ્ઞા કરી છે કે-'જે નર મને વીણાના વાદમાં જીતશે, તે નર જ મારો ભરતાર થશે.'

( આમ હોવાથી તે શહેરની શી હાલત થઈ છે તે હવે હું કહું છું તે કૃપા કરી સાંભળો. ) —૧ થી ૧૯

---

ઢાળ પાંચમી—ચાદરા ગોખલાં ઉપર મેહ ઝરુખે વીજળી—એ દેશી.

તેહ પ્રતિજ્ઞા વાત નયરમાં ઘર ઘરે હો લાલ, નયર૦
પસરી લોક અનેક, બનાવે પરેં પરેં હો ,, બનાવે૦
રાજકુમાર અસંખ્ય તે, શીખણ સજ્જ થયા હો ,, શી૦
લેઈ વીણા સાજ તે, ગુરૂ પાસેં ગયા હો ,, ગુરૂ પા૦ ૧

ત્રણ ગ્રામ સ્વર સાત કે એકવીશ મૂર્ચ્છના હો ,, કે૦
તાન ઓગણપચ્ચાશ ઘણી વિધ ઘોલના હો ,, ઘ૦
વિદ્યાચારજ એક સધાવે શીખવે હો ,, સધાવે૦
કરે અભ્યાસ જુવાન તે ઉદ્યમ નવનવે હો ,, તે૦ ૨

શાસ્ત્ર સંગીત વિચક્ષણ દેશ વિદેશના હો ,, કે, દે૦
કરે સભા માંહે વાદ તે નાદ વિનોદના હો ,, તે૦
માસ માસ પ્રતિ હોય તિહાં ગુણ પારીખાં હો ,, તિ૦
સુણતાં કુમરી વીણ સવે પશુ સારીખાં હો ,, સ૦ ૩

ચહુટામાંહે વીણ વજાવે વાણીયા હો ,, વજાવે૦
ન કરે કોઇ વ્યાપાર તે હોંસી પ્રાણીયા હો ,, તે૦
ઇણી પરે વરણ અઢાર ઘરોઘર આંગણે હો ,, ઘ૦
સઘળે મેડી માલેં વીણા રણઝણે હો ,, કે, વી૦ ૪

ગાયો ચારે ગોવાળીયા વીણ વજાડતા હો ,, તે૦
રાજકુંઅરી વિવાહ મનોરથ ભાવતા હો ,, મિલે૦
સૂનાં મૂકી ક્ષેત્ર મિલે બહુ કરસણી હો ,, મિલે૦
શીખે વીણ બજાવણ હોંસ હિયે ઘણી હો ,, કે, હોં૦ ૫

તેહ નયરમાંહિ એહવું કૌતુક થઇ રહ્યું હો ,, કૌતુ૦
દીઠે વીણ તે વાત ન જાયે પણ કહી હો ,, ન જાયે૦

સુણી કુઅર તે વાત હિયે રીઝયો ઘણુ હો લાલ હિયે૦
સાગથવાહને સાગ દીએ વધામણુ હો ,, દીએ૦ ૬

**અર્થ:**—આ પ્રમાણે કુવરીની કરેલી પ્રતિજ્ઞા સબધી વાત કુડલપુરની અદર ઘરોઘર પસરી–ફેલાઈ ગઈ (કે ગમે તે નાતજાતનો હોય પણ જો તે વીણાવાદમા કુવરીને જીતે તો તે તે નરને જ પરણશે ) જેથી લોકો તરેહતરેહવાર રીતે વીણાખ્યાલના ચણતર બનાવવા લાગ્યા ને પાર વગરના રાજકુમારો પણ ત્યા આવી વીણાવાદ્યનો અભ્યાસ કરવા તત્પર થઈ વીણા સબધી સાધનો લઈ ગુરૂની પાસે ગયા છે ત્યા એક વીણા સબધી વિદ્યાની તાલીમ આપનાર વિદ્યાચાર્ય છે તે તેઓને વીણાવિદ્યા સધાવે છે ને શીખવે છે કે વીણામા આદિ, મધ્ય ને અત એમ ત્રણ ગ્રામ છે સા–રી–ગ–મ–પ–ધ–ની એ સાત સ્વર છે એકવીશ (પીતળની તરઓરૂપ) મૂર્છનાઓ છે અને તાન ઓગણપચાશ છે, તથા મીડ–મુરકી–ઘ્રૂજરી વગેરેની ખૂબી વગેરે તો પાર વગરની છે આમ કેળવણી આપવાથી યુવાન પુરુષો નવીન નવીન ઉમગસહ અભ્યાસ કર્યા કરે છે આવી રીતે સગીત (ગાવા બજાવવા સબધી ) શાસ્ત્રના જાણનાર દેશી પરદેશી ડાહ્યા પુરુષો ત્યા આવીને વીણાના નાદ સબધી સભામા વાદ કર્યા કરે છે એટલે કે દર મહિને વીણા શીખેલાઓની પરીક્ષા લેવામા આવે છે, પણ જ્યારે કુવરીના હાથની વીણા સાભળવામા આવે છે ત્યારે તે બધા વીણા બજાવનાર તદ્દન ઢોર જેવા જ જણાઈ આવે છે રાજકુવરો જ વીણા શીખવા મચ્યા છે એમ નથી, પરતુ વાણીઆ પણ બજારમા વીણા જ બજાવે છે, કેમકે રાજકુવરી પરણવાની હોશને લીધે તમામ વ્યાપાર બધ કરી વીણાના વ્યાપારમા લીન થયા છે આમ હોવાથી અઢારે વર્ણના ઘરઘરને આગણે ને મેડી–માળમા વીણા જ રણ ઝણ્યા કરે છે વળી વગડાની અદર ગાયોને ચરાવતા ગોવાળિયાઓ પણ રાજકુવરીના વિવાહ કરવાના મનોરથની ભાવના ભાવતા વીણા બ તવી રહેલ છે અને ખેડુતો પણ પાકેલા ઊભા ક્ષેત્રો છોડી અપાર હોશને લીધે એકગ્ર થઈ તે પણ વીણા વગાડતા શીખી રહેલ છે એથી એ શહેરમા જે કૌતુક થઈ રહ્યુ છે, તે કૌતુકનો ખરો ખ્યાલ નજરો નજર જોવાથી જ થાય તેમ છે, પણ કઈ કહેવાથી પાર અને આનદની સીમા આવે તેમ નથી " આ પ્રમાણે સાર્થવાહે કહી બતાવેલી વાત સાભળી કુવર ઘણો જ મનમા રાજી થયો અને સાર્થવાહને ઉત્તમ વધામણી આપીને વિદાય કર્યો —૧ થી ૬

આવ્યો નિજ આવાસ કુવર મન ચિતવે હો લાલ, ચિ૦
નયર રહ્યુ તે દૂર તો કિમ જાચ્યુ હવે હો ,, તો કિ૦
દેત વિધાતા પાખ તો માણસ ઝબડા હો ,, તો મા૦
ફરિ ફરિ કૌતુક જોત જૂવે જિમ સૂઅડા હો ,, જૂ૦ ૭



ચિત્ર ૧૧૭ ધવલશેઠની સાથે વાત કરતો ડૂંબ નાયક (પાનું ૧૨૪)



૧૧૮ ડૂંમનાયકને શ્રીપાલના હાથે માન અપાવે છે (પાનું ૧૭૫)



ચિત્ર ૧૧૯ વસુપાળ રાજા ડૂંબનાયક ઉપર પ્રસન્ન થાય છે (પાનું ૧૨૫)



ચિત્ર ૧૭૦ ડૂબનાયકને શ્રીપાલના હાથે પાનનુ બીડુ અપાવે છે (પાનુ ૧૦૫)

સિદ્ધચક્ર મુજ એહ મનોરથ પૂરશે હો લાલ મનોરથ૦
એહિજ મુજ આધાર વિઘન સવિ ચૂરશે હો ,, વિઘ૦
થિર કરી મન વચ કાય રહ્યો ઇક ધ્યાન શું હો ,, રહ્યો૦
તન્મય તત્પર ચિત્ત થયું તસ ગ્યાન શું હો ,, થયું૦ ૮

તતખિણ સોહમવાસી સૂરવર આવીયો હો ,, દેવ૦
વિમલેસર મણિહાર મનોહર લાવીયો હો ,, મનો૦
થઈ ઘણો સુપ્રસન્ન કુંવર કંઠે ઠવે હો ,, કુંવર૦
તેહ તણો કર જોડી મહિમા વરણવે હો ,, મહિમા૦ ૯

જેહવું વંછે રૂપ તે થાયે તતખીણે હો ,, તે થાયે૦
તતખીણ વાંછિત ઠામ જાયે ગયણાંગણે હો ,, જાયે૦
આવે વિણ અભ્યાસ કલા જે ચિત્ત ધરે હો ,, કળા૦
વિષના વિષમ વિકાર સઘલા સંહરે હો ,, તે૦ ૧૦

સિદ્ધચક્રનો સેવક હું છું દેવતા હો ,, કે હું છું૦
કેઈ ઉદ્ધરીયા ધીર મેં એહને સેવતા હો ,, કે એહને૦
સિદ્ધચક્રની ભક્તિ ઘણી મન ધારજો હો ,, ઘણી૦
મુજને કોઈક કામ પડે સંભારજો હો ,, પડે૦ ૧૧

**અર્થઃ**—પછી **શ્રીપાલ**કુંવર સંધ્યા સમયે પોતાના આવાસમાં આવી વિચારવા લાગ્યો કે—"કુંડલપુર તો ઘણું છેટે રહેલ છે તો ત્યાં શી રીતે પહોંચાય ? અહા ! જો દૈવે મનુષ્યોને પાંખો આપી હતે તો માણસ સારા સુખસાધનવાળા ગણાત; કેમકે તે પોપટ વગેરે પંખીઓની પેઠે દેશવિદેશમાં ફરી ફરીને કૌતુક દેખતા હોત, પણ મારો આ મનોરથ તો સિદ્ધચક્રજી મહારાજ પૂર્ણ કરશે અને એ જ મને આધારરૂપ હોવાથી મારાં સર્વ વિઘ્નો ચૂરી નાખશે જ." ઇત્યાદિ વિચારી તન મન વચનને સ્થિર કરી એક સિદ્ધચક્રજીના જ ધ્યાનમાં લીન રહ્યો. એટલું જ નહિ પણ તે ધ્યાનમાં તદાકાર થઈ જવા પોતાના ઉત્તમ જ્ઞાનદ્વારા પોતાનું ચિત્ત તત્પર કર્યું. ધ્યાનની એકાગ્રતા થવાથી તે જ વખતે સૌધર્મ દેવલોકનો રહેનાર વિમળેશ્વર યક્ષ મનોહર મણિયોનો હાર લઈ ત્યાં આવ્યો અને બહુ જ પ્રસન્ન થઈને તે હાર કુંવરના કંઠમાં પહેરાવી હાથ જોડી (તે હારનો)

મહિમા વર્ણવવા લાગ્યો—"આ હારના પ્રભાવ વડે જેવું રૂપ કરવાની ચાહના કરશો તેવું થશે, તથા જ્યાં જવાની ઇચ્છા હશે ત્યાં તુરત જ આકાશ માર્ગે જઈ શકશો. વગર અભ્યાસ કર્યે જે કળા શીખવાનો ચિત્તમાં ઈરાદો કરવાથી તુરત જ તે કળા પૂરેપૂરી રીતે આવડી જાય છે અને સ્થાવર જંગમ વિષના વસમા વિકારો પણ આના ન્હવણજળથી તે જ ક્ષણે નાશ થાય છે. હે કુંવર! હું સિદ્ધચક્રજીનો સેવક દેવ છું અને મેં કેઈક સિદ્ધચક્રજીના સેવન કરનારાઓને ચિંતા, દુઃખથી પાર કરેલ છે; માટે કહું છું કે તમો પણ એ જ સિદ્ધચક્રજીની ભક્તિ વિશેષ પ્રકારથી મનની અંદર ધારણ કરજો અને કાંઈ પણ કામ પડે તો તુરત મને યાદ કરજો કે જેથી હાજર થઈ સકળ મન કામના સિદ્ધ કરીશ." —૭ થી ૧૧

એમ કહીને દેવ તે નિજ થાનક ગયો હો લાલ, તે નિજ૦
કુંઅર પોઢયો સેજ નિચિંતો મન થયો હો ,, નિચિંતો૦
જાગ્યો જિસે પરભાત તિસે મન ચિંતવે હો ,, તિસે૦
કુંડલનયર મઝાર જઈ એસું હવે હો ,, જઈ૦ ૧૨

નયણ ઉઘાડી જામ વિલોકે આગળે હો ,, વિલોકે૦
દેખે ઊભો આપ નયરની ભાગળે હો ,, નયર૦
દીઠા તિહાં દરવાન તે વીણ વજાવતા હો ,, તે વીણ૦
રાજકુંઅરીનાં રૂપ કલા ગુણ ગાવતા હો ,, કલા૦ ૧૩

ચિત્ત માંહિ ચિંતી રૂપ કરે તિહાં કૂબડું હો ,, કરે૦
ઉભડ શીશ નિલાડ વદન જિશ્યું તુંબડું હો ,, વદન૦
ચૂએ ચૂંચી આંખ દાંત સવિ મોકલા હો ,, દાંત૦
વાંકા લાંબા હોઠ રહે તે મોકલા હો ,, રહે તે૦ ૧૪

ચિહું દિશિ બેઠું નાક કાન જિમ ઠીકરા હો ,, કાન૦
પૂંઠ ઉંચી ખંધ હિયે બિહું ટેકરા હો ,, હિયે૦
કોટ કેડ ઉર પેટ મિલિ ગયાં હૂંકડા હો ,, મિલિ૦
ટૂંકી સાથળ જંઘ હાથ પગ ટૂંકડા હો ,, હાથ૦ ૧૫

ઠક ઠક ઠવતો પાય નયર માંહિ નીકલ્યો હો લાલ નયર૦
તે નિહાળી લોક ખલક જોવા મિલ્યો હો ,, ખલક૦
જિહાં શીખે છે વીણ-કલા તિહાં આવીયો હો ,, કળા૦
આવ્યા રાજકુમાર મલી બોલાવીયા હો ,, મળી૦ ૧૬

**અર્થઃ**—આ પ્રમાણે કહીને દેવ પોતાના સ્થાનકે ગયો. કુંવર સુખશય્યામાં નિશ્ચિંત મનવાળો થઈ સૂઈ ગયો. જ્યારે પ્રભાત થયું અને જાગ્યો ત્યારે કુંવરે આંખ મીંચી મનમાં ચિંતવ્યું કે 'હું કુંડલપુર શહેરમાં જઈને બેસું.' આ પ્રમાણે ચિંતવ્યું કે હારના પ્રભાવથી પલકવારમાં ચિંતવેલા શહેરની ભાગોળે જઇને ઊભો અને આંખ ઉઘાડી જોયું તો તે શહેરની બહાર ઊભેલો જ જણાયો. ત્યાં તો દરવાજાના પહેરેગીર-દરવાનો પણ વીણા વગાડતા અને રાજકુંવરીનાં રૂપ, કળા, ગુણનાં ગાયનો ગાતા નજરે પડયા. એટલે કુંવરે મનમાં ચિંતવ્યું કે-"કૂબડાનું રૂપ થાઓ!" એવું વિચાર્યું કે દૈવી ચમત્કારથી એવું રૂપ થયું કે માથું અને કપાળ બેઉ ઉંચા દેખાવવાળાં, તૂંબડા જેવું મ્હોઢું, પાણી ઝરતી ચૂંચી આંખો, સિંખળવિંખળ થએલા દાંત, વાંકા તેમજ લાંબા અને એકબીજાને ન મળે એવા પહોળા હોઠ, ચોમેરથી ચપટું-બેસી ગએલું નાક, ઠીકરા જેવા કાન, ઉંચી અને ઘણી ખંધી પીઠ, બહુ ટેકરાવાળી છાતી, ડોક, કેડ, હૃદય અને પેટ એ બધાં એક બીજાથી મળી જઇ ઢુંકડાં આવ્યાં હોય તેવાં, ટુંકા કદની સાથળો અને પીંડીઓ, ટૂંકડા હાથ, પગ, અને ઠમકતી ચાલ-એવા વામણારૂપ સહિત હળવે હળવે ચાલતો કૂબડો શહેરમાં દાખલ થયો, કે તેને જોઈને લોકોનાં ટોળેટોળાં જોવા એકઠા થવા લાગ્યાં. પણ વામન તો તે લોકોને પૂછતો અને આનંદ બક્ષતો જ્યાં વીણાની કળા શીખવનાર આચાર્ય રહેતો હતો ત્યાં જઇ પહોંચ્યો. —૧૨ થી ૧૬

આવો આવો જુહાર પધારો વામણા હો લાલ, પધા૦
દીસો સુંદર રૂપ ઘણું સોહામણા હો ,, ઘણું૦
કિહાંથી પધાર્યા રાજ કહો કુણ કારણે હો ,, કહો૦?
કેહને દેશો મોહત જઈ ઘર બારણે હો ,, જઈ૦ ૧૭

કુબ્જ કહે અમે દૂર થકી આવ્યા અહીં હો ,, આ૦
હાંસું કરતાં વાત તુમ્હે સાચી કહી હો ,, તુમ્હે૦
વીણા ગુરૂની પાસ અમે પણ સાધશું હો ,, અમે૦
કરશે જો જગદીશ તો તુમથી વાધશું હો ,, તો તુમ૦ ૧૮

વિદ્યાચારીજ પાસ જઈ ઇમ વીનવે હો લાલ જઈ૦
વીણાનો અભ્યાસ કરાવો મુજ હવે હો ,, કરા૦
ખડગ અમૂલિક એક કર્યું તસ ભેટણું હો ,, કર્યું૦
તવ હરખ્યા ગુરૂ મહોત દિયે તસ અતિ ઘણું હો ,, દિયે૦ ૧૯

વીણા એક અનૂપમ દીધી તસ કરે હો ,, કે દીધી૦
દેખાડે સ્વર નાદ ઠેકાણાં આદરે હો ,, ઠેકાણાં૦
ત્રટ ત્રટ તુટે તાંત ગમા જએ ખસી હો ,, ગમા૦
તે દેખી વિપરીત સભા સઘલી હસી હો ,, સભા૦ ૨૦

**અર્થ**:—ત્યાં વીણાની કળા શીખતા રાજકુમારો પણ નવાઇભર્યું રૂપ જોઇ સ્હામે આવી હાસ્યવચનો બોલવા લાગ્યા—"આવો આવો પધારો વામણાજી ! જુહાર છે–તમને નમસ્કાર છે ! આપ તો સુંદર અને ઘણા જ સોહામણા રૂપવાળા દેખાઓ છો (!) રાજ ! કયાંથી પધાર્યા છો ? શ્યે કામે પધારવું થયું છે ? અને કોના ઘરને બારણે જઈ મહત્વતા આપશો ?" આ પ્રમાણે સાંભળી ગંભીર અને ગુણવંત વામનરૂપ કુંવરે જવાબ આપ્યો કે–"અમે દૂર દેશથી અહીં આવ્યા છિએ, અને તમોએ જે મશ્કરી કરતાં વાત કહી, પણ તે બધી સાચી જ કહી છે. ગુરૂ મહારાજની પાસે અમે પણ વીણાની કળાનું સાધન કરીશું અને જગદીશ કૃપા કરશે તો તમો બધાઓથી વીણાની કળામાં આગળ વધી વિજય જ મેળવીશું." એટલું કહીને વામન વિદ્યાચાર્યની પાસે જઇ આ પ્રમાણે વીનવવા લાગ્યો—"કૃપાળુ ! મને હવે વીણાનો અભ્યાસ કરાવો." એમ કહી તુરત મહા મૂલ્યવાળું એક ખડગનું ભેટણું કર્યું એ જોઈ ગુરૂ પણ રાજી થયા અને વામનને ઘણું માન આપી તેમણે એક અનુપમ વીણા તેના હાથમાં આપી. સ્વરથી થતી રાગની ઉત્પત્તિનાં ઠેકાણાં (સારીગમ વગેરે) બતાવવાનો આરંભ કર્યો. એટલે બીજા કુંવરોને હાસ્ય કરવાની મજા અને મૂર્ખતાનો ભાસ પ્રકટ થવાની જગા મળે તે માટે વામને તાંતો એટલી બધી તો ચડાવી દીધી કે ત્રટ ત્રટ કરી તે બધી તૂટી ગઈ અને ગમા–પડદા ખસી ગય. એ જોઇને કુંવરોની મળેલી સભા વિપરીત બનાવને લીધે હસવા લાગી. જો કે આ પ્રમાણે થયું તો પણ ગુરૂએ મેળવેલી ભેટ કિંમતી હોવાથી તે નુકસાન તરફ બેદરકારી બતાવી બીજી સુંદર વીણા આપી વામનને વીણા બજાવવાની કળા શીખવાડવા માંડી. —૧૭ થી ૨૦

હવે પરીક્ષા હેત સભા મહોટી મલી હો લાલ, સભા૦
ચતુર સંગીત વિચક્ષણ બેઠા મન રળી હો ,, કે બેઠા૦

આવી રાજકુમારી કલા ગુણુ વરસતી હો લાલ કલા૦
વીણા પુસ્તક હાથ જે પરતક્ષ સરસતી હો ,, જે પર૦ ૨૧

દરવાને દરબાર કુબજ જવ રોકીયો હો ,, કુબજ૦
દીધું ભૂષણુ રત્ન પછે નવી ટોકીયો હો ,, પછે૦
આવ્યો કુંવરી પાસ ઈચ્છારૂપી વડો હો ,, ઈચ્છા૦
કુંવરી દેખે સરૂપ બીજા સવિ કૂબડો હો ,, બીજા૦ ૨૨

સા ચિંતે મુજ એહ પ્રતિજ્ઞા પૂરશે હો ,, પ્રતિજ્ઞા૦
સફળ જનમ તો માનશું દુર્જન ઝૂરશેં હો ,, કે દુર્જ૦
જો એહથી નવિ ભાંજશે મનનું આંતરૂં હો ,, કે, મન૦
કરી પ્રતિજ્ઞા વયર વસાવ્યું તો ખરૂં હો ,, વસા૦ ૨૩

દાખે ગુરૂ આદેશેં નિજ વીણા કલા હો ,, કે, નિજ૦
જામ કુમાર કુમાર સમા મદ આકુળા હો ,, સમા૦
તામ કુમારી દેખાવે નિજ ગુણુ ચાતુરી હો ,, કે, નિજ૦
લોકે ભાખ્યું અંતર ગ્રામ ને સુરપુરી હો ,, કે, ગ્રામ૦ ૨૪

**અર્થઃ**—મુકરર કરેલા ઠરાવ મુજબ જ્યારે મહિનો પૂર્ણ થયે પરીક્ષાનો દિવસ આવ્યો ત્યારે પરીક્ષા લેવાને માટે મોટી સભા એકઠી થઈ અને તેમાં સંગીતશાસ્ત્ર વિચક્ષણ ચતુરજનોએ આવી મનની મોજ સાથે બેઠક લીધી. એટલે રાજકુમારી ગુણસુંદરી તેઓની વીણા કળા સંબંધી પરીક્ષા લેવા કળા તથા ગુણોની વૃષ્ટિ કરતી, તેમ જ વીણા અને પુસ્તક હાથમાં ધારણ કરીને જાણે સરસ્વતી દેવી જ આવી ન હોય ? તેવી દેખાતી ત્યાં આવી પહોંચી. કુંવરીને આવી જાણી વામનજી પણ તે દરબારમાં દાખલ થવા દરવાજા આગળ આવી પહોંચ્યા કે તેનું વામન સ્વરૂપ જોઈ અંદર જતાં દરવાને તુરત રોકયો. એટલે વામનજીએ પણ તુરત રોકવાનું કારણ ધ્યાનમાં લઇ દરવાનને એક રત્નજડિત દાગીનો બક્ષ્યો કે તેણે પણ તુરત અટકાવ્યા વગર વામનને અંદર જવા દીધો. વામન અંદર પ્રવેશ કરી જ્યાં કુંવરી ઊભી છે, ત્યાં ઇચ્છા પ્રમાણે રૂપ કરનાર કુબ્જકુંવર જઈ પહોંચ્યો. તેનું ખરૂં સ્વરૂપ તો માત્ર કુંવરી જ જોતી હતી; પરંતુ બીજા બધાઓ તેને કૂબડા રૂપે જ દેખતા હતા. કુબ્જને જોઈ કુંવરી ચિંતવવા લાગી—મારી પ્રતિજ્ઞા આ પુરુષ જ પૂર્ણ કરશે અને એમ થવાથી મારો જન્મ સફળ થશે, તથા જે જે મારા દુશ્મનો હશે

તે તે ઝૂરતા જ રહેશે. તેમ જ જો આ પુરુષથી મારા મનનું આંતરૂ નહિં ભાંગશે તો પછી આવી પ્રતિજ્ઞા કરીને મેં ખરેખરૂં નકામું બધાઓથી વૈર જ વસાવ્યું છે એમ જ માનવું પડશે." ઈત્યાદિ વિચાર કરે છે, એટલામાં તો ગુરૂએ તમામ વીણાના અભ્યાસી શિષ્યરૂપ મનુષ્યોને આજ્ઞા આપી કે તુરત બધા રાજકુમારો વગેરે ઉતાવળા થતાં, અહંકારયુક્ત બનતાં, આકળા થઈ પોતપોતાની વીણા બજાવી ચાતુરી બતાવી રહ્યા, ત્યારે ગુણસુંદરીએ પણ પોતાની વીણા સંબંધી ચાતુર્યતા બતાવી. એટલે સાંભળનારા લોકોએ કહ્યું કે–"કુંવરીની વીણાચાતુરી અને બીજાઓની વીણાચાતુરી વચમાં ગામડાં અને દેવપુરી જેટલો મોટો તફાવત છે." —૨૧ થી ૨૪

કુંવરી કલા આગેં હુઈ કુંવર તણી કલા હો લાલકે, કુંવ૦
ચંદ્રકલા રવિ આગે તે છાશ ને બાકુલા હો ,, તે છાશ૦
લોક પ્રશંસા સાંભળી વામન આવીયો હો ,, કે, વામ૦
કહે કુંડલપુરવાસી ભલો જન ભાવીયો હો ,, ભલો૦ ૨૫

કુંવરી શંકી તેણુ વીણા દિયે તસુ કરે હો ,, વીણા૦
કહે કુમાર અશુદ્ધ છે એ વીણા ધુરે હો ,, એ વીણા૦
વીણ સગર્ભને દાધો દંડ ગળે ગ્રહ્યું હો ,, કે, દંડ૦
તુંબડ તેણે અશુદ્ધ—પણું મેં તસ કહ્યું હો ,, પણું૦ ૨૬

દાખી દોષ સમારી વીણુ તે આલવે હો ,, વીણ૦
હુઈ ગ્રામની મૂર્ચ્છના કિંપિ ન કો ચવે હો ,, કે, કિંપિ૦
સૂતા લોકનાં લેઈ મુકુટ મુદ્રા મણિ હો ,, મુકુ૦
વસ્ત્રાભરણ લેઇ કરી રાશિ તે અતિ ઘણી હો ,, કે. રા૦ ૨૭

જાગ્યા લોક અછેરૂં દેખી એહવું હો ,, કે, દેખી૦
પૂર્ણ પ્રતિજ્ઞા કુમારી ચિત્ત હરખિત થયું હો ,, ચિત્ત૦
[ત્રિભુવનસાર કુમાર ગળે વરમાલિકા હો ,, ગળે૦
હવે ઠવે નિજ માને ધન્ય તે બાલિકા હો ,, ધન્ય૦]
વીણા નાદ વિનોદ તે રીઝી ખરી હો ,, કે, તો૦ ૨૮
કંઠે ઠવે વરમાલ તેહને કુંવરી હો ,, કે કુંવરી૦

વામન વરીયો જાણી નૃપાદિક દુઃખ ધરે હો લાલ નૃપા૦
તામ કુમાર સ્વભાવનું રૂપ તે આદરે હો ,, રૂપ૦

**અર્થઃ**—કુંવરની કળા પાસે બીજા રાજકુંવરોની કળા સૂર્યની કળા આગળ ચંદ્રની કળાની જેમ નિસ્તેજ–ઝાંખી થઈ પડે તેવી થઈ પડી છે; એટલુંજ નહિ પણ છાશ ને બાકળા જેવો મેળ થઈ પડચો."

આ પ્રમાણે કુંવરીની વીણાચાતુરી સંબંધી સભાજનોએ પ્રશંસા કરી, તે સાંભળીને વામનજી ત્યાં આવ્યો તેને જોઈને સઘળા જનો હાસ્યમાં બોલવા લાગ્યા કે–" આ કૂબડો કુંડલપુરના રહેનારા લોકોને ભલો પસંદ પડચો છે! કુંવરીએ તો જાણે પહેલાથી જ વામન સાથે સંકેત કરી મૂક્યો હોય નહિ તેવી રીતે વામનજી નજીક આવતાં તુરત જ પોતાના હાથમાંની વીણા તેના હાથમાં આપી. તે લઈ વામન બોલ્યો કે–" પહેલાં તો આ વીણા જ અશુદ્ધ છે; કેમકે આ વીણાના તુંબડાનો ગર્ભ બરાબર નથી અને તે ગર્ભરહિત થયું જ નથી. આ વીણાનો દંડ (વચ્ચેનું લાકડું) ગળે ગ્રહેલ છે એટલે જે લાકડું છે તે દાઝી ગએલ લાકડાનો બનાવેલો છે જેના લીધે બરોબર શુદ્ધ અવાજ કહાડી શકે તેમ નથી. માટે અશુદ્ધ વીણા મેં કહેલ છે" ઈત્યાદિ દોષ બતાવી પછી વીણાને બરોબર સમારી વામનજી આલાપ કરવા લાગ્યો અને સમયને અનુસરતો રાગ ગાઈ તેણે એવી તો ગ્રામમૂર્છના દ્વારા છાયા આપી, કે જેથી સાંભળનારાઓ મૂર્છાવંત બની ગયા, અને લાકડા જેવા થઈ રહ્યા. એટલે વામનજીએ તે શૂન્યચેતનાવાળાં લોકોના મુકુટ–શિરપેચ–પાઘડી અને વીંટી વગેરે, રત્નજડિત દાગીના તથા વસ્ત્રો એકઠાં કરી લઈ એક મોટો ઢગલો બનાવી મૂક્યો. જ્યારે લોકો મૂર્છામાંથી જાગ્યા ત્યારે પોતે દાગીના વસ્ત્રો ગુમાવી બેઠેલ તથા બેભાન થઈ ગએલ જોઈ તેઓ બહુ જ આશ્ચર્ય પામ્યા. આમ થવાથી કુંવરી પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ થવાને લીધે પ્રસન્ન મનવાળી થઈ અને સ્વર્ગ–મૃત્યુ–પાતાળ એ ત્રણે ભુવનની અંદર સારરૂપ કુંવર **શ્રીપાળ**ના ગળામાં વરમાળા પહેરાવી પોતાના જન્મને ધન્ય માનવા લાગી. જો કે કુંવરીએ તો મનમાન્યાને વર્યો, તો પણ વામન વરને વરવાથી કુંવરીના પિતા તથા અન્ય રાજાઓ વગેરે મનમાં દુઃખ ધરવા લાગ્યા. એ જોઈ **શ્રીપાળ**કુંવરે પોતાનું જે મૂળનું રૂપ હતું તે પ્રકટ કર્યું.

—૨૫ થી ૨૯

શશીરજની હરગૌરી હરી કમલા જિશ્યો હો લાલ, હરી૦
યોગ્ય મેલાવો જાણી સવિ ચિત્ત ઉલ્લસ્યો હો ,, સવિ૦ ૨૯
નિજ બેટી પરણાવી રાજા ભલી પરે હો ,, રાજા૦
દિયે હયગય ધણ કંચણ પૂરે તસ ઘરે હો ,, પૂરે૦

પુણ્ય વિશાળ ભૂજાય તિહાં લીલા કરે હો લાલ તિહા૰
ગુણસુંદરીની સાથ શ્રીપાલ તે સુખ વરે હો ,, શ્રીપા૰ ૩૦
ત્રીજે ખંડે ઢાલ રસાલ તે પાચમી હો ,, રસા૰
પૂરીએ અનુકૂલ સુજન મન સંક્રમી હો ,, સુજ૰
સિદ્ધચક્ર ગુણ ગાતા ચિત્ત ન કુણ તણો હો ,, ચિત્ત૰
હરખે વરસે અમિય તે વિનય સુજશ ઘણો હો ,, તે૰ ૩૧

**અર્થ:**—એટલે તો જોઇયે તેવી જોડી મળેલી જોઈ, જાણે શરદપુનમની રાત્રી ત
શિવજી અને પાર્વતીજી તથા શ્રીકૃષ્ણ અને લક્ષ્મીજીની જોડી જેવી જોડી મળી હોયની ! તે
જણાવા લાગી, એથી સર્વના મન ઉલ્લાસવંત થતા રાજાએ પણ પ્રસન્નતાપૂર્વક પોતાની પુ
**શ્રીપાળકુવરને** ભારે મહોત્સવપૂર્વક પરણાવી, તથા હાથી, ઘોડા, ધન અને સોનુ વ
અર્પણ કરી કુવર **શ્રીપાલજીને** રહેવા આપેલ મહેલ પૂર્ણ ભરી દીધો વિશાળ ભુ
અને વિશાળ પુણ્યવંત **શ્રીપાળકુવર** ત્યા રહીને ગુણસુંદરીની સગાથે ઉત્તમ સુખસ
આનંદક્રીડા વિલસવા લાગ્યો ( **યશોવિજયજી** ) કહે છે કે–આ **શ્રીપાળ** રાસના ત્રી
ખંડની અંદર આ રસીલી પાચમી ઢાળ જે પૂર્વના કર્તા **વિનયવિજયજી** આ ઢાળ
રચના કરતા કરતા દેવલોક પહોચ્યા અને આ ઢાળ અધુરી મૂકી ગયા હતા તે જોઇ
તેવી રીતે મે પૂર્ણ કરી, તે સજ્જન પુરુષોના મનમા ગમી અને સહુ કોઇના મન
હર્ષનો વર્ષાદ વરસો તેમ જ તે પ્રાણી ઘણો વિનય અને સુયશ પામે એમ કહેતા બ
કવિવરોના નામ સૂચન કર્યા —૩૦ થી ૩

દોહા ૭૬

પુણ્યવંત જિહા પગ વરે, તિહા આવે સવિ ઋદ્ધિ,
તિહા અયોધ્યા રામ જિહા, જિહા સાહસ તિહા સિદ્ધિ. ૧

પુણ્યવંતને લચ્છિનો, ઇચ્છા તણો વિલબ;
કોકિલ ચાહે કંઠરવ, દિયે લુબ ભર અબ ૨

પુણ્યે પરિણતિ હોયે ભલી, પુણ્યે સુગુણ ગરિઠ્ઠ;
પુણ્યે અલિય વિઘન ટળે, પુણ્યે મિલે તે ઇઠ્ઠ ૩

**અર્થ**·—પુણ્યવંત મનુષ્ય જ્યા જ્યા પગ ધરે ત્યા ત્યા, જેમ જ્યા જ્યા રામચંદ્રજી
નિવાસ કરતા ત્યા ત્યા અયોધ્યા કહેવાતી, તેવી જ રીતે, જ્યા જ્યા સાહસ ત્યા ત્યા સિદ્ધિ



ચિત્ર ૧૨૧ શ્રીપાલ સૈન્ય સાથે લડવા તૈયાર થયો

(પાનું



ચિત્ર ૧૨૨ શ્રીપાલની બંને સ્ત્રીઓને પ્રધાન માનથી બોલાવે છે (પાનું ૧૨૯)



ચિત્ર ૧૨૩ શ્રીપાલની બંને સ્ત્રીઓ રાજાના દરબારમાં આવે છે (પાનું ૧૨૯)

પ્રાપ્ત થાય છે. પુણ્યવંત મનુષ્યને લક્ષ્મી મળવાનો વિલંબ ફક્ત ઇચ્છા ન કરે ત્યાં સુધીનો જ હોય છે. જેમ કોયલડી મીઠો અવાજ ઉચ્ચરવાની ઇચ્છા કરે છે કે તુરત આંબો મ્હોરથી તેની ઇચ્છા પૂર્ણ કરે છે તેમ. તેમ જ પુણ્યના પ્રભાવ વડે મનની પરિણતી—વિચારણા પણ સારી હોય છે, પુણ્યના પ્રભાવ વડે સારા ગુણો સહિત મોટાઈ પ્રાપ્ત થાય છે, પુણ્યના પ્રભાવ વડે વિઘ્નો દૂર જાય છે, અને પુણ્યના પ્રભાવ વડે ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થાય છે. —૧ થી ૩

---

ઢાળ છઠ્ઠી—સુણ સુગુણ સનેહી રે સાહિબા—એ દેશી

એક દિન એક પરદેશીયો, કહે કુંવરને અદ્દભુત ઠામ રે;
સુણો જોયણ ત્રણસેં ઉપરેં, છે નયર કંચનપુર નામ રે.
જૂઓ જૂઓ અચરિજ અતિ ભલું. ૧
તિહાં વજ્રસેન છે રાજિયો, અરિકાલ સબલ કરવાલ રે;
તસ કંચનમાલા છે કામિની, માલતી માલા સુકુમાલ રે. જૂ૦ ૨
તેહને સુત ચારની ઉપરે, ત્રૈલોક્યસુંદરી નામ રે;
પુત્રી છે વેદની ઉપરે, ઉપનિષદ યથા અભિરામ રે. જૂ૦ ૩
રંભાદિક જે રમણી કરી, તે તો એહ ઘડવા કર લેખ રે;
વિધિને રચના બીજી તણી, એહનો જય જસ ઉલ્લેખ રે. જૂ૦ ૪
રોમાગ્રે નિરખે તેહને, બ્રહ્માદ્વય અનુભવ હોય રે;
સ્મરણ અદ્વય પુરણ દર્શને, તેહને તૂલ્ય નહી કોય રે. જૂ૦ ૫
નૃપેં તસ વર સરીખો દેખવા, મંડપ સ્વયંવર કીધ રે;
મૂલ મંડપ થંભે પૂતલી, મણિ કંચનમય સુપ્રસિદ્ધ રે. જૂ૦ ૬
ચિહું પાસ વિમાણાવળી સમી, મંચાતિમંચની શ્રેણિ રે;
ગોરવ કારણ કણરાશિ જે, ઝીપીજેં ગિરિવર તેણી રે. જૂ૦ ૭
તિહાં પ્રથમ પક્ષ આષાઢની, બીજે છે વરણ મુહૂર્ત્ત રે;
શુભ બીજ તે બીજ કાલ છે, પુણ્યવંતને હેતુ આયત્ત રે. જૂ૦ ૮

**અર્થ:**—એક દિવસ એક પરદેશી મુસાફર કુંવર શ્રીપાળને આશ્ચર્યકારી વાત

કહેવા લાગ્યો–" મહારાજ ! અહીંથી ત્રણશે જોજન ઉપર કંચનપુર નગર છે, ત્યાં વજ્રસેન નામનો રાજા કે જે દુશ્મનોનો અંત આણનારી ધારવાળી તરવાર વાપરવામાં વખણાય છે તે રાજ્ય કરે છે તેને કંચનમાળા નામની રાણી કે જેણીનું શરીર માલતીની માળા સમાન સુકોમળ છે તેણીને ચાર કુંવર ઉપર ત્રૈલોક્યસુંદરી નામની એક કુંવરી છે તે જેમ ચાર વેદોની ઉપર વેદોના રહસ્યરૂપ ઉપનિષદ શોભે છે, તેમ ચાર પુત્રોની ઉપર કુંવરી શોભે છે પુણ્યાત્મન્ ! આ જગતમાં જ્યારે બ્રહ્માએ સૃષ્ટિ પેદા કરી ત્યારે સુંદર સ્ત્રીઓની પેદાશ કરવા પહેલાં, જેમ કોઈ ચિતારો ક લેખક પોતાનો હાથ જમાવવા પાટી ઘુટે છે ત્યારે જેવા તેવા રૂપ–વર્ણ આલેખે છે, અને તે જ ચિતારા કે લેખકનો જ્યારે પૂરેપૂરો હાથ ચિત્ર ને લેખમાં જામી જાય છે, ત્યારે તે સર્વોત્તમ ચિત્ર કહાડી જોનારને આનંદ આપે છે, તેમ સુંદર સ્ત્રીઓ બનાવવામાં પાટી ઘુંટવા સરખી રંભા–ઉર્વશી તિલોત્તમા-મેનકા વગેરે અપ્સરાઓ બનાવી અને જ્યારે બ્રહ્માનો એ કામમાં હાથ વખાણવા લાયક જામ્યો ત્યારે સર્વોત્તમ સ્વરૂપવતી સ્ત્રી એક ત્રૈલોક્યસુંદરીને જ નિપજાવી છે– ત્રૈલોક્ય સુંદરી બનાવી જેથી બ્રહ્માને સંતોષ તો થયો, તો પણ બ્રહ્માને એક વિચાર પેદા થયો કે–' જ્યારે હું એ ત્રૈલોક્યસુંદરીને જ સહુથી સરસ રૂપાળી રચીને બેગી રહીશ ત્યારે તે સર્વ કરતાં વિશેષ રૂપવંત છે તે કેમ જણાશે ? તેથી પછી બીજી સ્ત્રીઓ બનાવી ! મતલબ કે ત્રૈલોક્યસુંદરીને સર્વ કરતાં વિશેષ સ્વરૂપવાન બનાવી કે જેની તુલનામાં બીજી કોઈ સ્ત્રી હોઈ શકે નહિ " મહારાજ ! તે ત્રૈલોક્યસુંદરીના સ્વરૂપ માટે એટલું જ કહેવું બસ છે કે તેણીના શરીરના રૂંવાડાનો અગ્રભાગ જોવામાં આવતાં આનંદની એકચતાનો અનુભવ થાય, એટલે કે તેણીના રોમનો અગ્ર ભાગ જોવાથી ત્રણે લોકમાં ફેલાવનારો આનંદ એક જ જગાએ એકઠો થતાં, જોનાર પુરુષ તદ્દન આનંદમગ્ન થઈ જાય છે એટલે કે તેણીને જોનાર કામ દેવમય–કામ વ્યાપ્ત થઈ જાય, કેમકે જોનારને એવી જ વિચારણા થાય કે–' કામદેવ ઘણો જ રૂપાળો છે અને આ કુંવરી પણ અત્યંત રૂપાળી છે ' એવી અનૂપમ રૂપવતી હોવાને લીધે તેણીના પિતાએ તેણીના જ સરખો રૂપગુણ લાલસપન્ન વર પ્રાપ્ત થવાને માટે સ્વયંવર મંડપની રચના કરી છે, અને તે મંડપમાં મૂળ–મુખ્ય થાંભલે એક રત્નજડિત સોનાની સુશોભિત પૂતળી ગોઠવેલ છે તથા તે મંડપમાં જે જે રાજા વગેરે પધારશે તેઓને બેઠક લેવા માટે તે પુતળીની ચોમેર વિમાનોની પંક્તિની પેઠે મોટા તેમ જ ન્હાના ( પોત પોતાની લાયકાત મુજબ ) માચડા ( બેઠકો ) ગોઠવેલ છે તેમ જ ત્યાં જે જે રાજાઓ પધારશે તેઓને ગોરવનું ભોજન દેવાને માટે જે ધાન્ય વગેરે લાવવામાં આવેલ છે તેના ઢગલા ડુંગરને પણ શરમાવી નાખે તેટલા બધા મોટા છે અને તે સ્વયંવરમાં સ્વયં ( પોતાની મેળે કુંવરીને ) વર વરવાનું મુહૂર્ત આષાઢ માસના પ્રથમ પક્ષના બીજે દિવસે છે માટે હે ઉત્તમ કુળોત્તમ કુમાર ! તે બીજ આવની કાલે જ છે તો પુણ્યવંતને સફળતાનું કારણ સ્વાધીન હોવાથી કાર્ય સિદ્ધ કરો —૧ થી ૮

એમ નિસુણી સોવન સાંકળું, કુંવરે તસ દીધું તાવ રે;
ઘરે જઈ તે કુબ્જકૃતિ ધરી, તિહાં પહોતો હાર પ્રભાવ રે. જૂ૦ ૯
મંડપે પઈસંતો વારીયો, પોળીયાને ભૂષણ દેઈ રે;
તિહાં પહોતો મણિમય પૂતલી, પાસે બેઈઠો સુખ સેઈ રે. જૂ૦ ૧૦
ખરદંતો ને નાક તે નાનડું, હોઠ લાંબા ઉંચી પીઠ રે;
આંખ પીળી કેશ તે કાબરા, રહ્યો ઊભો માંડવા હેઠ રે. જૂ૦ ૧૧
નૃપ પૂછે કેઇ સોભાગીયા, વળી વાગીયા જાગીયા તેજિ રે;
કહો કુણ કારણ તુમે આવીયા, કહે જિણ કારણ તુમે હેજ રે. ૧૨
તવ તે નરપતિ ખડખડ હસે, જૂઓ જૂઓ એ રૂપ નિધાન રે;
એહને જે વરશે સુંદરી, તેહનાં કાજ સર્યાં વધ્યો વાન રે. જૂ૦ ૧૩

**અર્થ:**—આ પ્રમાણે વધામણીરૂપ તે પુરુષનું કહેવું સાંભળીને તેની ખુશાલીમાં તેને સોનાનું સાંકળું બક્ષીસ કરી તે વખતેજ **શ્રીપાલ**કુંવર ઘેર જઈ હાર પ્રભાવથી કુબડાનું રૂપ બનાવી કંચનપુર જઇ પહોંચ્યો. એટલું જ નહીં પણ બીજને દિવસે ટાઈમ-સર મંડપમાં દાખલ થવા ઉમંગભર ચાલ્યો; પરંતુ તેનું વિચિત્રહાસ્યરૂપ સ્વરૂપ જોઇ દરવાને તુરત અંદર જતાં અટકાવ્યો. એટલે કુબડાએ સોનાનો એક અમૂલ્ય દાગીનો દરવાનના હાથમાં મૂક્યો કે તુરત જ અંદર દાખલ થઇ જ્યાં મુખ્ય થાંભલે રત્નજડિત સોનાની પૂતળી ગોઠવેલી છે ત્યાં જઇ તેની પાસે જઇ સ્વસ્થ રીતે બેઠો. એટલે ત્યાં બેઠેલા રાજાઓએ તે કુબ્જના સ્હામું જોયું તો તેના ગધેડા જેવા લાંબા દાંત, ન્હાનું નાક, લાંબા હોઠ, ઉંચી ખૂંધ નીકળેલી પીઠ, પીળી–માંજરી આંખો અને કાબરા વાળ હતા; છતાં મંડપની હેઠળ ઊભેલો જોઇ તે કુબ્જને બીજા રાજાઓએ પૂછયું કે—"અમે કેટલાક સૌભાગ્યવંત–રાજકન્યા વરવાને માટે અત્રે એકઠા થએલા છિએ; પણ તમો શું કામે અત્રે પધારેલા છો ?" કુબડે ઉત્તર આપ્યો "જે કામે આપે અત્રે પગલાં કર્યાં છે, તે કામ માટે જ હું અહિં આવ્યો છું." આવું બોલવું સાંભળતાં જ રાજાઓ ખડખડ હસી પડયા અને ઉપહાસ્ય રૂપે એક બીજા પ્રત્યે કહેવા લાગ્યા "જૂઓ ! જૂઓ !! આ રૂપનો ભંડાર તો જૂઓ !!! આને જે કન્યા પરણશે તેણીનાં બધાંએ કામ પૂર્ણ થયાં અને તેણીના શરીરનું વાન પણ વધ્યું એમ જ સમજી લ્યો."
—૯ થી ૧૩

ઇણ અવસરેં નરપતિ કુંઅરી, વર અંબર શિબિકા રૂઢ રે;
જાણિયેં ચમકતી વીજળી, ગિરિ ઉપર જલધર ગૂઢ રે. જૂ૦ ૧૪

મૂત્તાહલ હારે શોભતી, વરમાલા કરમાંહે લેઈ રે;
મૂલ મંડપ આવી કુંઅરને, સહસાશુચિ રૂપ પલોઈ રે. જૂ૦ ૧૫
જે સહજ સ્વરૂપ વિભાવમાં, દેખે તે અનુભવ યોગ રે;
ઈણે વ્યતીકરેં તે હરખિત હુઈ, કહે હુઆ મુજ ઈષ્ટ સંયોગ રે. જૂ૦૧૬
તસ દૃષ્ટિ સરાગ વિલોકતો, વિચેં વિચેં નિજ વામન રૂપ રે;
દાખે તે કુમરી સુવલ્લહી, પરિં પરિં પરખે કરી ચૂંપ રે. જૂ૦ ૧૭
સા ચિંતે નટનાગર તણી, બાજી વાજી પ્લુતે જેમ રે;
મન રાજી કાજી શું કરે? આ જીવિત એહ શું પ્રેમ રે. જૂ૦ ૧૮
હવે વરણવે જે જે નૃપ પ્રતેં, પ્રતિહારી કરી ગુણ પોષ રે;
તે તે હેલે કુંઅરી દાખવી, વય રૂપ ને દેશના દોષ રે. જૂ૦ ૧૯
વરણવતાં જસ મુખ ઉજળું, હેલંતા તેહનું શ્યામ રે;
પ્રતિહારી થાકી કુંઅરને, સા નિરખે રતિ અભિરામ રે. જૂ૦ ૨૦
છે મધુર યશોચિત શેલડી, દધિ મધુ સાકર ને દ્રાખ રે;
પણ જેહનું મન જિહાં વેધીયું, તે મધુર ન બીજા લાખ રે. જૂ૦ ૨૧

**અર્થઃ**—આવી હાસ્યકારી વાતો ચાલે છે, તે દરમ્યાન રાજકુંવરી પણ સુંદર શૃંગાર સહિત અમૂલ્ય જરિયાની કપડાંથી અલંકૃત દેવતાઈ પાલખીમાં બેસી (તથા માથે નીલું મેઘાડંબર છત્ર ધરાવતી) સ્વયંવર મંડપમાં શોભાયુક્ત આવી પહોંચી. કવિ કહે છે કે તે જાણે પર્વતની અંદર ચડી આવેલા મેઘાડંબરમાં ગુપ્ત વીજળી ચમકી હોયની! તેવી શોભતી હતી. મોતીની માળાથી શોભતા કંઠવાળી કુંવરી હાથમાં વરમાળા લઈ મુખ્ય મંડપની અંદર આવી મુખ્ય સ્તંભ તરફ નજર કરી જોવા લાગી તો અકસ્માત પવિત્ર **શ્રીપાલ** કુંવરનું સુંદર મૂળ સ્વરૂપ નિહાળીને મગ્ન થઈ **શ્રીપાલ**કુંવરે કુબડાનું રૂપ ધારણ કરેલ છે તેને મંડપમાં આવેલા રાજાઓ વગેરે કૂબડા રૂપથી દેખે છે તે વિભાવરૂપ છે, અને **શ્રીપાળ**નું મૂળ સ્વરૂપ છે તે સહજ સ્વાભાવિક છે, તેમાં વિભાવનું રૂપ કરેલ તે છોડીને સ્વભાવના મૂળ સ્વરૂપને રાજકુમારી દેખે છે તે જાણે અનુભવયોગ થયો છે. એવું મૂળ સ્વરૂપ નિહાળી કુંવરી પોતાના ચિત્તમાં વિચારવા લાગી—" આ સઘળા રાજા અને કુમારો બેઠા છે તે પૈકી આ પાસે ઊભેલા રસિક કુંવરના રૂપ સરખું બીજા કોઈનું સુંદર સ્વરૂપ નથી! તેમ જ એમને જેવાથી મારૂં મન અત્યાનંદિત થયું જેથી વિશ્રાંતિવંત બન્યું

છે." આ સંબંધને લીધેથી કુંવરીએ મનમાં હર્ષવંત બની નિશ્ચય કર્યો કે—"ખચિત મને વાંછિત સંયોગનો મિલાપ થયો છે!" **શ્રીપાળ**કુંવરે જ્યારે પોતાની તરફ કુંવરીની પ્યારભરી લાગણીની નજર જોઈ ત્યારે તે તેણીને જોતો પ્રેમ પરીક્ષા માટે વચમાં વચમાં એવું તો ખરાબ રૂપ દેખાડવા લાગ્યો કે જોતાં જ ચિત્ત ફાટી જાય; તો પણ કુંવરને વ્હાલી થઈ રહેલી કુંવરી તો વારંવાર કુંવરની પેઠે જ પ્રેમપરીક્ષા જોવા લાગી અને વારંવાર રૂપ પલટવાની રીતિ ધ્યાનમાં લઈ આશ્ચર્યસહ વિચારવા લાગી કે—"અહો! બાજીગરની બાજી (ગોડિયાવિદ્યા–મદારીના ખેલ) ની જેમ કોઈને ખબર પડતી નથી તેમ, તથા ઘોડાના પેટમાં દોડતી વખત થતો પ્લુત શબ્દ ક્યાં (કયે ઠેકાણે) થાય છે તેની જેમ કોઈને ખબર પડતી નથી, તેમ આ કુંવરજીના ચરિત્રની પણ કોઈને ખબર–ગમ પડતી નથી. અથવા તો બાજીગરની રમત અને ઘોડાના પેટમાં થતો પ્લુત શબ્દ જોતજોતામાં બંધ પડી જનાર હોય છે, તેવી જ રીતે આ કુંવરજીએ વામનરૂપ ધર્યું છે, તે પણ થોડી જ વેળામાં બંધ પડી જનાર છે; કેમકે કામ જોગ આ રૂપ છે; પણ કાયમ જોગ નથી! એમ છતાં પણ કદિ કાયમ માટે હોય, તો પણ જો મારૂં મન એમની સાથે વરવા રાજી છે તો–"મન રાજી હોય તો કાજી શું કરે?" એ કહેવત મુજબ બીજાઓ શું કરનાર છે?! બસ મારે તો આ જીંદગી પૂર્ણ થતાં લગી આ કુંવરની સાથે જ સત્ય પ્રેમ રહેશે!" એમ નિશ્ચય કરી વ્યવહારને માન દેવા રાજકુંવરી બેઠેલા રાજાઓની હાર ભણી ચાલી. એટલે બધા રાજાઓના ઇતિહાસની માહિતી ધરાવનાર દાસી કુંવરીની સાથે ને સાથે જ બધાઓની ઓળખ આપતી ચાલવા લાગી. એટલે કે તે દાસી એક પછી એક રાજાની રિયાસત–રૂપ–ગુણ–વય–દેશ વગેરેનું વર્ણન કરી કુંવરીનું મન લલચાવવા વર્ણન કરતી હતી; પરંતુ કુંવરી તો એક પછી એક રાજાના રૂપ–ગુણ–વય વગેરેમાં દોષ દેખાડતી દેખાડતી આગળ વધતી ચાલી; મતલબ કે એણીની કોઈ તરફ પ્રેમનજર હતી જ નહીં. જેથી કોઈ રાજાનું રૂપ, તથા અવસ્થા કે દેશ વગેરે કશું પણ સારૂં લાગતું જ ન હતું. તે તો ઉલટી તેઓની બાબતોને જ વખોડી કહાડતી હતી. આથી જ્યારે દાસી જે જે રાજાઓનાં વખાણ કરતી ત્યારે તો તે તે રાજાઓનાં મ્હોં તેજવંત જણાતાં હતાં, પણ જ્યારે દાસીના વખાણ કરી રહ્યા પછી કુંવરી તે દાસીના કથન માત્રને વખોડી દોષવંત દાખવતી હતી ત્યારે તે તે રાજાઓનાં મ્હોં નિસ્તેજ–ઝાંખાં થઈ જતાં હતાં. (કેમકે આશા નવું જીવન આપનારી અને નિરાશા જીવનને દૂર કરનારી હોય છે એટલે એમ થાય એ સ્વભાવિક જ નિયમ છે.) આમ હોવાથી તે દાસી યશગુણોનું વર્ણન કરતાં થાકી ગઈ, કારણ કે હજારો રાજકુમારો પૈકી એકે પણ જ્યારે પસંદ ન પડ્યો ત્યારે પછી દાસી પણ નિરાશ થઈને ચૂપકી પકડે તેમાં નવાઈ શી? મનોહારિણી રાજકુંવરી તો **શ્રીપાળ** કુંવર કે જે કૂબડાના રૂપમાં હતો, છતાં તેમના જ તરફ ધ્યાન લગાવીને વારંવાર નિરખ્યા કરતી હતી. કવિ કહે છે કે—જો કે શેલડી, દહીં, મધ, સાકર અને દ્રાખ એ બધાં જેવાં

જોઈએ તેવાં મીઠાશવાળાં છે, તો પણ જેનું મન જે ચીજની સાથે જોડાઇ ગયું હોય તેને તે જ ચીજ મીઠી લાગે છે, પરંતુ બીજી લાખો ચીજો મીઠી હોય તો તે બધી ફીકી જ લાગશે. મતલબ કે બીજા રાજાઓ ઘણા રૂપ ગુણ વગેરેથી અલંકૃત હોવા છતાં પણ કુંવરીનું મન **શ્રીપાળકુંવરની** સાથે લાગેલું હોવાથી બીજા રાજાઓમાંથી એક પણ પસંદ પડતા જ નથી. —૧૪ થી ૨૧

ઈણે અવસરેં થંભની પૂતલી, મુખેં અવતરી હારનો દેવ રે;
કહે ગુણ ગ્રાહક જે ચતુર છે, તો વામન વર તતખેવ રે. જૂ૦ ૨૨

તે સુણી વરીયો તે કુંવરીએ, દાખે નિજ અતિહી કુરૂપ રે;
તે દેખી નિભૃંત્સે કુબ્જને, તવ રૂઠા રાણા ભૂપ રે. જૂ૦ ૨૩

ગુણ અવગુણ મુગ્ધા નવિ લહે, વરે કુબ્જ તજી વર ભૂપ રે;
પણ કન્યારત્ન ન કુબ્જનું. ઉકરડે શો વર ધૂપ રે. જૂ૦ ૨૪

તજ માલ મરાલ અમે કહું, તું કાગ છે અતિ વિકરાલ રે;
જો ન તજે તો એ તાહરૂં, ગલ નાલ લૂણે કરવાલ રે. જૂ૦ ૨૫

તવ હસીય ભણે વામન ઇસ્યું, તુમે જો નવિ વરીયા એણ રે;
તો દુર્ભગ રૂસો મુઝ કિસ્યું, રૂસો ન વિધિ શું કેણ રે? જૂ૦ ૨૬

પરસ્ત્રી અભિલાષાના પાતકી, હવે મુઝ અસિધારા તિથ્થ રે;
પામી તુમે શુદ્ધ થાઓ સવે, દેખો મુઝ કેહવા હથ્થ રે. જૂ૦ ૨૭

એમ કહી કુબ્જેં વિક્રમ તિસ્યું, દાખ્યું જેણેં નરપતિ નઠ રે;
ચિત્ત ચમકયા ગગને દેવતા, તેણે સંતતિ કુસુમની વુઠ રે. જૂ૦ ૨૮

હુવો વજ્રસેન રાજા ખુશી, કહે બલ પરેં દાખવો રૂપ રે;
તેણે દાખ્યું રૂપ સ્વભાવનું, પરણાવે પુત્રી ભૂપ રે. જૂ૦ ૨૯

દિયો આવાસ ઉત્તંગ તે, તિહાં વિલસે સુખ શ્રીપાલ રે;
નિજ તિલકસુંદરી નારીશું, જિમ કમલાશું ગોપાલ રે. જૂ૦ ૩૦

ત્રીજે ખંડે પૂરણ થઈ, એ છઠ્ઠી ઢાલ રસાલ રે;
જસ ગાતાં શ્રીસિદ્ધચક્રનો, હોય ઘર ઘર મંગલ માલ રે. જા૦ ૩૧

**અર્થ**—આ પ્રમાણે રાજાઓના મનરૂપી દરિયામાં આશા નિરાશાની ભરતી-ઓટનાં મોજાં ચાલી રહ્યાં હતાં, તે દરમિયાન સ્વયંવર મંડપના મુખ્ય થાંભલામાં ગોઠવેલી સુંદર રત્નજડિત સોનાની પૂતળીની અંદર **શ્રીપાળકુંવર**ને મળેલા હારનો દેવ-વિમળેશ્વર યક્ષ દાખલ થઈ કહેવા લાગ્યો—"હે કુંવરી! જો તું ગુણગ્રાહક અને ચતુર હો તો આ વામનને તુરત વરી લે" આવું ચમત્કારિક વચન સાંભળીને રાજકુમારિકાએ વામનના કંઠમાં તેજ ક્ષણે વરમાળા પ્હેરાવી તેને વરી લીધો. ત્યારે વરમાળા પ્હેરાવી ત્યારે કુંવરીની અંતરંગ પ્રેમપરીક્ષા જોવા **શ્રીપાળકુંવરે** પોતાનું એવું તો કૂબડું રૂપ બતાવવા માંડ્યું, કે જે જોઈને બધાએ કૂબડાને તિરસ્કાર કરવા મંડી પડ્યા. અને તે રાણા, રાજા ગુસ્સે થઈને બોલવા લાગ્યા કે-"આ ભોળી રાજકુમારી ગુણ કે અવગુણને પણ જાણી શકતી નથી, તેથી જ શ્રેષ્ઠ રાજાઓને છોડી દઈ કૂબડાંને વરે છે; પરંતુ આ કન્યારત્ન કૂબડાને લાયક નથી. સુગંધવંત ધૂપ તો દેવની સમીપે જ થવો લાયક છે ઉકરડે શોભે નહિ." એમ બોલી કૂબડા પ્રત્યે તેઓ કહેવા લાગ્યા-"એ કૂબડા! અમે હંસ જેવા છિએ, અને તું અત્યંત વિકરાળ કાગડા જેવો છે; માટે કહિયે છિએ કે શ્રેષ્ઠ માળા હંસની ડોકમાં જ શોભે, નહીં કે કાગડાની કોટમાં શોભે? એથી ઝટ તું તારા કંઠમાં પડેલી વરમાળા તજી દે, જો નહીં તજી દઇશ તો તારી ગરદન અમારી આ તરવારની ધારથી કાપી નાખીશું." આવું તેઓનું બોલવું સાંભળી વામન હસીને કહેવા લાગ્યો-"હે ભાઈઓ! તમે તમારા કમનસીબને લીધે આ રાજકુમારીને વરવા ભાગ્યશાળી ન થયા, તો મારા ઉપર શા માટે ગુસ્સો લાવો છો? ખરી રીતે તો તમારા પ્રારબ્ધ પર ગુસ્સો લાવી રૂષણું કરો કે જેણે તમને નિરાશ કર્યા છે. હવે તો તમે બધાએ પરસ્ત્રીની અભિલાષા કરવાના પાપથી પાપી થયા છો; માટે એ પાપનું પ્રાયશ્ચિત લેવા માટે આ મારી તરવારની ધારારૂપી તીર્થને ભેટી તમે પાવન થાઓ, અને જૂઓ તો ખરા કે મારા હાથ પણ કેવા છે? હવે આ રાજકુમારી મારી સ્ત્રી થઈ છે જેથી એના તરફ ખરાબ નજર કરી તો મારી તરવારના જ ભોગ થઈ પડશો, છતાં વિશ્વાસ ન આવતો હોય તો થાઓ તૈયાર ને જૂઓ મારૂં પરાક્રમ એટલે બધી પંચાત મટી જશે." એમ બોલી કૂબડાએ એવું તો પરાક્રમ બતાવ્યું કે જે પરાક્રમ જોતાં જ બધા રાજાઓ જીવ લઈ નાસી ગયા. એ જોઈને કૌતુક જોવાને આકાશમાં રહેલા દેવો પણ ચમત્કાર પામ્યા. અને પ્રસન્ન થઈ તે વામનની ઉપર દેવોએ સુગંધી ફૂલોનો વરસાદ વરસાવ્યો. આ પ્રમાણે બનેલો બનાવ જોઈ કુંવરીનો પિતા વજ્રસેન પણ ખુશી થઇ વામન પ્રત્યે કહેવા લાગ્યો-"જેવું ચમત્કારિક પરાક્રમ બતાવ્યું તેવું જ ચમત્કારિક આપનું મૂળ સ્વરૂપ બતાવો એટલે આનંદ થાય." આવું બોલવું સાંભળી **શ્રીપાલકુંવરે** પોતાનું અસલ સ્વરૂપ બતાવ્યું એટલે વજ્રસેને અતિ પ્રસન્નતાપૂર્વક પોતાની પુત્રી **શ્રીપાળકુંવર**ને પરણાવી. અને તે પછી દાયજો વગેરે જે દેવાનું હતું તે દઇને મોટા મજલાઓવાળા સુંદર મ્હેલમાં દંપતિને નિવાસ કરાવ્યો. તે મહાલયમાં નિવાસ કરીને

શ્રીપાળકુંવર પોતાની વિવાહિત તિલકસુંદરી સાથે, જેમ લક્ષ્મીજીની સાથે શ્રી કૃષ્ણજી સુખ ભોગવે, તેમ સુખ ભોગવવા લાગ્યો. (શ્રી જસવિજયજી કહે છે કે-આ શ્રીપાલ રાસના ત્રીજા ખંડની અંદર આ છઠ્ઠી ઢાળ પૂરી થઈ તે એમ જણાવે છે કે સિદ્ધચક્રજી મહારાજના ગુણ ગાતાં ઘેર ઘેર પણ મંગળમાળા થાય છે.) —૨૨ થી ૩૧

દોહા-૭૬

વિલસે ધવલ અપાર સુખ, સોભાગી સિરદાર;
પુણ્યબલેં સવિ સંપજે, વંછિત સુખ નિરધાર. ૧

સામગ્રી કારજ તણી, પ્રાપક કારણ પંચ;
ઇષ્ટ હેતુ પુણ્ય જ વડું, મેલે અવર પ્રપંચ. ૨

તિલકસુંદરી શ્રીપાલનો, પુણ્યે હૂઓ સંબંધ;
હવે શૃંગારસુંદરી તણો. કહિશું લાભ પ્રબંધ. ૩

**અર્થ:**—સૌભાગ્યવંત જનોનો જે સરદાર તે જ અપાર ઉજ્વળ-સુખ ભોગવે છે; કેમકે તેમને ઇચ્છેલાં સર્વ સુખો પૂર્વ પુણ્યના પ્રતાપબળ વડે જ પ્રાપ્ત થાય છે. દરેક કાર્યની સામગ્રીની પ્રાપ્તિનાં કારણ કાળ, સ્વભાવ, નિયતિ, કર્મ અને અને ઉદ્યમ એ પાંચ છે. એટલે કે જે સમય ઉપર જે થવાનું હોય તે સમયેજ તે થાય છે; જેમકે ઉન્હાળાની મોસમમાં આંબો ફળે, મેથી શીઆળામાં જ ઉગે, સ્ત્રી ઋતુમતિ થયા પછી જ ગર્ભ ધારણ કરે. એ સમય-કાળની દરેક કામમાં જરૂર પડે જ છે. જો એ કાળ-સમય હાથ લાગેલ હોય; છતાં પણ સ્વભાવનો સંયોગ મળતો ન આવે તો મળેલો સમય સંયોગ નિષ્ફળ જાય છે. કારણ કે જે બીજ ઉગે તે તેવા સ્વભાવવાળું હોય તો ઉગે. પરંતુ જો બીજ ખરાબ હોય કે બીજું હોય તો ઉગવાનો સમય હાથ આવેલ છતાં ધારેલ ન ઉગે. દૂધમાંથી જ દહીં થાય છે. માટે સમયની કોઇ પણ કારણમાં જેવી જરૂર છે તેવી જ સ્વભાવની પણ છે; તેમ જ સમય અને સ્વભાવ બેઉનો યોગ મળ્યો હોય, પરંતુ તેમાં જો નિયત કારણ ન હોય તો તે કામ ફતેહને ન પામે. જેમકે ત્રીજા ચોથા આરામાં ભવ્ય જીવ વિશેષ હતા, છતાં જેઓએ સમકિત પ્રાપ્ત નહિ કરેલું તેઓએ ભવ્યપણું પ્રાપ્ત થયા છતાં પણ મોક્ષ પ્રાપ્તિ ન કરી. એટલે કે સમય, સ્વભાવ બેઉ કારણ છતાં નિયત કારણ ન મળ્યું જેથી મોક્ષમાર્ગ હાથ ન લાગ્યો. માટે કાળ, સ્વભાવ ને નિયત એ ત્રણે કારણની દરેક કામમાં જરૂર છે. જો કે એ ત્રણે કારણ હાજર હોય, છતાં ઉદ્યમ ન કરે તો તે કારણો હાજર છતાં નકામું થઇ પડે છે, જેમકે કોઇ વૃક્ષ તે જ રૂતુમાં વાવ્યું ઉગ્યું છે, કુંડીઓ પણ આવે છે; પરંતુ તેને પૂરતું પાણી ન પવાય, વાડ વગેરેનો બંદોબસ્ત ન કર્યો



ચિત્ર ૧૨૫ શ્રીપાલ ત્રણે સ્ત્રીઓ સાથે આનંદ કરે છે (પાનું ૧૩૨)

હોય તો તે ફળી શકતું નથી; કેમકે ત્રણે કારણ રજુ છતાં ઉદ્યમની ખામી રહી, જેથી એ કારણોમાં ઉદ્યમની મેળવણીની પણ ખાસ જરૂર છે. અને એ ચારે કારણો હાજર હોય છતાં ખેડૂતના કર્મ સારાં ન હોય; તો કરેલી બધી મહેનત ધૂળમાં મળી જાય. મતલબ એજ કે દરેક કામમાં આ પાંચે કારણ મળે તો જ કોઇ પણ કાર્ય સિદ્ધ થાય છે. એ પાંચમાંથી એકની ખામી હોય તો તેથી કાર્યસિદ્ધિ થતી નથી. એ પાંચે કારણનો મેલાપ કરાવી દેનાર ઇષ્ટ હેતુરૂપ મોટું પુણ્ય જ છે, તે પુણ્ય જ બધાએ સારા સંયોગોના પ્રપંચ મેળવી દે છે, એથી સહુ કરતાં પુણ્ય એ જ મોટું છે. એ જ પુણ્યના યોગ વડે **શ્રીપાળ** કુંવર અને ત્રૈલોક્યસુંદરીનો સંબંધ જોડાયો. એવી રીતે શૃંગારસુંદરીની પ્રાપ્તિનો પ્રબંધ હવે કવીશ્વર કહે છે. —૧ થી ૩

---

**ઢાળ સાતમી**—સાહિબા મોતીડો હમારો—એ દેશી.

એક દિન રાજ સભાયેં આવ્યો, ચર કહે અચરિજ મુઝ મન ભાવ્યો;
સાહિબા રંગીલા હમારા, મોહના રંગીલા હમારા.
દલપત્તનનો છે મહારાજા, ધરાપાલ જસ પખ બિહુ તાજા. સા૦ મો૦ ૧

રાણી ચોરાશી તસ ગુણખાણી ગુણમાલા છે પ્રથમ વખાણી; સા૦
પાંચ બેટા ઉપર ગુણપેટી, શૃંગારસુંદરી છે તસ બેટી. સા૦ મો૦ ૨

પલ્લવ અધર હસિત સિતફૂલ, અંગ ચંગ કુચફલ બહૂ મૂલ; સા૦
જંગમ તે છે મોહનવેલી, ચાલતી ચાલ જિસી ગજગેલી. સા૦ મો૦ ૩

**અર્થઃ**—એક દિવસ રાજસભાની અંદર એક જાસૂસ આવ્યો અને તે **શ્રીપાલ** કુંવર પ્રત્યે કહેવા લાગ્યો "હે રંગીલા સાહેબ! જે આશ્ચર્ય મારા મનને પસંદ પડ્યું છે તે હું કહું છું માટે કૃપા કરી શ્રવણ કરો. મોહનજી! દલપત્તન નામનું શહેર છે. ત્યાં ધરાપાલ નામનો રાજા કે જે મોસાળ અને બાપ એ બેઉ પક્ષપડે મજબુત છે તે રાજ્ય કરે છે. તે રાજાને ગુણની ખાણ જેવી ચોરાશી રાણીઓ છે, તેમાં ગુણમાળા નામની પટરાણી છે. એ ગુણમાળાને પાંચ કુંવરો ઉપર ગુણની પેટીરૂપ એક શૃંગારસુંદરી નામની કુંવરી છે. જગતમાં જે મોહનવેલી છે તે સ્થાવર, સ્થિર થઈ રહેલી હોય છે, પણ શૃંગારસુંદરી તો જંગમ–હાલતી ચાલતી મોહનવેલી રૂપ છે; તેણીને નવપલ્લવ સમાન લાલ અને સુકોમલ હોઠરૂપ પત્ર છે, ઉજળી દાંતની પંક્તિરૂપ શ્વેતપુષ્પ છે, અને સ્તન યુગલરૂપ રસભરિત સુંદર ફળ છે, એથી તેણીનું અંગ સૌંદર્યતાવાળું દેખાય છે, અને જેમ તે

મોહનવેલી પવનપ્રસંગથી મંદમંદ હાલે છે, તેમ શૃંગારસુંદરી પણ ધીમી પરંતુ મનહર ઝુલતી હાથણીની ચાલ સમાન ચાલે છે. —૧ થી ૩

પંડિતા વિચક્ષણા પ્રગુણા નામેં, નિપુણા દક્ષા સમ પરિણામેં; સા૦
તેહની પાંચ સખી છે પ્યારી, સહુની મતિ જિનધર્મે સારી. સા૦ મો૦ ૪

તે આગળ કહે કુંવરી સાચું, આપણનું મ હોજો મન કાચું; સા૦
સુખ કારણ જિનમતનો જાણ, વર વરવો બીજો અપ્રમાણ. સા૦ મો૦ ૫

જાણ અજાણ તણો જે જોગ, કેળ કંથેરનો તે સંયોગ; સા૦
વ્યાધિ મૃત્યુ દારિદ્ર વનવાસ, અધિકો કુમિત્ર તણો સહવાસ. સા૦ મો૦ ૬

હેમમુદ્રાયેં અકીક ન છાજે, શ્યો જલધર જે ફોકટ ગાજે; સા૦
વર વરવો પરખીને આપ, જિમ ન હોય કર્મે કુજોડાલાપ. સા૦ મો૦ ૭

કહે પંડિતા પરનું ચિત્ત, ભાવ લખીજે સુણિય કવિત્ત; સા૦
સીથે પાક સુભટ આકારેં, જિમ જાણીજે શુદ્ધ પ્રકારે. સા૦ મો૦ ૮

કરીય સમસ્યા પદ તુમે દાખો, જે પૂરે તે ચિત્ત માંહિ રાખો; સા૦
ઈમ નિસુણી કહે કુંઅરી તેહ, વરું સમસ્યા પૂરે જેહ, સા૦ મો૦ ૯

તેહ પ્રસિદ્ધિ સુણીને મલીયા, બહુ પંડિત નર બુદ્ધિ બલીયા; સા૦
પણ મતિવેગ તિહાં નવિ ચાલે, વાયુ વેગેં નવિ ડુંગર હાલે. સા૦ મો૦ ૧૦

પંચ સખીયુત તે નૃપબેટી, ચિત્ત પરખે કરી સમસ્યા મહોટી; સા૦
સુણિય કહે જન કેમ પૂરીજેં, પર મન દ્રહ કિમ થાહ લહીજેં. સા૦ મો૦ ૧૧

**અર્થઃ**—તેણીને પાંચ સાહેલીઓ છે, તે તેણીને ઘણી જ વ્હાલી છે. પંડિતા, વિચક્ષણા, પ્રગુણા, નિપુણા અને દક્ષા એ પાંચે નામ પ્રમાણે ગુણ ધરાવનારી, સમાન પરિણામવાળી અને જૈનધર્મમાં સારી રીતે રૂચિવંત મતિવાળી સખીયો છે. (હમેશાં, સરખી ઉમર-અવસ્થા વિચારણા-ધર્મરૂચિ હોય તો જ દોસ્તી એક સરખી નભે છે.) તે પાંચ સખીયોની પાસે સત્યપણે શૃંગારસુંદરી કહ્યા કરે છે કે—"સખીયો! આપણ છએ જણીઓનું મન શ્રીજૈનધર્મ ઉપરથી કોઈ વખતે પણ અનિશ્ચયવાળું ન થશો, એ જ આપણી પરમાત્મા પ્રત્યે વિનતિ છે, અને એ માટે જ સાંસારિક સુખને રસીલું રાખવા જૈનધર્મના

રહસ્યનો જાણકાર જે પુરુષ હોય તેનેજ વરવો. પરંતુ તે સિવાયનો અજાણ વર ન વરવો; કેમકે એક જાણકાર હોય અને બીજું અજાણ હોય તેવાનો મેલાપ થયો તે કેળ ને કંથેરના ઝાડનો સંયોગ થવા સરખો દુઃખદાયી મેલાપ થઈ પડે છે; માટે જ અસાધ્ય કે ભયંકર વ્યાધિ તથા મરણ, દારિદ્રય અને વનવાસ એઓના દુઃખ કરતાં પણ નઠારા મિત્રોનો સહવાસ બહુ જ દુઃખ દેનારો શાસ્ત્રમાં કહેલ છે; કેમકે વ્યાધિ દારિદ્રય અને વનવાસ એક જ ભવ દુઃખ દે છે; પરંતુ નઠારા મિત્રનો સહવાસ નઠારી બુદ્ધિ કરનારો હોવાથી જન્મો જન્મ દુઃખ આપનાર નીવડે છે, માટે સોનાની વીંટીમાં હીરા-માણેક જડાય તે જ યોગ્ય છે, પણ અકીક જડવો યોગ્ય નથી; તેમજ જે પુરુષ ઉપરથી શરદના મેઘની પેઠે ફોકટ ઘટાટોપ દેખાડી ગાજનારો જ હોય એટલે ઉપરથી રૂપાળો હોય છતાં અંદર રહસ્ય વિનાનો હોય તે પુરુષ પણ આપણે ન વરવો. પરંતુ પરીક્ષા કરીને જ વર વરવો કે જેથી પાછળથી કજોડાનો કર્મે કરીને મેલાપ ન થઈ જાય. આવું શૃંગારસુંદરીનું બોલવું સાંભળી પાંચ સખીયો પૈકી પહેલી પંડિતા નામની સખી બોલી કે "જે પુરુષ કવિત્ત સાંભળીને સ્હામાના ચિત્તનો ભાવ સમજી જાય તે ચતુર પુરુષ ગણાય છે. તેમ ફક્ત એક જ પદ રચી તેમાં પોતપોતાના મનનો ભાવ સમાવી સમસ્યા પદ બનાવી સંભળાવતાં બાકીનાં ત્રણ પદ તે જ ભાવ પૂર્ણ તૈયાર કરી આપશે, તો સમજાઇ જ જશે કે તે સમસ્યાપૂરક સ્વધર્મી છે કે વિધર્મી; માટે પોતપોતાની મરજી મુજબ જૈનધર્મના રહસ્યમય દોહરાનું ચોથું ચરણ રહસ્યમય બનાવી આવનાર પુરુષને કહી બતાવો, ને ઉત્ત-રમાં જે ત્રણ પદ બનાવી તે પૂર્ણ કરે તે ધ્યાનમાં રાખો. એટલે જો આપણા મનની ધારેલી વાતનું રહસ્ય કહી બતાવે તો તે જ આપણો વર થશે." આવી રીતનું સખીનું વચન સાંભળીને શૃંગારસુંદરી બોલી કે જે મારા મનના વિચાર વાળું સમસ્યાનું પદ સાંભળી બાકીનાં ત્રણ ચરણ અર્થસંગતિવાળાં બનાવી સંભળાવશે તેને હું અવશ્ય વરીશ (આ પ્રમાણે બીજી સખીઓએ પણ પ્રતિજ્ઞા કરી.) જ્યારે આ પ્રતિજ્ઞા સંબંધીની વાત જગ-તની અંદર જાહેરમાં આવી ત્યારે ઘણાક બુદ્ધિવાન પંડિત પુરૂષો કે જે પાદપૂર્તિનો મર્મ ભાવ ભેદ સમજાવી પૂર્ણ કરી શકે તેવા હતા; તેઓ એકઠા થવા લાગ્યા અને તે તે પદ સાંભળીને ઘણી ઘણી બુદ્ધિને કેળવવા લાગ્યા; તો પણ જેમ પવનનો પ્રબળ વેગ છતાં પણ ડુંગર ન ડોલી શકે તેમ બુદ્ધિની ઘણી પ્રબળ સત્તા છતાં કશી પણ ત્યાં મતિ ચાલી શકી જ નહીં. મતલબ કે કુમારિકાઓની વિચારણાને મળતા ભાવવાળાં એક પણ પદ પૂર્ણ કરી શક્યા જ નહીં. આ પ્રમાણે પાંચ સખીઓ સહિત રાજકુમારી મહત્તા ભરી સમસ્યા કરીને વર થવા આવનારના ચિત્તની પરીક્ષા કરે છે; પરંતુ સાંભળનારા પંડિત પુરુષો કહે છે કે-'એ સમસ્યા અમે કેવી રીતે પૂરી કરી શકીએ!! એ પરાયા મનરૂપી ગહન-ઉંડા દ્રહનો તાગ-માપ તે શી રીતે લઈ શકીયે!'

—૧ થી ૧૧

સુણિય કુમાર ચમકયો આવે, ઘર કહે હો મુઝ હાર પ્રભાવે; સા૦
દલપત્તનનગર જિહાં નૃપકન્યા,તિહાં પહોતોસખિયુત જિહાં ધન્યા. સા૦મો૦ ૧૨
દેખી કુમર અમરસમ તેહ, ચિત્ત ચમકી કહે જો મુઝ એહ; સા૦
પૂરે સમશ્યા તો હું ધન્ય, પૂરી પ્રતિજ્ઞા હોય કય પુણ્ય. સા૦ મો૦ ૧૩
પૂછે કુંવર સમશ્યા કોણ ? કુંવરી સંકેત રાખી કહે ગોણ; સા૦
શીષે કુમર દીયે કર પૂરે, પુત્તલ તેહ રહે ન અધૂરે. સા૦ મો૦ ૧૪

**અર્થઃ**—આવું સાંભળીને **શ્રીપાળ**કુંવર ચિત્તમાં ચમત્કાર પામી સભામાંથી ઉઠી ઘેર આવ્યો અને 'દલપત્તન નગરમાં જ્યાં રાજકન્યાએ સમસ્યા પૂરવા માટે મંડપ તૈયાર કરેલો છે ત્યાં પળમાં જઇ પહોંચુ.' એવો મનમાં વિચાર કરી બોલ્યો 'મારા હારના મહિમા વડે ચિંતવેલા સ્થળે હાલને હાલ જઈ પહોંચું એવું થાઓ!'. એટલું બોલતાં હાર પ્રભાવથી જ્યાં દલપત્તન શહેરની અંદર પાંચ સખીઓ સહિત ધન્યવાદને યોગ્ય રાજકન્યા છે ત્યાં જઈ પહોંચ્યો. જ્યારે દેદીપ્યમાન દેવ સરખા **શ્રીપાલ**કુંવરને પોતાની સમીપમાં સાક્ષાતપણે જોયો ત્યારે રાજકન્યા તથા સખીયો ચિત્તમાં ચમત્કાર પામી મન સાથે કહેવા લાગી–"જો આ દિવ્યનર અમારી સમસ્યા પૂર્ણ કરે તો અમારા જીવિત ધન્ય છે. આ નરરત્નથી જો અમારી પ્રતિજ્ઞા પૂરી થાય તો અમે કૃતપુણ્ય થઈશું. પછી **શ્રીપાલ**કુંવરે જ પૂછ્યું કે—" તમારી સમસ્યાઓ કેવા પ્રકારની છે તે કહી બતાવો!" આવું બોલવું સાંભળી કુંવરીએ કરી રાખેલા સંકેત મૂજબ પ્રથમ ગૌણ જે મુખ્ય સખી **પંડિતા** સમસ્યા કહે છે, ત્યારે હારના મહિમા વડે મંડપની અંદર પોતાના નજીકના એક જડ પૂતળાના માથા ઉપર હાથ મૂકી **શ્રીપાલ**કુંવરે તેને કહ્યું કે–" પૂછાતી સમસ્યાભરી પાદપૂર્તિઓનો તું પોતે જ પૂર્ણ પ્રકારે જવાબ દે કે જેથી કોઈ વાત અધૂરી ન રહી જાય." એટલે તે પૂતળું પંડિતાની સમસ્યા સંબંધે પાદપૂર્તિ કહે છે. હવે પહેલી સખી પંડિતા બોલી—

પંડિતોવાચ— " मनवंछित फल होइ. "
' मणवंछियफलु होइ '

પુત્તલોવાચ-

દોહા.

અરિહંતાઈ નવપય, નિય મન ધરે જુ કોઈ;
નિચ્છય તસસુર નર સ્તવે, મનવંછિત ફલ હોઇ. ૧

अरिहंताइ नवपय। निय मणु धरइज्जु कोइ॥
निच्छइ तसु नरसेहरह। मणवंछियफलु होइ॥९६२॥

**અર્થ:**—"અરિહંત–સિદ્ધ–આચાર્ય–ઉપાધ્યાય–સાધુ–દર્શન–જ્ઞાન–ચારિત્ર ને તપ એ નવે પદને જે કોઈ પણ મનુષ્ય પોતાના મનની અંદર અવશ્ય ધારણ કરે તો તે નરશેખર (મનુષ્યમાં શિરોમણિ) પુરુષનાં મનમાં ધારેલાં કામ ફતેહ થાય–મનવાંછિત સફળ થાય." આ પ્રમાણે જૈનધર્મ રહસ્ય પૂરતી સમસ્યા પૂર્ણ થવાથી પંડિતા મૌન રહી. એટલે બીજી સખી **વિચક્ષણા** બોલી કે—

**વિચક્ષણોવાચ—** "अवर म झंखो आल."

['अवर म झंखहु आलु']

**પુત્તલોવાચ–**

અરિહંત દેવ સુસાધુ ગુરૂ, ધમ્મ જ દયા વિશાલ;
જપહુ મંત્ર નવકાર તુમે, અવર મ ઝંખો આલ. ૨

[अरिहंत देवु सुसाहु गुरु। धम्मउ दयाविसालु।
मंत्तुत्तम नवकारु पर। अवर म झंखहु आलु॥ ९६३॥]

**અર્થ:**—"દેવ શ્રી અરિહંત, શુદ્ધ સાધુ, ગુરૂ અને વિશાળ દયાવાળો કેવલી ભાષિત ધર્મ એ ત્રણે તત્ત્વવંત જે નવકાર મંત્ર છે તેમાં સમાવેશ થાય છે તેને જ જપો, અને બીજાં બધાં આળ પંપાળની ઝંખના ન કરો." આ પ્રમાણે વિચક્ષણાની સમસ્યાનો જવાબ મળતાં તેણીએ પણ મૌન ધર્યું. એટલે ત્રીજી સખી પ્રગુણા બોલી કે:—

**પ્રગુણોવાચ—** "कर सफलो अप्पाण"

['करि सफलु अप्पाणु']

**પુત્તલોવાચ–**

આરાહિજ્જઈ દેવ ગુરૂ, દેહુ સુપત્તહિં દાણ;
તપ સંયમ ઉવયાર કરિ, કર સફલો અપ્પાણ. ૩

[आराहिय धुरि देवगुरु। देहि सुपत्तिहिं दाण।
तवसंजम उवयार करि। करि सफलु अप्पाणु॥ १६४॥]

**અર્થ:**—"દેવ તેમ જ ગુરૂનું આરાધન કરીને, સુપાત્રે દાન દઈને, અને તપ સંયમ તથા પરોપકાર કરીને હે જીવ! તું તારા આત્માને સફળ કર." આવી રીતે સાંભળીને તેણીએ પણ ચૂપકી પકડી. એટલે ચોથી સખી નિપુણા બોલી કે:—

**નિપૂણોવાચ—** "जित्तो लिह्यो निलाड."

['जित्तउ लिहित निलाडि']

સુણિય કુમાર ચમકયો આવે, ઘર કહે હો મુઝ હાર પ્રભાવે; સા૦
દલપત્તનનગર જિહાં નૃપકન્યા,તિહાં પહોતોસખિયુત જિહાં ધન્યા. સા૦મો૦ ૧૨

દેખી કુમર અમરસમ તેહ, ચિત્ત ચમકી કહે જો મુઝ એહ; સા૦
પૂરે સમશ્યા તો હું ધન્ય, પૂરી પ્રતિજ્ઞા હોય કય પુણ્ય. સા૦ મો૦ ૧૩

પૂછે કુંવર સમશ્યા કોણ ? કુંવરી સંકેત રાખી કહે ગૌણ; સા૦
શીપે કુમર દીયે કર પૂરે, પુત્તલ તેહ રહે ન અધૂરે. સા૦ મો૦ ૧૪

**અર્થ**:—આવું સાંભળીને **શ્રીપાળકુંવર** ચિત્તમાં ચમત્કાર પામી સભામાંથી ઉઠી ઘેર આવ્યો અને 'દલપત્તન નગરમાં જ્યાં રાજકન્યાએ સમસ્યા પૂરવા માટે મંડપ તૈયાર કરેલો છે ત્યાં પળમાં જઇ પહોંચું.' એવો મનમાં વિચાર કરી બોલ્યો 'મારા હારના મહિમા વડે ચિંતવેલા સ્થળે હાલને હાલ જઈ પહોંચું એવું થાઓ!'. એટલું બોલતાં હાર પ્રભાવથી જ્યાં દલપત્તન શહેરની અંદર પાંચ સખીઓ સહિત ધન્યવાદને યોગ્ય રાજકન્યા છે ત્યાં જઈ પહોંચ્યો. જ્યારે દેદીપ્યમાન દેવ સરખા **શ્રીપાલકુંવર**ને પોતાની સમીપમાં સાક્ષાતપણે જોયો ત્યારે રાજકન્યા તથા સખીયો ચિત્તમાં ચમત્કાર પામી મન સાથે કહેવા લાગી—"જો આ દિવ્યનર અમારી સમશ્યા પૂર્ણ કરે તો અમારા જીવિત ધન્ય છે. આ નરરત્નથી જો અમારી પ્રતિજ્ઞા પૂરી થાય તો અમે કૃતપુણ્ય થઈશું. પછી **શ્રીપાલકુંવરે** જ પૂછ્યું કે—"તમારી સમસ્યાઓ કેવા પ્રકારની છે તે કહી બતાવો!" આવું બોલવું સાંભળી કુંવરીએ કરી રાખેલા સંકેત મૂજબ પ્રથમ ગૌણ જે મુખ્ય સખી **પંડિતા** સમસ્યા કહે છે, ત્યારે હારના મહિમા વડે મંડપની અંદર પોતાના નજીકના એક જડ પૂતળાના માથા ઉપર હાથ મૂકી **શ્રીપાલકુંવરે** તેને કહ્યું કે—"પૂછાતી સમસ્યાભરી પાદપૂર્તિઓનો તું પોતે જ પૂર્ણ પ્રકારે જવાબ દે કે જેથી કોઈ વાત અધૂરી ન રહી જાય." એટલે તે પૂતળું પંડિતાની સમસ્યા સંબંધે પાદપૂર્તિ કહે છે. હવે પહેલી સખી પંડિતા બોલી—

પંડિતોવાચ— "मनवंछित फल होइ."
'मणवंछियफलु होइ'

પુત્તલોવાચ-

દોહા.

અરિહંતાઈ નવપય, નિય મન ધરે જુ કોઈ;
નિચ્છય તસમુર નર સ્તવે, મનવંછિત ફ્લ હોઇ. ૧

अरिहंताइ नवपय। निय मणु धरइज्जु कोइ॥
निच्छइ तसु नरसेहरह। मणवंछियफलु होइ॥९६२॥

**અર્થ:**—"અરિહંત–સિદ્ધ–આચાર્ય–ઉપાધ્યાય–સાધુ–દર્શન–જ્ઞાન–ચારિત્ર ને તપ એ નવે પદને જે કોઈ પણ મનુષ્ય પોતાના મનની અંદર અવશ્ય ધારણ કરે તો તે નરશેખર (મનુષ્યમાં શિરોમણિ) પુરુષનાં મનમાં ધારેલાં કામ ફતેહ થાય–મનવાંછિત સફળ થાય." આ પ્રમાણે જૈનધર્મ રહસ્ય પૂરતી સમશ્યા પૂર્ણ થવાથી પંડિતા મૌન રહી. એટલે બીજી સખી **વિચક્ષણા** બોલી કે—

**વિચક્ષણોવાચ—** "अवर म झंखो आल."

['अवर म झंखहु आलु']

**પુત્તલોવાચ–**

અરિહંત દેવ સુસાધુ ગુરૂ, ધમ્મ જ દયા વિશાલ;
જપહુ મંત્ર નવકાર તુમે, અવર મ ઝંખો આલ. ૨

[अरिहंत देवु सुसाहु गुरु। धम्मउ दयाविसालु।
मंतुत्तम नवकारु पर। अवर म झंखहु आलु॥ ९६३॥]

**અર્થ:**—"દેવ શ્રી અરિહંત, શુદ્ધ સાધુ, ગુરૂ અને વિશાળ દયાવાળો કેવલી ભાષિત ધર્મ એ ત્રણે તત્ત્વવંત જે નવકાર મંત્ર છે તેમાં સમાવેશ થાય છે તેને જ જપો, અને બીજાં બધાં આળ પંપાળની ઝંખના ન કરો." આ પ્રમાણે વિચક્ષણાની સમશ્યાનો જવાબ મળતાં તેણીએ પણ મૌન ધર્યું. એટલે ત્રીજી સખી પ્રગુણા બોલી કે:—

**પ્રગુણોવાચ—** "कर सफलो अप्पाण"

['करि सफलु अप्पाणु']

**પુત્તલોવાચ–**

આરાહિજ્જઈ દેવ ગુરૂ, દેહુ સુપત્તહિં દાણ;
તપ સંયમ ઉવયાર કરિ, કર સફલો અપ્પાણ. ૩

[आराहिय धुरि देवगुरु। देहि सुपत्तिहिं दाण।
तवसंजम उवयार करि। करि सफलु अप्पाणु॥ १६४॥]

**અર્થ:**—"દેવ તેમ જ ગુરૂનું આરાધન કરીને, સુપાત્રે દાન દઈને, અને તપ સંયમ તથા પરોપકાર કરીને હે જીવ! તું તારા આત્માને સફળ કર." આવી રીતે સાંભળીને તેણીએ પણ ચૂપકી પકડી. એટલે ચોથી સખી નિપુણા બોલી કે:—

**નિપૂણોવાચ—** "जित्तो लिह्यो निलाड."

['जित्तउ लिहित निलाडि']

પુત્તલીવાચ-

રે મન અપ્પા ખંચિ કરી, ચિંતાજાલ મ પાડ;
ફલ તિત્તોહિ જ પામિયે, જિત્તો લિહ્યો નિલાડ. ४

[अरि मन अप्पउ खंचि करि चिंताजालि म पाडी।
फल तित्तउ परि पामीयइ। जित्तउ लिहिउ निलाडि ॥.९६५॥]

અર્થ:—" અરે મન ! તું આત્માને ખેંચીને પરાણે ચિંતાની જાળમાં ફસાઈશ નહીં, કેમકે ફળ તો જેટલું નસીબમાં લખ્યું હશે તેટલું જ પ્રાપ્ત થશે." આવો સચોટ જવાબ મળવાથી ચોથી સખી પણ ચૂપ થઈ ગઈ. એટલે પાંચમી દક્ષા સખી બોલી કેઃ—

દક્ષોવાચ-- " तसु तिहुअणजणदास."

પુત્તલીવાચ—

અત્થિ ભવંતર સંચિઓ, પુણ્ણુ સમગ્ગલ જોસ;
તસુબલ તસુમઈ તસુસિરી, તસુ તિહુઅણુજણુ દાસ. ५

[अत्थि भवंतरसंचिऊ। पुण्णु समग्गलु जासु।
तसुबल तसुमइ तसुसिरि। तसु तिहुअणजण दास ॥ ९६६॥]

અર્થ:—"જે મનુષ્યે પાછલા ભવોની અંદર સમસ્ત પુણ્યનો સંચય કરેલો છે તે મનુષ્યને બળ, બુદ્ધિ અને લક્ષ્મી પ્રાપ્ત થાય છે અને સ્વર્ગ, મૃત્યુ, પાતાળ એ ત્રણે લોકના વાસિઓ તેના દાસ થઈને રહે છે." આવો જવાબ મળતાં દક્ષા સખીયે પણ મૌન ધારણ કર્યું. એટલે મુખ્ય શૃંગારસુંદરી બોલી કેઃ—

શૃંગારસુંદર્યુવાચ— " रवि पहेलां उगंत."

પુત્તલીવાચ-

જીવંતા જગ જસ નહીં, જસ વિણુ કાંઈ જીવંત;
જે જસ લેઈ આથમ્યા, રવિ પહેલાં ઉગંત. ६

અર્થ:—જીવતાં છતાં પણ જેનો જગતની અંદર યશ નથી; તો તેવા જીવો યશ વિના શા માટે જીવે છે? (કેમકે યશ વગર જીવવું વૃથા છે.) પરંતુ જે યશ મેળવીને આ જગતમાંથી અસ્ત પામ્યાં છે તે જીવો સૂર્યના ઉગ્યાં પહેલાં ઉદય પામે છે, મતલબ કે સૂર્યોદય પહેલાં તેઓના નામનું સ્મરણ થાય છે."

ઢાલ પૂર્ણની—પહેલાંની દેશી પ્રમાણે.

પૂરે કુમર સમશ્યા સારી, આનંદિત હુઈ નૃપતિ કુમારી; સા૦
વરે કુમાર તે ત્રિભુવન સાર, ગુણનિધાન જીવન આધાર. સા૦ મો૦ ૧૫

પૂત્તલ મુખ સમશ્યા પૂરાવી, રાજા પ્રમુખ જન સવિ હૂઆ ભાવિ; સા૦
એ અચરિજ તો કહિયેં ન દીઠું, જિમ જોઈ યે તિમ લાગે મીઠું. સા૦ મો૦ ૧૬

રાજા નિજ પુત્રી પરણાવે, પંચ સખી સંયુત મન ભાવે; સા૦
પાણિગ્રહણ સબલો કીધો, દાન અતુલ મનવંછિત દીધો; સા૦ મો૦ ૧૭

સાતમી ઢાલ એ ત્રીજે ખંડે, પૂરણ હુઈ ગુણ રાગ અખંડે; સા૦
સિદ્ધચક્રના ગુણ ગાઇ જેં, વિનય સુજસ સુખ તો પાઈ જે. સા૦ મો૦ ૧૮

**અર્થ:**—આ પ્રમાણે **શ્રીપાલ**કુંવરે તમામ સખીઓની સારી રીતે સમશ્યા પૂર્ણ કરી જેથી રાજકુમારી પરમ આનંદિત થઈ અને સ્વર્ગ, મૃત્યુ, પાતાળ એ ત્રણે ભુવનમાં સાર ગુણના ભંડાર તથા જીવનના આધારરૂપ **શ્રીપાલ**કુંવરને પરણી. ઉપર મુજબ પૂતળામાં જીવ નહીં છતાં તેના મોઢેથી સમસ્યા પૂર્ણ કરાવી તે જોઈને રાજા વગેરે તમામ મનુષ્યો આશ્ચર્ય પામી કહેવા લાગ્યા કે, "અહા ! આવું આશ્ચર્ય તો ક્યાંય કોઈ વખતે પણ દીઠું ન હતું, તેમ આ પ્રસંગ તો એવો છે કે જેમ જેમ વધારે જોઈયે તેમ તેમ વધારે વધારે રસિક લાગે છે." ઈત્યાદિક ચમત્કાર પામીને પછી રાજાએ મનની ઉલટ સાથે પોતાની પુત્રી શૃંગારસુંદરીને પાંચ સાહેલીઓ સહિત **શ્રીપાળ**કુંવરને ધામધૂમ સાથે પરણાવી, તથા પાણીગ્રહણનો ઘણો સારો મહોત્સવ કરી જે જેની ઈચ્છા પ્રમાણે માગણી કરી તે પ્રમાણે તે તે અર્થિજનોને પુષ્કળ દાન આપ્યું. કર્ત્તા મહારાજ કહે છે કે આ ત્રીજા ખંડની સાતમી ઢાલ અખંડિત ગુણ અને રાગ વડે કરીને પૂર્ણ થઈ તે એ જ બોધ આપે છે કે—જો સિદ્ધચક્રજીના ગુણ ગાયા કરીયે તો, **વિનય**, **સુયશ** અને ઉત્તમ સુખ પ્રાપ્ત કરિયે.
—૧૫ થી ૧૮

દોહા છંદ

અંગભટ્ટ ઈણે અવસરે, દેખી કુમર ચરિત્ર;
કહે સુણો એક માહરૂં, વચન વિચાર પવિત્ર. ૧

કોલ્લાગપુરનો રાજિયો, અ છે પુરંદર નામ;
વિજયા રાણી તેહની, લવણિમ લીલા ધામ. ૨

સાત પુત્ર ઉપર સુતા, જયસુંદરી છે તાસ;
રંભા લઘુ ઉંચી ગઈ, જોડી ન આવે જાસ. ૩
લવણિમ રૂપ અલંકરી, તે દેખી કહે ભૂપ;
એ સરીખો વર કુણ હશે ? પાઠક કહો સ્વરૂપ. ૪

**અર્થ**:—એ અવસરને વિષે અંગભટ્ટ નામનો વિદેશી બ્રાહ્મણ **શ્રીપાળકુંવરનું** ચરિત્ર નિહાળીને આશ્ચર્યચકિત થઇ **શ્રીપાલકુંવર** પ્રત્યે કહેવા લાગ્યો–" મહારાજ ! મારૂં પણ એક સારા વિચારવાળું વચન શ્રવણ કરો. એક કોલ્લાગપુર નામના શહેરનો પુરંદર નામનો રાજા છે. તેને વિજયા નામની પટરાણી કે જે વિશેષ ચાતુર્યતાની લીલાના મંદિર રૂપ છે. તેણીને સાત પુત્રોની ઉપર એક **જયસુંદરી** નામની પુત્રી થઈ છે કે જેણીનું રૂપ દેખી સ્વર્ગની અપ્સરા રંભા–ઉર્વશી–તિલોત્તમા વગેરે તેણીના રૂપ પાસે પોતે તુચ્છ રૂપવાળી જણાતાં તે બિચારીઓ મૃત્યુલોક ત્યજી ઉંચે સ્વર્ગમાં જઈ વસી; તો પણ તેણીની બરાબર રૂપવંત થઈ નહિ, માટે કહું છું કે આ સમયમાં એ જયસુંદરીના ગુણ અને લાવણ્યતાની અંદર બરાબરી હરીફાઈ કરે તેવી સંસારમાં કોઈ બીજી સ્ત્રી છે જ નહિ. એવી લાવણ્યતાવંત રૂપ વડે અલંકૃત હોવાથી તેણીના પિતાએ પાઠક જોશીને પૂછ્યું કે: 'પાઠકજી ! જયસુંદરીને લાયક કોણ વર પ્રાપ્ત થશે ? તેનું સ્વરૂપ કહો.' —૧ થી ૪

સો કહે એણે ભણતાં કલા, રાધાવેધ સ્વરૂપ;
પૂછ્યું તે મેં વરણવ્યું, સાધનને અનુરૂપ. ૫
આઠ ચક્રથંભ ઉપરેં, ફરે દક્ષિણ ને વામ;
અવર વિવરો પરિ પૂતલી, કાઠની રાધા નામ. ૬
તેલ કઢા પ્રતિબિંબ જોઇ, મૂકે અધોમુખ બાણ;
વેધે રાધા વામ અચ્છિ, રાધાવેધ સુજાણ. ૭
ધનુર્વેદની એ કલા, ચાર વેદથી ઉઢ;
ઉત્તમ નર સાધી શકે, નવિ જાણે કોઈ મૂઢ. ૮
તે સુણી તુજ પુત્રી નૃપતિ, કરે પ્રતિજ્ઞા એમ;
વરશું રાધાવેધ કરી, બીજો વરવા નેમ. ૯
મ્હોટા મંડપ માંડીયે, રાધાવેધનો સંચ;
કરીયેં જિમ વર પામીયે, પાઠક કહે પ્રપંચ. ૧૦



ચિત્ર ૧૩૭ શ્રીપાલ અને પરદેશી મુસાફર (પાનું ૧૪૯)

ચિત્ર ૧૩૮ સ્વયંવર મંડપ (પાનું ૧૫૦)

મંડપ નૃપે મંડાવીયો, રાધાવેધ વિચાર;
પણ નવિ કો સાધી શકે, પણ સાધશો કુમાર. ૧૧

ઇમ નિસુણી તે ભટ્ટને, કુંડલ દેઈ કુમાર;
રયણી નિજ વાસે વસી, ચાલ્યો પ્રાતઃ ઉદાર. ૧૨

પહોતો તે કોલ્લાગપુર, કુમર દષ્ટિ સબ સાખી;
સાધ્યો રાધાવેધ તિહાં, હાર મહિમ ગુણ દાખી. ૧૩

જયસુંદરીયે તે વર્યો, કરે ભૂપ વિવાહ;
તાસ દત્ત આવાસમાં, રહે સુજશ ઉચ્છાહ. ૧૪

**અર્થઃ**—રાજાના પ્રશ્ન સંબંધી ઉત્તરમાં પાઠકે કહ્યું કે "હે રાજન્ ! જયસુંદરી જે વેળા મારી પાસે વિદ્યાભ્યાસ કરતી હતી તે વખતે રાધાવેધ સાધવાની કળા સંબંધી સ્વરૂપ મને ( કુંવરીએ ) પૂછ્યું હતું, જેથી મેં તે કળા સાધવા માટે યોગ્ય રીતે વર્ણન કરી બતાવ્યું હતું; એટલે કે–એક થાંભલાની ઉપર આઠ ચક્ર ગોઠવવા તે પૈકીનાં ચાર ચક્ર જમણી બાજુએ સવળાં ફરે અને ચાર ડાબી બાજુએ અવળાં ફરે તે આઠે ચક્રના આરાના છિદ્રની ઉપર રાધા નામની લાકડાની બનાવેલી પૂતળી બેસાડવી અને તે સ્તંભની નીચે એક તેલની કઢાઈ ભરી રાખવી. તે કઢાઈમાં ઉપરની રાધા નામની પૂતળીનું પ્રતિબિંબ લક્ષમાં લઈ જોઈને અધોમુખ એટલે પોતાનું મુખ નીચું રાખી ને ઉંચે બાણ નાખે તે એવી યુક્તિથી નાખે કે ઉપર રહેલી પૂતળીની ડાબી બાજુની આંખને વીંધી નાંખે, તે સુજાણ પુરુષ રાધાવેધ સાધનાર કહેવાય અને એ કળા ધનુર્વેદ કે જે ચાર વેદના અંતર્ગત છે છતાં ઉંચા પ્રકારની કળા છે તેને ઉત્તમ પુરુષ હોય તે જ સાધી શકે છે; નહીં કે મૂઢ પુરુષ સાધી શકે ! આ પ્રમાણે મારા મુખેથી રાધાવેધ સંબંધી બીના જાણી હે રાજન્ ! આપની પુત્રી જયસુંદરીએ પ્રતિજ્ઞા કરી છે કે જે રાધાવેધ સાધશે તે જ નરને હું વરીશ પણ બીજાને કદી વરીશ નહિ; માટે મોટો મંડપ તૈયાર કરી રાધાવેધની રચનાં સંબંધી ગોઠવણ કરો કે જેથી જયસુંદરીના લાયક વર પ્રાપ્ત થાય. આ પ્રમાણે પાઠકે રાધાવેધ પ્રબંધ કહ્યો. જેથી રાજાએ તે જ મુજબ રાધાવેધની રચના કરી છે. પરંતુ હજુ સુધી કોઈ પુરુષ તે રાધાવેધની કળામાં ફતેહ મેળવી આ કુંવરીની પ્રતિજ્ઞા પૂર્ણ કરી શકયો નથી, પણ હું આ અનુભવ ઉપરથી માનું છું કે તે કળા આપ અવશ્ય સાધી કુંવરીની પ્રતિજ્ઞા પૂર્ણ કરી શકશો ! "

આ પ્રમાણે કુંવરે અંગભટ્ટનું મંગળ વરદાયી વચન સાંભળી તેની વધામણીમાં તેને



ગુણસુંદરીએ શ્રીપાલને વરમાલા આરોપી (પાનું ૧૪૫) ચિત્ર ૧૩૬ શ્રીપાલનું ગુણસુંદરી સાથે લગ્ન (પાનું ૧૪૮)

કાનના કુંડળ આપી ખુશી કર્યો અને તે રાત્રીએ પોતાના નિવાસ સ્થળમાંજ નિવાસ કરી પ્રાતઃકાળે હારના પ્રભાવથી ઉદાર કુમાર કોલ્લાગપુરે જઈ પહોંચ્યો તથા તેણે સર્વની નજર રૂબરૂ હારના મહિમા વડે પોતાના ગુણો પ્રગટ કરી સર્વની સાખે રાધાવેધ સાધી બતાવ્યો એથી પ્રતિજ્ઞા પૂર્ણ થવાને લીધે જયસુંદરીએ મન સાથે ઇચ્છિત વરને વરી લીધો એટલે રાજાએ **શ્રીપાળ**કુંવર સાથે મહોત્સવ પૂર્વક જયસુંદરીનો વિવાહ કર્યો અને દંપતિને રહેવા આવાસ ( મહેલ ) આપ્યો તેમાં વસી સુયશ તથા ઉત્સાહપૂર્વક દિવસ વ્યતીત કરવા લાગ્યો —૫ થી ૧૪

---

ઢાળ આઠમી—અમ્યો રે કુંવરજીરો મેરો—એ દેશી

હવે માઉલ નૃપ પેખીયા, આવ્યા નગ આણા કાજ રે; વિનીત
લીલાવંત કુંઅર ભલો
કુંવરે પણ નિજ સુંદરી, તેડાવી અધિકે હેજ રે વિનીત લી૦ ૧
સૈન્ય મલ્યું તિહાં સામઠું, હય ગય રથ ભડ ચતુરંગ રે, વિ૦
તિણે સંયુત કુંઅર તે આવીયો, ઠાણાભિધપુર અતિ ચંગ રે વિ૦ લી૦ ૨
આણંદિયો માઉલ નરપતિ, તસ સિરિ વલી સુંદરી દેખી રે, વિ૦
થાપે રાજ્ય શ્રીપાલને, કરે વિધિ અભિષેક વિશેષ રે વિ૦ લી૦ ૩
સિંહાસન બેઠો સોહિયે, વર હાર કિરીટ વિશાલ રે, વિ૦
વર ચામર છત્ર શીરે ધર્યા, મુખકજ અનુસરત મરાલ રે વિ૦ લી૦ ૪
સોલે સામંત પ્રણમિયે, હય ગય મણિ મોતીય ભેટ રે, વિ૦
ચતુરંગી સેનાએ પરવર્યો, ચાલે જનની નમવા નેટ રે વિ૦ લી૦ ૫
ગામ ઠામે આવતડો, પ્રણમિતો ભૂપ સુપવિત્ત રે, વિ૦
ભેટીજતો બહુ ભેટણે, સોપારય નગરે પહુત્ત રે વિ૦ લી૦ ૬

**અર્થ**—હવે ઠાણાપુરથી મામાજી રાજાએ **શ્રીપાળ**કુંવરને નજીકના શહેરમાં આવી વસેલા જાણી ઠાણાપુરમાં બોલાવી લાવવા માટે વિનયવંત પુરુષોને મોકલ્યા જેથી તે વિનયવંત રાજપુરુષ મંડળ વસુપાળ રાજાના હુકમથી કોલ્લાગપુર શહેરે આવી પહોંચ્યું અને લીલાવંત કુંવરની તે મંડળે ભેટ લીધી તથા કુશળ સમાચાર કહી આવવાનું કારણ જણાવ્યું જેથી કુંવર પણ સ્નેહપૂર્વક પોતાની વિવાહિત સ્ત્રીઓને જૂદા જૂદા શહેરોથી માણસો મોકલીને

તાકીદે તેડાવી લીધી. તે સ્ત્રીઓ પણ પતિના ચરણકમળોમાં નમન કરવા હાજર રહી. તે પછી તમામ સ્થળેથી આવેલું લશ્કર એકઠું થતાં ઘોડા, હાથી, રથ અને પાળા એ ચતુરંગી સેના સહિત **શ્રીપાળ**કુંવર ત્યાંથી રવાના થઈ ઠાણાપુર શહેરે આવી પહોંચ્યો. અને તેની સંપત્તિ તથા ઉત્તમ સુંદરીઓ વગેરેને જોઈને મામાજી સસરો બહુ જ આનંદ પામ્યો. તેમ જ ભાણેજ જમાઈને વિશેષ પુણ્યવંત પરાક્રમશાળી જાણીને તેણે વિધિપૂર્વક રાજ્યાભિષેક કરીને પોતાની રાજ્યગાદીએ બેસાર્યો. હવે **શ્રીપાળ** રાજા થયો જેથી માથા પર રાજમુકુટ, હાર વગેરે રાજઆભુષણો વડે ઘણો જ શોભાવંત થઈ રાજ્યસિંહાસન પર બેઠો. જેથી મહાશોભાયમાન દેખાવા લાગ્યો. ઉત્તમ ચામરો માથા પર વીંઝાતા હતા; તેમજ છત્રો શિર પર ધર્યાં હતાં; તે પૈકી બન્ને બાજુએ બેઉ શ્વેત ચામરો વીંઝાતા હતા તે જાણે **શ્રીપાળ** મહારાજાના મુખકમળનો આશ્રય કરી બે શ્વેત હંસ રહ્યા ન હોય ? તેવો ખ્યાલ કરાવતાં હતાં. તેમજ શ્રીપાળ મહારાજાથી ઉતરતા દરજ્જાના સોળ સામંત રાજાઓ કે જે **શ્રીપાળ** મહારાજાની હજુરમાં રહ્યા હતા, તેઓના હાથથી, હાથી, ઘોડા, મણિ, મોતિયોની ભેટો સ્વીકારી શ્રીપાળ મહારાજા મામાજી સસરાની સંમતિ લઈ ચતુરંગી સેના સહિત ઠાણાપુરથી પ્રયાણ કરી પોતાની પૂજ્ય માતુશ્રીના ચરણકમળમાં નમન કરવાને માટે માળવા ભણી ચાલ્યા. રસ્તામાં આવતાં ન્હાના મોટા રજવાડાઓની પુષ્કળ ભેટની વસ્તુઓ અંગીકાર કરતો અને પવિત્ર રજવાડાઓની સેવા સ્વીકારતો સોપારક નગરે જઇ પહોંચ્યો.

—૧ થી ૬

તે પરિસર સૈન્યે પરિવર્યો, આવાસે તે શ્રીપાલ રે; વિ૦
કહે ભગતિ શક્તિ નવિ દાખવે, શું સોપારક નરપાલ રે. વિ૦ લી૦ ૭
કહે પરધાન નવિ એહનો, અપરાધ અછે ગુણવંત રે; વિ૦
નામે મહસેન છે એ ભલો, તારા રાણી મન કંત રે. વિ૦ લી૦ ૮
પુત્રી તસ કુખે ઉપની, છે તિલકસુંદરી નામ રે; વિ૦
તે તો ત્રિભુવન તિલક સમી બની, હરે તિલોત્તમાનું ધામ રે. વિ૦ લી૦ ૯
તે તો સૃષ્ટિ છે ચતુર મદનતણી, અંગેં જીત્યાં સવિ ઉપમાન રે; વિ૦
શ્રુતિજડ જે બ્રહ્મા તેહની, રચના છે સકલ સમાન રે. વિ૦ લી૦ ૧૦
દિહ પીઠે દંસી સા સુતા, કીધા બહુવિધ ઉપચાર રે; વિ૦
મણિ મંત્ર ઔષધ બહુ આણીયાં, પણ ન થયો ગુણ તે લગાર રે. વિ૦ લી૦ ૧૧
તે માટે દુઃખે પીડીયો, મહસેન નૃપતિ તસ તાત રે, વિ૦
નવિ આવ્યો ઇહાં એ કારણે, મત ગણજો બીજો ઘાત રે. વિ૦ લી૦ ૧૨

**અર્થઃ**—લશ્કરના પરિવાર સહિત સોપારક નગરના સમીપમા તબૂ ખગ કરાવીને ત્યા વિશ્રામ લીધો ત્યારપછી શ્રીપાલ મહારાજા પ્રધાન પ્રત્યે કહેવા લાગ્યા "કેમ આ સોપારકપુરનો રાજા કશી ભક્તિ બતાવીને ભેટ લઇ નમન કરવા આવતો નથી? તેનુ શુ કારણ?' પ્રધાને અરજ કરી–" ગુણવત મહારાજા એ રાજાનો કશો પણ અપરાધ નથી પરતુ જે કારણને લીધે આપની સેવા બજાવી શકયો નથી તે કારણ એ છે કે એ મહસેન ભલો રાજા છે, તેને તારા નામની રાણી છે, તેણીની કુખથી તિલકસુદરી નામની એક પુત્રી પેદા થએલી છે કે જે ત્રણે ભુવનની અદર તિલક જેવી શોભાવત બનેલ અને તે સ્વર્ગમા વસનારી તિલોત્તમા અપ્સરા વગેરેનુ પણ તેજ હરે તેવી મહા સ્વરૂપવત છે રાજેન્દ્ર! વિશેષ શુ કહુ, પણ પ્રમાણથી સિદ્ધ થાય છે કે એ તિલકસુદરી તો અત્યત ચતુર એવા કામદેવની સૃષ્ટિ છે, એટલે કામદેવની ઘડેલી છે વેદ શ્રુતિઓ ભણી ભણીને વેદિયા ઢોર જેવા થઈ ગયેલ હૃદયવાળા બ્રહ્માની રચાયલી સૃષ્ટિના પેદાશવાળી સ્ત્રીઓ ઉપમા ઉપમાને કરીને સહિત છે એટલે કે એક જેવી બીજી જોડ મળી આવે તેવી છે, અને કલકિત ઉપમાવાળીઓ છે, એટલે કે ચદ્ર જેવા મ્હોવાળી કમલપત્ર સરખી આખો વાળી ગજ કુભસ્થળ સરખા સ્તનમડળવાળી વગેરે દોષવત વસ્તુઓની ઉપમાવાળીઓ છે મતલબ કે ચદ્ર ક્ષીણ રોગવાળો કલકિત છે, કમળપત્ર હીમથી બળનાર છે અને હાથીના કુભસ્થળ અકુશના પ્રહારવત છે જેથી નિષ્કલક નથી પરતુ તિલકસુદરી નિષ્કલક અને તેની બરોબરી કરે તેવી કોઇ ઉપમા આપી શકાય તેવી જોડ નથી જેથી નિપુણ કામદેવની રચેલી સૃષ્ટિ પૈકીની છે જેવો જડ બ્રહ્મા બધિર હૃદયનો છે તેવો કામદેવ નથી કામદેવ તો સર્વથી સૂક્ષ્મ પરમાણુવત હોવાથી ન્હાનકડા–નાજુક મનમા પેસી જઈને દરેક દેવોના ચિત્તને પણ હરણ કરી લે તેવો અચિત્ય શક્તિમાન રોમરોમમા પ્રસરનાર છે જેથી તે ચતુર મદનની સૃષ્ટિ પૈકી તિલકસુદરી હોવાથી તેણીએ બ્રહ્માની રચેલી સૃષ્ટિના અગોઅગની દોષવત ઉપમાઓને જીતી લીધેલ છે એના લીધે તે ઉપમા રહિત–નિરૂપમ રૂપવત છે તે તિલકસુદરીને દીર્ઘપૃષ્ટ જાતનો ઝેરી સાપ ડસ્યો છે અને તે ઝેર ઉતારવા ઘણા ઘણા ઉપાય કર્યા તથા મણિ, મત્ર, ઔષધ વગેરે પણ બહુ બહુ ઉપચાર કરવામા આવ્યા, તો પણ તે એકેથી જરા પણ ગુણ માલમ પડયો નહી જેથી દુખને લીધે પીડાતો તેણીનો પિતા મહસેન આપની સેવા કરવા હાજર થઈ શકયો નથી, પણ બીજુ કશુ ઘાતરૂપ કારણ આપ ગણશો જ નહી —૭ થી ૧૨

રાજા કહે કિહા છે દાખવો, તો કીજે તસ ઉપગાર રે, વિ૰
એમ કહી તુરગારૂઢ તિણે, દીઠા જાતા બહુ નરનાર રે વિ૰ લી૰ ૧૩
સમશાને લેઇ જાતી જાણી, તિહા પહોતો તે નરનાહ રે, વિ૰
કહે દાખો મુઝ હુ સજ કરૂ, મૂર્છિતને મ દીયો દાહ રે વિ૰ લી૰ ૧૪

મહિયત મૂકી તે થાનકે, કરી હાર નવણ અભિષેક રે; વિ૦
સજ કરી સવિ લોકના ચિતશું, થઈ બેઠી ધરીય વિવેક રે. વિ૦ લી૦ ૧૫

મહસેન મુદિત કહે રાજિયો, વત્સ તુજને એ શું હોત રે; વિ૦
જો નાવત એ વડભાગીયો, ન કરત ઉપગાર ઉદ્યોત રે. વિ૦ લી૦ ૧૬

તુઝ પ્રાણ દીયા છે એહને, તું પ્રાણ અધિક છે મુઝ રે; વિ૦
એહને તું દેવી મુઝ ઘટે, એ જાણ હૃદયનું ગુઝ રે. વિ૦ લી૦ ૧૭

સ્નિગ્ધ મુગ્ધ દગ દેખતાં, ઇમ કહેતાં તે શ્રીપાલ રે; વિ૦
મન ચિંતે મ્હારા પ્રેમની, ગતિ એહ શું છે અસરાલ રે. વિ૦ લી૦ ૧૮

**અર્થ:**—એવું પ્રધાનનું બોલવું **શ્રીપાલ** મહારાજાએ સાંભળી કહ્યું કે–"તે મૂર્છિત કુંવરી ક્યાં છે? મને તુરત બતાવો, હું તેણી ઉપર ઉપકાર કરૂં." એટલું બોલી તુરત મહારાજા ઘોડા પર સવાર થયા એટલામાં તો ઘણાં સ્ત્રી પુરુષોને શોકમય જતા દીઠાં. મૂર્છિત કુંવરીને અગ્નિસંસ્કાર કરવા સ્મશાને લઈ જતી જાણી તાકીદથી ઘોડો તે તરફ દોડાવી મહારાજા સ્મશાન સ્થળ નજીક જઈ પહોંચ્યા અને ત્યાં જઇ કહેવા લાગ્યા–"મને કુંવરી બતાવો હું એણીને સાજી કરૂં છું. તમો મૂર્છા પામેલીને દાહ દેશો નહિ." આ પ્રમાણે **શ્રીપાળ**કુંવરનું ભાષણ સાંભળી તેઓએ મઇયતને તે જ ઠેકાણે ભોંય પર મૂકી એટલે **શ્રીપાળ** મહારાજાએ પવિત્ર પાણી મંગાવી હારના ન્હવણનો અભિષેક કરી તે કુંવરીને સજ્જ–સાજી કરી અને આળસ મરડીને વિવેક સહિત તેણી બેઠી થઇ. એ જોઈ નગરવાસી જનોના ચિત્ત આનંદમય થયા. એ જોઈ તેણીનો પિતા મહસેન ઘણો જ પ્રસન્ન ચિત્તવંત થયો અને પુત્રી પ્રત્યે કહેવા લાગ્યો–"હે વત્સ! જો આ મોટા ભાગ્યના ધણી અહીં ન પધારત ને ઉપકાર ન કરત તો તારા શરીરની શી દશા થાત? તારી જીંદગી હતી ન હતી થઈ જાત! માટે તને પ્રાણદાન એમણે જ આપેલું છે, જેથી તું મને પ્રાણથી પણ વિશેષ વ્હાલી છે; તો પણ તને આ ઉપકારી પ્રાણદાતાના હાથમાં જ સોંપવી ઘટે છે; એ મારા હૃદયનો ગુપ્ત વિચાર છે તે તું ધ્યાનમાં લે, માટે તારે આ વીર નરને જ વરવો પડશે; કેમકે ભયથી બચાવે તે જ ભર્ત્તા ગણાય છે." આ પ્રમાણે કહેવાથી ભદ્રિક ભાવવાળી, સ્નેહવાળી, રાગવંત દૃષ્ટિએ કરી **શ્રીપાળ**કુંવરને જોઇ ચિંતવવા લાગી કે "મારી પ્રેમની ગતિ આ પુરુષની સાથે અકળ ન કળી શકાય એવી, ન કહી બતાવાય એવી અને અજબ રંગવાળી છે. અહિં મુગ્ધપદે કરી વક્ર કટાક્ષથી સહિતપણાનો અનુદય સૂચવ્યો, એટલે કામક્રીડા પ્રમુખમાં વિગ્ધ છે, એટલે વિષય રસમાં હજી આસક્ત થઇ નથી, હમણાં નવયૌવનનો ઉદ્ગમ છે અને બાલ્યા-

ડેરા દીધા સવિ સૈન્યના, પહેલા હુઓ રજની જામ રે; વિ૦
જનની ઘર પહોતો પ્રેમશું. નૃપ હાર પ્રભાવે તામ રે. વિ૦ લી૦ ૩૦
ઢાલ પૂરી થઈ આઠમી, પૂરણ હુઓ ત્રીજો ખંડ રે; વિ૦
હોય નવપદ વિધિ આરાધતાં, જિન વિનય સુયશ અખંડ રે. વિ૦ લી૦ ૩૧

**અર્થ:**—હાથી, ઘોડા, રથ અને પાયદળ, તેમ જ મણિરત્ન, સોનું, બહુમૂલાં વસ્ત્ર અને શસ્ત્ર વગેરે વગેરેનાં ભેટણાં ડગલે ડગલે લેતો, દરેક માનવંતા રાજાઓને પગે લગાડતો (ખંડિયા રાજા બનાવતો) **શ્રીપાલ** મહારાજા મજલ દર મજલથી પંથ પસાર કરતો ચક્રવર્તિના સરખો પરાક્રમી પ્રસિદ્ધ થયો. કવિ કહે છે કે–હમેશાં નિયમ છે કે અણીદાર વસ્તુના ઉપર વજનદાર વસ્તુનું દબાણ થતાં તે તેમાં દાખલ થઈ જાય છે, જેમ કે અણીદાર નહાનકડો કાંટો છતાં ભારે પગનો ભાર આવતાં પગમાં પરોવાઇ જાય છે, તેમ શેષ નાગનાં અણીદાર ફણુમાં **શ્રીપાલ** મહારાજાના જબરા ભારવાળા લશ્કરનો ભાર આવતાં શેષનાગની ફણુના મણિઓનો સમુદાય પરોવાઇ ગયો હશે જ કે જેને લીધે જાણી શકાય છે કે પર્વતો ઢળી ન પડ્યા હશે! કેમકે જો પૃથ્વી શેષનાગની ફણીપરની મણિ-યોમાં પરોવાઇ રહી ન હોત તો, સૈન્યના ભારથી પૃથ્વી એક બાજુએ નમી જતાં સમાન પૃથ્વી પર રહેલા પર્વતો વગેરે ઢળી જ પડત; પણ તેમ ન થયું તેનું કારણ આ જ હોવું જોઈએ! આ મહાન્ નવાઈની વાત જાણીને તે વખતથી સૂર્ય અને ચંદ્ર રાત દિવસ શ્રીપાલ મહારાજાના લશ્કરને જોયા કરે છે, તે જાણે બ્રહ્મા સૂર્ય ચંદ્રરૂપ આંખો ખોલીને શ્રીપાલ મહારાજાનું સૈન્ય નિહાળી ચિંતવન કરે છે કે–ઠીક થયું જે ભૂમિ શેષના ફણુની મણિઓમાં પરોવાઈ ગઈ જેથી મારી રચેલી સૃષ્ટી આબાદ રહી; નહીં તો આ શ્રીપાલના લશ્કરના ભારથી આ પૃથ્વી નમી જાત, એમ ચકિત થયો થકો **શ્રીપાલ**ના સૈન્યને અદ્યાપિ સુધી ચંદ્ર સૂર્યરૂપ ચક્ષુઓ મારફત જોયા કરે છે? આ ઉત્પ્રેક્ષા અલંકારનો સાર એટલો જ છે કે–શ્રીપાલ મહારાજાનું લશ્કર ઘણા જ જબરા વિસ્તાર વાળું હતું. એવા લશ્કર સહિત મહારાષ્ટ્રના, સૌરાષ્ટ્રના, મેવાડના, લાટ અને ભોટ દેશના રાજાઓને પોતાના ખંડિયા રાજા બનાવતો શ્રીપાલ મહારાજા સૂર્ય સરખો પ્રદિપ્ત તેજ સહિત માળવ દેશમાં જઈ પહોંચ્યો; એટલે કે જેમ સૂર્ય નિષધ પર્વતમાંથી ઉદય પામી હરિવર્ષ–હિમવંત ભરત વગેરે ક્ષેત્રો અને પહાડોને પ્રકાશ આપતો સંધ્યા સમયે ફરીને નિષધ પર્વતની મુલાકાત લે છે, તેમ શ્રીપાલ મહારાજા પણ માળવાના પાટનગર ઉજ્જેણીથી ઉદય પામી વિદેશ ગમન કરતો કરતો રાજઋદ્ધિ, રમણિયો, ધન, ચારે પ્રકારના લશ્કર સહિત સર્વ દેશોને સાધતો પાછો માળવ દેશમાં આવી પહોંચ્યો; એટલું જ નહીં પણ છેક ઉદય સ્થળ પાટનગરની સમીપ જઈ પહોંચ્યો. જાસુસોના મ્હોંએથી બીજા રાજાનું જબરૂં લશ્કર ઉજ્જેણી તરફ ધસ્યું આવે છે, એવા સમાચાર મળતાં માળવાના રાજા પ્રજાપાળે ભયભીત થઈ પોતાના

વસ્થા વિરમી યૌવનાવસ્થા પ્રાપ્તિનો અવસર છે એ શું હશે ? ખચિત પૂર્વ રાગની જ પ્રબળતા હોવી જોઈએ, નહિ તો મારા મનની ગતિ આવી થાય જ નહી" —૧૩ થી ૧૮

જો પ્રાણ કહું તો તેહથી, અધિકો કિમ લખીયે પ્રેમ રે; વિ૦
કહું ભિન્ન તો અનુભવ કિમ મિલે, અવિરૂદ્ધ ઉભય ગતિ કેમ રે. વિ૦ લી૦ ૧૯

ઈમ સ્નેહલ સા નિજ અંગજા, શ્રીપાલ કરે દિયે ભૂપ રે; વિ૦
પરણી સા આઠે તસ મલી, દયિતા અતિ અદ્‌ભુત રૂપ રે. વિ૦ લી૦ ૨૦

અડ દિટ્ઠિ મહિત પણ વિરતીને, જિમ વછે સમકિતવંત રે; વિ૦
અડ પ્રવચન માત સહિત મુનિ, સમતાને જિમ ગુણવત રે. વિ૦ લી૦ ૨૧

અડ બુદ્ધિ સહિત પણ સિદ્ધિને, અડ સિદ્ધિ સહિત પણ મુક્તિ રે; વિ૦
પ્રિયા આઠ મહિત પણ પ્રથમને, નિત ધ્યાવે તે ઈણે યુકિત રે. વિ૦ લી૦ ૨૨

ઉત્કઠિત ચિત્ત તેહ શુ, વળી જનનીને નમવા હેજ રે; વિ૦
શ્રીપાલ પ્રયાણે પૂરિયો, દેવરાવે ઢકકા તેજ રે. વિ૦ લી૦ ૨૩

**અર્થ:**—જો હુ આ પુરુષને મારા પ્રાણ કહુ, તો તે પણ બોલવુ લાયક જણાતુ નથી કેમકે પ્રાણથી પણ વિશેષ પ્રેમ આમના ઉપર ઉત્પન્ન થાય છે જેથી પ્રાણ કહેતા ન્યૂનતાભાવ જણાય પ્રાણ હોય તો જ પ્રેમ થાય છે, પ્રાણ વગર પ્રેમ થતો જ નથી એ જોતા પ્રાણથી પ્રેમ અધિક ન ગણાય ત્યારે પ્રેમ અને પ્રાણ બન્ને બરાબર ગણાય અને દુનિયામા તો પ્રાણથી પ્રેમ વિશેષ વ્હાલો ગણેલ છે, કેમકે ઘણા લોકો પ્રેમને જાળવવા માટે પ્રાણની આહૂતી આપી દે છે, પરતુ સજ્જન તો પ્રાણને માટે પ્રેમની આહૂતી આપતા નથી આમ જોતા પ્રાણને પ્રેમરૂપ કહેતા પણ બનતું નથી અને જ્યારે પ્રાણ અને પ્રેમ અધિકતામા ન્યૂનાધિક હોય તો તે બન્ને જૂદા જ ગણાય છે એથી જો પ્રેમ ને પ્રાણ બેને જૂદા કહુ તો અનુભવ શી રીતે મળે ? કેમકે પ્રાણ વગર પ્રેમને જાણનાર કોણ હોય ? પ્રેમની ઓળખાણ પ્રાણને જ છે જે વસ્તુ જેનાથી જૂદી ન હોય તો જ તે વસ્તુનો અનુભવ થાય છે જૂદી વસ્તુનો અનુભવ થાય જ નહી, જો ભિન્ન વસ્તુનો અનુભવ થયો માની લેવાય તો અતિ પ્રસગ થાય, અને પ્રેમનો અનુભવ તો મને થાય છે આમ એક બીજા સાથે વિરોધી સ્વભાવ સ્વરૂપ છે તો એ પ્રેમપદાર્થની અદ્દભુત ઐક્ય સમાવેશપણે અવિરોધ ભાવથી શી રીતે રહેલ છે એ જ માટે સમજુ છુ કે મારા પ્રેમની અલૌકિક ગતિ છે" આ પ્રકારે સ્નેહવતી કુવરી ચિતવન અને સ્નેહસિધુમા નિમજ્જન કરતી હતી એ જોઇ મહસેન રાજાએ પોતાની પુત્રીનો **શ્રીપાલ** મહારાજા સાથે હસ્તમેળાપ

કરાવ્યો. આ પ્રમાણે આઠ વિવાહિતા સ્ત્રીઓ એટલે કે **મદનસેના**, **મદનમંજૂષા**, **મદનમંજરી**, ગુણસુંદરી, ત્રૈલોકયસુંદરી, શૃંગારસુંદરી અને તિલકસુંદરી એ આઠે રાજકન્યાઓના નામ જાણવા, તથા શૃંગારસુંદરીની પંડિતા પ્રમુખ પાંચ સખીઓનું પણ પાણિગ્રહણ કરેલ છે, છતાં તેને શૃંગારસુંદરીની અંતરગત ગણેલ હોવાથી અહીં આઠ જણાવેલ છે. અત્યંત અદ્ભુત સ્વરૂપવંતી એકઠી મળી; છતાં પણ જેમ મિત્રા તારા, બલા, દીપ્રા, સ્થિરા, કાંતા, પ્રભા અને પરા એ આઠ દૃષ્ટિ સહિત છતાં સમકિતી જીવ નવમી સર્વ સંવરરૂપ વિરતીને વાંચ્છે છે, તેમ તથા પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ એ આઠ પ્રવચન માતા યુક્ત ગુણવંત મુનિવર હોવા છતાં જેમ નવમી સમતાને ચાહે તેમ, તથા સુશ્રૂષા, શ્રવણ, ગ્રહણ, ધારણા, ઉહ, અપોહ, અર્થવિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન એ આઠ બુદ્ધિયો સહિત યોગીશ્વર જેમ નવમી સિદ્ધિને ચાહે છે તેમ, તથા અણિમા મહિમા, ગરિમા, લઘિમા, વશિતા, ઇશિતા, પ્રાકામ્ય અને કામાવસયિત્વા એ આઠ સિદ્ધિયો યુક્ત યોગીંદ્ર જેમ નવમી મુક્તિ—મોક્ષને ચાહે છે, તેમ **શ્રીપાલ** મહારાજા આઠ રાણીયો હાજર છતાં નવમી મયણાસુંદરી કે જેના સંગ પ્રભાવથી સર્વ સુખ સાનિધ્ય થયાં તેણીને મળવા નિત્ય ધ્યાન કરે છે તેમજ વળી પોતાની માતાને નમવા મળવાને પણ આતુર થએલ છે. તે કારણને લીધે **શ્રીપાળ** મહારાજાએ ત્યાંથી કુચ કરવા સંબંધી તેજદાર નગારે ડંકા દેવરાવ્યા. —૧૩ થી ૨૩

હય ગય રહ ભડ મણિ કંચણે, વળી સત્થ વત્થ બહુ મૂલ રે; વિ૦<br>
પગ પગ ભેટી જે નૃપ વરે, તેહનું ચક્રવર્ત્તિ સમ સૂલ રે. વિ૦ લી૦ ૨૪

તસ સૈન્ય ભરે ભારિત મહી, અહિપતિફણ મણિગણ પ્રોત રે; વિ૦<br>
તેણે ગિરિ પણ જાણું નવિ ગિરિયા, તેણે શશિ સૂર નયણ વિધિ જોત રે. વિ૦લી૦૨૫

મરહઠ સોરઠ મેવાડના, વળી લાટ ભોટના ભૂપ રે; વિ૦<br>
તે આવ્યો સઘળા સાધતો, માલવ દેશે રવિ રૂપ રે. વિ૦ લી૦ ૨૬

આગમન સુણી પરચક્રનું, ચર સુખથી માલવરાય રે; વિ૦<br>
ભયભીત તે ગઢને સજ કરે, તેહનું નવિ તેજ ખમાય રે. વિ૦ લી૦ ૨૭

કપ્પડ ચૂપ્પડ તૃણ કણ ઘણાં, સંગ્રહે તે ઇંધણ નીર રે; વિ૦<br>
સન્નદ્ધ હોય તે સુભટ વડા, કાયર કંપે નહીં ધીર રે. વિ૦ લી૦ ૨૮

ઈમ ઉજ્જેણી હુઈ નગરને, લોકે સંકીર્ણ સમીપ રે; વિ૦<br>
વીંટી શ્રીપાલ સુભટે તદા, જિમ જલધિ અંતરદ્વીપ રે. વિ૦ લી૦ ૨૯

ડેરા દીધા સવિ સૈન્યના, પહેલો હુઓ રજની જામ રે; વિ૦
જનની ઘર પહોતો પ્રેમશું. નૃપ હાર પ્રભાવે તામ રે. વિ૦ લી૦ ૩૦
ઢાલ પૂરી થઇ આઠમી, પૂરણ હૂઓ ત્રીજો ખંડ રે; વિ૦
હોય નવપદ વિધિ આરાધતાં, જિન વિનય સુયશ અખંડ રે. વિ૦ લી૦ ૩૧

**અર્થ:**—હાથી, ઘોડા, રથ અને પાયદળ, તેમ જ મણિરત્ન, સોનું, બહુમૂલાં વસ્ત્ર અને શસ્ત્ર વગેરે વગેરેનાં ભેટણાં ડગલે ડગલે લેતો, દરેક માનવંતા રાજાઓને પગે લગાડતો ( ખંડિયા રાજા બનાવતો ) શ્રીપાલ મહારાજા મજલ દર મજલથી પંથ પમાર કરતો ચક્રવર્તિના સરખો પરાક્રમી પ્રસિદ્ધ થયો. કવિ કહે છે કે–હમેશાં નિયમ છે કે અણીદાર વસ્તુના ઉપર વજનદાર વસ્તુનું દબાણ થતાં તે તેમાં દાખલ થઈ જાય છે, જેમ કે અણીદાર નહાનકડો કાંટો છતાં ભારે પગનો ભાર આવતાં પગમાં પરોવાઇ જાય છે, તેમ શેષ નાગનાં અણીદાર ફણમાં શ્રીપાલ મહારાજાના જબરા ભારવાળા લશ્કરનો ભાર આવતાં શેષનાગની ફણના મણિઓનો સમુદાય પરોવાઇ ગયો હશે જ કે જેને લીધે જાણી શકાય છે કે પર્વતો ઢળી ન પડયા હશે ! કેમકે જો પૃથ્વી શેષનાગની ફણીપરની મણિયોમાં પરોવાઇ રહી ન હોત તો, સૈન્યના ભારથી પૃથ્વી એક બાજુએ નમી જતાં સમાન પૃથ્વી પર રહેલા પર્વતો વગેરે ઢળી જ પડત; પણ તેમ ન થયું તેનું કારણ આ જ હોવું જોઇએ ! આ મહાન્ નવાઈની વાત જાણીને તે વખતથી સૂર્ય અને ચંદ્ર રાત દિવસ શ્રીપાલ મહારાજાના લશ્કરને જોયા કરે છે, તે જાણે બ્રહ્મા સૂર્ય ચંદ્રરૂપ આંખો ખોલીને શ્રીપાલ મહારાજાનું સૈન્ય નિહાળી ચિંતવન કરે છે કે–ઠીક થયું જે ભૂમિ શેષના ફણની મણિઓમાં પરોવાઈ ગઈ જેથી મારી રચેલી સૃષ્ટી આબાદ રહી; નહીં તો આ શ્રીપાલના લશ્કરના ભારથી આ પૃથ્વી નમી જાત, એમ ચકિત થયો થકો શ્રીપાલના સૈન્યને અદ્યાપિ સુધી ચંદ્ર સૂર્યરૂપ ચક્ષુઓ મારફત જોયા કરે છે ? આ ઉત્પ્રેક્ષા અલંકારનો સાર એટલો જ છે કે–શ્રીપાલ મહારાજાનું લશ્કર ઘણા જ જબરા વિસ્તાર વાળું હતું. એવા લશ્કર સહિત મહારાષ્ટ્રના, સૌરાષ્ટ્રના, મેવાડના, લાટ અને ભોટ દેશના રાજાઓને પોતાના ખંડિયા રાજા બનાવતો શ્રીપાલ મહારાજા સૂર્ય સરખો પ્રદિપ્ત તેજ સહિત માળવ દેશમાં જઈ પહોંચ્યો; એટલે કે જેમ સૂર્ય નિષધ પર્વતમાંથી ઉદય પામી હરિવર્ષ–હિમવંત ભરત વગેરે ક્ષેત્રો અને પહાડોને પ્રકાશ આપતો સંધ્યા સમયે ફરીને નિષધ પર્વતની મુલાકાત લે છે, તેમ શ્રીપાલ મહારાજા પણ માળવાના પાટનગર ઉજ્જેણીથી ઉદય પામી વિદેશ ગમન કરતો કરતો રાજઋદ્ધિ, રમણિયો, ધન, ચારે પ્રકારના લશ્કર સહિત સર્વ દેશોને સાધતો પાછો માળવ દેશમાં આવી પહોંચ્યો, એટલું જ નહીં પણ છેક ઉદય સ્થળ પાટનગરની સમીપ જઈ પહોંચ્યો. જાસુસોના મ્હોંએથી બીજા રાજાનું જબરૂં લશ્કર ઉજ્જેણી તરફ ધસ્યું આવે છે, એવા સમાચાર મળતાં માળવાના રાજા પ્રજાપાળે ભયભીત થઈ પોતાના



ચિત્ર ૧૩૯ શ્રીપાલનું ત્રૈલોક્યસુંદરી સાથે લગ્ન (પાનું ૧૫૫)



ચિત્ર ૧૪૪ વિદ્યાગુરુ અને રાજકુમારી (પાનું ૧૬૫)

ચિત્ર ૧૪૫ શ્રીપાલનું જયસુંદરી સાથે લગ્ન (પાનું ૧૬૬)

ગઢને સમરાવી લીધો; કેમકે પરરાજાના પ્રતાપનું તેજ સહન થઈ શકયું નહીં. તે તેજમાં અંજાઈ પોતાનો બચાવ ખોળવા લાગ્યો. જેના લીધે કાપડ–ચોપડ–ઘાસ–દાણા–લાકડાં–પાણી વગેરે નિર્વાહને માટે જોઇતી તમામ ચીજોનો સંગ્રહ કરી લેવરાવ્યો. તેમ જ મોટા સમર્થ લડવૈયાઓને પણ શસ્ત્રઅસ્ત્રાદિ સજાવી તૈયાર કરી રખાવ્યા. આવો મામલો જોઈ બિચારાં બ્હીકણ મનુષ્યો તો ધીરજને તજી દેઈ ધ્રૂજવા લાગ્યાં. આવી બ્હીકને લીધે ઉજ્જેણીની આસપાસ વસનારી વસ્તી ઉજ્જેણીમાં પોતાના બચાવ માટે ભરાઈ પેઠી. જેથી તે ઉજ્જેણી લોકની ભીડથી સાંકડી બની ગઈ; કેમકે **શ્રીપાલ** મહારાજાનું લશ્કર દરિયાના તોફાની મોજાની પેઠે પૂર જોશથી ધસ્યે આવતું છેક ઉજ્જેણીની લગભગ આવી પહોંચ્યું હતું; એથી ડરીને તેઓએ કોટનો આશરો લીધો હતો. લશ્કરે તો જોતજોતામાં ઉજ્જેણીના કિલ્લાની ચોમેર જેમ દ્વીપની ચોમેર સમુદ્ર વીંટાઈ વળેલો હોય છે, તેમ નગરીના કોટને વીંટી લઈ પડાવ કર્યો. અને લશ્કરે છાવણી રચી પોતપોતાની ટુકડીના અલગ અલગ તંબુ રાવઠી ડેરા ખડા કરી દીધા. જ્યારે રાત પડી અને રાતનો પહેલો પહોર વીતી ચૂક્યો કે **શ્રીપાલ** મહારાજા હારના પ્રભાવથી પોતાની માતાજીના મહેલે પ્રેમ સહિત ગમન કરવા જઇ પહોંચ્યો. (**યશોવિજયજી** ઉપાધ્યાય કહે છે કે આ **શ્રીપાલરાસના ત્રીજા ખંડ**ની આઠમી ઢાળ પણ પૂરી થઈ અને તે સાથે **ત્રીજો ખંડ** પણ પૂરો થયો. તથા આ ઢાળે એ જ સુચના આપી રહેલ છે કે, વિધિ સહિત નવપદજીનું આરાધન કરવામાં આવે તો જિનેશ્વરની ભક્તિ વડે વિનયવંત અને અખંડ સારો યશ પ્રાપ્ત થાય. —૨૪ થી ૩૧

ચોપાઈ–છંદ

ખંડ ખંડ મીઠાઇ ઘણી, શ્રી શ્રીપાલચરિત્રે ભણી;
એ વાણી સુરતરૂ વેલડી, કિસી દ્રાખ ને કિસી શેલડી. ૧

ઇતિ શ્રીમાન્ મહોપાધ્યાય **શ્રી વિનયવિજય**ગણિથી અધૂરો રહેલ અને **શ્રી જસવિજયજી** ગણિએ પૂર્ણ કરેલ શ્રી સિદ્ધચક્ર મહિમાધિકારે શ્રી **શ્રીપાલ** ચરિત્રને વિષે શ્રી વિમલેશ્વર દેવે અર્પણ કરેલ હાર પ્રાપ્તિથી, ઇષ્ટદાયક છ કન્યા પાણિગ્રહણ, અને સર્વ સૈન્ય સહિત ઉજ્જયની નગરી પ્રાપ્ત થએલ કથા કહેવામાં આવતાં ત્રીજો ખંડ પૂર્ણ થયો.

**અર્થ:**—શ્રી **શ્રીપાલ** ચરિત્રના ખંડ ખંડની અંદર ઘણી જ મીઠાશને શ્રીપાળ રાજાના ચરિત્રને વિષે વર્ણવી છે, તે શ્રીજિનેશ્વરની વાણી તે કલ્પવૃક્ષની વેલ સમાન મનોવાંછિત પૂર્ણ કરનારી છે; તે વાણીની મીઠાશ આગળ દ્રાક્ષની મીઠાશ તથા શેરડીની મીઠાશ તે શી ગણત્રીમાં છે?

॥ તૃતીયઃ ખંડઃ સમાપ્ત ॥

# ખંડ ચોથો

દોહા—૭૬

ત્રીજો ખંડ અખંડ રસ, પૂરણ હુઓ પ્રમાણ;
ચોથો ખંડ હવે વર્ણવું, શ્રોતા સુણો સુજાણ. ૧

શીશ ધુણાવે ચમકિયો, રોમાંચિત કરે દેહ;
વિકસિત નયન વદન મુદા, રસ દિયે શ્રોતા તેહ. ૨

જાણ જ શ્રોતા આગલે, વકતાં કલા પ્રમાણ;
તે આગલે ધન શું કરે, જે મગસેલ પાષાણ. ૩

દર્પણ અંધા આગલે, બહિરા આગલ ગીત;
મૂરખ આગલ રસ કથા, ત્રણે એક જ રીત. ૪

તે માટે સજ થઇ સુણો, શ્રોતા દીજે કાન;
રીઝ તેહને રીઝવું, લક્ષ ન ભૂલે ધ્યાન. ૫

આગે આગે રસ ઘણો, કથા સુણંતા થાય;
હવે શ્રીપાલચરિત્રના, આગે ગુણ કહેવાય. ૬

અર્થઃ—( કવિ કહે છે કે ) અખંડ રસ સહિત ત્રીજો ખંડ પ્રમાણપૂર્વક પૂર્ણ થયો હવે હું ચોથો ખંડ વર્ણવું છું, તે હે સુજાણ શ્રોતાજનો ! તમે શ્રવણ કરો. શ્રોતાજન કેવા હોવા જોઈયે ? જે અર્થપૂર્ણ વચન સાંભળી ચમત્કાર સાથે માથું ડોલાવવા લાગે, તથા શરીરના હર્ષ વડે રોમરાય ઉભા થતા વિકસ્વર નેત્ર સહિત વદન રાખે, તે શ્રોતા, વક્તા (કહેનાર) ને રસ આનંદ આપે (નહીં કે આમ તેમ શૂન્ય ચિત્તથી જોતો કે નિદ્રા લેતો શ્રોતા, વક્તાનો હર્ષ વધારે !) જ્યારે રસજ્ઞ શ્રોતા હોય ત્યારે વક્તાની કળા ખ્યાલમાં આવે છે, પરંતુ જો શ્રોતા મગસેલિયા પથરા જેવો કે જે વર્ષાદના જળના ધોધમાં પડ્યા છતાં પણ જેવોને તેવો રહે, અર્થાત્ કઠોર હૃદયવાળો શ્રોતા હોય તો સુંદર વાક્ય પ્રવાહથી પણ પલળતો નથી. આંધળા આગળ સુંદર દર્પણ ધરવું, બહેરા પાસે સુંદર ગીત ગાવા અને મૂરખ આગળ રસિક કથા કહેવી એ તદ્દન નકામી છે, કેમકે મૂર્ખને પ્રતિબોધ

દેવા જતાં વક્તાની મતિ પણ મૂંઝાઇ જાય છે. એ માટે હે શ્રોતાજનો! સાવધાન થઈ મારા કથનને ધ્યાન દઇ સાંભળો. કારણ જે શ્રોતાઓ મારા કથનનો મર્મ સમજી શકે તેને જ હું રીઝવી શકું છું. શાથી કે જે રસિક હોય તે શ્રોતા નવા નવા શૃંગાર વગેરે રસપૂર્ણ વ્યાખ્યાન સાંભળીને રંજન થાય, કવિકથનનો આશય સમજે, પોતાની સુજ્ઞતા વડે લક્ષ ભૂલે નહીં અને શૃંગારાદિ રસ સાંભળી હેયોપાદેય યથાયોગ્ય આલંબન યોજી દે. પરંતુ જે અજ્ઞાન શ્રોતા હોય તે તો વક્તાના દોષો કહાડી હાસ્ય સાથે શ્રમ વિફળ કરે છે. આ કથામાં જેમ જેમ આગળ ધ્યાન દેવામાં આવશે તેમ તેમ બહુ જ રસ આનંદ પ્રાપ્ત થાય તેમ છે; માટે હવે તે **શ્રીપાલ** ચરિત્રના જે ઉત્તમ ગુણો છે તે કહેવામાં આવે છે. —૧ થી ૬

(ઢાળ પહેલી—ધન દિન વેલા ધન ઘડી તેહ—એ દેશી)

રહિયો રે આવાસ દુવાર, વયણ સુણે શ્રીપાલ સોહામણોજી;
કમલપ્રભા રે કહે એમ, મયણાં પ્રતિ મુજ ચિત્ત એ દુઃખ ઘણોજી. ૧

વીંટી છે એ પરચક્ર, નગરી લોક હિલ્લોલીયોજી;
શી ગતિ હોશે ઈણે ઠામ, સુતને સુખ હોજો બીજી ઘોલીયોજી. ૨

ઘણા રે દિવસ થયા તાસ, વાલિંભ તુજ જે ગયો દેશાંતરેજી;
હજીય ન આવી કાંઈ શુદ્ધિ, જીવે રે માતા દુઃખણી કિમ નવિ મરેજી. ૩

**અર્થ:**—સુંદર દેખાવવાળો **શ્રીપાલ**કુંવર માતાના ઘર આગળ પહોંચી મયણાંસુંદરી પ્રતિ માતુશ્રી જે વચનો કહેતાં હતાં, તે સાંભળવા માટે બારણા આગળ ઊભો રહી સાંભળવા લાગ્યો. માજી મયણાસુંદરી પ્રત્યે કહેતાં હતાં કે–"મારા મનમાં એ દુઃખ ઘણું છે કે દુશ્મન રાજાના લશ્કરે શહેરને ઘેરો ઘાલ્યો છે, જેથી શહેરનાં રહેવાસી માત્ર ગભરાઇ ઉઠતાં હળફળ કરી રહેલ છે, તેને લીધે અહીંયા આપણી શી વલે થશે? અરે! આપણી તો ગમે તે વલે થાય પણ ફક્ત મારા પુત્રને કુશળતા પ્રાપ્ત થજો. વ્હાલી વધૂ! તારો વલ્લભ જે દેશાંતરે ગયેલ છે તેને પણ ઘણા દિવસ થઈ ગયા–મુદત પણ પૂરી થવા આવી છતાં હજુ સુધી કશા સમાચાર આવ્યા નથી, તથાપિ આ પુત્ર વિયોગિની દુઃખિયારી માતા જીવે છે, પણ મરતી નથી; કેમકે પુત્ર વિયોગ છતાં માતાનું જીવવું નકામું છે. —૧ થી ૩

મયણા રે બોલે મ કરો ખેદ, મ ધરો રે ભય મનમાં પરચક્રનોજી;
નવપદ ધ્યાને રે પાપ પલાય, દુરિત ન ચારો છે ગ્રહ ચક્રનોજી. ૪

અરી કરી સાગર હરીને વ્યાલ, જ્વલન જલોદર બંધન ભય સવેજી;
જાય રે જપતાં નવપદ જાપ, લહેરે સંપત્તિ ઈહ ભવ પરભવેજી. ૫

બીજાં રે ખોજે કોણ પ્રમાણ, અનુભવ જાગ્યો મુઝ એ વાતનોજી;
હુઓ રે પૂજાનો અનુપમ ભાવ, આજ રે સંધ્યાયે જગતાતનોજી. ૬

તદગતિ ચિત્તે સમય વિધાન, ભાવની વૃદ્ધિ ભવભય અતિ ઘણોજી;
વિસ્મય પુલક પ્રમોદ પ્રધાન, લક્ષણ એ છે અમૃતક્રિયા તણોજી ૭

અમૃતનો લેશ લહ્યો ઈક વાર, બીજું રે ઔષધ કરવું નવિ પડેજી;
અમૃતક્રિયા તિમ લહિ એકવાર, બીજા રે સાધન વિણ નવિ અડેજી. ૮

એહવો રે પૂજામાં મુજ ભાવ, આવ્યો રે ભાવ્યો ધ્યાન સોહામણોજી;
હીય ન માયે મન આણંદ, ખિણ ખિણ હોયે પુલક નિકારણોજી. ૯

ફુરકે રે વામ નયન ઉરોજ, આજ મિલે છે વાલિંભ માહરોજી;
બીજું રે અમૃતક્રિયા સિદ્ધિ રૂપ, તુરત ફલે છે તિહાં નહિ આંતરોજી. ૧૦

**અર્થ:**—એ સાભળીને મયણાસુંદરી બોલી–'હે સાસુજી! આપ દિલગીર ન થાઓ અને પરાયા લશ્કરનો ભય પણ જરાએ ન રાખો, કારણ કે શ્રીનવપદજીના ધ્યાન વડે કરીને તમામ પ્રકારના પાપ દૂર થઈ જાય છે, અને વાંકા ગ્રહોની માઠી ગતિનું જોર પણ કશુ ચાલી શકતું નથી તેમજ શત્રુ, હાથી, સમુદ્ર, સિંહ, સાપ, દાવાગ્નિ, જળોદરાદિ ભયંકર રોગ અને બંધિખાનું એ આઠ જાતના મોટા ભયો પણ નવપદજીનો જાપ જપતા દૂર જતા રહે છે અને આ ભવ તથા પરભવમાં સુખ સંપદા પમાય છે તો હે પૂજ્ય માતાજી! આ શત્રુસેનાનો ભય નવપદજીના જાપ આગળ શી વિસાતમાં છે? તેમ વળી કેટલાક ભોળા ને વહેમી જનો આવા પરરાજાના લશ્કરની ચિંતા દૂર થવાના સંબંધમાં જોશી વગેરે પાસે જઈને તે દુઃખ થવાના કારણો માટે જોશ કિંવા રમળ વગેરેથી જોવરાવે છે પરંતુ એવા લૌકિક પ્રમાણો જોવા જોવરાવવાથી શું થાય તેમ છે? અથવા તો બીજા પ્રમાણોને કોણ શોધવા જાય? મને તો ખુદ એ વાતનો પ્રત્યક્ષ અનુભવ જાગૃત થએલો છે, કે મારા ચિત્તની અંદર જે કંઈ શત્રુસૈન્યનો ભય હતો, તે આજ સંધ્યા વખતે શ્રીજગતપિતા અરિહંત દેવની દીપક તથા ધૂપ પૂજા કરતી વખતે કોઈ પણ પ્રકારની ઉપમા ન આપી શકાય એવો અનૂપમ અનુભવ થયો તે એવો કે જે અનાદિકાળનો આ જીવે ચારે ગતિમાં ભટકયા કરતા, અનેક વખત શ્રાવકનું કુળ પામ્યો, ધર્મ પણ ઓળખ્યો અને દેવની પૂજા પણ કરી, તથાપિ આ જીવને વિભાવ દશાની વિશેષ દોડથી પરપરિણ

તેમાં બહુ જ રમણ થતું હતું, માટે તદ્રુપ ધર્મ ન ઓળખ્યો, તેના લીધે મન આદિની એકાગ્રતાએ અનુપમ ભાવ સહિત પૂજા ઉદય ન આવી, તે અનૂપમ ભાવ મને આજે સાંજરે પ્રભુ પૂજન સમયે આવ્યો હતો. અને આ પરચકની ચિંતામાં જ મને એ વાતનો અનુભવ જણ્યો, તેનું લક્ષણ એ જ કે એકતો જે ક્રિયા કરતો હોય તે જ ક્રિયાનો ઉપયોગી હોય; પરંતુ ક્ષેપ જે મનની વ્યગ્રતા તદ્રુપ ક્ષેપક દોષાદિ યુક્ત ન હોય. બીજું સમય વિધાન એટલે કે આગમની અંદર જે વખતે જે વિધિ કરવાનો કહેલ છે, તે વખતે તે જ વિધિ કરવા લાયક શુભ ક્રિયાવિધાન કરતો હોય. ત્રીજું તત્સમયોચિત–તે સમયના યોગ્ય ક્રિયા કરતો હોય તેની અંદર ચિત્ત ઉલ્લાસવંત બને, પરિણામની ધારાની પુષ્ટિ થાય. ચોથું સંસારનો બહુ જ ભય પેદા થાય. અર્થાત્ જન્મ જરાના દુઃખની બ્હીક લાગે. પાંચમું ચમત્કાર ઉપજે એટલે કે તે સમયને લગતી ક્રિયામાં અતિ પુષ્ટતર સાધ્યની કારણતા જોઈ ચિત્તની અંદર અપૂર્વ ચમત્કાર પામે. છઠું રોમોદ્ગમ હોય એટલે પુષ્ટ કારણ પ્રાપ્ત થવાને લીધે હર્ષ થતાં રોમરાય વિકસ્વર થાય અને અથિર સંસાર ભમવાના ડરથી રૂંવાડાં ઊભા થઇ જાય. સાતમું મહાહર્ષ થાય, આત્મિક સુખાનુભવ થાય–એટલે કે, જેમ આંધળાને આંખોનું તેજ પ્રાપ્ત થતાં, અને લડવૈયાને શત્રુ પર જીત મેળવતાં હર્ષ થાય છે, તેમ અધિક પ્રમોદ તે સમયોચિત ક્રિયા કરવામાં થાય. આ બધાં અમૃતક્રિયાનાં મુખ્ય લક્ષણો છે. એવાં ચિન્હોવાળી ક્રિયા આ ભવ અને પરભવમાં અવશ્ય ફળ આપનાર નીવડે છે. જેમ કોઇ રોગીને અમૃતના સ્વાદનો જરા પણ અનુભવ થયો હોય તેને અન્ય ઓષડ કરવું પડે જ નહીં, તેમ સંસાર રોગથી પીડિત જીવે પણ જો એક વખત અમૃતક્રિયાનો આસ્વાદ અનુભવેલો હોય તો પછી તેને બીજાં સાધનોની જરૂર ન રહેતાં મોક્ષ જવામાં કશો અટકાવ રહેવા પામતો નથી; માટે હે સાસૂજી ! તે તત્કાળ ફળદાતા ભાવ મને આજે પૂજન વખતે થયો હતો તેના વડે મેં સુંદર ધ્યાન ધર્યું, તેથી તે ધ્યાન દ્વારા મારા ચિત્તને જે અપૂર્વ આનંદ મળ્યો છે, તે આનંદ હજુ લગી પણ મારા હૃદયમાંથી ઉભરાઈ રહ્યો છે તે સમાતો નથી જેના લીધે પ્રતિક્ષણે કારણ વગર પણ મારાં રૂંવાડાં ઊભા થઈ અપૂર્વ હર્ષ પ્રદર્શિત કરી રહેલ છે. મતલબ કે અત્યારે મને ભય કે હર્ષ એ બેઉમાંનું રોમ ઊભાં થવાનું એકે કારણ નથી; છતાં પણ રોમરાજી વિકસ્વર થાય છે જેથી પ્રતીતિ સાથે માનું છું કે, મને આજે અણ-ધાર્યો વલ્લભજનનો મેલાપ થાય; કેમકે નિમિત્તશાસ્ત્રમાં એવું પ્રતીતિ વચન કહેલ છે, તે નિષ્ફળ નહીં જ થશે. તેમ વળી મારૂં ડાબું નેત્ર ફરકે છે અને ડાબું ઉર–હૃદય પણ ફરકે છે, માટે એથી પણ માનવું પડે છે કે આજે મને મારા વ્હાલા મળશે જ. તેમ જ આજ અમૃતક્રિયા પ્રાપ્ત થઈ તે પણ તત્કાળ સિદ્ધિ દેનાર છે માટે અવશ્ય સારૂં ફળ હમણાં જ મળવું જોઇએ."

—૪ થી ૧૦

કમલપ્રભા કહે વત્સ સાચ, તાહરી રે જીભે અમૃત વસે સદાજી;
તાહરૂં રે વચન હોશે સુપ્રમાણ, ત્રિવિધ પ્રત્યય છે તેં સાધ્યો સુદાજી. ૧૧

**અર્થઃ**—આ પ્રમાણે વહૂનું મંગળ કથન સાંભળી સાસૂ બોલી "હે વત્સ! તેં જે કહ્યું તે સાચું જ છે, તારી જીભે સદાય અમૃત વસી રહેલ છે, માટે તારૂં વચન સારી રીતે સિદ્ધ જ થશે; કેમકે તેં શુદ્ધ મન, શુદ્ધ વચન અને શુદ્ધ કાયા એમ ત્રિકરણ શુદ્ધિ વડે હર્ષ પૂર્વક સત્ય ધર્મ આરાધન કરેલ છે." —૧૧

કરવા રે વચન પ્રિયાનું સાચ, કહે રે શ્રીપાલ તે બાર ઉઘાડીયેજી;
કમલપ્રભા કહે એ સુતની વાણિ, મયણાં કહે જિન મત ન મુધા હુવેજી. ૧૨

ઉઘાડિયાં બાર નમે શ્રીપાલ, જનનીનાં ચરણસરોજ સુહંકરૂજી;
પ્રણમી રે દયિતા વિનય વિશેષ, બોલાવે તેહને પ્રેમ મનોહરૂજી. ૧૩

જનની રે આરોપી નિજ ખંધ, દયિતા રે નિજ હાથે લેઈ રાગશુંજી;
પહોતા રે હાર પ્રભાવે રાય, શિબિર આવાસે ઉલસિત વેગશુંજી. ૧૪

બેસાડી રે ભદ્રાસને નરનાથ, જનનીને પ્રેમે ઇણિ પરે વીનવેજી;
માતાજી દેખો એ ફલ તાસ, જપીયાં મેં નવપદ જે સુગુરુ દીયાજી. ૧૫

વહુરો રે આઠે લાગી પાય, સાસુ ને પ્રથમ પ્રિયા મયણા તણેજી;
તેહની રે શીશ ચઢાવી આશીષ; મયણા રે આગે વાત સકલ ભણેજી. ૧૬

**અર્થઃ**—ઉપર પ્રમાણે કથન સાંભળી પોતાની વલ્લભાનું વચન સત્ય કરવાને માટે દ્વારાંતરે રહેલ **શ્રીપાળ** રાજાએ કહ્યું–'હે માતાજી ? કમાડ ઉઘાડો' આ શબ્દ સાંભળતાં જ માતા કમળપ્રભા બોલી કે–"આ વાણી તો મારા વ્હાલા કુંવરની જ છે." એ સાંભળી મયણાસુંદરીએ કહ્યું–"શ્રીજિનેશ્વરદેવનું દર્શન કદાપિ કાળે ખોટું થાય જ નહીં." આટલું કહી કમાડ ઉઘાડ્યાં કે તુરત **શ્રીપાલ** અંદર આવી પૂજ્ય માતાના સુખ કરનારાં ચરણકમળમાં નમ્યો. માતાએ સુફળદાયી આશિષ આપી. તે પછી મયણાંસુંદરી વિશેષ વિનય મર્યાદા વડે કરીને પ્રાણનાથને પગે લાગી, એટલે **શ્રીપાળજી**એ તેણીને મનોહર પ્રેમ વચનોએ કરીને બોલાવી સંતોષ પમાડ્યો.

તે પછી **શ્રીપાળ** મહારાજા પૂજ્ય માતાને પોતાના ખભા ઉપર અને પ્રેમી સુંદરીને હાથ ઉપર બેસાડી અત્યંત સ્નેહ સહિત હારના પ્રભાવે આકાશ માર્ગે પોતાની લશ્કરી છાવણીમાં ઉલ્લાસ સહિત અતિ ઉતાવળે જઈ પહોંચ્યા. જનેતાને સુંદર–ભદ્રાસને બેસાડી નર-

નાથ **શ્રીપાલ** પ્રેમ વડે વીનવવા લાગ્યા—"હે પૂજ્ય માતુશ્રી! શ્રીસદ્‌ગુરૂજીએ જે શ્રીનવપદ અર્પણ કર્યાં હતા તેનું આરાધન કર્યું હતું તેનું જ આ બધું ફળ મળ્યું છે. તે નવપદજીનો જ મહિમા પ્રત્યક્ષપણે જૂઓ કે કેવો છે? અર્થાત્ આ બધી ચતુરંગી સેના અને સકળ વૈભવ તેમના પ્રતાપે જ પ્રાપ્ત થએલ છે."

જ્યારે પોતાના પૂજ્ય પતિને નમતા જોયા, ત્યારે બીજી આઠે વહૂઓ મર્યાદાપૂર્વક પ્રથમ પૂજ્ય સાસૂજીને પગે પડી, અને તે પછી મોટી બ્હેન મયણાસુંદરીને પગે પડી. એટલે સાસૂજીએ અને મોટી બ્હેને તેણીઓને શુભાશિષ આપી, એટલે તેણીઓએ તે શુભાશિષને માથે ચડાવી અહોભાગ્ય માન્યું. તે પછી **શ્રીપાલ**ને વિદેશની અંદર વર્ષ દિવસ દરમ્યાન જે જે સુખ દુઃખ પ્રાપ્ત થયા તેની હકીકત થોડાં જ વચનોમાં કહી સંભળાવી.

—૧૨ થી ૧૬

પૂછે રે મયણાને શ્રીપાલ, તાહરો રે તાત અણાવું કિણ પરેંજી;
સા કહે કંઠે ધરિય કુહાડ, આવે તો કોઈ આશાતના નવિ કરેજી. ૧૭
કહેવરાવ્યું દૂત મુખે તિણ વાર, શ્રીપાલ તે રાજાને વયણડુંજી;
કોપ્યો રે માલવરાજા તામ, મંત્રી રે કહે નવિ કીજે એવડુંજી. ૧૮
ચોથે રે ખંડે પહેલી ઢાળ, ખંડ સાકરથી મીઠી એ ભણીજી;
ગાયે જે નવપદ સુજસ વિલાસ, કીરતિ વાધે જગમાં તેહ તણીજી. ૧૯

**અર્થઃ**—તે પછી શ્રીપાળ રાજાએ મયણાસુંદરીને પૂછ્યું કે—"તમારા પિતાને અહિયાં કેવા રંગ ઢંગથી તેડાવું? પતિદેવના કથનનું રહસ્ય સમજી મયણાસુંદરીએ કહ્યું—'ખભા ઉપર કુહાડો મૂકી બોલાવવામાં આવે તો ફરીને કોઈ વખત શ્રીજિનધર્મની અશાતના—અવજ્ઞા કરવા ન પામે.' (કેમકે પ્રાણી માત્રને પોતપોતાનાં પૂર્વકૃત કર્મ કેવાં સુખ દુઃખો આપે છે તે જૈન રહસ્યની પણ વિશેષ પ્રતીતિ થતાં જૈન ધર્મના મહા અભ્યુદય ફળ વિશેષની પણ વિશેષ પ્રકારે શ્રદ્ધા તેને પ્રાપ્ત થશે. માટે તેવી રીતે આવે તેમ કરો.) મયણાસુંદરીનું વચન યોગ્ય જાણી **શ્રીપાળે** તેવી જ રીતે આવવા દૂત દ્વારા પ્રજાપાળ રાજાને કહેણ કહેવરાવ્યું; પરંતુ તે કહેણ સાંભળતાની સાથે જ ગર્વિ રાજા ક્રોધયુક્ત બની ગયો. એ જોઇ પ્રધાને કહ્યુંઃ "નામવર! આટલો બધો ગુસ્સો ન લાવો, ગુસ્સાના ફળ કદિ સારાં હોતાં જ નથી. કવિ **યશોવિજયજી** કહે છે કે ખાંડ અને સાકર કરતાં પણ વધારે મિષ્ટ સ્વાદાનુભવ કરાવનારી આ **શ્રીપાલ રાસના** ચોથા ખંડની આ પહેલી ઢાળ પૂર્ણ થઈ. જે મનુષ્ય શ્રી નવપદજીના સુંદર યશને વિલાસ સાથે ગાય છે, તે મનુષ્યની જગતમાં કીર્તિ વધે.

—૧૭ થી ૧૯

દોહા-૭૬

મંત્રી કહે નવિ કોપીયે, પ્રબલ પ્રતાપી જેહ;
નાખીને શું કિજિયે, સૂરજ સામી ખેહ. ૧

ઉદ્ધત ઉપરે આથડ્યું, પસરંતું પણ ધામ;
ઉલ્હાએ જિમ દીપનું, લાગે પવન ઉદ્દામ. ૨

જે કિરતારે વડા કિયા, તેહશું ન ચલે રીશ;
આપ અંદાજે ચાલીયે, નામી જે તસ શીશ. ૩

દૂત કહે તે કીજિયે, અનુચિત કરે બલાય;
જેહની વેલા તેહની, રક્ષા એહ જ ન્યાય. ૪

એહવાં મંત્રી વયણ સુણી, ધરી કુહાડો કંઠ;
માલવ નરપતિ આવીયો, શિબિર તણે ઉપકંઠ. ૫

**અર્થ:**—વિશેષમાં પ્રધાને કહ્યું કે: "જે પ્રબળ પ્રતાપવંત છે તેના તરફ કોપ કરવાથી શું નફો મેળવી શકાશે? સૂર્યના સ્હામે ધૂળ ફેંકીયે તો તે ફેંકનાર ઉપર જ પડે છે. તો તેવા સૂર્ય સમાન પ્રબળ પ્રતાપી સામે ગુસ્સો બતાવીએ તે પરિણામે પોતાને જ ગેરલાભ આપનાર નીવડે છે. મહારાજ! દીવાનો પ્રકાશ ફેલાતાં અંધારાનો નાશ થાય છે ખરો; પણ જો આકરા પવનની ઝપટ આવી લાગે તો તે દીવો પણ ઓલવાઇ જાય છે. મતલબ એ જ કે આપ દીવારૂપ પ્રકાશી ઘણાક રાજાઓના ગર્વરૂપ અંધકારને દૂર કરેલ પરંતુ આ ચડી આવેલ રાજેંદ્ર ઉપર આપનો દીવા રૂપ પ્રકાશ પડી શકનાર જ નથી, કેમકે એ પ્રબળ પવનની જેવો અસ્ખલિત જોરવાળો છે; માટે પ્રભુ! ધ્યાન આપો કે, આકરા પવનના ઝપાટાથી દીવાને બચાવી કાયમ પ્રકાશવંત રાખવા જ્યાં પવનની ઝપટ ન લાગે ત્યાં મૂકવામાં આવે તો તેથી શું દીપકની મહત્તા કમી થાય તેમ છે? નહીં; તેમ કરવાથી તો ઉલટો ફાયદો થાય છે. શું પ્રબળ પવનના જોર સામે દીવો ધરી રાખવાથી તે દીવો પોતાનો પ્રકાશ કાયમી રાખી શકે ખરો કે? ના, કદી નહીં! જેથી બળવાન સાથે વિરોધ કરવો નકામો જ છે; કેમકે જેને દૈવે જ મોટા બનાવ્યા છે તેની સાથે રીશ કરવી યોગ્ય નથી; માટે પોતાની શક્તિનો વિચાર કરી મર્યાદામાં રહીયે તો વધારે ફાયદો થાય છે. એ નિયમ ધ્યાનમાં રાખી દૈવે જ મહિમાવંત કરેલા રાજાની ઉપર ગુસ્સો ન લાવતાં ગજા પ્રમાણે મર્યાદામાં રહી તેને મસ્તક નમાવીએ તો તેથી ફાયદો થાય છે, જેથી આ દૂત કહે છે તે જ કરવું યોગ્ય છે. ગેરવ્યાજબી કામ આપણે શા માટે કરવું જોઇએ.

ચિત્ર ૧૪૬ સોપારક નગરનો એક ભાગ (પાનું ૧૬૮)



ચિત્ર ૧૪૭ તિલકસુંદરીને સ્મશાને લઈ જતાં (પાનું ૧૬૯)



ચિત્ર ૧૪૮ શ્રીપાલનું તિલકસુંદરી સાથે લગ્ન (પાનું ૧૭૦)



૧૫૧ ૬૫૦

રાજા શ્રીપાલનો દરબાર

(પાનું ૨૭૩)

જેનો સમય બળવાન્ હોય તેના જ સંરક્ષણ તળે જવું એ હમ્મેશનો–ન્યાય નિયમ છે; નહીં કે સમયની સામે થઇ કાર્ય સિદ્ધિ મેળવી હૈયાતી ભોગવી શકાય!" પ્રધાનનાં ન્યાય અને દીર્ઘ વિચારવંત હિતકર વચન સાંભળી સુજ્ઞ રાજા દૂતના કથન મુજબ કુહાડાને કાંધે મૂકી પગ પેદલ જ્યાં ક્ષીપ્રા નદીને કાંઠે **શ્રીપાળકુંવરની** લશ્કરી છાવણી હતી ત્યાં જઈ પહોંચ્યો. —૧ થી ૫

તે શ્રીપાલે છોડાવીયો, પહિરાવ્યો અલંકાર;
સભા મધ્યે તેડ્યો નૃપતિ, આપ્યું આસન સાર. ૬

તવ મયણા નિજ તાતને,–કહે બોલ જે મુજ્જ;
કર્મવશે વર તુમે દીયો, તેહનું જૂઓ એ ગુજ્જ. ૭

તવ વિસ્મિત માલવનૃપતિ, જામાઉલ પ્રણમંત;
કહે ન સ્વામી તું ઓલખ્યો, ગિરૂઓ બહુ ગુણવંત. ૮

કહે શ્રીપાલ ન માહરો, એહવો એહ બનાવ;
ગુરૂ દર્શિત નવપદ તણો, એ છે પ્રબલ પ્રભાવ. ૯

તે અચરિજ નિસુણી મિલ્યો, તિહાં વિવેક ઉદાર;
સૌભાગ્યસુંદરી રૂપસુંદરી–પ્રમુખ સયલ પરીવાર. ૧૦

સ્વજન વર્ગ સઘલો મિલ્યો, વરત્યો આણંદ પૂર;
નાટક કારણ આદિસે, શ્રી શ્રીપાલ સનૂર. ૧૧

**અર્થ**:—દૂત મારફત માલવપતિ આવ્યાની ખબર મળતાં જ ખભા પરથી કુહાડો દૂર કરાવી સુંદર વસ્ત્રાલંકાર પહેરાવી, અતિ આદર સહિત તેને **શ્રીપાળજી**એ પોતાની સભામાં તેડાવી, સુંદર આસન ઉપર બેસાર્યો. એ સમયે મયણાસુંદરી ઊભી થઈ મર્યાદા પૂર્વક સરલ ચિત્તથી બોલી–"પૂજ્ય પિતાજી! જે મેં 'કર્મ કરે તે જ થાય છે' એ બોલનો પક્ષ કર્યો હતો તે બોલ ઉપર મને જે વર આપ્યો હતો તે વરનું કર્મ પ્રતાપ વડે પ્રકાશિત થએલું પ્રારબ્ધ નિહાળો કે, જેથી 'કર્મ કરે તે જ થાય છે' એ અમૂલ્ય જૈન સિદ્ધાંતની વિશેષ પ્રતીતિ મળતાં આપને અતિ આનંદ પ્રાપ્ત થાય અને મનના સંતાપ દૂર ટળે." આવું વચન સાંભળતાં જ પ્રજાપાળ રાજાએ ધારીને જોયું તો તેને પોતાની પુત્રી મયણાસુંદરી સંબંધી ઓળખાણ પડી. જેથી વિસ્મિત ચિત્તવંત બની ભદ્રાસન પર બિરાજેલા મહારાજા તરફ ધ્યાન પૂર્વક નિહાળ્યું તો પોતાના જમાઈ જ છે એવી પ્રતીતિ

થતાં, ઉઠી ઊભા થઈ, જમાઈના પ્રબળ પ્રતાપી પ્રારબ્ધને પ્રણામ કરી નમ્રભાવપૂર્વક કહ્યુ "પ્રભો ! હું આપ ગૌરવશાળી અને ગુણવંતને ન ઓળખી શક્યો તે માફ કરશો." સાંભળી **શ્રીપાળકુંવરે** કહ્યું-"ગિરૂઆઇ કે ગુણવંતપણું જે કંઈ પ્રાપ્ત થયું હોય તે ક મારા સામર્થ્યથી નહીં, પણ શ્રીસદ્ગુરૂએ બતાવેલા શ્રીનવપદજીના મહિમાના જ સામર્થ અને પ્રતાપથી જ છે." આ પ્રમાણે એક બીજાનાં મન આનંદિત અને અભિન્ન થત પરસ્પર આનંદ થઈ રહ્યો. અને એ જ આનંદનો વિશેષ લ્હાવો લેવા પ્રજાપાળ રાજાએ પોતાના રાણીવાસમાં સંદેશો કહેવરાવી સૌભાગ્યસુંદરી તથા રૂપસુંદરી વગેરે તમામ વિવેક વંત પરિવારને બોલાવી લીધો. તેમ જ તે સર્વ સ્વજન વર્ગ એકત્ર મળતાં અનહદ આનં પસરી રહ્યો. આ આનંદ પ્રસંગની મહત્તા પ્રદર્શિત કરવા તેજપૂર્ણ **શ્રીપાલકુંવરે** નાટકન ટોળાંઓને નાટક ભજવવાનો હુકમ કર્યો. —૬ થી ૧૧

---

ઢાળ બીજી–હોજી લુંબે ઝુંબે વરસેલો મેહ, આજ દિહાડો ધરણી ત્રીજ રે હો લાલ–એ દેશી.

હોજી પહેલું પેડું તામ, નાચવા ઉઠે આપુણી હો લાલ;
હોજી મૂલ નટી પણ એક, નવિ ઉઠે બહુ પરેં ભણી હો લાલ. ૧

હોજી ઉઠાડી બહુ કષ્ટ, પણ ઉત્સાહ ન સા ધરે હો લાલ;
હોજી હા હા કરી સવિષાદ, દૂહો એક મુખે ઉચરે હો લાલ. ૨

દૂહો.

કિહાં માલવ કિહાં શંખપુર, કિહાં બબ્બર કિહાં નટ્ટ,
સુરસુંદરી નચાવીયે, દૈવે દલ્યો વિમરટ્ટ. સાહેલ્યાંહે. ૩

ઢાલ પૂર્વની.

હોજી વચન સુણી તવ તેહ, જનની જનકાદિક સવે હો લાલ;
હોજી ચિંતે વિસ્મિત ચિત્ત, સુરસુંદરી કિમ સંભવે હો લાલ. સા૦ ૪

**અર્થઃ**—નાટકની નવ મંડળીઓ કે જે બબ્બરકુળના મહારાજાને ત્યાંથી મળી હતી, તે પૈકી પહેલી મંડળી પોતાના નાટકની શરૂઆત કરવા પોતાની મેળે ઊભી થઈ. પરંતુ તે મંડળીની મુખ્ય નટી નાટક ભજવવા ઊભી થઈ નહીં. જેથી બધા નાટ્ય પાત્રોએ તેણીને ઘણી રીતે સમજાવી, મહામહેનતે ઉઠાડી પરંતુ ભજવવા ઉત્સાહિત થઈ નહીં. જ્યારે છેવટ પરાણે પરાણે ઉઠાડવામાં આવી ત્યારે, નિરૂત્સાહથી હા ! હા ! શબ્દસહ ઉંડા નિશ્વાસ નાખી તેણીએ એક દહો કહી પોતાનું દુઃખ જાહેર કરવા યત્ન કર્યો કે–" ક્યાં મારો

માલવ દેશમાં (માલવપતિના મહેલમાં) જન્મ ! ક્યાં શંખપુરના ધણી સાથે પરણવું ! ક્યાં બબ્બરકુળમાં મને વેચવી ! અને નાટક કરતાં શીખવું ! હા ! દૈવે મારો અસબાટ અને વક્તા વગેરેને દળી નાખી, આ સુરસુંદરીને નાચતી કરી !!!" આવું વિસ્મયકારી નટીનું કથન સાંભળી સૌભાગ્યસુંદરી, પ્રજાપાળ રાજા અને બીજો સ્વજન વર્ગ વિસ્મય સહિત ચિંતવવા લાગ્યો કે "શું આ સુરસુંદરી હોય ? પણ આ સ્થિતિમાં તેણીનું હોવું કેમ સંભવે ?" —૧ થી ૪

હોજી જનની કંઠ વિલગ્ગ, પૂછી જનકે રોવતી હો લાલ;
હોજી સઘલો કહે વૃત્તાંત, જે ઋદ્ધિ તુમે દીધી હતી હો લાલ. સા૦ ૫
હોજી હું તે ઋદ્ધિ સમેત, શંખપુરીને પરિસરે હો લાલ;
હોજી પહોતી મુહૂરત હેત, નાથ સહિત રહી બાહિરે હો લાલ. સા૦ ૬
હોજી સુભટ ગયા કેઈ ગેહ, છોછે સાથે નિશા રહી હો લાલ;
હોજી જમાતા તુજ નઠ્ઠ, ધાડી પડી તિહાં હું ગ્રહી હો લાલ. સા૦ ૭
હોજી વેચી મૂલ્યે ધાડિ, સુભટે દેશ નેપાલમાં હો લાલ;
હોજી સારથવાહે લીધ, ફલે લખ્યું જે ભાલમાં હો લાલ. સા૦ ૮
હોજી તેણે પણ બબ્બરકૂલ, મહાકાલ નગરે ધરી હો લાલ;
હોજી હાટે વેચી વેશ, લેઈ શીખાવી નટી કરી હો લાલ. સા૦ ૯
હોજી નાટક પ્રિય મહાકાલ, નૃપ નટ પેટકશું ગ્રહી હો લાલ;
હોજી વિવિધ નચાવી દીધ, મયણસેના પતિને સહી હો લાલ. સા૦ ૧૦

**અર્થ:**—એવો શંકાયુક્ત વિચાર કરે છે એટલામાં તો સુરસુંદરી દોડીને પોતાની માની કોટે વળગી રોવા લાગી. રોતી જોઇને તેણીના પિતાએ પૂછ્યું "પ્રિય પુત્રી ! આવી દુઃખદ સ્થિતિને શા કારણથી પ્રાપ્ત થઈ." સુરસુંદરીએ સઘળી હકીકત કહેવી શરૂ કરી—"પૂજ્ય પિતાશ્રીજી ! આપે જે મને સકળ પ્રકારની ઋદ્ધિ આપી વિદાય કરી હતી, તે ઋદ્ધિ સહિત શંખપુરી નગરીના નજીક જઈ પહોંચી; પણ પુર પ્રવેશનું મુહૂર્ત ન આવવાથી શહેર બહારના બાગમાં જ પતિદેવ સહિત સપરિવારે નિવાસ કરવાની જરૂર પડી. પોતાનું વતન હોવાથી રક્ષકો રજા મેળવી પોતપોતાને ઘેર ગયા અને થોડા રક્ષકો સાથે હું રાત્રિ ત્યાં બહાર રહી. દરમ્યાન રાત્રિયે થોડા માણસોના કાફલાને અને નગદી-માલ વિશેષ હોવાને લીધે લાગ મળતાં મધ્યરાત્રિની વેળાએ ધાડપાડુઓએ ધાડ પાડી,

તે વખતે આપના જમાઈ તો પોતાનો જીવ બચાવવા મને ત્યાં જ પડતી મ્હેલી નાશી ગયા. એથી આપે બક્ષેલી મધળી દોલત ધાડપાડુઓએ લુંટી હાથ કરી અને તે સાથે મને પણ કબજે કરી રસ્તો પકડયો. તે ધાડપાડુના માણસોએ મને નેપાળમાં જઈ એક સાર્થવાહને ત્યાં ધન સાટે વેચી દીધી. હા ! જે ભાગ્યમાં લખ્યું હોય તે જ ફળીભૂત થાય. પરંતુ તેમાંથી કોઈ કંઈ ઓછું વધતું કરી શકનાર નથી. તે સાર્થવાહે પણ લાભ મળતાં મને મહાકાળ રાજાના બબ્બરકુળ નગરની અંદર વેશ્યાની દુકાને વેચી દીધી. તેણીએ મને નાટયકળામાં નિપુણ કરી નટી બનાવી. તે પછી નાટકના મહાશોખી મહાકાળ રાજાએ નવ નાટકની મંડળીઓ ખરીદી, તેમાં મને પણ તે વેશ્યા પાસેથી ખરીદી લીધી અને વિવિધ પ્રકારે નાચ નચવ્યા. જ્યારે પોતાની મદનસેના કુંવરીનાં **શ્રીપાળ** મહારાજા સાથે લગ્ન કર્યાં ત્યારે દાયજામાં મારા સહિત નવે નાટક મંડળીઓ આપી દીધી. —૫ થી ૧૦

હોજી નાટક કરતાં તાસ, આગે દિન કેતા ગયા હો લાલ;
હોજી દેખી આપ કુટુંબ, ઉલસ્યું દુઃખ તુમ હુઈ દયા હો લાલ. સા. ૧૧

હોજી મયણાં દુઃખ તવ દેખી, નિજ ગુરૂ અત્તણુ મદ કિયો હો લાલ;
હોજી તે મયણાપતિ દાસ, ભાવે અબ મુઝ સલકિયો હો લાલ. સા૦ ૧૨

હોજી એક જ વિજયપતાક, મયણાં સયણામાં લહે હો લાલ;
હોજી જેહનું શીલ સલીલ, મહિમાયે મૃગમદ મહમહે હો લાલ. સા૦ ૧૩

હોજી મયણાંને જિનધર્મ, ફલિયો ખલિયો સુરતરૂ હો લાલ;
હોજી મુઝને મિથ્યાધર્મ, ફલિયો વિષફલ વિષતરૂ હો લાલ. સા૦ ૧૪

હોજી એક જ જલધિ ઉપ્પન્ન, અમિય વિષે જે આંતરો હો લાલ;
હોજી અમ બિહું બહેની માંહિ, તેહ છે મત કોઈ પાંતરો હો લાલ. સા૦ ૧૫

હોજી મયણાં નિજ કુલલાજ; ઉદ્યોતક મણિદિપીકા હો લાલ;
હોજી હું છું કુલમલ હેતુ, સઘન નિશાની ઝીપિકા હો ,, સા૦ ૧૬

હોજી મયણા દીઠે હોય, સમકિત શુદ્ધિ સોહામણી હો લાલ;
હોજી મુજ દીઠે મિથ્યાત; ધીઠાઇ હોયે અતિ ઘણી હો લાલ. સા૦ ૧૭

**અર્થઃ**—**શ્રીપાળ** મહારાજા આગળ નાટક કરતાં ઘણા દિવસ વહી ગયા; પરંતુ આજે તો મેં મારૂં પોતાનું પ્રિય કુટુંબ માત્ર દેખ્યું, તેમ જ મારા ભણી આપની દયા દ્રષ્ટિ થઈ તેથી દુઃખ ઉભરાઈ જવા લાગ્યું. આપે મને પરણાવી તે વખતે મારી મોટી બ્હેન મયણા-

સુંદરીનું દુ:ખ નિહાળી મેં મારી મોટાઇનો ગર્વ કર્યો હતો, તે મદના પ્રતાપ વડે હાલ તેજ મયણાસુંદરી બ્હેનના પતિ આ **શ્રીપાલ** મહારાજના સેવકભાવે મેં દાસીપણું કર્યું; માટે જે મદ કરેલો તે મદે મને નડયો. (હવે મયણાસુંદરીની પ્રશંસા કરે છે કે) એક જ અદ્વિતીય વિજયપતાકાને મયણાસુંદરી બ્હેન પોતાના સગા કુટુંબમાં પ્રાપ્ત કરવા ભાગ્યશાળી નીવડી છે. પુન: તેમનું શીલ, લીલા મહિમા વડે કરીને કસ્તુરીની પેઠે મઘમઘી રહ્યું છે. અર્થાત્ જેણીના શીલ સુગંધનો જગતમાં વિસ્તાર થઈ રહ્યો છે. મયણાસુંદરી બ્હેને જે જિનધર્મની સેવા કરી છે તે બળવાન્ કલ્પવૃક્ષ સરખો પ્રત્યક્ષ દૃશ્યમાન શુભરૂપ ફુલે ફળે કરીને ફળ્યો છે, અને મેં મિથ્યાત્વ ધર્મ સેવન કર્યો તે મને ઝેરના વૃક્ષ સમાન દુ:ખરૂપ ફુલ ફળેથી ફળ્યો છે. મતલબ એજ કે જેવાં જેણે બીજ વાવ્યાં તેણે તેવાં ફળ મેળવ્યાં. કોઈ કહે કે તમો એક જ કુળમાં ઉત્પન્ન થએલ છતાં આટલો બધો તફાવત કેમ પડયો ? તો તે માટે જણાવું છું કે, જેવી રીતે એક જ સમુદ્રની અંદર અમૃતનું અને વિષ (હલાહલ) નું ઉત્પત્તિસ્થાન છે, છતાં તેમાં જમીન આસ્માન જેટલું અંતર છે; કેમકે અમૃત રોગમાત્રનું નિકંદન કરી જીવન બક્ષે છે, અથવા તો મરણ પામેલાને જીવાડે છે, અને હળાહળ ઝેર છે તે પ્રાણીમાત્રના પ્રાણની હાની કરે છે. તે એક જ જગોએ પેદા થએલ છતાં મહાન તફાવતવાળાં છે, તેવી જ રીતે અમો બન્ને બ્હેનો વચ્ચે પણ મોટો તફાવત છે, માટે કોઇએ ભૂલાવો ખાવો નહીં કે ઉત્પત્તિ-સ્થળ એક હોવાથી એક સરખાં મતિ–ગતિ–સ્થિતિવંત હોય; તેમ જ મોટી બ્હેન પોતાના કુળની લાજને પ્રકાશ કરવામાં મણિરત્નની પેઠે દીપકરૂપ છે અને હું તે કુળને મલીન કરવાના કારણરૂપ હોવાથી ઘનઘોર ઘટાવાળી અંધારી રાતને પણ શરમાવવારી છું. મોટી બ્હેનને જોવાથી સોહામણા સમકિતની શુદ્ધિ થાય અને મને જોવાથી મિથ્યાત્વ લક્ષણ અત્યંત ધીઠાઈ–વક્રતા પ્રાપ્ત થાય.”

—૧૧ થી ૧૭

હોજી એહવા બોલી બોલ, સુરસુંદરીયે ઉપાઈયો હો લાલ;
હોજી જે આનંદ ન તેહ, નાટિક શતકે પણ કીયો હો લાલ. સા૦ ૧૮

હોજી શ્રીપાલે વડવેગ, હવે અરિદમણ અણાવીયો હો લાલ;
હોજી સુરસુંદરી તસુ દીધ, બહુ ઋદ્ધે વોળાવીયો હો ,, સા૦ ૧૯

હોજી તે દંપતી શ્રીપાલ, મયણાને સુપસાઉલે હો લાલ; ,,
હોજી પામે સમકિત શુદ્ધિ, અધ્યવસાય અતિ ભલે હો લાલ. સા૦ ૨૦

**અર્થ:—શ્રીપાળ** મહારાજે સંબંધીઓને આનંદ ઉત્પન્ન કરવા માટે સુરસુંદરીને નાટક બતાવવાની આજ્ઞા કરી હતી, તે એક નાટક તો શું; પણ સેંકડો નાટક ભજવી

શત્રુના દાંત પાડી શકો તેવા સ્તુત્ય શક્તિમાન છો, તો આવા સમયમાં જે નશ્વર શત્રુના હાથ ગયેલું રાજ્ય પાછું પોતાને હાથ ન મેળવે તેની જગતમાં અવશ્ય આસો માસના ફોકટ ગાજતા ને ઘટાટોપ બતાવતા વર્ષાદની પેઠે હાંસી થાય અને બળ પણ નકામું જ ગણાય. મતલબ એજ કે ઘટાટોપ કરી ગાજતાં છતાં જે વર્ષાદ વર્ષી લોકોને (પૂરતું પાણી છતાં) પાણી ન આપે તો તેનો આડંબર નકામો જ કહેતાં લોકો તેની મશ્કરી જ કરે એ સ્વભાવિક નિયમ છે; માટે આપ પણ હવે તો આવા અવર્ણનીય આડંબર છતાં ઉદાર સ્વરાજ્યને શત્રુના હાથમાંથી લઈ સ્વાધીન નહિ કરશો તો આ બળ, ઋદ્ધિ અને વિશાલ સૈન્યનું શું ફળ પ્રાપ્ત થશે? કશુ નહીં! આવા મંત્રીશ્વરનાં વચન સાંભળી **શ્રીપાળે** કહ્યું. "તમે કહ્યું તે સત્ય છે; પણ રાજ્ય મેળવવાના ચાર ઉપાય છે-શામ, દામ, ભેદ, દંડ એ ચાર પૈકી જો શામ એટલે મીઠા વચનનો ઉપયોગ કરવાથી કામ ફતેહ થતું હોય તો દંડ શિક્ષાનો ઉપયોગ શા માટે કરવો જોઈએ? જો સાકર ખાવાથી જ પિત્ત શાંત થઇ જતું હોય તો પછી કડવી દવાઓ શા માટે કરવી જોઈએ?" આ પ્રમાણે રાજાનું બોલવું સાંભળી મંત્રીશ્વર બોલ્યા—"અહા નાથ! જ્યારે આપની બુદ્ધિ મહાન્ અને સમુદ્ર જેવી ગંભીર છે ત્યારે હવે ચતુર્મુખ નામના દૂતને શા માટે ન મોકલવો જોઇયે? તાકીદે મોકલો; કેમકે તે શામાદિ ચારે ભેદનો જાણનાર અને વાચાળપણામાં ચતુર છે. જેથી કામ ફતેહ થશે જ." આવું મંત્રીશ્વરનું કથન સાંભળી **શ્રીપાલજીએ** ચતુરમુખ દૂતને જે જે શિખવાડવું યોગ્ય હતું તે તે શિખવીને સુમુહૂર્તે ચંપાનગરી ભણી રવાના કર્યો અને તે મજલ દરમજલ કરતો કેટલેક વખતે ચંપાપુરીએ જઈ પહોંચ્યો. —૧ થી ૫

---

ઢાળ ત્રીજી—રાગ બંગાલી-કિસકે ચેલે કિસકે પૂત-એ દેશી.

અજિતસેન છે તિહાં ભૂપાલ, તે આગલ કહે દૂત રસાલ; સાહિબ સેવીયેં.
કલા શીખવા જાણી બાલ, જે તેં મોકલીયો શ્રીપાલ. સા૦ ૧

સકલ કલા તેણે શીખી સાર, સેના લેઈ ચતુરંગ ઉદાર; સા૦
આવ્યો છે તુઝ ખંધનો ભાર, ઉતારે છે એ નિરધાર. સા૦ ૨

જીરણ થંભ તણો જે ભાર, નવે ઠવીજે તે નિરધાર; સા૦
લોકે પણ જુગતું છે એહ, રાજ દેઈ દાખો તુમે નેહ. સા૦ ૩

બીજું પયપંકજ તસ ભૂપ, સેવે બહુ ભત્તિ અનુરૂપ; સા૦
તુમે નવિ આવ્યા ઉપાયો વિરોધ, નવિ અસમર્થે તેહ શું શોધ. સા૦ ૪

બતાવવાથી પણ જે આનંદ ન મળે તે આનંદ પોતાનો દોષ અને મયણાસુંદરીના ગુણગાન કરી જૈનધર્મની પ્રશંસા કરી સુરસુંદરીએ આ કર્મનાટકથી પોતાના કથનને કહી બતાવ્યું. આ પ્રમાણે વૃત્તાંત સાંભળી પોતાના જ લશ્કરમાં હાજર રહેલા શંખપુરપતિ અરિદમન રાજાને બોલાવી ઉત્તમ પોશાક અને સન્માન સહિત સુરસુંદરીને સોંપી વિશેષ ઋદ્ધિ આપી; નોકરીથી સદાને માટે મુક્ત કરી તેને પોતાને વતન જવા વિદાય કર્યો, એટલે તે દંપતિ ( વરવહૂ ) પણ **શ્રીપાળ** મહારાજ અને મયણાસુંદરીના પ્રતાપ વડે સુખ પામવા ઉપરાંત બહુ જ સારા અધ્યવસાય સહિત શુદ્ધ સમકિત પણ પામ્યાં. —૧૮ થી ૨૦

હોજી કુષ્ઠિ પુરુષ શત સાત, મયણાવયણે લહી દયા હો લાલ;
હોજી આરાધી જિનધર્મ, નિરોગી સઘલા થયા હો ,, સા૦ ૨૧

હોજી તે પણ નૃપ શ્રીપાળ, પ્રણમે બહુલે પ્રેમ શું હો ,,
હોજી રાણિમ દીયે નૃપ તાસ, વદન કમલ નિત ઉલ્લસ્યું હો ,, સા૦ ૨૨

હોજી આવી નમે નૃપ પાય, મતિસાગર પણ મંત્રવી હો ,,
હોજી પૂરવ પરે નરનાહ, તેહ અમાત્ય કિયો કવિ હો ,, સા૦ ૨૩

હોજી સસરા સાલા ભૂપ, માઉલ બીજા પણ ઘણા હો ,,
હોજી તેહને દીયે બહુ માન, નૃપ આદરની નહિ મણા હો ,, સા૦ ૨૪

હોજી ભાલ મિલિત કર પદ્મ, સવિ સેવે શ્રીપાલને હો ,,
હોજી ઈક દિન વિનવે મંત્રી, મતિસાગર ભૂપાલને હો ,, સા૦ ૨૫

હોજી ચોથે ખંડે ઢાલ, બીજી એ હુઈ સોહામણી હો ,,
હોજી ગુણ ગાતાં સિદ્ધચક્ર, જસ કીરતિ વાધે ઘણી હો ,, સા૦ ૨૬

**અર્થઃ—શ્રીપાળ**નો સુયશ શ્રવણ કરીને સાતસો કોઢીયા કે જેઓએ મયણાંસુંદરીના વચન વડે દયા પ્રાપ્ત કરી શ્રીજિનધર્મ આરાધીને નિરોગતા મેળવી હતી તેઓ બધા પણ ત્યાં આવી પહોંચ્યાં અને ઘણા જ પ્રેમપૂર્વક **શ્રીપાલ**ના ચરણકમળમાં નમ્યા એટલે **શ્રીપાલજી**એ તે બધાઓને પોતાના હિતકચ્ચિંતક જાણીને રાણાની સંજ્ઞાવાળું ઉમરાવપદ આપીને પોતાના લશ્કરના નાયક બનાવ્યા. અને આ પ્રમાણે આનંદ વર્ત્તવાથી **શ્રીપાલ**નું મુખરૂપ કમળ હમેશાં આનંદમય રહેવા લાગ્યું. તદનંતર પોતાનો વૃદ્ધ પ્રધાન મતિસાગર પણ આવી પહોંચ્યો અને પોતાના મહારાજાને પ્રણામ કરી આનંદ પામ્યો. એટલે તેને પૂર્વના પેઠે જ અર્થાત્ પોતાના પિતાશ્રીના વખતમાં તે મોટો પ્રધાન હતો, તે જ મુખ્ય

પ્રધાનની પદવી આપી પ્રશંસનીય કૃપાયુકત સ્નેહનું ભાજન બનાવી **શ્રીપાલ** રાજા અ
યુકત થયો. તે પછી સસરા–સાળા–મોશાળ પક્ષના તથા બીજા પણ ઘણા રાજા -
લડવૈયાઓ આવ્યા અને **શ્રીપાલજી**ને નમન કરી ભાગ્યશાળી થયા. એટલે તેઓ સર્વ
**શ્રીપાલે** પોતપોતાની યોગ્યતા પ્રમાણે વિશેષ આદરસન્માન આપવામાં કંઈ મણા રા
નહીં. એથી તે બધાએ મસતાળુ હૃદયથી હાથ જોડી મસ્તકે અડાડી નમ્રતા સાથે **શ્રીપા**
નમન કરતાં તેમની સેવામાં તત્પર રહેવા લાગ્યા. એક દિવસ સાનુકૂળ સમય મળતાં મ
સાગર મંત્રીશ્વરે **શ્રીપાલ** પ્રત્યે વિનવ્યું. કવિ **જસવિજયજી** કહે છે કે આ **શ્રી**
**રાસ**ના ચોથા ખંડની અંદર આ બીજી સોહામણી ઢાલ પૂર્ણ થઇ તે એમ સૂચવે છે
શ્રી સિદ્ધચક્રજી મહારાજના ગુણ ગાવાથી યશ કીર્તિ વિશેષ પ્રકારે વૃદ્ધિ પામે છે.

—૨૧ થી ૨

---

દોહા છંદ

મતિસાગર કહે પિતૃ પદે, ઠવીયો બાલપણ જેણ;
ઉઠાવિયો તો તુજ અરિ, તે સહિ દિત્તમએણ. ૧

અરિ કર ગત જે નવિ લિયે, શકિત છતે પિતૃરજ્જ;
લોક હસે બલ ફોક તસ, જિમ શારદ ઘન ગજ્જ. ૨

એ બલ એ ઋદ્ધિ એ સકલ, સૈન્ય તણો વિસ્તાર;
શું ફલશે જો લેશો નહીં, તે નિજ રાજ ઉદાર. ૩

નૃપ કહે સાચું તેં કહ્યું, પણ છે ચાર ઉપાય;
સામે હોય તો દંડ શ્યો, સાકરે પણ પિત્ત જાય. ૪

અહો બુદ્ધિ મંત્રી ભણે, દૂત ચતુરમુખ નામ;
ભૂપ શીખાવી મોકલ્યો, પહોતો ચંપા ઠામ. ૫

**અર્થ:**—મતિસાગર પ્રધાન હવે **શ્રીપાલ** મહારાજને કહે છે કે, આપશ્રીને બાળપણમાં આપશ્રીના પિતાશ્રીની ગાદી પર તખ્તનશીન કર્યા હતા; છતાં આપશ્રીના પિતરાઈ કાકારૂપ દુષ્ટ શત્રુએ અહંકાર સાથે પદભ્રષ્ટ કરી આપ નામવરની રાજધાની કબજે કરી લીધી છે. જો કે તે વખતે તો આપનું વય પાંચ વર્ષનું હોવાથી તથા તેનો પરાજય કરવાનાં બળવત્તર સાધનો ન હોવાથી જતું કરવા જેવું હતું; પરંતુ અત્યારે તો સર્વ પ્રકારે

શત્રુના દાંત પાડી શકો તેવા સ્તુત્ય શકિતમાન છે, તો આવા સમયમાં જે નરવર શત્રુના હાથ ગયેલું રાજ્ય પાછું પોતાને હાથ ન મેળવે તેની જગતમાં અવશ્ય આસો માસના ફોકટ ગાજતા ને ઘટાટોપ બતાવતા વર્ષાદની પેઠે હાંસી થાય અને બળ પણ નકામું જ ગણાય. મતલબ એજ કે ઘટાટોપ કરી ગાજતાં છતાં જે વર્ષાદ વર્ષી લોકોને (પૂરતું પાણી છતાં) પાણી ન આપે તો તેનો આડંબર નકામો જ કહેતાં લોકો તેની મશ્કરી જ કરે એ સ્વભાવિક નિયમ છે; માટે આપ પણ હવે તો આવા અવર્ણનીય આડંબર છતાં ઉદાર સ્વરાજ્યને શત્રુના હાથમાંથી લઈ સ્વાધીન નહિ કરશો તો આ બળ, ઋદ્ધિ અને વિશાલ સૈન્યનું શું ફળ પ્રાપ્ત થશે? કશુ નહીં! આવા મંત્રીશ્વરનાં વચન સાંભળી **શ્રીપાળે** કહ્યું. "તમે કહ્યું તે સત્ય છે; પણ રાજ્ય મેળવવાના ચાર ઉપાય છે-શામ, દામ, ભેદ, દંડ એ ચાર પૈકી જો શામ એટલે મીઠા વચનનો ઉપયોગ કરવાથી કામ ફતેહ થતું હોય તો દંડ શિક્ષાનો ઉપયોગ શા માટે કરવો જોઈએ? જો સાકર ખાવાથી જ પિત્ત શાંત થઇ જતું હોય તો પછી કડવી દવાઓ શા માટે કરવી જોઈએ?" આ પ્રમાણે રાજાનું બોલવું સાંભળી મંત્રીશ્વર બોલ્યા—"અહા નાથ! જ્યારે આપની બુદ્ધિ મહાન્ અને સમુદ્ર જેવી ગંભીર છે ત્યારે હવે ચતુર્મુખ નામના દૂતને શા માટે ન મોકલવો જોઇયે? તાકીદે મોકલો; કેમકે તે શામાદિ ચારે ભેદનો જાણનાર અને વાચાળપણામાં ચતુર છે. જેથી કામ ફતેહ થશે જ." આવું મંત્રીશ્વરનું કથન સાંભળી **શ્રીપાલજીએ** ચતુરમુખ દૂતને જે જે શિખવાડવું યોગ્ય હતું તે તે શિખવીને સુમુહૂર્તે ચંપાનગરી ભણી રવાના કર્યો અને તે મજલ દરમજલ કરતો કેટલેક વખતે ચંપાપુરીએ જઈ પહોંચ્યો. —૧ થી ૫

---

ઢાળ ત્રીજી– રાગ બંગાલી-કિસકે ચેલે કિસકે પૂત-એ દેશી

અજિતસેન છે તિહાં ભૂપાલ, તે આગલ કહે દૂત રસાલ; સાહિબ સેવીયેં.
કલા શીખવા જાણી બાલ, જે તેં મોકલીયો શ્રીપાલ. સા૦ ૧

સકલ કલા તેણે શીખી સાર, સેના લેઈ ચતુરંગ ઉદાર; સા૦
આવ્યો છે તુઝ ખંધનો ભાર, ઉતારે છે એ નિરધાર. સા૦ ૨

છરણ થંભ તણો જે ભાર, નવે ઠવીજે તે નિરધાર; સા૦
લોકે પણ જુગતું છે એહ, રાજ દેઈ દાખો તુમે નેહ. સા૦ ૩

બીજું પયપંકજ તસ ભૂપ, સેવે બહુ ભત્તિ અનુરૂપ; સા૦
તુમે નવિ આવ્યા ઉપાયો વિરોધ, નવિ અસમર્થે તેહ શું શોધ. સા૦ ૪



ચિત્ર ૧૫૧ શ્રીપાલે બારણાં ઉઘડાવ્યાં (પાનું ૧૭૮)

ચિત્ર ૧૫૨ કમલપ્રભાને વહૂઓ પગે પડે છે (પાનુ ૧૭૯)

કિહાં સરસવ કિહાં મેરૂ ગિરિંદ, કિહાં તારા કિહાં શારદચંદ સા૦
કિહાં ખદ્યોત કિહાં દિનાનાથ, કિહાં સાયર કિહાં છિલ્લર પાથ. સા૦ ૫

**અર્થ:**—ચંપાનગરીમાં અજિતસેન રાજા છે તેની આગળ જઈ ચતુરસુખ દૂત રસાળ–એટલે કે પહેલાં મીઠાં, પછી ખાટાં, અને છેવટે ખારાં, એમ ભોજન પદાર્થ જમવાની રીત પ્રમાણે ત્રણ રીતથી રસીલાં વચનો કહેવા લાગ્યો કે—"હે રાજન્! આપ હવે વૃદ્ધ થયા છો માટે આપ સાહેબ હવે પરમેશ્વરને ભજી, બાકીની જીંદગી ગુજારો એ જ ઉત્તમોત્તમ છે, અથવા તો મારા સાહેબની સેવા કરો. આપે આપના ભત્રીજા **શ્રીપાલ** કુંવરને તેના પિતાના રાજ–તખ્ત પર બિરાજેલ છતાં તેને રાજ્ય વ્યવસ્થા સંબંધી ભાર વહન કરવાને અસમર્થ જાણી પોતાની ખાંધ પર તે બોજો ઉઠાવી લઇ, કળાઓમાં પ્રવીણતા મેળવવાને માટે વિદેશ મોકલ્યો હતો, તે હવે સુંદર પ્રકારે સર્વ કળાઓ શીખી નિપુણ બની હાથી, ઘોડા, રથ ને પેદલવાળા ઉદાર લશ્કર રહિત આપના ખાંધપરનો બોજો ઉતારી લેવા આવ્યો છે, અને આપ વૃદ્ધ થએલા હોવાથી આપના ખાંધનો ભાર એ સપૂતને ઉતારવો લાયક જ છે; જેથી તે કબૂલત આપે છે કે, હું અવશ્ય વૃદ્ધ કાકાશ્રીનો બોજો ઓછો કરી નિવૃત્તિવંત કરીશ જ! લોકોમાં પણ પરંપરાનો રિવાજ જ છે કે મકાનનો બોજો ઝીલી રાખનાર થાંભલો જૂનો થઈ ગયો હોય તો તેને તે બોજાથી મુક્ત કરી દઈ તેની જગોએ નવો થાંભલો મૂકાય છે. તો આપ જૂના થંભને બોજાથી મુક્ત કરી નવા થંભરૂપ **શ્રીપાલ**કુંવરને સ્થાયી થવાની જ જરૂર છે, માટે આપ રાજ્યની લગામ તેને સ્વાધીન કરી સ્નેહ ભતાવી આનંદ આપો કે, જેથી જગતમાં વાહ વાહ થાય. (અહીં લગી મીઠાં વચનો છે. હવે તીખાં વચનો કહે છે.) વળી બીજી બીના ધ્યાનમાં લેવાની એ છે કે ઘણા રાજા મહારાજાઓ **શ્રીપાલ**જીના ચરણકમળને અનુકૂળ ભક્તિ વડે કરીને સેવે છે; છતાં પણ આપ પોતાના હોઈ તેમ કરવા નથી પધાર્યા એ એક એમનાથી વિરોધ બાંધવાનું બીજ વાવ્યું છે, તો તે વિરોધનો શોધ કરવા માટે તે **શ્રીપાલ** રાજા શું અસમર્થ છે? ના અસમર્થ નથી! તેમનામાં અને આપનામાં તફાવત પણ કંઇ જેવો તેવો નથી; પણ ઘણો જ છે–ક્યાં તો સરસવનો ઝીણો દાણો અને ક્યાં મહાન્ મેરૂ પર્વત! ક્યાં બિચારા તારાનું તેજ અને ક્યાં શરદ્ પૂર્ણિમાના ચંદ્રનું તેજ! ક્યાં ઉડતા આગિયા જીવડાનો પ્રકાશ અને ક્યાં તેજપુંજ સૂર્યનો પ્રકાશ! ક્યાં છિછરા તલાવડાનું ગહેરાપણું અને ક્યાં મહાસાગરની ગંભીરતા ભરી લ્હેરો! —૧ થી ૫

કિહાં પંચાયણ કિહાં મૃગબાલ, કિહાં ઠીકર કિહાં સોવનથાલ; સાહિબ સેવીયેં.
કિહાં કોદ્રવ કિહાં કૂર કપૂર, કિહાં કૂકશ ને કિહાં ઘૃતપૂર. સાહિબ સેવીયે. ૬
કિહાં શૂન્ય વાડી કિહાં આરામ, કિહાં અન્યાયી કિહાં નૃપ રામ; સા૦
કિહાં વાઘ ને કિહાં વલિ છાગ, કિહાં દયા ધરમ કિહાં વલિ યાગ. સા૦ ૭

કિહાં જૂઠ ને કિહાં વલી સાચ, કિહાં રતન કિહાં ખંડિત કાચ; સાહિબ સેવીયેં.
ચઢતે ઓઠે છે શ્રીપાલ, પડતે તુમ સરીખા ભૂપાલ. . સા૦ ૮
જો તું નવિ નિજ જીવિત રૂઠ્ઠ, પ્રણમી કરો તેહ જ તુઠ્ઠ; સાહિબ સેવીયેં.
જો ગર્વિત છે દેખી રજ્જ, તો રણ કરવા થાયે સજ્જ. સા૦ ૯
તસ સેના સાગરમાંહિ જાણ, તુઝ દલ સાથુચૂર્ણ પ્રમાણ; સાહિબ સેવીયેં.
મહોટા શું નવિ કીજે જૂઝ, સવિ કહે એહવું બૂઝ અબૂઝ. સાહિબ સેવીયેં. ૧૦

**અર્થઃ**–ક્યાં બિચારા હરિણના બચ્ચાનું બળ અને ક્યાં કેશરી સિંહનું મહાન્ બળ! ક્યાં ઠીકરાની થાળીની શોભા અને ક્યાં નિર્મળ સોનાના થાળની શોભા! ક્યાં કોદરાના ભોજનની લ્હેજત અને ક્યાં સુંદર બરાસયુક્ત ભાતના ભોજનનો સ્વાદ! ક્યાં કુશકાના ઢોકળાંનું ભોજન અને ક્યાં ઘેબરનો સ્વાદ! ક્યાં શૂન્ય વગડાનો બિહામણો દેખાવ અને ક્યાં ફળ્યા ફૂલ્યા રમણીય બાગનો મનહર દેખાવ! ક્યાં અન્યાયી રાજાનો જુલ્મી કારોબાર અને ક્યાં ન્યાયશેખર રામચંદ્રજીનું ન્યાયપૂર્ણ રાજ્યતંત્ર! ક્યાં બાપડા બોકડાનું સામર્થ્ય પણ અને ક્યાં વિકરાળ વાઘનું સામર્થ્યપણું! ક્યાં જીવહિંસામયી યજ્ઞ હોમ અને ક્યાં દયામયી અહિંસા ધર્મ! ક્યાં જૂઠા બોલો પ્રપંચીજન અને ક્યાં સત્ય ભાષણ કરનાર પાવન મનુષ્ય! ક્યાં ભાગેલા કાચના કકડાની કીંમત અને ક્યાં અમૂલ્ય રત્નનું મૂલ્ય! હે રાજન્! આ બધાં ઓઠામાં જે ચડતાં ઓઠાં કહ્યાં તે સમાન **શ્રીપાલ** મહારાજ છે, અને જે હલકાં ઓઠાં કહ્યા તે સમાન આપ જેવા રાજાઓ છે. (હવે ખારાં-કડવાં વચનો કહે છે) માટે જો આપના જીવન ઉપર કોપેલા ન હો તો તાકીદે **શ્રીપાલ**કુંવરને પ્રણમી સંતુષ્ટ કરો; કે જેથી તેમની તરફથી સંતોષભર્યાં કૃપાકટાક્ષનો લાભ મળશે. કદાચિત્ આપ હાથમાં આવેલા રાજ્યનું બળ જોઈને ગર્વવંત હો તો સ્હામી લડાઇ લેવાને માટે હુશીઆર રહેજો. **શ્રીપાલ**નું લશ્કર તોફાની સાગરના લોઢ જેવું હોવાથી અટળ છે તેમાં આપનું લશ્કર ધાણીના લોટના સાથુવા સરખું ફૂંક દેતાં પણ ઉડી જાય તેવી સ્થિતિવાળું છે, જેથી સાગર જળના સપાટામાં ક્યાંયે સમાઈ જશો, તેમ જ મહાન્ નરવરની સાથે લડાઈ લઈ પાયમાલીને તેડું ન કરવું–બળિયા સાથે બાથ ન ભીડવી એમ જાણુ અને અજાણ લોકનું પણ કહેવું છે; માટે મારૂં કહેણ કાને ધરી પ્રભુનું સેવન કરવા રાજ્ય ત્યાગી થાઓ, અગર તો મારા સાહેબની સેવા કરવી કબુલ કરો." —૬ થી ૧૦

બોલી એમ રહ્યો જવ દૂત, અજિતસેન બોલ્યો થઇ ભૂત. રાજા નહિ મલે.
કહેજે તું તુજ નૃપને એમ, દૂતપણાનો જો છે પ્રેમ; રાજા નહિ મલે.
ચંપાનગરીનો રાય, રાજા નહિ મલે. ૧૧

આદિ મધ્ય અંતે છે જાણુ, મધુર આમ્લ કટુ જેહ પ્રમાણ; રાજા નહિ મલે.
ભોજન વચને સમ પરિણામ, તિણે ચતુરમુખ તહારૂં નામ. રાજા નહિ મલે. ૧૨
નિજ નહિં તેહ અમારો કોઉ, શત્રુભાવ વહિયેં છે દોઉ; રા૦
જીવતો મૂકયો જાણી રે બાલ, તેણે અમે નિર્બલ સબલ શ્રીપાલ. રાજા નહિ મલે. ૧૩
નિજ જીવિતને હું નહિં રૂઠ, રૂઠયો તસ જમરાય અપૂઠ; રાજા નહિ મલે.
જેણે જગાવ્યો સૂતો સિંહ, મુઝ કોપે તસ ન રહે લીહ. રાજા નહિ મલે. ૧૪
તસ બલ સાયર સાથુ પ્રાય, જેહના બલ તે બીજા રાય; રાજા નહિ મલે.
તેહમાં હું વડવાનલ જાણ, સવિ તે શોષું ન કરૂં કાણ. રાજા નહિ મલે. ૧૫
કહેજે દૂત તું વેગો જાઈ, આવું છું તુઝ પૂઠે ધાઈ; રા૦
બલ પરખીજે રણ મેદાન, ખડગની પૃથવી ને વિદ્યાનું દાન. રાજા નહિ૦ ૧૬
ચોથે રે ખંડે ત્રીજી ઢાલ, પૂરણ હુઈ એ રાગ બંગાલ; રા૦
સિદ્ધચક્ર ગુણ ગાવે જેહ, વિનય સુજશ સુખ પાવે તેહ. રાજા નહિ મલે. ૧૭

**અર્થ:**—આ પ્રમાણે બોલી દૂત ચૂપ રહ્યો કે તરત જ અજિતસેન શરીરમાં ભરાયલા ભૂતની પેઠે ક્રોધ સહિત બોલ્યો—"જો ખરી રીતે દૂતપણાનો પ્રેમ છે, તો હું કહું છું તે જ મુજબ તારા રાજાને જઈ આસ કહેજે કે બીજા રાજાઓ આવીને તને નમ્યા છે; પણ આ ચંપાનગરીનો અજિત સેના સરખો અજિત સૈન્યવંત અજિતસેન રાજા કદિ મળવા કે નમવા નહીં આવશે! હે દૂત! જે તું પહેલાં મીઠાં, વચમાં તીખાં, ખાટાં અને અંતમાં ખારાં-કડવાં વચનો ભોજન જમવાની રીત પ્રમાણે બોલ્યો, તે વચનો અને ભોજન બંને સરખી લ્હેજત ભર્યાં છે અને એવાં વચન બોલવા માટે તારામાં નિપુણતા છે, તેથી તારૂં નામ ચતુર્મુખ છે એ વાજબી છે. તેં જે વચનો કહ્યાં તેના ઉત્તરમાં સાંભળી લે–તું કહે છે કે **શ્રીપાલ** તમારો છે; પરંતુ તે અમારો છેજ નહીં, અને કદિ **શ્રીપાલ** અમારો છે; તો પણ અમારા બન્ને વચ્ચે શત્રુભાવ જ રહેલો હોવાથી પરસ્પર શત્રુભાવે વર્તિયે છિએ એને લીધે **શ્રીપાળ** અમારો દુશ્મન છે, પણ સગો નથી અને હું પણ તેનો કટ્ટો દુશ્મન છું, પણ કાકો નથી! તેને બાળક જાણીને જ્યારે જીવતો જવા દીધો ત્યારે અમે નિર્બળ થયા અને એ **શ્રીપાળ** બળવાન્ થયો! તેમજ હું મારા જીવિતવ્ય ઉપર રૂષ્ટમાન થયો નથી; પણ તારા રાજાના જીવન પર યમરાજા રૂષ્ટમાન થયો છે; કારણ કે તેણે સૂતેલા સિંહને જગાડી છંછેડ્યો છે; માટે ચેતીને ચાલે તો બે દહાડા જીવાશે. મારો કોપ થશે તો એની કશી મર્યાદા રહેશે જ નહીં; વળી તેનું બળશાળી

સૈન્ય સાગર સમાન છે તેમા મારૂ સૈન્ય સાથવા સરખુ નિર્બળ છે એમ જે તે કહ્યુ, પણ તેવા સૈન્યવાળા બીજા રાજાઓ જાણવા, મને તો તે સમુદ્ર સરખા લશ્કરને શોષી લેનાર વડવાનળ જેવો જાણજે હુ તે સાગરસમ સેનાને એક જ ઝપાટે શોષી લેવામા જરા પણ ઓછાશ રાખીશ નહીં, માટે તુ વ્હેલો જઈને તારા રાજાને કહેજે કે હું પણ તારા પગલા ચાપતો જ વેગસહિત લડાઇ કરવા આવુ છુ બળની પરીક્ષા લડાઈના મેદાનમા કરવી યોગ્ય છે આવો વચનમા વાદ કરવો તે નકામો જ છે, જેની તરવાર તેજ અને વિજયી તેની આ પૃથ્વી છે, પણ બાયલાની નથી અને જેની વિદ્યા સતેજ છે તેની જ દક્ષિણા મેળવવામા સામર્થ્યતા છે, પણ અભણ અબૂઝતાવાળામા નથી અથવા તો તરવારની તાળી પાડી પૃથ્વી મેળવવી ઉત્તમ છે અને દાન વિદ્યાનુ સર્વોત્તમ છે, નહી કે આમ કાલાવાલા કરી પૃથ્વી પાછી મેળવવી શોભારૂપ છે! અગર તો ખાડા વડે કપાતા શિરને માટે મળનારી પૃથ્વી છે, પણ આમ વાકય પ્રયોગરૂપ વિદ્યાદાન વડે મળનારી નથી, માટે ઉતરો મેદાનમા ને જે જિતશે તે પૃથ્વીનો પતિ થશે" આ પ્રમાણે વચન કહી અજિતસેન ચૂપ રહ્યો કે તુરત દૂત નમન કરી ઉજ્જયની ભણી રવાના થયો કવિ જસવિજયજી કહે છે કે–આ **શ્રીપાલ** રાસના ચોથા ખડમા ત્રીજી ઢાળ બંગાળ રાગ સહિત પૂર્ણ થઇ તે એ જ જણાવે છે કે જે માનવ શ્રીસિદ્ધચક્રજીના સત્ય ભાવથી ગુણ ગાય તે માનવ અવશ્ય વિનય સુયશરૂપ સુખ પ્રાપ્ત કરે છે —૧૧ થી ૧૭

---

દોહા-૭૬

વચન કહે વયરી તણાં, દૂત જઇ અતિ વેગ;
કડુઆં કાને તે સુણી, હુઓ શ્રીપાલ સતેગ ૧

ઉચ્ચ ભૂમિ તટની તટે, સેના કરી ચતુરંગ;
ચંપા દિશિ જઈ તિણે દિયા, પટ આવાસ ઉત્તંગ. ૨

મામો આવ્યો સબલ તવ, અજિતસેન નરનાહ;
માંહોમાંહિ દલ બિહું મલ્યાં, સગરવ અધિક ઉત્સાહ. ૩

**અર્થઃ**—દૂત બહુ જ ઉતાવળે પગે પંથ કાપી મગધદેશના પ્રગટનગરમાં જ્યાં શ્રીપાળ અને શત્રુ અજિતસેનના કહેવા વચનો પોતાના રાજાને કહી સંભળાવ્યા [illegible] રહ્યો એ કડવા વચન સાંભળતા જ શ્રીપાળ તેજદાર તરવારને હાથમા ગ્રહણ કરી [illegible] મેદાનમા ઉતરવા સતેજ થયો, અને ચતુરંગી સેનાને લઇ સજ્જ દરમ્યાને [illegible] ભૂમિ [illegible] નદીના કાંઠા પર ઉંચી જ મજબૂત [illegible]

ત્યાં પોતાની લશ્કરી છાવણીના ઉંચા ને ઉમદા ડેરા તંબુ ખડા કરાવી, શત્રુના આવવાની વાટ જોવા લાગ્યો. દરમ્યાન અજિતસેન પણ બળસહિત લડાઇ કરવા સામે આવી પહોંચ્યો અને તેણે પણ પોતાની છાવણીનો પડાવ કર્યો. આમ બંને સૈન્યો માંહોમાંહે આવી મલ્યાં કે જે ગર્વ સહિત અને સંગ્રામ કરવાનો અધિક ઉત્સાહ ધરનારા છે. —૧ થી ૩

---

ઢાળ ચોથી—દેશી કડખાની

ચંગ રણ રંગ મંગલ હુઆં અતિ ઘણાં, ભૂરી રણતૂર અવિદૂર વાજે;
કૌતુકી લાખ દેખણ મલ્યા દેવતા, નાદ દુંદુભિ તણે ગયણ ગાજે. ચં૦ ૧
ઉગ્રતા કરણ રણભૂમિ તિહાં શોધિયે, રોધિયે અવધિ કરી શસ્ત્ર પૂજા;
બોધિયે સુભટ કુલ વંશ શંસા કરી, યોધિયે કવણ વિણ તુજજ દૂજા. ચં૦ ૨
ચરચિયે ચારૂ ચંદન રસે સુભટ તનુ, અરચિયે ચંપકે મુકુટ સીસે;
સોહિયે હત્થ વર વીર વલયે તથા, કલ્પતરૂ પરિ બન્યા સુભટ દીસે. ચં૦ ૩
કોઈ જનની કહે જનક મત લાજવે, કોઇ કહે માહરૂં બિરૂદ રાખે;
જનક પતિ પુત્ર તિહું વીર જસ ઉજલા, સોહિ ધન જગતમાં અણિય આખે. ચં૦ ૪

**અર્થઃ**—લડાઈના આરંભનો ઉત્સાહ વધારવા બંદીજનો સિંધુડા રાગમાં મનોહર રણરંગનો ઉત્કર્ષ કરવા માટે મનને મહાન્ આલ્હાદ ઉપજે, એવાં પુષ્કળ મંગળ ગીત—કવિત બોલવા લાગ્યા; કેમકે કાર્યની શરૂઆતમાં ઉત્સાહ અને મંગળની વૃદ્ધિ થવાથી કાર્યસિદ્ધિ થાય છે. એથી મંગળ ગીતો વગેરેનો મંગળ વીરધ્વનિ થવા લાગ્યો, એક જ સ્વરથી મળેલાં રણતૂર, શરણાઈ, નોબત વગેરે વીરવાજિંત્રો ઘણાં જ નજીક પૂરજોશથી વાગવા લાગ્યાં, અને લડાઈના કૌતુક જોવાના અભિલાષી દેવતાઓ પણ પોતપોતાના વિમાન સાથે આકાશમાં સ્થિત રહી દુંદુભી વગાડવા લાગ્યા, એથી તે બધાંના નાદ વડે આખું આકાશ મંડળ ગાજી ઉઠ્યું. તેમ જ તે બધાંના નાદે બન્ને લશ્કરી છાવણીમાં લડવૈયાઓમાં એક બીજા વચ્ચે લડાઈ કરવાનો ઉત્સાહ વધતો ચાલ્યો, હવે અમે લડાઈના મેદાનમાં ઉતરી ખડ્ગ લઈ ઘૂમીશું આવો નિશ્ચય થતાં મોટાઈ મેળવવાને માટે જે જગોએ જંગ જમાવવો છે તે જગોમાંથી કચરો, કાંકરા કાંટા વગેરે કહાડી નાખી સાફ કરી ઉંચી નીચી જમીનને સરખી કરી તેઓએ સુંદર બનાવી. તથા પોતપોતાની હદની અંદર પોતપોતાનાં અસ્ત્રશસ્ત્રોને ચકચકિત કરી તેમનું ચંદન, પુષ્પ, ધૂપ, દીપ સહિત પૂજન કરવા લાગ્યા. તે પછી તે વીરોને વીરત્વતાનો આવેશ લાવવા બિરૂદ બોલનારા ભાટ ચારણો વગેરે તે વીરોના કુળ અને વંશની પ્રશંસા કરવા લાગ્યા. એટલે તું ફલાણાના કુળનો સપૂત વીર છે. તારા બાપે અમુક અમુક મહા વીરતાનાં કામો કર્યાં હતાં અને વિજય

વર્યો હતો તેનો જ તું પુત્ર છે, માટે આજે અણીની વખતે કુળનું તેજદાર પાણી બતાવી અન્નદાતારનું પાણી જાળવે એમાં કાંઈ નવાઈ જેવું નથી. હીરાની ખાણમાં હીરા જ પાકે છે, અને ફલાણા મોસાળનો ભાણેજ છે! અને તે વંશની સુશીળ માતાની કુખમાં લોટેલ છો જેથી ધણીના કામમાં કદિ પાછી પાની નહીં જ કરો. તેમ તમે સ્વામીભક્ત નિમકહલાલ બે છીપનું મોતી છો જેથી આજે તમારા વગર અહિયાં ધણીને પડેલા કામ માટે કોણ શિરસટ્ટે યુદ્ધ કરે તેમ છે? ઈત્યાદિ ઈત્યાદિ બિરૂદ વચન બોલી વીરોને સતેજ કર્યા કે તુરત તેઓ વીરાવેશમાં આવી મનોહર સુગંધીવંત ચંદન રસ વડે પોતાનાં શરીર સુશોભિત કરવા લાગ્યા, કેસરનું તિલક ત્રિપુંડ્ તાણી વિજય મેળવ્યા વગર પાછા ન ફરે તે સંબંધી કેસરીઆં કરી અવશ્ય જીત મેળવવી, અગર સમરાંગણમાં દેહનો પરિત્યાગ કરવો એવા દૃઢ નિશ્ચયવંત થઈ સ્થિર થયા. માથાના મુકટ–ફેંટા વગેરેમાં ચંપાના ફુલનાં છોગાં મ્હેલી, તથા હાથમાં શ્રેષ્ટ વીરકંકણ પહેરી યુદ્ધમાં અડગ થયા. કેસરીઆં કરવા માથે ચંપાનાં છોગાં ખોસવાં અને હાથે વીર કંકણ પ્હેરવાં એ ત્રણે નિશાનીઓ વીરોના વિજયની દૃઢ પ્રતિજ્ઞા સૂચવનારી છે. આ પ્રમાણે વીરમંડળ વીર શૃંગારયુક્ત લડાઈના મેદાનમાં ઘૂમવાની તૈયારી કરી જ્યારે પોતપોતાના ઘરથી બહાર નિકળવા લાગ્યું ત્યારે તેઓ કલ્પવૃક્ષની પેઠે સુશોભિત અને તેઓની મારફત કાર્ય સિદ્ધ કરવાની ઈચ્છા કરનારને ઇચ્છિત સિદ્ધિ આપનારૂં જ જણાવા લાગ્યું. તે વેળાએ કંઈક લડવૈયાઓ પોતાની પૂજ્ય માતા પાસે મંગળ મુલાકાતથી મોદ પ્રાપ્ત કરવા ગયા, તો તે સમય તે વીર પુત્રોને વીર માતાઓ કહેવા લાગી કે—'અરે પુત્ર! તું તારા વીર પિતાને લજ્વીશ નહીં; કેમ કે તેમણે વીરતા સાથે લડાઈનાં મેદાનમાં ઉતરી કદિ પણ પાછી પાની કરી કે પીઠ બતાવી નથી, તે વીર જનકનો પુત્ર જો નિર્વીરતા બતાવે તો તેમને શરમાવું પડે; માટે તારા પિતાના જેવો અથવા એમનાથી પણ અધિક વીર નીવડી મારી કુખને ધન્યવાદ અપાવજે. જયવંત થઈ મ્હોં દેખાડવું કે શત્રુ સામે લડતાં સ્વર્ગ સંપત્તિ મેળવવી એ જ વીર નરનું ઉત્તમ કર્તવ્ય છે; પણ જીવને વ્હાલો કરી પીઠ બતાવી ભાગી આવવું કે વીરતા બતાવ્યા વગર ફતરાને મ્હોતે મરવું એ હિચકારા બાયલાઓનું જ કામ છે' કોઈ માતા બોલી કે–'બેટા! તું મારૂં બિરૂદ ત્રિપુટીપદ ધારક કરજે, કેમકે હું વીર પિતાની પુત્રી છું, વીર પતિની પત્ની છું, હવે ફક્ત વીર પુત્રની માતા કહેવાઉં એટલે ત્રણ વીર બિરૂદ ધરનારી થાઉં કે જેથી ઉજ્વળ યશ થતાં જગતમાં આખી અણી રહેવાને લીધે ધન્યવાદને પાત્ર ગણાઉં. મતલબ એ કે જેનો પિતા, પતિ ને પુત્ર વીર થઈ આખી અણીયે જીવન વ્યતીત કરે તે જ ઉજ્વળ યશ સહિત ધન્ય મનાય છે.' —૧ થી ૪

કોઈ રમણી કહે હસિય તું સહિશ કિમ, સમર કરવાલ શર કુંત ધારા;
નયણબાણે હણ્યો, તુજજ મેં વશ કિયો, તિહાં ન ધીરજ રહ્યો કર વિચારા. ચં૦ ૫

કોઈ કહે માહરો મોહ તું મત કરે, મરણ જીવન તુઝ ન પીઠ છાંડું;
અધરરસ અમૃતરસ દોય તુજ સુલભ છે, જગત જય હેતુ હો અચલ ખાંડું. ચં૦ ૬

ઈમ અધિક કૌતુકે વીરરસ જાગતે, લાગતે વચન હુઆ સુભટ તાતા;
સુર પણ ક્રૂર હુઈ તિમિર દલ ખંડવા, પૂર્વ દિશિ દાખવે કિરણ રાતા. ચં૦ ૭

**અર્થ:**—કોઈ વીરની વીરપત્નિ હસીને કહેવા લાગી કે—'હે નાથ ! મેં અબળાએ જ ફક્ત આપને નેત્રબાણ વડે વીંધી વશ કરી લીધેલ છે; છતાં ધૈર્યતા અને વીરતા બતાવવા સબળાઓની સાથે મેદાનમાં ઘૂમવા ઇચ્છો છો; પરંતુ ત્યાં તો તીર, ભાલા, તરવાર વગેરેનાં જીવલેણ છેદનભેદન સહન કરવાં છે માટે નેત્રબાણ ધીરજ સાથે સહન કરી શક્યા નથી, તો તે શી રીતે સહન કરી ધૈર્યતા રાખી શકશો ? તેનો જરા પણ ખ્યાલ તો કરો !' (આ વ્યંગ વચન વડે મર્મમાં જણાવ્યું. જેથી ઉત્સાહ, આનંદ અને શૂરત્વનો વધારો થતાં વીર યોદ્ધાઓ વિશેષ રણરંગમાં જય મેળવી પોતાની પત્નિને તેની વ્યંગ ધ્વનિનો હેતુ સિદ્ધ થએલો બતાવવા આતુર થયા.) કોઇ સ્ત્રીએ કહ્યું—"તમો મનમાં એવું ન લાવશો કે કદાચ હું લડાઇનાં મેદાનમાં કામ આવી જઈશ તો પછી મારી વ્હાલી પ્રિયા કોના આધારે જીવન ગુજારશે ?! એવો મોહ લાવી બે બાજુ જીવ રાખવાથી બન્ને કાર્ય બગડે છે, મારામાં જીવ ન રાખશો; કેમકે હું તો તમારી પીઠ છોડનાર જ નથી એટલે કે જો લડાઈમાંથી જીત મેળવીને ઘેર આવશો તો માંગલિક વસ્તુઓ વડે તમને વધાવી અધરામૃતનો આનંદ આપીશ. અને કદાચિત દૈવયોગે રણમાં કામે આવી જવાશે, તો પણ હું તમારા વીર શબને ખોળામાં લઈ અગ્નિમાં પ્રવેશ કરી સતી થઇ સ્વર્ગમાં પણ સાથે જ આવીશ; માટે પૂર્ણ ખાત્રી રાખવી કે હું જીવતાં કે મરતાં કદિ તમારી પીઠ છોડનારી જ નથી. જેથી તમને અધરરસ અને અમૃતરસ બન્ને સુલભતાએ પ્રાપ્ત થશે; જેથી વિજય મેળવીને ઘેર આવ્યેથી મારા અધરરસનો આનંદ સ્હેલાઈથી મળશે અને કદાચ વીરતા બતાવી સ્વર્ગ સંપત્તિ મેળવી તો ત્યાં અમૃતરસ સ્હેલાઈથી મળશે; માટે વિજય મેળવવા જાઓ છો તેમાં સાવધાની સાથે અન્નદાતાનું કાર્ય સિદ્ધ કરી અમર નામના મેળવજો, કે જેથી જગતની અંદર જયરૂપ અચળ ખાંડું ગણાવવા ભાગ્યશાળી થવાય ! જે વીરતા સાથે લડીને રણમાં ધન્યવાદ પૂર્વક કામે આવે છે તે અવસ્ય સ્વર્ગસંપત્તિ મેળવે છે અને વિજય મેળવી હૈયાત રહે છે, તો અવશ્ય આ લોકમાં યશસંપત્તિ સાથે મહાન્ બહાદુરીનું પદ મેળવે છે; માટે આ લોક અને પરલોક શોભાવવા યોગ્ય યશવંત ખડ્ગ બતાવી સુકીર્તિ મેળવજો." આ પ્રમાણે કોઇ વીર માતાનાં, કોઇ વીર સ્ત્રીનાં ને બંદીજનનાં વેધક વચનો સાંભળતા કૌતુકને લીધે વીર લડવૈયાઓને ઘણો જ રસ ચડ્યો, જેથી વીરતામાં વિશેષ ઉમેરો થતાં તેઓ અત્યંત સતેજ થયા; કેમકે તે બધા મૂળથી વીર લડવૈયા

તો હતા જ અને તેમાં વળી ઉકિત–પ્રયુકિતવાળાં વચનો કાને પડવાનો સંયોગ મળ્યો તે તેજી ઘોડાને ચાબુક ચમકાવવા સરખો બનાવ બન્યો એટલે પછી વીરત્વતા ઝળકવામાં કશી ખામી રહી નહીં. તેઓનાં રૂવાડાં અવળાં થઈ જવા લાગ્યા, શરીરમાં લોહી ઉકળવાથી શરીરનો વર્ણ લાલાશવંત જણાવા લાગ્યો અને વિશેષ શબ્દોમાં કહિયે તો તેમનો હંમેશ સુંદર ચ્હેરો બદલાઇ તાપવંત ક્રૂર વીર ચ્હેરો બની રહ્યો. જેથી રાત વીતી કયારે સૂર્ય ઉગે ને રણમાં ઘૂમવાનો લાગ હાથ લાગે એ જ વિચારમાં તેઓ લીન બની રહ્યા. કવિ સંભાવના કરે છે કે—સૂર્યે પહેલા વિચાર્યું હતું કે બન્ને રાજાનાં લશ્કરોની સંધિ થઈ જશે, પરંતુ તેમ તો થયું નહિ. તેઓ તો પોતપોતાના શત્રુનો સંહાર કરવામાં તત્પર થયા. એ જોઈ સૂર્યે પણ પોતાના શત્રુ અંધકાર સમૂહનો અંત આણવા નિષધ પર્વતના કૂટાંતરે રહી ક્રૂરતા સાથે રક્તવર્ણ થઈ પૂર્વ દિશા ભણી રક્ત કિરણો બતાવ્યાં. —૫ થી ૭

રોપી રણથંભ સંરંભ કરી અતિ ઘણો, દોઈ દલ સુભટ તવ સબલ જૂઝે;<br>
ભૂમિને ભોગતા જોઈ નિજ યોગ્યતા, અમલ આરોગતા રણ ન મૂઝે. ચં૦ ૮

નીર જિમ તીર વરસે તદા યોધ ઘન, સંચલે બક પરે ધવલ નેજા;<br>
ગાજ દલસાજ ઋતુ આઇ પાવસ તણી, વીજ જિમ કુંત ચમકે સતેજા. ચં૦ ૯

ભંડ બ્રહ્માંડ શતખંડ જે કરી શકે, ઉચ્છલે તેહવા નાલ ગોલા;<br>
વરસતા અગની રણમગન રોષે ભર્યા, માનું એ યમતણા નયણ ડોળા. ચં૦ ૧૦

કેઈ છેદે શરે અરિતણાં શીર સુભટ, આવતાં કેઈ અરિબાણ ઝાલે;<br>
કેઇ અસિછિન્ન કરિકુંભ મુક્તાફલે, પ્રહ્મરથ વિહગમુખ ગ્રાસ ઘાલે. ચં૦ ૧૧

મ્ધરસ સદ્ય અનવદ્ય કવિ પદ્ય ભર, બંદિજન બિરૂદથી અધિક રસીયા;<br>
ખોજ અરિફોજની મોજ ધરી નવિ કરે, ચમકભર ધમક દેઇ માંહિ ધસીયા. ચં૦ ૧૨

અર્થઃ—જ્યારે સૂર્યોદય થયો ત્યારે સૂર્ય અને સુભટો બન્ને લાલચોળ દેખાવના બની રહ્યા. શુદ્ધ કરી રાખેલી ભૂમિમાં હદ મુકરર માટે રણસ્થંભ ખડો કર્યો. અને પછી સેનાના બંને તરફથી પોતપોતાને યોગ્ય લાગતા વ્યૂહ ગોઠવ્યા તથા વીરવાદ્યો અને બંદિજનોના વીર વાક્યો વડે રણમસ્ત થએલા વીરો પોતપોતાના સ્વામીનો વિજય કરવા પોતપોતાના સતેજ શસ્ત્ર અસ્ત્ર સહિત, પોતપોતાના સ્વામીની જય બોલાવી કોપાટોપપણે સબળતા પૂર્વક પૂર ધમારા યુક્ત હલ્લા કરવા રણમેદાનમાં કૂદી, વિરોધિયોની સુસ્તી ઉડાવવા લાગ્યા. તેમાં પણ જે અમીર ઉમરાવો વગેરે ઘણા દિવસોથી ગામ ગ્રાસ ખાતા આવેલ છે તે ઉમરાવો, તથા લશ્કરી અમલદારો તેઓએ પોતપોતાના ગ્રાસ–પગાર–અધિકારને



ચિત્ર ૧૫૮ ચંપાનગરીની બહાર શ્રીપાલનું સૈન્ય (પાનું ૧૯૩)



ચિત્ર ૧૬૨ અશ્વયુદ્ધ (પાનું ૧૯૮)

કુલીનતાની યોગ્યતાનો ખ્યાલ કરી, ખાસ બળ બતાવી અન્નદાતાને અત્યાનંદ સાથ વિજય અપાવવો જ યોગ્ય છે એમ માની, ભારે પરાક્રમ સહિત લડાઈના વ્યૂહ તોડવામાં બારીકીથી મન લગાડ્યું. તથા અમલનો અમલ કાયમ રહેવા અમલ કસુંબા પીને મુંઝવણ વગર રણમેદાનમાં ઘૂમવું શરૂ કર્યું. કવિ અહિં વર્ણન કહી બતાવે છે કે-જેમ વર્ષાદ વર્ષવા વખતે કાળી ઘટામાંથી જળબુંદ ધારાની ઝડી લાગી રહે છે, તેમ કૃષ્ણ લેશ્યાવંત અને કૃષ્ણ રંગનાં બખ્તર ટોપાદિ ધારણ કરેલ હોવાથી તે કાળાં વાદળાંવાળા મેઘ જેવા બની અંતર રહિત તીરની ઝડી વર્ષાવી રહ્યા હતા. વર્ષાદ વખતે જેમ ધોળાં બગલાં ઉડે છે, તેમ તે લડાઇના મેદાનમાં ધોળાં નેજાંવાળા વીરનરો શુરતા સાથ આમ તેમ દોડી પોતપોતાના દળવાળા અમલદારોને લડાઇ સંબંધી સંજ્ઞા વડે જાણ કરી રહેલ છે તે બગ પંકિતરૂપ છે. જેમ વર્ષાદ વખતે ગાજવિજ થાય છે તેમ તે લડાઈમાં તોપ બંદુકોનો થતો ભારે ગડુડાટ તથા ચતુરંગી સેનાના પગરવ ને શબ્દના ઘોંઘાટના પડછંદો ગાજી રહેલ છે, અને ચક ચકિત કરેલ તરવાર, ભાલા, બરછી વગેરેની ઉપર પડતા સૂર્ય કિરણોથી થતાં ચમકારા રૂપી વીજળી ચમકી રહેલ છે આથી વર્ષાદ વર્ષવાનો સમય અને એ લડાઈ ચાલતાનો સમય સરખો સાલસ પડે છે, (વર્ષાદ વખતે પાણીના પડવાથી ગારો તથા પાણીનું વ્હેવું થાય છે તેની જગોએ એ લડાઈમાં રોળ વળવાથી કોણ કોણ રાજી થતા હતાં? તે આગળ કહેવામાં આવશે. હવે તોપોમાંથી છૂટતા ગોળાઓ કેવા પ્રલયકારી છે તે વિષે કવિ ઉત્પ્રેક્ષા અલંકારથી વર્ણન કરે છે કે) જે તોપ ગોળા તોપમાંથી છૂટી ઉછળી રહ્યા હતા તે આ બ્રહ્માંડરૂપી વાસણના પણ સેંકડો કકડા કરી નાખે તેવા પ્રલયકારી હતા, તથા તે અગ્નિના ભયંકર તણખા વર્ષાવતા અને સંગ્રામમાં તન્મય રોષથી ભરેલા લાલચોલ બનેલ હોવાથી શત્રુનો સંહાર કરવામાં યમરાજના ડોળારૂપ જ હોયની? તેવા લાગતા હતા. કેમકે યમની નજર પણ જે પ્રાણી પર પડી તે પ્રાણીને તે પોતાના ધામમાં જ લઇ જાય છે, અને એ તોપગોળાઓ પણ જેના પર પડે તે પ્રાણી પણ યમ ધામને જ ભેટતા હતા, જેથી હું માનુ છું કે તે ગોળાઓ નહીં પણ યમના ડોળા જ એવો ખ્યાલ કરાવતા હતા. (હવે તે રણમેદાનની અંદર વીર યોદ્ધાઓ કેવી લઘુ લાઘવી કળાવાળા કેવા ભુજાબળી અને કેવા પરાક્રમી હતા તે બતાવે છે.) તે સમરાંગણમાં કેઈક વીર લડવૈયાઓ તો પોતાનાં અર્દ્ધચંદ્રાકાર બાણોવડે શત્રુઓનાં માથાં છેદતા હતા, તો કેઈક જણ શત્રુઓનાં ફેંકેલા તીવ્ર બાણો પોતાના ભણી આવતાં કે પસાર થઈને જતાં હતાં તે બાણોને આવતાં જ ઝડપી લઇ, અથવા તો અધવચથી જ ઝડપી લઇ પાછાં તે જ બાણો ધનુષ પર ચડાવી શત્રુઓ ભણી ચલાવી રોળ વાળતા હતા. કેઇક વળી તે જ તરવારના એક જ ઝાટકેથી હાથીનાં કુંભસ્થળો કાપી તેમાંનાં મોતી (ત્યાં અગાડી સ્વનિર્મિત વીરોના વીરત્વની નોંધ લેવા આવેલા) બ્રહ્માજીના રથમાં જોડેલા હંસોને ચૂગાવવા જ જાણે વેરતા હોયની? એવો ભાસ થતો હતો. (હવે તે વીરો રણરસથી કેવા મસ્ત

બન્યા છે તે કહી બતાવે છે.) જેમ તરતનો બનાવેલો દારૂ પીવાથી પીનાર કેફમાં તરત જ મસ્ત બનતાં પ્રાણ હાનીની પણ પરવા વિનાનો બની જાય છે, તેમ ભાટ-ચારણો-કવિયોની તરતની રચી લીધેલી બિરૂદાવળી વંશાવળીને વીરત્વ દર્શાવ્યા સંબંધની (ગીત-પદ-કાવ્ય) કે જે દગ્ધાક્ષરાદિ દોષ વગરની તે બંદીજન-કવિજનોના મુખથી વીરધ્વનિમય બોલાતી હોવાને લીધે જે જે વીરોના કુળ વંશ કાર્યની પ્રશંસા જાહેર કરવામાં આવતી હતી, તે તે વીરો તાજા ખીંચેલા દારૂના પીવાની પેઠે પ્રાણોની પરવાહ વિનાના બની વિશેષ રણમત્ત થઈ શત્રુની ફોજની ખોજ-ખોળ કર્યા વગર મોજ સાથે તેમાં એકદમ ધસારા સાથે ઘુસી જઈ ધમાલ મચાવવા લાગ્યા હતા. એટલે કે કવિતારૂપી તાજા દારૂનો કેફ ચડવાથી મદમત્ત થએલા વીરો એ પણ નથી જાણતા કે દુશ્મનના લશ્કરનાં માણસો ઘણાં છે જેથી હું તે સામે નહીં ફાવી શકું! અથવા તે મને ઘેરીને મારી નાખશે, એવી જરાપણ ચિંતા ન રાખતા મોજ સાથે સામા લશ્કરમાં ગુસ્સા અને અભિમાન સાથે એકદમ તાકીદથી પરાક્રમસહ ધસીને-ઘુસી જઇને શત્રુઓ સાથે હાથોહાથની કાપાકાપી ચલાવવા લાગ્યા હતા અને બાથોબાથ થઈ ગયા હતા. એ મહાયુદ્ધમાં હાથીસવારો સાથે હાથીસવારો, ઘોડેસવારો સાથે ઘોડેસવારો, રથવાળાઓ અને પેદળ સાથે પેદળો તથા બરોબરીઆ બળ અને પદવીવાળાઓ પૂર રોષ, જોશ અને ઉત્સાહથી લડતા હતા. તેમાં તરવારવાળા સાથે તરવારવાળા, બરછીવાળા સાથે બરછીવાળા, બંદુકોવાળા સાથે બંદુકોવાળા, કટારી જમૈઆવાળા સાથે કટારી જમૈઆવાળા અને ધનુષતીરવાળા આમ સરખે-સરખી સ્થિતિવાળા લડતા હતા. કેઈ વીરનરો બીજા વીરનરને ચેતાવી ઝપટ સાથે તેનું ખડગવતે માથું ધડથી જૂદું કરી દેતા હતા. પરંતુ તે વીરમસ્તક ધડથી જૂદું થયા છતાં પણ વીરત્વતાના પરમાણુઓથી ભરપૂર હોવાના બળને લીધે વેગ સહિત આકાશમાં ઉછળતું હતું, તે મસ્તક વાળનો જથો વાયુ વડે વિંખાઈ જવાથી વિકરાળ છતાં શામ રંગનું જણાતું હોવાના સબબે કવિ ઉત્પ્રેક્ષાવડે ઉક્તિ કરે છે કે-વાહન અને લડવૈયાઓના પગરવટથી ધૂળ ઉડતાં સૂર્ય દેખાતો ન હતો. —૮ થી ૧૨

વાલ વિકરાલ કરવાલ હત સુભટશીર, વેગ ઉચ્છલિત રવિ રાહુ માને;
ધૂલિ ધોરણી મિલિત ગગન ગંગાકમલ, કોટિ અંતરીત રથ રહત છાને. ચં૦ ૧૩

**અર્થઃ**—પરંતુ હું તો માનું છું કે તે સૂર્ય તે વેગવાળા વિકરાળ શામ મસ્તકના દેખવાથી તે મસ્તકને સૂર્ય રાહુ માની મને આસવા આવે છે એવી ભીતિને લીધે પોબારા ગણી યુદ્ધની પગરવટથી ઉડેલી ધૂળના જથ્થા વડે આકાશગંગામાં રહેલાં જે કરોડો કમળોનો જથ્થો ઢંકાઈ ગયો હતો તે કમળજાળના ઢંકાયલા જથ્થાની પોલાણમાં સૂર્ય પોતાના રથ સહિત સંતાઈ રહ્યો હતો. —૧૩

કેઇ ભટ ભારપરે સિસ પરિહાર કરી, રણરસિક અધિક જૂઝે કબંધે;
પૂર્ણ સંકેત હિત હેત જય જયરવે, નૃત્ય મનુ કરત સંગીતબંદ્ધે. ચં૦ ૧૪
ભૂરિ રણતૂર પૂરે ગયણ ગન ગડગડે, રથ સબલ શૂર ચકચૂર ભાંજે;
વીર હકકાય ગય હય પૂલે ચિહું દિશે, જે હુવે શૂર તસ કોણ ગંજે. ચં૦ ૧૫
તેહ ખિણમાં હુઇ રણ મહી ઘોરતર, રૂધિર કર્દમ ભરી અંતપૂરી;
પ્રીતિ હુઇ પૂર્ણ વ્યંતરતણા દેવને, સુભટને હોંશ નવિ રહી અધૂરી. ચં૦ ૧૬

અર્થઃ—સાર એ જ કે ધૂળના ઉડવાથી સૂર્ય પણ દેખાતો નહોતો. આવા તુમુલ યુદ્ધમાં કેટલાક વીર પુરૂષો તો વિશેષ વીરાવેશથી લડતા અને ધડથી માથું જૂદું થયાં છતાં પણ ધડથી જ લડી હજારોનો ઘાણ કહાડતા હતા. પણ તે વિષે કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે તે વીરોનાં માથાં કોઇએ કાપ્યાં નથી, પરંતુ પોતે પોતાના હાથેજ પોતાના માથાને કાપી નાખ્યાં હતાં; કેમકે ભાર વધારે હોવાથી છુટા મનથી લડવું ફાવતું ન હતું માટે જે ભાર ઓછો થયો તે ખરો એમ માની તે વીરોએ માથાં ધડથી જૂદાં કરી દીધેલ હતાં અને તે પછી વીરત્વના–તામસી પ્રકૃતિના પરમાણું રજકણોથી પૂર્ણ રહેલાં રણરસિયાં ધડો આમથી તેમ ઘૂમી આંધળીઆં કરી મારૂં પરાયું વિચાર્યા વિના કાપાકાપી કરી રહ્યાં હતાં ! અને તેમાં પણ એક સંકેત પૂર્ણ થયો હતો તે સબબને લીધે તે ધડો પૂર જુસ્સા સાથ રોળ વાળી રહ્યાં હતાં તે સંકેત એ જ હતો કે, જે વખતે લડાઇ મચાવવા તે લડવૈયાઓ એકઠા થયા હતા તે વખતે એવો ઠરાવ કર્યો હતો કે–શત્રુને હરાવી જીત મેળવવી. અથવા પોતાના પ્રાણની આહૂતી આપીને પણ શૂરાનું નામ જાળવવું કે બેસુમાર લડવૈયાઓનો ઘાણ કહાડી શબની શય્યા પર અનિવાર્ય નિદ્રાને તાબે થવું–એ સંકેત પૂર્ણ થયો તે સબબને માટે જય જય શબ્દ કરી ધડ લડે છે. તેમ જ આમથી તેમ ઘૂમે છે જે માટે પણ એમ જ મનાય છે કે તે ધડ ઘૂમતું નથી; પણ યુદ્ધ કરી વીરતાની સાચી કસોટીએ શુદ્ધ સુવર્ણ નીવડયું–જય પામ્યું એના લીધે હર્ષ વધી જતાં જય જય શબ્દ સહિત સંગીતબદ્ધ નાચ કરી રહ્યું છે ! આવા વીર લડવૈયાઓ, ઘણાં જ રણતૂર (રણસીંગાં, શરણાઈ, ઢોલ, નોબતો) વગેરે વીર વાજીંત્રોના શબ્દ સમૂહ વડે આકાશ ગાજી રહ્યું છે તેથી રણમત્ત થઈ સબળતાથી સામા પક્ષવાળાના રથોનો ફક્ત એક મૂક્કી કે પાટુથી જ ભાંગીને ભૂકો કરી નાખતા હતા અને વીરહાક (સિંહ સરખો તાડુકો) કરી અધિક બળનો ગર્વ રાખી એક વીર બીજા વીરને લલકારી ઉશ્કેરતા હતા અને કહેતા હતા કે–જો ખરડાનો ભાર ઓછો કરવા ચાહતો હો તો મારી સામે આવ ! ઘણા વખતથી હું તારી જ રાહ જોઉં છું કે ક્યારે આવે ! વગેરે મર્મભેદક વચનો કહેતા હતા. તે વીર હાક સાંભળીને લડાઈમાં સામેલ રાખેલા હાથી, ઘોડાઓ આમથી તેમ ડરી ચીસ

પાડી ચોમેર નાસતા જણાયા. એવા વીર વરોને કોણ ગાંજી શકે ? કેમકે જીવમાત્રને મરણનો મોટો ભય છે, તે ભય તો તેમણે દૂર કરેલો હતો, તો પછી તેઓ કેવી રીતે ગાંજ્યા જાય ? (મરણનો ભય રાખે તેને જ તાબે કરી શકાય છે.) તે વીરોનો તો મારવું કે મરવું એ જ દૃઢ નિશ્ચય હતો. આ પ્રમાણે યુદ્ધ ચાલતાં જોતજોતામાં લડાઈનું મેદાન, મડદાંઓના ઢગલાઓથી, ઘાયલ થએલાઓની દયાજનક સ્થિતિથી અને લોહીની નદીઓ વહેવાથી બહુ જ બિહામણું થઈ રહ્યું હતું, અને તેમાં વળી જબરૂં યુદ્ધ જામવાને લીધે ભૂત, પ્રેત, વ્યંતર, વીર વૈતાળ વગેરે પ્રેતયોનીવાળા દેવો જે લોહી માંસના જ લોલુપી છે તેઓને લોહી માંસનો જથ્થો મળતાં પ્રસન્નતા પ્રાપ્ત થઇ અને આ લડાઈ જામી તે સારૂં થયું એવી તે કાર્યથી પ્રીતિ થઇ. અથવા તો વ્યંતરનિકાયના દેવો કે જે લડાઈ જોવાને માટે પોતપોતાના વિમાન સહિત આકાશ પંથે રહ્યા હતા, તે દેવો અપાર લડવૈયાઓને વીરતા સાથ મરણ પામ્યા જોઈને પ્રીતિવંત-રાજી થયા. અને લડવૈયાઓએ પણ જે વીરતા બતાવી માલિકની પ્રસન્નતા મેળવવી હતી તે પણ મળવાનો વખત આવી લાગતાં આનંદિત થયા હતા; કેમકે તેઓને જે હોંશ હતી તે પૂરી થઈ હતી. —૧૪ થી ૧૬

દેખી શ્રીપાલભટ ભાંજિયું સૈન્ય નિજ, ઉઠવે તવ અજિતસેન રાજા;
નામ મુઝ રાખવો જોર ફરી દાખવો, હો સુભટ વિમલકુલ તેજ તાજા. ચં૰ ૧૭

તેહ ઇમ બૂઝતો સૈન્ય સજિ જૂઝતો, વીંટીયો જત્તિ સય સાત રાણે;
તે વદે નૃપતિ અભિમાન ત્યજી હજિય તું, પ્રણમી શ્રીપાલ હિત એહ જાણે. ચં૰ ૧૮

માન ધન જાસ માને ન તે હિત વચન, તેહ શું જૂઝતો નવિય થાકે;
બાંધીયો પાડી કરી તેહ સતસય ભટે, હુઓ શ્રીપાલ જશ પ્રગટ વાકે. ચં૰ ૧૯

પાય શ્રીપાલને આણીયો તેહ નૃપ, તેણે છોડાવીયો ઉચિત જાણી;
ભૂમિ સુખ ભોગવો તાત મત ખેદ કરો, વદત શ્રીપાલ ઇમ મધુર વાણી. ચં૰ ૨૦

ખંડ ચોથે હુઈ ઢાલ ચોથી ભલી, પૂર્ણ કડખાતણી એહ દેશી;
જેહ ગાવે સુજસ એમ નવપદ તણો, તે લહે ઋદ્ધિ સવિ શુદ્ધ લેશી. ચં૰ ૨૧

અર્થ—આ પ્રમાણે શ્રીપાળ મહારાજાના વિજયી લશ્કરે અજિતસેનના લશ્કર પર જબરો મારો ચલાવી તેની હરોળ ત્રોડી ભારે ભંગાણ પાડી દીધું. એ જોઈ અજિતસેને ઉઠી આવેશ સાથે પોતાના નિરૂત્સાહ થએલા વીરો પ્રત્યે કહેવા માંડ્યું—"મારા વ્હાલા વીરો ! મારૂં નામ અજિતસેન છે તેનું જ સૈન્ય જ્યારે આમ જિતાઈ જાય ત્યારે

મારા નામનું નૂર કાયમ ન રહે માટે નાસો નહીં ! હીંમત રાખો હું પોતે પણ લડવા સામેલ થઉં છું, જેથી હમણાં જ શત્રુ પર જીત મેળવી વિજય વરીશું, પાછા ધસી ધસારો ચલાવવો એ શત્રુના પ્રાણ લેવાનો જ કાયદો છે. સાપ–બીલાડી–ધનુષ વગેરે પાછાં હઠીને જ સામાના પ્રાણ લે છે; માટે આપણે પણ પાછા હઠી હલ્લો કરીશું તો તેથી અવશ્ય આપણી જીત જ થશે; માટે નાઉમેદ ન થાઓ. અને ફરીને એક વાર જોર બતાવો એટલે ફત્તેહના ડંકા થાય. હે નિર્મલકુલમાં પેદા થએલ વીરો ! તમો એક વાર ક્ષત્રીના તેજ વડેથી તાજા થઇ સામો મારો કરો." આ પ્રમાણે કહી અજિતસેને નાઉમેદ થએલા વીર પુરુષોને ફરી લડવામાં સતેજ કર્યા અને વીરોને પાણી ચડાવતો તથા પોતે શસ્ત્ર અસ્ત્ર ચલાવતો **શ્રીપાલ**ના લશ્કર ઉપર મારો ચલાવવા લાગ્યો. તેમ જ ફરી સતેજ થએલા વીરો પણ મરણીઆ થઈ કાપાકાપી કરવા લાગ્યા. એ જોઇ સાતસો રાણાઓ કે જે સૈન્યના નાયક હતા તેઓ અત્યાર સુધી સૈન્યની બહાદુરી જ જોઇ રહ્યા હતા, તેમણે એકદમ હલ્લો કરી ભારે આવેશ સાથે કાપાકાપી ચલાવીને અજિતસેનને ઘેરી લીધો અને તે અહંકારી પ્રત્યે કહ્યું–"હે રાજન્ ! હજી સુધી બાંધી મુઠી છે, માટે ગર્વ તજી અમારા સ્વામી **શ્રીપાળ**મહારાજાને કે જે હિતના જાણકાર છે તેમના ચરણ-કમળને નમશો તો તમારા બધા ગુન્હા માફ કરી ઉત્તમ બક્ષીશ આપશે. અભિમાન એ જ હિતની હાનિ કરનાર છે, તો તેનો પરિત્યાગ કરી પ્રભુ ભજવામાં તત્પર થાઓ." જો કે આ પ્રમાણે રાણાઓએ અજિતસેનને હિતવચન કહ્યાં; તદપિ જે માન–ગર્વને જ પોતાનું સર્વસ્વ ધન માને છે, તે મનુષ્ય કદિ પણ કોઈનાં હિતવચનો માને જ નહીં; તે રીતે અભિમાની અજિતસેન હિતવચનનો અનાદર કરે એ તો સ્વાભાવિક જ છે. એથી રાણા-ઓના બોલવા તરફ બેદરકારી બતાવી તેઓની સાથે જ લડવા લાગ્યો. એ જોઇ સાતસો રાણાઓને બહુ જ ગુસ્સો ચડતાં તેને તત્કાળ હાથીના હોદ્દામાંથી નીચે પટકી પાડી, મુશ્કે-ટાટ બાંધી તેઓએ **શ્રીપાળ**કુંવરનો યશ પ્રકટ શબ્દથી જાહેર કરી, અભિમાની અજિત-સેનને કેદી સ્થિતિમાં **શ્રીપાળ**રાજાના ચરણે લાવી હાજર કર્યો. એટલે વિવેક શિરોમણિ **શ્રીપાલ**રાજાએ કાકાશ્રીને બંધનથી મુક્ત કરાવી સન્માન આપ્યું; કેમકે ગમે તેમ તો પણ તે વયોવૃદ્ધ અને કાકો હતો, એના લીધે માન જાળવી મધુર વાણીથી કહ્યું–"પૂજ્ય કાકાશ્રી આપ આપની જે ભૂમિ છે તે સુખ પૂર્વક ભોગવો અને જરા પણ મનમાં ખેદ ન કરશો; કારણ કે–પુત્ર અને શિષ્યની આગળ પરાજય પામવો એ અધિક શોભારૂપ છે, માટે આપથી હું વિશેષ વિજયવંત કદાચ ગણાયો હોઉં તો તેથી રાજી થવાનું છે, પણ શરમાવાનું નથી. જ્યારે આપથી હું ન્યૂનતાવંત વિજયતા કે ઋદ્ધિ સિદ્ધિવંત હોઉં ત્યારે ખેદ કરવાની જરૂર ગણાય–એથી મારાથી પરાજિત થવામાં ખેદવંત ન થતાં કુળમાં વિશેષ વિજયધારી નીવડયો એમ માની હર્ષવંત થવાની જરૂર છે." ઈત્યાદિ મિષ્ટ વચનો વડે કાકાશ્રીને સંતોષ આપ્યો. આ **શ્રીપાલ** રાસના ચોથા ખંડમાં ચોથી ઢાલ કડખાની દેશી

વાળી પૂર્ણ થઈ, તે જે મનુષ્ય શ્રી નવપદજીના સુયશ ગાશે તે મનુષ્ય નિર્મળ લેશ્યાવંત થઈ સર્વ પ્રકારની ઋદ્ધિ પ્રાપ્ત કરશે એમ સૂચવે છે. —૧૭ થી ૨૧

---

દોહા—૭૬

અજિતસેન ચિંતે કર્યું—અવિમાસ્યું મેં કાજ;
વચન ન માન્યું દૂતનું, તો ન રહી નિજ લાજ. ૧

આપ શકિત જાણે નહીં, કરે સબલ શું જૂઝ;
સુહિતવચન માને નહીં, આપે પડે અબૂઝ. ૨

કિહાં વૃદ્ધ પણ હું સદા, પરદ્રોહક મુજ ભાવ;
કિહાં બાલપણ એ સદા, પર ઉપકાર સ્વભાવ. ૩

ગોત્રદ્રોહ કીર્ત્તી નહીં, રાજદ્રોહ નવિ નીતિ;
બાલદ્રોહ સદગતિ નહીં, એ ત્રણે મુઝ ભીતિ. ૪

કોઈ ન કરે તે મેં કર્યું, પાતિક નિઠુર નિજાણ;
નહિં બીજું બહુ પાપને, નરક વિના મુઝ ઠાણ. ૫

એવા પણ સહુ પાપને, ઉદ્ધરવા દિયે હથ્થ;
પ્રવ્રજ્યા જિનરાજની, છે ઇક શુદ્ધ સમત્થ. ૬

તે દુઃખવલ્લી વનદહન, તે શિવ તરૂ સુખ કંદ;
તે કુલ ઘર ગુણગણ તણું, તે ટાલે સવિ દંદ. ૭

તે આકર્ષણ સિદ્ધિનું, ભવનિઃકર્ષણ તેહ;
તે કષાયગિરિ ભેદ પવિ, નો કસાયદવ મેહ. ૮

પ્રવ્રજ્યા ગુણ ઇમ ગ્રહે, દેખે ભવજલ દીપ;
મોહ મહામદ મિટી ગયો, હુઓ ભાવનો પોષ. ૯

ભેદાણી બહુ પાપથિતિ, કર્મે વિવરતે દીધ;
પૂરવ ભવ તસ સાંભર્યો, રંગે ચારિત્ર લીધ. ૧૦

અર્થ:—પાદરી ધારણા પ્રજામાં મળવાથી અજિતસેને ચિંતવ્યું કે—"મેં વગર

વિચાર્યું કામ કર્યું ! પહેલાંથી જ દૂતનું કહેવું ન કર્યું તો મારી પોતાની લાજ રહી નહીં. જે મનુષ્ય પોતાનામાં કેટલી શકિત છે તેનું તોલ જાણ્યા વિના બળિયા સાથે બાથ ભીડી લડાઈ વ્હોરે અને હિત ચિંતવનારનાં કહેલાં હિતવચનો ન માને તે અબૂઝ મનુષ્ય પોતે પોતાની મેળે જ દરેક કામમાં પાછો પડે છે. અજિતસેન રાજા વિચાર કરે છે કે–ક્યાં હું વૃદ્ધ થયા છતાં સદાથી પરાયો દ્રોહ કરનારો પાપી ! અને ક્યાં આ **શ્રીપાલ** બાળપણથી હમેશાં પરનો ઉપકાર કરનારા સ્વભાવવાળો ! એથી કબૂલ જ કરવું પડે છે કે એના બાળપણ ને યુવાનીને ધન્યવાદ છે અને મારા વૃદ્ધપણાને ધિઃકાર છે; કેમકે મુજ વડીલને જે એનું હિત ચિંતવવાની બુદ્ધિ રાખવી જોઈતી હતી તે ઠેઠથી જ ન રાખી શક્યો, અને એ વૈરીપણાનો દાવો ધરાવી વિજયવંત થયા છતાં પણ હજુ કહે છે કે હે તાત ! પૂજ્ય કાકાશ્રી ! આપ આપની ભૂમિ સુખેથી ભોગવો અને જરા પણ ખેદ ન કરો–એથી ખચિત મારૂં કર્ત્તવ્ય અનુચિત જ હતું. નીતિશાસ્ત્ર પણ કહે છે કે– “જે મનુષ્ય જે ગોત્રમાં પેદા થયો હોય તે ગોત્રીનો દ્રોહ કરે તો તે મનુષ્યની સારી કીર્તિ કાયમ રહે નહીં; તેમજ જે રાજદ્રોહ કરે તે નીતિ ઉલ્લંઘનાર ગણાતાં નીતિ ભ્રષ્ટ થઈ શાસનને પાત્ર થાય છે, અને જે બાળકનો દ્રોહ કરે છે તેની સારી ગતિ થતી જ નથી. તો મેં ગોત્રદ્રોહ અને બાળદ્રોહ એ ત્રણે કર્યા છે, તેથી મને હવે બ્હીક લાગે છે કે મારી શી ગતિ થશે ! કેમકે જે કોઇ નીચ જન પણ ન કરે તેવું પાપ મૂર્ખપણાને લીધે મેં કઠોર નઠારા ધ્યાન સહિત કર્યું છે, જેથી બહુ પાપ કરનારા આ જીવને નરક વિના બીજે ક્યાંય નિવાસ મળવાનો નથી; પરંતુ મારા જેવા બહુ પાપ કરનારાનો પણ નિસ્તાર થવા માટે ફકત–એક શ્રીજિનેશ્વર મહારાજની પ્રરૂપેલી શુદ્ધ જૈનદીક્ષા સહાયતા આપવા સમર્થ છે અને તે નરકે જનારને અટકાવી શકે છે–અર્થાત્ નરકે જવાનાં પાપ-દળિયાં બાંધનારો પણ જો શુદ્ધ ચારિત્ર અંગીકાર કરે તો બેશક નરકના દળિયાને તોડી નાંખી સદ્ગતિ અને મોક્ષમાં જાય છે. વળી તે ચારિત્ર, દુઃખ રૂપ વેલીના વનને બાળી ભસ્મ કરવા અગ્નિ સમાન છે, ઉપદ્રવ રહિત મોક્ષસ્થળ રૂપ વૃક્ષના મૂળ સમાન છે, ગુણના જથ્થાને રહેવાના મુખ્ય ઘર રૂપ છે, ત્રણે જગતની આપદાને દૂર કરનાર છે, સિદ્ધપદનું આકર્ષણ કરનાર છે, ( એટલે કે–ચારિત્રવંત સાતમે આઠમે ગુણસ્થાનકે રહી વિશુદ્ધ, વિશુદ્ધતર અને વિશુદ્ધતમ આત્માના અધ્યવસાય યોગ વડે બંધ, ઉદય, ઉદીરણા, ને સત્તાની કર્મપ્રકૃતિ છેદીને નવમે ગુણ સ્થાનકે ક્ષપકશ્રેણી માંડીને ઘનઘાતી ચારે કર્મ ખપાવી તેરમે ગુણસ્થાનકે કેવળજ્ઞાન પ્રાપ્ત કરી સિદ્ધિપદ મેળવે છે; તેમાં કોઈક ચારિત્ર-વંત અંતર્મુહૂર્તમાં પણ મોક્ષ મેળવે અને કોઈક આયુષ્યકર્મ ક્ષય થયે મોક્ષ મેળવે; માટે જ ચારિત્ર સિદ્ધિપદને આકર્ષનાર છે ). સંસારનો અંત કરનાર છે. ક્રોધ–માન–માયા –લોભ રૂપ કષાય પર્વતને તોડવા વજ્ર સમાન છે, અને હાસ્યાદિક નવ નોકષાય રૂપ દવને ઓલવવાં મેઘ સમાન છે.” આ પ્રમાણે અજિતસેન રાજા ચારિત્રપદના ગુણ ગ્રહણ

કરતાંની સાથે જ જ્ઞાન, દર્શનને ચારિત્ર રૂપ રત્નત્રયી અવલોકતાં સંસાર સમુદ્રના દોષ દેખવા લાગ્યો. ચારિત્રની અંદર અજિતસેન રાજાએ ગુણ છે એમ જાણ્યું જેથી તેમાં ગુણ જ નજરે આવવા લાગ્યા, એના લીધે તેના ગુણગ્રહણ કરી ચિંતવવા લાગ્યો કે "જ્યાં સુધી આત્મા ચારિત્રવંત થયો નથી ત્યાં સુધી સંસારની વિટંબના છે. એ આત્માનો દોષ છે તેને જ જોવા લાગ્યો અને ચિંતવવા લાગ્યો કે–અનાદિ મોહ આત્માને સંસારની અંદર પરિભ્રમણ કરાવે છે તે જ્યાં લગી સમકિત મોહની, મિથ્યાત્વ મોહની, તેમજ અનંતાનુબંધી ક્રોધ–માન–માયા–લોભની ચોકડી–એ સાત પ્રકૃતિયોનો ક્ષયોપશમ થયો નથી ત્યાં લગી આત્મા મિથ્યાત્વ ગુણસ્થાનકે રહે છે" આવા ચારિત્રના ગુણ ગ્રહણ કરવાને લીધે અજિતસેન રાજાની સાતે પ્રકૃતિનો ઉપશમ થતાં સાધક પરિણામ કર્ત્તવ્યના ભાવથી મોહરૂપ મહા મદ મટી ગયો, તેના લીધે ઉપશમ સમકિત વગેરે ઉત્તમ ભાવનો પોષ થયો. મતલબ કે–ઉપશમ સમકિતથી ઔપશમિક ભાવ થાય, તથા ક્ષાયોપશમિક ભાવ થાય, અને ક્ષાયિક સમકિતથી ક્ષાયિક ભાવ થાય. અર્થાત્ એ ત્રણની અંદરથી જે સમકિત ઉપજે તે ભાવનો પોષ થાય. અહીં અજિતસેન રાજાને અંતર્ગત ભાવનો પોષ થયો એથી વૈરાગ્યવંત થતાં અનિત્ય ભાવ વડે સંસારની ચિંતવનાથી ઘણી જ પાપની સ્થિતિયો હતી તે ભેદાઈ ગઈ કે તુરત આકરાં કર્મ ઢીલાં થઈ ગયાં. કર્મે માર્ગ આપ્યો ને અનાદિ મિથ્યાત્વ દૂર થયું. આમ થવાથી આગળ કોઇ વખતે પણ આવા આત્માના અધ્યવસાય થયા નહોતા. તેવા થવાને લીધે સમકિતને રોકનાર–હરકત કરનાર નઠારી કર્મપ્રકૃતિ બંધથી દૂર થઈ રહી, એટલે અવિરતિ સમ્યગ્દૃષ્ટિ નામનું ચોથું ગુણસ્થાનક મેળવ્યું, અને એ સમકિતની પ્રાપ્તિ થતાં જ જાતિસ્મરણ જ્ઞાન પેદા થયું. તેના વડે પોતાનો પૂર્વભવ નિહાળતાં જ ભવભયની વિશેષ ધાસ્તી પેદા થઈ કે આત્માના વિમળપણાના યોગે અપ્રત્યાખ્યાની ક્રોધ–માન–માયા–લોભની ચોકડી તેમ જ પ્રત્યાખ્યાની ક્રોધ–માન–માયા–લોભની ચોકડીનો બંધ દૂર થતાં છઠ્ઠું ગુણસ્થાનક પ્રાપ્ત થયું. જેથી અજિતસેન રાજાએ આનંદપૂર્વક અંદર અને બહારની મોહ મમતાદિ વિકારી ઉર્મિયોનો અંત કરી, તથા ગૃહસ્થને લગતો વેષ ત્યજી દઈ, મુનિને યોગ્ય વેષ અંગીકાર કરી ચારિત્ર પદ પ્રાપ્ત કર્યું અને છઠ્ઠા સાતમા ગુણસ્થાનકનો અધિકાર પ્રાપ્ત કર્યો. —૧ થી ૧૦

ઢાલ પાંચમી–બારે બાથે પચરંગી પાગ એ દેશી.

હુઓ ચારિત્ર જુત્તો સમિતિ ને ગુત્તો, વિશ્વનો તારૂજી.
શ્રીપાલ તે દેખી સુગુણ ગવેષી મોહિયો; વારૂજી.
પ્રણમે પરિવારે ભકિત ઉદારે, વિશ્વનો તારૂજી.
કહે તુઝ ગુણ થુણીયે પાતક હણીયે આપણાં. વારૂજી. ૧



ચિત્ર ૧૬૪ તોપોનું યુદ્ધ (પાનું ૧૯૮)



ચિત્ર ૧૬૫ હસ્તી યુદ્ધ (પાનું ૧૯૮)



ચિત્ર ૧૬૬ શ્રીપાલ તથા અજિતસેનનું સૈન્ય (પાનું ૧૯૯)



ચિત્ર ૧૬૭ અજિતસેન લડાઈમાં ઉતર્યો (પાનુ ૨૦૦)

ઉપસમ અસિધારે ક્રોધને મારે, વિશ્વનો તારૂજી.
તું મદ્દવવજ્જે મદગિરિ ભજ્જે મોટકા; વારૂજી.
માયા વિષવેલી મૂલ ઉખેડી, વિશ્વનો તારૂજી.
તેં અજ્જવ કીલે સહજ સલીલે સામટી. વારૂજી. ૨

મૂર્ચ્છાજલ ભરીયો ગહન ગુહરીયો, વિશ્વનો તારૂજી.
તેં તરીયો દરીયો મૂત્તિ તરીશું લોભનો; વારૂજી.
એ ચાર કષાયા ભવતરૂ પાયા, વિશ્વનો તારૂજી.
બહુ ભેદે ખેદે સહિત નિકંદી તું જયો. વારૂજી. ૩

કંદર્પ્પે દર્પ્પે સવિ સુર જીત્યા, વિશ્વનો તારૂજી.
તે તેં ઇક ધક્કે વિક્રમ પક્કે મોડીયો; વારૂજી.
હરી નાદે ભાજે ગજ નવિ ગાજે, વિશ્વનો તારૂજી.
અષ્ટાપદ આગલ તે પણ છાગલ સારીખો. વારૂજી. ૪

**અર્થ:**—હવે પાંચ સમિતિયે સમિતા ને ત્રણ ગુપ્તિયે ગુપ્તા એવા આઠ પ્રવચન માતા સહિત શુદ્ધ ચારિત્ર અંગીકાર કરી, જગજ્જીવોને સંસારસમુદ્રથી તારવા માટે પાપ વ્યાપારથી દૂર થએલા કાકાશ્રીને ચારિત્રવંત નિહાળ્યા કે તુરત સારા ગુણોનું અવલોકન કરનાર **શ્રીપાલ**રાજા તે અજિતસેન રાજર્ષિ ઉપર પૂર્ણ સ્નેહ લાવી, પોતાના પરિવાર સહિત પાંચઅભિગમ સાચવી તે પૂજ્ય મુનિવરના ચરણકમળની રજને પોતાના કપાળમાં લગાડી પ્રણામ કરી ઉદાર ભક્તિસહ સ્તવના કરવા લાગ્યો–" હે પૂજ્ય ! આપના ચારિત્ર-પદ ને સાધુપણાના ગુણોની સ્તવના–પ્રશંસા કરીને અમે અમારાં જન્મોજન્મનાં એકઠાં કરેલાં પાપોને દૂર કરીએ છિએ. હવે આપ કેવા ગુણો કેવા પ્રકારે ધારણ કરી જગપૂજ્ય થયા, તે સંબંધી કંઈક સ્તવના કરૂં છું " કે આપે રાગ અને દ્વેષ બંનેને એકપણે લાવવા વડે પ્રાપ્ત થએલી ઉપશમ ગુણરૂપ તેજ તરવારની ધારથી ક્રોધરૂપ શત્રુને મારી નાખ્યો, જેથી આપ ક્રોધ રહિત થતાં સમતામય થયા છો. તેમજ માન દૂર થવાથી માર્દવ ગુણ અર્થાત્ કોમળતા પ્રાપ્ત થવાથી તે નમ્રતારૂપ વજ્રથી ગર્વરૂપ પર્વતના આઠ શિખ-રોને તોડી પાડ્યા છે, જેથી અહંકાર–ગર્વ વગરના થતાં નિરભિમાની થયા છો. જ્યાં લગી મનુષ્યમાં આઠ મદ વસી રહ્યા હોય ત્યાં સુધી મનુષ્યમાં વિનય, વિવેક આવવા પામતો નથી. પણ આપ તો માનરૂપ પહાડનો માર્દવ વજ્ર વડે નાશ કરી નિર્માની બન્યા છો. વળી માયારૂપ વિષની વેલને તો આપે જડમૂળથી સહેજમાં ઉખેડી નાખી છે. એટલે

કે સાધુપણામા તપ વગેરે કરવા છતા પણ માયા સ્ત્રીવેદને આપનારી છે તેને દુઃખદાઈ જાણીને તેને તમે માયાના ત્યાગ રૂપ આર્જવ (સરલતા-નિષ્કપટ ભાવ) રૂપ ખીલાવડે વગર મહેનતે સહેજે રમતમા એકી વખતે મૂળ સહિત ઉખેડી દીધી, જેથી આપ નિર્માયી થયા છો વળી પરિગ્રહ-મૂર્ચ્છા (ઈચ્છા) કે જેનો કષાયવંત સાધારણ જન પાર ન પામી શકે એવા તથા અભવ્યને અનાદિ અનંત અને ભવિને અનાદિ સાંત છે એવા લોભ રૂપી ઉંડા સમુદ્ર કે જે મૂર્ચ્છારૂપ પાણીએ ભરેલ છે, તેને આપ મુક્તિ-નિર્લોભતા ગુણ રૂપ વહાણથી તરીને પાર પામ્યા એથી આપ નિર્લોભી થયા છો એ ક્રોધ-માન-માયા ને લોભ મળી ચારે કષાયો કે જે સંસારરૂપી વૃક્ષના પાયા છે, (અર્થાત્ જ્યા લગી એ ચાર કષાયો વિદ્યમાન હોય ત્યા લગી જ સંસારનું કાયમપણું છે, અને એ ચારેનો નાશ થયો કે સંસારનો પણ અંત આવી જાય છે, કેમકે સંસારને વધારનારા એ [1]કષાયો જ છે કષાયો ન હોય તો સંસારની વૃદ્ધિ બંધ પડી જાય છે, માટે જ ભવરૂપ તરૂને ટકાવી રાખનાર કષાયોને પાયા સરખા કહેવામા આવેલ છે) એ ચાર કષાયના અનંતાનુબંધી વગેરે બહુ ભેદ છે, અને એ બહુ જ દુઃખના દેનારા છે, તે ભેદ વગેરે દોષો ચારે કષાયના મૂળને આપે છેદી નાખ્યા છે માટે હે પ્રભો ! આપ જયવંતા વર્ત્તો ! વળી હે સ્વામિન્ ! કામદેવે અહંકાર સહિત હરિ-હર-બ્રહ્મા-ઇંદ્ર-ચંદ્રાદિ તમામ દેવોને જીતી લીધા છે, મતલબ કે તમામ દેવો કરતા પણ કામદેવ બળવાન છે, તેવા સહુથી વિશેષ બળવંત કામદેવને પણ આપે પરિપૂર્ણ પંડિત વિર્યોલ્લાસરૂપ પરાક્રમ-નિજ સ્વરૂપ રમણરૂપ ધ્યાનના એક ધક્કા વડે જ મર્દી નાખ્યો છે એથી આપ કામજીપક અધ્યાત્મમાર્ગી યોગીશ છો, કેમકે અજિત કામને પણ બ્રહ્મચર્યવ્રતના નવકોટિ પ્રત્યાખ્યાન કરવાના બળથી અધિક વખત શ્રમ ન લેતા પહેલા જ સપાટામા આપે પાછો પાડી નીચી દશાએ પહોચાડયો છે, તેથી આપે અજિતને જીતવાથી અજિતસેન નામને દીપાવ્યુ છે તે ઉપર કવિ એક દૃષ્ટાંત આપે છે જનાવરોમા સહુ કરતા સિંહ બળવાન છે કે જેનો શબ્દ સાભળતા જ હજારો હાથીઓનુ ટોળુ પણ જીવ લઈ દશે દિશાએ નાસી જાય છે, તેવો મહાબલિ સિંહ પણ અષ્ટાપદ નામના જાનવરને જોતા જ નિર્બળ બોકડા જેવો ગરીબ બની જાય છે, તેમ હે મુનીંદ્ર ! સર્વ બળવંત દેવોને જિતનાર કામદેવને પણ જિતનાર આપ થયા માટે નિર્વિષયી આપ છો —૧ થી ૪

રતિ અરતિ નિવારી ભય પણ ભારી, વિશ્વનો તારૂજી
તે મન નવિ ધરિયા તેહજ ડરીયા તુજજથી, વારૂજી

[1] ચાર ગતિને વિષે સંસરવુ તને સંસાર કહીએ તેજ સંસાર તેનો આય કહેતા જે લાભ તેને વિષે તે કષાય કહીએ

તેં તજીય દુગંછા શી તુજ વંછા, વિશ્વનો તારૂજી.
તેં પુગ્ગલ અપ્પા બિહું પખ્ખે થપ્પા લક્ષણે. વારૂજી. ૫

પરિસહની ફોજે તું નિજ મોજે, વિશ્વનો તારૂજી.
નવિ ભાગો લાગો રણ જિમ નાગો એકલો; વારૂજી.
ઉપસર્ગને વર્ગે તું અપવર્ગે, વિશ્વનો તારૂજી.
ચાલંતાં નડીયો તું નવિ પડીયો પાશમાં. વારૂજી. ૬

દોય ચોર ઉઠંતા વિષમ વ્રજંતા, વિશ્વનો તારૂજી
ધીરજ પવિદંડે તેજ પ્રચંડે તાડીયા; વારૂજી.
નઈ ધારણ તરતાં પાર ઉતરતાં, વિશ્વનો તારૂજી.
નવિ મારગ લેખા વિગત વિશેષા દેખીયે. વારૂજી. ૭

તિહાં જોગનાલિકા સમતા નામે, વિશ્વનો તારૂજી.
તેં જોવા માંડી ઉતપથ છાંડી ઉદ્યમે; વારૂજી.
તિહાં દીઠી દૂરે આનંદપૂરે, વિશ્વનો તારૂજી.
ઉદાસીનતા શેરી નહિં ભવ ફેરી ચક્ર છે. વારૂજી. ૮

તે તું નવિ મૂકે જોગ ન ચૂકે, વિશ્વનો તારૂજી.
બાહિર ને અંતર તુજ નિરંતર સત્ય છે; વારૂજી.
નય છે બહુરંગા તિહાં ન એકંગા, વિશ્વનો તારૂજી.
તુમે નય પક્ષકારી છો અધિકારી મુક્તિના. વારૂજી. ૯

**અર્થ:**—કષાયની વૃદ્ધિ કરનારા રતિ અરતિ વગેરે નવ નોકષાયોને પણ આપે દૂર કરી દીધા—અર્થાત્—માન—પૂજા સત્કાર કરવારૂપ શાતા વેદની તે રતિ, અને અપમાન—તિરસ્કાર ઉપસર્ગ વગેરે અશાતા વેદની ઉપજે તે અરતિ તે બેને પણ દૂર કરી છે: વળી આ લોક પરલોકભય વગેરે સાતે મોટા ભય પણ, હે મુનિવર! આપ મનમાં લાવ્યા નહીં એટલે તે સાત મહાભયને કશી વિશાદમાં ગણ્યા જ નહિ; પરંતુ ક્રોધાદિ વગેરે ભાગી જવાથી તે ભયને ઉલટા આપની પાસે રહેવું મુશ્કેલ થઈ પડ્યું; એથી આપ મોટા ઋષીશ્વર છો. હે સ્વામી! જ્યાં લગી ચિત્તમાં શુભ અશુભ રાગદ્વેષનું જોર ક્ષીણ થયું નથી ત્યાં લગી દુગંછા કાયમ હોય છે, પરંતુ તે દુગંછાને પણ આપે તજી દીધી છે,

તેથી હવે કશી વાંછા રહી જ નથી. વળી આપે પુદ્‌ગળ અને આત્માને પોતપોતાના લક્ષ-વડે ઓળખી લેવાથી અલગ અલગ પક્ષથી સ્થાપન કરેલા છે એટલે કે પૂરણ, ગલન છે સ્વભાવ જેનો (સડન, પડણ, વિધ્વંસન સ્વભાવવાળો) પુદ્‌ગળ વિનાશવાન છે, અને આત્મા અમરત્વ–અવિનાશી છે, તે બન્નેનાં લક્ષણ ઓળખી લઇ બંનેમાં ભિન્ન પણું છે એવું જાણી જૂદા જૂદા સ્થાપી રાખ્યા છે. હે પ્રભો ! ભૂખ–તરસ–તાપ–તાઢ વગેરે બાવીશ પરિસહ (કષ્ટ)ની ફોજ આવી નડતાં આપે તેથી સહજપણે સંયમ માર્ગે દોરાઈ બચાવ કરી લીધો; પરંતુ તે પરિસહની ફોજથી ડરીને આપ પાછા ભાગ્યા નહીં; એટલું જ નહીં પણ લગારે તેનો ભય પણ ન ગણ્યો, ઉલટા આપ તો સંયમ માર્ગમાં મગ્ન થઈ રહ્યા તે એવી રીતે કે–જેમ લડાઈના મેદાનમાં મસ્ત હાથી એકલો જ છતાં પણ અડગ થઈ મચ્યો–રહે છે. અર્થાત્ લડાઈના મેદાનમાંથી હજારો તોપગોળા વગેરેના પ્રહારો આવી પડે, તથાપિ મુકરર કરેલી જગોથી તલપુર પણ પાછો પડતો નથી, તેમ આપ પણ પરિસહથી ન ડરતાં અડગતા પૂર્વક સંયમ પંથમાં લાગી રહ્યા છો, એથી આપ ધીર છો. ઉપસર્ગના વર્ગથી એટલે કે જે સ્ત્રીના હાવ, ભાવ, હાસ્ય, કટાક્ષ, વિલાસાદિ વિષયની માગણી વગેરેથી હરકત થાય તે, અનુલોમ ઉપસર્ગ અને જે વિવિધ જાતના તાડન તર્જના મારફાડ વગેરે વગેરેના કરવાથી હરકત નડે તે, પ્રતિલોમ એમ બે પ્રકારે ઉપસર્ગ કહેવાય છે; તે એવા ઉપસર્ગના સમૂહે આપને મોક્ષ માર્ગમાં નડતર કરી, છતાં પણ તે ઉપસર્ગના ફંદામાં આપ સપડાયા નહીં જેથી આપને ઉચિત ધન્યવાદ છે! અને મોક્ષ સુખના અભિલાષી હોવાથી સંસારને પણ દુઃખમય જાણ્યો છે. હે પુનિતાત્મા! આપને મોક્ષ માર્ગે જવા માટે આત્માના શુભ અધ્યવસાય પ્રવર્ત્તતા એ માર્ગગમન અંદર રાગ દ્વેષ રૂપ બેઉ ચોરોએ ઉઠી મહા કઠણ ભવભ્રમણારૂપ રસ્તે દોરી જવાની વિચારણા કરી, કેમકે એ બંને ચાર કષાયના મૂળ છે, ક્રોધ અને માનને જન્મ આપનાર દ્વેષ છે, અને માયા તથા લોભને જન્મ આપનાર રાગ છે, તે રાગ દ્વેષે જાણ્યું કે આ જીવ સંસારની અંદરના આપણામાંથી અલગ થઈ જાય છે, એ કારણને લીધે તેઓ તેને પાછો એંચી લાવવા ઉઠ્યા, તથાપિ આપે આત્મ પરિણામ વડે વિમળ ધારાવત્ ધૈર્યરૂપ વજ્રના દંડવડે કરી અપૂર્વ તેજ વડે તેને સખ્ત ફટકો માર્યો તેથી તેઓ જીવ લઈ નાશી ગયા. વળી અપાર સંસાર સમુદ્રને કોઇની પણ મદદ લીધા વિના પોતાના ભુજબળ વડે તરીને પેલે પાર જતાં ઘણાં (ગણત્રી વિનાના સંસાર સમુદ્રના) માર્ગો છે તે આપની દૃષ્ટિએ પડયા હવે કયો રસ્તો હાથ કરવાથી મોક્ષે જઈ શકાય ? તે આપે અધ્યવસાયની સ્થિરતા વડેથી વિચારી જોયું. મનની ચંચળતા હોય ત્યાં લગી ભવાભિનંદીપણું ગણાય; પણ આપે તો મનની ચંચળતાને સ્થિર કરી મન, વચન, કાયા, એ ત્રણેની એકાગ્રતા કરી સમપણે અધ્યવસાય કર્યા જેથી એ ત્રણ યોગ રૂપ મમતા નામની યોગ નાલિકાને ત્યાં જોવા માંડી, જો કે બીજા રસ્તા ઘણાએ જણાતા હતા; પરંતુ તે બધા રસ્તાઓને ઉન્માર્ગ જાણી તેઓની

તરફ આપે બેદરકારી બતાવી; કેમકે આપને તો સિદ્ધસ્થળે પહોંચવાના માર્ગનોજ ખપ હતો, એથી સમતા નામે યોગનાલિકાને ધારી ધારીને શોધવાનો અચળ ઉદ્યમ આદરતાં દૂરથી આપે તે સમતારૂપ યોગનાલિકાને આનંદના પૂર સહિત જોઈ લીધી. તે માર્ગ જોતાં જ આનંદનું પૂર ચડયું. પણ એ યોગનાલિકા લગી શી રીતે પહોંચવું? તેનો આપ સરલ માર્ગ જોવા લાગ્યા, એથી આપને ઉદાસીનતા (ધન, ધામ વગેરે નવવિધ પરિગ્રહ ઉપર તેની ક્ષણભંગુરતાને લીધે કંટાળા ભર્યા તેના ત્યાગરૂપ પરિણામ થાય તે ઉદાસીનતા) રૂપ શેરી હાથ લાગી, તેના યોગે આપ મોક્ષ ગતિને જ પ્રાપ્ત કરવા સમર્થ થયા છો; કેમકે જેને એ ઉદાસીનતા શેરી હાથ લાગે છે તેને પછી ફરીથી સંસારની અંદર વક્રપણું થતું નથી–જનમવા મરવાની ફેરી ફરવી બંધ પડે છે; કારણ એ શેરી સિધ્ધિગતિએજ પહોંચાડનારી છે; એમ જાણીને તે શેરી હાથથી જવા દીધી નહીં. આપે વિચાર્યું કે જો હું આ વેરીને હાથ કર્યા છતાં એટલે કે અનાદિ સમયથી ભવવનમાં ભટકતાં ભટકતાં મહા મુશ્કેલી સાથ અપૂર્વ અભ્યાસ યોગ વડે આત્માની પરિણતિ નિર્મળ થાય એવી વસ્તુ હાથ લાગી; છતાં જો પ્રમાદ વગેરે દોષોના લીધે બેદરકાર રહીશ તો હાથ આવેલી દુર્લભ વસ્તુરૂપ ઉદાસીનતા શેરી ખોઈ બેસીશ, એ ધારીને તે શેરીને આપે હાથથી જવા ન દીધી અને તે સાથે મન, વચન, તનની એકાગ્રતાનો યોગ પણ ચલિત ન થવા દીધો, એથી આપ બાહ્ય (બહારથી) (અંદરથી) ભિન્નતા રહિત સાચા છો અર્થાત્ જેવા બહારથી સત્ય યોગગવેષી છો તેવા જ અંદરથી પણ છો. અંદર બહારનો એક જ રંગ છે તેથી આપ મોક્ષ ગતિ પ્રાપક છો. વળી, હે સ્વામિન્! નય ઘણી જાતના છે, એટલે કે નૈગમ–સંગ્રહ–વ્યવહાર–ઋજુસૂત્ર–શબ્દ–સમભિરૂઢ અને એવંભૂત એ સાત નય મુખ્ય છે. વળી, એ એકએકના સો સો ભેદ હોવાથી સાતસો ભેદ થાય છે અને તે પણ વળી જૂદા જૂદા સ્વભાવના છે. તેમ સાતે નય છે તે પણ એક અંગવાળા નથી. વળી નૈગમ–સંગ્રહ–વ્યવહાર ને ઋજુસૂત્ર એ ચાર નય વ્યવહારના ઘરના છે અને શબ્દ–સમભિરૂઢ અને એવંભૂત એ ત્રણ નય નિશ્ચયના ઘરના છે. વળી, બીજી અપેક્ષાયે પ્રથમના ત્રણ નય વ્યવહાર ઘરના અને પછીના ચાર નય નિશ્ચય ઘરના છે તે માટે જૂદા જૂદા મતો છે; પરંતુ જિનેશ્વર ભગવાનનો મત સઘળા નય સમ્મત્ત છે. એ અનેક પ્રકારના રંગવાળા નય એકાંગી નથી તેમાંથી આપે ઉપરના નિશ્ચયના ઘરના ત્રણ નયોનો જ પક્ષ કર્યો છે, એથી આપ ફક્ત એક અદ્વિતીય કર્મ લેપ રહિત મોક્ષના જ અધિકારી છો. વળી, હે મુનીશ્વર! આપ આત્મ સ્વભાવ રમણના (એટલે કે આત્માના મૂળ ગુણનાં ખરેખરા વિચાર કરવા રૂપ અનુભવના) યોગી છો.

—૫ થી ૯

તુમે અનુભવ જોગી નિજગુણી ભોગી, વિશ્વનો તારૂજી.
તુમે ધર્મ સંન્યાસી શુદ્ધ પ્રકાશી તત્ત્વના; વારૂજી.

ભરેલો હોય તો તે ઝાડ ઉપરથી કદિ પણ નવપલ્લવ સહિત શોભાવત રહે જ નહી ! એ જ મુજબ જો આપના શરીર મધ્યેના અતકરણમા ઉપશમલીલા ન હોત તો કદાપિ ઉપરથી સમતામય દેખાવ કાયમ રહેત જ નહી, માટે જ કહી શકુ છુ કે જેવી ઉપરથી મુદ્રા મનોહર છે તેવી જ અતરમા પણ ઉપશમગુણ સહિત છે એથી આપ સુગુણ પુરદર છો હે પ્રભુ ! આપ વિરાગી ( રાગ રહિત ) છો તેમ જ બહાર અને અદરના સયોગના ત્યાગી છો બહારના સયોગો સ્ત્રી-પુત્ર-ધન-ધાન્ય વગેરે પરિગ્રહ એનાથી, તથા અતરના સયોગો ક્રોધ-માન-માયા-લોભ-રાગ દ્વેષ વગેરે કષાયાદિ યોગ તેમ જ અવિરતિ મિથ્યાત્વથી રહિત છો વળી, આપ સૌભાગ્યવત છો હે મુનિપતિ ! પુન આપની સારી મતિ જાગ્રત થઈ અને કુમતિનો નાશ થયો એથી સસારની અનાદિ ભવભ્રમણ પરપરાદિકની જે ભાવઠ ( ભવની હઠ ) અને ભવની અનાદિ સ્થિતિ દરિદ્રપણુ મૂળથી ભાગી જવાને લીધે આપ નિહાલ થયા છો વળી હે પુનિતાત્મા ! આપ સ્વર્ગ, મૃત્યુ અને પાતાળના રહેનાર સુર નર અસુરના સમૂહને પૂજવા યોગ્ય થયા છો, અને મને તો અત્યત પ્યારા પૂજનીય છો, કેમકે પહેલા પણ આપ જ્યારે ગૃહસ્થાશ્રમી હતા ત્યારે મારા કાકા હોવાથી પિતાને ઠેકાણે હતા એથી આપને હુ લાયક જ હતો, કારણ આપ વયોવૃદ્ધનો મારે વિનય સાચવવો જ યોગ્ય હતો ! વિનય છે તે સહજ શ્રીજિનશાસનનુ મૂળ છે વિનય વડે જ મનુષ્ય ધર્મ પામે, સુલભબોધી થાય દેવ દાનવ માનવ વશ થાય, આચારનુ ભાન થાય અને સઘળા ગુણની પ્રાપ્તિ થાય, કેમકે ગુણ માત્ર વિનયને જ આધીન છે, એ વિનય સાચવવા માટે આપને હુ નમવા યોગ્ય હતો અને હવે વળી આપ ત્રણે લોકને નમવા યોગ્ય થયા છો, તેમ જ મારે તો વળી વિશેષ પણે નમન-પૂજન-સત્કારાદિ કરવા લાયક છો કારણ કે-આપે કષાય વગેરેને ઉપશમાવવાવાળા ધર્મને આદર્યો એટલે કે આપ ચારિત્રધારી થયા એથી આપ પૂજ્યને હુ વારવાર વદના કરૂ છુ ( આ રીતે **શ્રીપાલ** મહારાજે વિનય વચને કરી ભક્તિ સહિત અનેક પ્રકારની સ્તવના કરી ) કવિ **યશોવિજયજી** કહે છે કે—અજિતસેન મુનિ મહારાજને **શ્રીપાલજી**એ-આ પ્રમાણે-અખડ સ્નેહ સહિત સ્તુતિ કરી આ **શ્રીપાલ** રાસના ચોથા ખડ અદરની પાચમી ઢાળ પૂર્ણ રાગ સાથેની મે કહી બતાવી કે જે કોઈ મુનિ કે ગૃહસ્થ શ્રીસિદ્ધચક્રજીરૂપ નવે પદનો મહિમા મોટા મહિમા સહિત ગાશે, તે સારો **યશ વિનયરૂપ** ગુણ વડે લક્ષ્મી અને મોક્ષ પ્રાપ્ત કરશે —૧૦ થી ૧૪

---

દોહા ૭૦

અજિતસેન મુનિ ઇમ થુણી, તેહને પાટ વિશાલ,
તસ અગજ ગજગતિ સુમતિ, થાપે નૃપ શ્રીપાલ ૧



ચિત્ર ૧૬૮ અજિતસેનનું રાણાઓ સાથે યુદ્ધ (પાનું ૨૦૧)

તુમે આતમદરસી ઉપશમ વરસી, વિશ્વનો તારૂજી.
સીંચો ગુણ વાડી થાયે તે જાડી, પુણ્ય શું. વારૂજી. ૧૦

અપ્રમત્ત પ્રમત્ત ન દ્વિવિધ કહીજે, વિશ્વનો તારૂજી.
જાણગ ગુણઠાણગ એક જ ભાવ તે તેં ગ્રહ્યો; વારૂજી.

તુમે અગમ અગોચર નિશ્ચય સંવર, વિશ્વનો તારૂજી.
ફરસ્યું નવિ તરસ્યું ચિત્ત તુમ કેરૂં સ્વપ્નમાં. વારૂજી. ૧૧

તુજ મુદ્રા સુંદર સુગુણ પુરંદર, વિશ્વનો તારૂજી.
સૂચે અતિ અનુપમ ઉપશમ લીલા ચિત્તની; વારૂજી.
જો દહન ગહન હોય અંતરચારી, વિશ્વનો તારૂજી.
તો કિમ નવપલ્લવ રે તરૂઅર દીસે સોહતો. વારૂજી. ૧૨

વૈરાગી ત્યાગી તું સોભાગી, વિશ્વનો તારૂજી.
તુઝ શુભ મતિ જાગી ભાવઠ ભાગી મૂલથી; વારૂજી.
જગ પૂજ્ય તું મારો પૂજ્ય છે પ્યારો, વિશ્વનો તારૂજી.
પહેલાં પણ નમીયો હવે ઉપશમીયો આદર્યો. વારૂજી. ૧૩

એમ ચોથે ખંડે રાગ અખંડે સંથુણ્યો, વિશ્વનો તારૂજી.
જે મુનિ શ્રીપાલે પંચમી ઢાલે તે કહ્યો; વારૂજી.
જે નવપદ મહિમા મહિમાયે મુનિ ગાવશે, વિશ્વનો તારૂજી.
તે વિનય સુજસ ગુણ કમલા વિમલા પાવશે. વારૂજી. ૧૪

અર્થઃ—તેમ જ વળી આપ અનંત-જ્ઞાન-અનંત દર્શન-અનંત ચારિત્ર-અકષાયી-અવેદી અયોગી-અલેશી-અતીંદ્રિય વગેરે વગેરે પોતાના ગુણોના ભોગતા (ભોગી) છો, પુનઃ આપ ધર્મ સંન્યાસી છો; કેમકે ચોથા અવિરતિ સમકિત ગુણ ઠાણાથી આત્મધર્મને વ્યવહાર ધર્મને શરૂ કરી તેર ગુણઠાણાઓ લગી જાળવી છેવટના ચૌદમા ગુણઠાણાનો નિશ્ચય ધર્મ જાળવી પૂર્ણ પ્રકારે જે ધર્મને સ્થાપે છે તે ધર્મ સંન્યાસી કહેવાય છે. જેથી આપ ધર્મ સંન્યાસી થઈ જ ચૂકયા છો. વળી, આપ મુક્તિપદ પ્રાપ્તિના તત્વ માર્ગને શુદ્ધ પણે પ્રકાશી પ્રકટ કરનારા છો. તેમ જ આપ આત્મદર્શી છો; કેમકે આત્માને આપે વિભાવ

દશાથી દૂર કરી સ્વભાવ દશાની અંદર સ્થિત કરેલો છે, તે પણ કેવળ જ્ઞાન-દર્શન ચારિત્ર રૂપ આત્માના મૂળ ધર્મને જ એકાંતપણે કાયમ કરી આત્મગવેષણા કરો છો જેથી આત્મદર્શી છો. પુનઃ આપ શાંત રસને સમીપ કરી ક્રોધાદિક દોષને દૂર કરી કેવળ ઉપશમ-રસરૂપ વરસાદને વર્ષાવી આત્મિકગુણરૂપ બગીચાને સીંચી રહ્યા છો, જેથી તે બગીચો પુણ્યયુક્ત સારા દેખાવવાળા ફુલ ફળ રસયુક્ત બન્યો છે. તેમજ છઠ્ઠા અપ્રમત્ત ગુણઠાણે અને સાતમા પ્રમત્ત ગુણઠાણે જ ચારિત્રવંત સાધુ સ્થિતિ કરી શકે છે, પરંતુ આપે તો ઉપયોગયુકત અદ્વિતીય એકલા સાતમા ગુણઠાણાનો જ ભાવ ગ્રહણ કર્યો છે. એટલે કે-ઘણા સાધુજનો અંતર્મુહૂર્ત્ત પ્રમાણ પ્રમત્ત-પ્રમાદી નામના છઠ્ઠા ગુણઠાણે રહી વળી અંતર્મુહૂર્ત્ત-અપ્રમાદિ ગુણઠાણે રહે છે. તેમાં પણ જે સાધુ લઘુ જઘન્ય અંતર્મુહૂર્ત્ત કાળ પ્રમાણ છઠ્ઠે ગુણઠાણે રહીને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત્ત કાળ પ્રમાણ સાતમે ગુણઠાણે રહે છે, તે સાતમે ગુણઠાણે જ વિશેષ વખતે રહ્યા કહેવાય; માટે આપ પણ સાતમે ગુણઠાણે જ વિશેષ સમય અપ્રમાદિપણેથી જ રહો છો, જેથી સાતમા ગુણઠાણાને જ અંગિકાર કરનારા છો. જઘન્ય અંતર્મુહૂર્ત્ત તો નવ સમયનું જ છે. તથા ઉત્કૃષ્ટું બે ઘડીમાં એક સમય ઓછા પ્રમાણનું છે. અને મધ્યમ તો અંતર્મુહૂર્ત્તના અસંખ્યાતા વિકલ્પનું હોય છે. વળી, હે ઋષિરાજજી! આપના સ્વરૂપની કોઈને ગમ નથી, એથી આપ અગમ છો. વળી, આપના આત્માના અધ્યવસાય ચર્મચક્ષુવંતને ગોચર ન થઈ શકે તેવા છે એથી આપ અગોચર છો. પુનઃ આપનું ચારિત્ર નિશ્ચયથી છે, એથી આપ નિશ્ચય રૂપ છો. તેમ જ પાંચે ઈંદ્રિયોને સંવરી (કબ્જામાં રાખી) છે, હવે નવા કર્મ આપને બાંધવાં નથી; પરંતુ જે મૂળગાં છે તેને લય કરશો એથી આપ સંવરરૂપ છો. હે મહદાત્મન્! તૃષ્ણારૂપ તરશનો આપના ચિત્તે સ્વપ્નામાં પણ કદી સ્પર્શ કર્યો નથી, એટલે કે કર્મને વધારનારી તૃષ્ણાને તો આપે પહેલેથી જ વશ કરી રાખી છે જેથી તે આપની ઇચ્છિત વૃત્તિને આધીન થઈ રહેલી છે. વળી, હે મુનીંદ્ર! આપની બહારના દેખાવથી મુખ શરીર વગેરેની મુદ્રા (દેખાવ) સુંદર છે એથી આપની મુદ્રા સારા ગુણોની ઇંદ્ર છે; કેમકે સંસારી જીવ જે પહેલેથી ચોથા ગુણઠાણા લગીના હોય છે તે જીવોમાં પણ ઘણા ગુણ હોય છે; પરંતુ આપે તો છઠ્ઠા સાતમા ગુણઠાણાએ સ્થિતિ કરી છે, માટે તે ગુણઠાણા પ્રમાણે જ આપનામાં સારા ગુણો હોય એ સ્વાભાવિક જ છે. એથી આ આપની સુંદર દેખાવવાળી ઉપરની મુદ્રા જ અમને આપના અંતરની પણ અત્યંત અનુપમ ઉપશમ (શાંત રસમય) લીલાની પ્રતીતિ કરાવી રહેલ છે, કે આપનો દેખાવ જેવો ઉપરથી સુંદર શાંતરસમય છે તેવો જ અંદરથી પણ મહાન્ અનુપમ ઉપશમ રસમય છે. કદાચ કોઈ પૂછે કે-ઉપરનો સારો દેખાવ જોતાં અંદર પણ શુભ પરિણામવંત હશે એવું કેમ કહી શકાય? કેમકે ઘણા જણના બાહ્ય આડંબર આનંદ આપે તેવા હોય અને અંદરનો આડંબર દૂષિત હોય છે. તો એ પ્રશ્ન કરનારને ઉત્તર આપે છે કે-જે ઝાડના થડની પોલાણના વચમાં જો અગ્નિ

ચિત્ર ૧૬૯ અજિતમેનને હાથી ઉપર બેસાડયો (પાનુ ૨૦૧)





ચિત્ર ૧૭૩ શ્રીપાલની નવ રાણીઓ (પાનુ ૨૦૫)

કારજ કીધાં આપણાં, આરજને સુખ દીધ;
શ્રીપાલે બલ પુણ્યને, જે બોલ્યું તે કીધ. ૨

**અર્થ:**—આ મુજબ અજિતસેન મુનિ મહારાજની સ્તવના કરી **શ્રીપાલ** રાજાએ તેમની ગૃહસ્થાવસ્થા સમયનો પુત્ર કે જે સારી બુદ્ધિવાળો **ગજગતિ** નામનો હતો તેને, તેના રાજ્યની ગાદીએ બેસાડી દઈ પોતાની કાર્ય સિદ્ધિ કરી સજ્જન જનોને સુખ સંતોષ આપ્યો. અને જે મ્હોંએથી વચન બોલ્યું હતું તે પુન્યની પ્રબળતાના યોગે સઘળું સફળ કર્યું. —૧ થી ૨

---

ઢાળ છઠ્ઠી—બળદ ભલા છે સોરઠી રે લાલ—એ દેશી

વિજય કરી શ્રીપાલજી રે લાલ, ચંપાનગરીયે કરે પ્રવેશ રે, સોભાગી.
ટાલ્યા લોકના સકલ કલેશ રે, સોભાગી. ચંપાનગરી તે બની સુવિશેષ રે; સો૦
શણગાર્યાં હાટ અશેષ રે, સોભાગી. પટકૂલે છાયા પ્રદેશ રે. સોભાગી.
જય જય ભણે નર નારીયો રે લાલ. ૧
ફરકે ધ્વજા તિહાં ચિહું દિશે રે લાલ, પગ પગ નાટારંભ રે, સોભાગી.
માંડયાં તે સોવનથંભ રે, સોભાગી. ગાવે ગોરી અદંભ રે; સોભાગી.
જેણે રૂપે જીતી છે રંભ રે, સોભાગી. બંભને પણ હોય અચંભ રે. સો૦ જય૦ ૨
સુરપુરી ઝંપા જે કરી રે લાલ, ચંપા હુઈ તેણુ વાર રે, સોભાગી.
મદમોદ સમુદ્રમાં સાર રે, સોભાગી. ફલીયો સાહસ માનું ઉદાર રે; સોભાગી.
તિહાં આવ્યો હરી અવતાર રે, સોભાગી. શ્રીપાલ તે કુલઉદ્ધાર રે. સોભાગી.જય૦ ૩

**અર્થ:**—**શ્રીપાળ**રાજાએ પોતાની જીત કરીને લશ્કરી છાવણીના ડેરા તંબુ ઉપડાવી લઈ પાટનગરે પહોંચી શુભ મુહૂર્તે ચંપાનગરીમાં પ્રવેશ કર્યો અને સદા સૌભાગ્યવંત એવા **શ્રીપાલ**કુંવરે પોતાની પ્રજાનો કલેશ દૂર કર્યો. એ આનંદ પ્રસંગે ચંપાનગરી વિશેષ શોભાવંત થઇ હતી એટલે કે મકાન, દુકાન વગેરેને સારી પેઠે શણગારવામાં આવ્યાં હતાં. દુકાનની દિવાલોને પણ રેશમી—જરિયાની વસ્ત્રોથી શોભાવવામાં આવી હતી, અને નગરના નર નારીઓ **શ્રીપાળ**ના જય જય શબ્દ બોલ્યા કરતા હતા. ચોમેર સુંદર ધજાઓ ફરકી રહી હતી, ડગલે ડગલે નાચ થઇ રહ્યા હતા, જગોજગોએ સોનાના થાંભલાઓ ઉપર બેઠકો ગોઠવી હતી. તેની ઉપર બેઠેલી સુવાસણ સ્ત્રીઓ કે જેણીઓને જોઇ બ્રહ્માને પણ અચંબો ( આશ્ચર્ય ) થતો હતો; કેમકે આ રંભાના રૂપને પણ જીતે એવી

સુંદરીઓને મેં ક્યારે પેદા કરી હશે! એવી સુંદર સુંદરીઓ પવિત્ર મનથી મંગળ ગી ગાતી હતી આવા ઠાઠવાળી ચંપાનગરીના વર્ણન પરથી અહિં દ્રષ્ટાંત કહેવામાં આવે કે-ઇંદ્રપુરીએ, જેમ કોઈ મનુષ્ય તપ, જપ વગેરે આદરી કોઈ પણ સાહસ બળ વડે મ જગા મેળવવા કે મનકામનાને સફલ કરવા ધારે છે, તેમ સાહસ વડે ઉંચી જગા મેળવ અહંકારરૂપ હર્ષ ધરીને આનંદ સમુદ્રમાં પડતું મ્હેલ્યું કેમકે તે સ્વર્ગ કરતા પણ વધ કીર્તિવાળી જગાનું માન મેળવવા માંગતી હતી જેથી તેવુ સાહસ કર્યું હતું તે સફ થયું અને તે પડતું મ્હેલી દેવા પાછી ચંપાનગરીરૂપે પ્રકટ થઈ અને ત્યા પોતાના કુળ ઉદ્ધાર કરનાર **શ્રીપાલ** રાજારૂપ ઇંદ્ર પેદા થયો મતલબ કે એ વખતે ચંપાનગરી ઈ પુરીથી વિશેષ શોભાવંત બની હતી. —૧ થી

મોતીય થાલ ભરી કરી રે લાલ, વધાવે નર ને નાર રે, સોભાગી.
કર કંકણના રણકાર રે, સોભાગી. પગ ઝાંઝરના ઝમકાર રે; સોભાગી.
કટિ મેખલના ખલકાર રે, સોભાગી. વાજે માદલનો ધોંકાર રે. સો૦ જય૦

સકલ નરેસર તિહાં મલી રે લાલ, અભિષેક કરે ફરી તાસ રે, સોભાગી.
પિતૃપટ્ટે થાપે ઉલ્લાસ રે, મયણા અભિષેક વિશેષ રે; સોભાગી.
લઘુપટ્ટે આઠ જે શેષ રે, સોભાગી. કીધો જે સીધો ઉદ્દેશ રે. સોભાગી. જય૦

**અર્થ:**-તેમજ શ્રેષ્ઠ સુંદરીઓ હાથના કંકણોનો રણકાર, પગના ઝાંઝરોનો ઝણકાર અને કેડમાના કંદોરાની ઘુઘરીઓનો ઘમકાર, પખાજના ધમપ ધમપ ધોંકાર શબ્દ કરતી મોતી ઓના થાળ ભરી ભરી **શ્રીપાલ** મહારાજાને તે મોતીઓથી વધાવતી હતી આ પ્રમાણે પ્રવેશોત્સવ સહિત **શ્રીપાલ**રાજા રાજગઢમા પહોંચ્યા એટલે પોતાની સાથેના બધા રાજા ઓએ મળી તેમને ફરીથી રાજ્યાભિષેક કરી તેમના પિતાની રાજગાદી પર રાજતિલક રાજ્યાભિષેક કરી નમન કર્યું મયણાસુંદરીને પટરાણીનો અભિષેક કરી તિલક કર્યું અને બાકીની આઠે રાણીઓને પણ રાણીપદનો અભિષેક કર્યો આ મુજબ **શ્રીપાલ**રાજાએ પ્રથમ વિચાર દર્શાવ્યો હતો કે 'આપ પરાક્રમ જિહા નહી, તે આવે કુણ કાજ, તેહ ભણી અમે ચાલીશુ, જોશુ દેશ વિદેશ, ભુજાબળે લખમી લહી, કરશુ સફળ વિશેષ-' એ ઉદ્દેશ પાર પાડી પોતાના ભુજબળથી રાજ લઈને તે સર્વ કાર્ય સિદ્ધ કરી બતાવ્યુ —૪ થી ૫

એક મંત્રી મતિસાગર રે લાલ, તીન ધવલતણા જે મિત્ત રે, સોભાગી.
એ ચારે મત્રી પવિત્ત રે, સોભાગી શ્રીપાલ કરે શુભ ચિત્ત રે; સોભાગી.
એ તો તેજે હુઆ આદિત્ત રે, સોભાગી. ખરચે બહુલું નિજ વિત્ત રે સો૦ જ૦ ૬

કોસંબીનયરી થકી રે લાલ, તેડાવ્યો ધવલનો પુત્ત રે, સોભાગી.
તેનું નામ વિમલ છે યુત્ત રે, સોભાગી. તેહ શેઠ કર્યો સુમુહૂત્ત રે; સોભાગી.
સોવન પટબંધ સંયુત્ત રે, સોભાગી. કીધા કોષ તે અખય સુગુત રે. સો૦ જ૦ ૭

**અર્થ:**—હવે મતિસાગરને મુખ્ય મંત્રીશ્વરનું પદ બક્ષ્યું, તથા ધવળશેઠના ત્રણ મિત્ર કે જે તેને સારી સલાહના આપનારા હતા તેઓને સારી સલાહના બદલામાં મદદગાર મંત્રીપદ બક્ષ્યું. એમ એ ચાર પવિત્ર મનના પ્રધાનોને **શ્રીપાલ**રાજાએ ઉદાર સુચિત્તવડે વડા અધિકારી કર્યા. તેમ જ **શ્રીપાળ**રાજન્ તેજ પ્રતાપમાં પ્રતાપી સૂર્ય સરખો થયો અને પુષ્કળ દ્રવ્ય ખરચી ઉત્તમ નામના મેળવવા લાગ્યો. તે પછી **શ્રીપાળ**કુંવરે કોસંબીનગરીથી ધવળશેઠનો પુત્ર કે જે નિર્મળ મતિવંત હતો તે વિમળશાહને તેડાવી તેને સુમુહૂર્તે ઉત્તમ સોનેરી વસ્ત્રાદિની ભેટ આપી નગરશેઠનું પદ બક્ષ્યું. તેમ જ તે પુણ્યાત્માએ ખજાનાનો કોઈ પણ કાળે ક્ષય થાય નહિ એમ ભલા પ્રકારે સંરક્ષિત કર્યો. —૬ થી ૭

ઉત્સવ ચૈત્ય અઠાઈયાં રે લાલ, વિરચાવે વિધિ સાર રે, સોભાગી.
સિદ્ધચક્રની પૂજા ઉદાર રે, સોભાગી. કરે જાણી તસ ઉપગાર રે; સોભાગી.
તેનો ધર્મી સહુ પરિવાર રે, સોભાગી. ધર્મે ઉલ્લસે તસ દાર રે. સોભાગી. જય૦ ૮
ચૈત્ય કરાવે તેહવાં રે લાલ, જેહ સ્વર્ગ શું માંડે વાદ રે, સોભાગી.
વિધુમંડલ અમૃત આસ્વાદ રે, સોભાગી. ધ્વજ જીહે લીયે અવિવાદ રે; સોભાગી.
તેણે ગાજે તે ગુહિરે નાદ રે, સોભાગી. મોડે કુમુતિના ઉન્માદ રે. સોભાગી. જ૦૯
પડહ અમારી વજાવીયા રે લાલ, દીધાં દાન અનેક રે, સોભાગી.
સાચવીયા સકલ વિવેક રે, સોભાગી. સમકિતની રાખી ટેક રે; સોભાગી,
ન્યાયે રામ કહાયો તે છેક રે, સોભાગી. તે રાજહંસ બીજા ભેક રે. સોભાગી. જ૦૧૦
અચરિજ એક તેણે કર્યું રે લાલ, મનગુપ્તિ ગૃહે હુતા જેહ રે, સોભાગી.
કર્ણાદિક નૃપ સસનેહ રે, સોભાગી. છોડાવિયા સઘલા તેહ રે; સોભાગી.
નિજ અદ્‌ભુત ચરિત અછેહ રે, સોભાગી. દેખાવી નિજ ગુણ ગેહ રે. સોભાગી. જ૦૧૧
શ્રીપાલ પ્રતાપથી તાપીયા રે લાલ, વિધિ શયન કરે અરવિંદ રે, સોભાગી.
કરે જલધિ વાસ મુકુંદ રે, સોભાગી. હર ગંગ ધરે નિસપંદ રે; સોભાગી.
ફરે નાઠા સૂરજ ચંદ રે, સોભાગી. અરિ સકલ કરે આક્રંદ રે. સોભાગી જ૦ ૧૨

સુંદરીઓને મેં ક્યારે પેદા કરી હશે ! એવી સુંદર સુંદરીઓ પવિત્ર મનથી મંગળ ગીતો ગાતી હતી. આવાં ઠાઠવાળી ચંપાનગરીના વર્ણન પરથી અહિં દ્રષ્ટાંત કહેવામાં આવે છે કે–ઇદ્રિપુરીએ, જેમ કોઈ મનુષ્ય તપ, જપ વગેરે આદરી કોઇ પણ સાહસ બળ વડે સારી જગા મેળવવા કે મનકામનાને સફલ કરવા ધારે છે, તેમ સાહસ વડે ઉંચી જગા મેળવવા અહંકારરૂપ હર્ષ ધરીને આનંદ સમુદ્રમાં પડતું મ્હેલ્યું. કેમકે તે સ્વર્ગ કરતાં પણ વધારે કીર્તિવાળી જગાનું માન મેળવવા માંગતી હતી. જેથી તેવું સાહસ કર્યું હતું તે સફળ થયું અને તે પડતું મ્હેલી દેવા પાછી ચંપાનગરીરૂપે પ્રકટ થઈ અને ત્યાં પોતાના કુળનો ઉદ્ધાર કરનાર **શ્રીપાલ** રાજારૂપ ઇદ્રિ પેદા થયો. મતલબ કે એ વખતે ચંપાનગરી ઇદ્રિપુરીથી વિશેષ શોભાવંત બની હતી. —૧ થી ૩

મોતીય થાલ ભરી કરી રે લાલ, વધાવે નર ને નાર રે, સોભાગી.
કર કંકણના રણકાર રે, સોભાગી. પગ ઝાંઝરના ઝમકાર રે; સોભાગી.
કટિ મેખલના ખલકાર રે, સોભાગી. વાજે માદલનો ધોંકાર રે. સો૦ જય૦ ૪

સકલ નરેસર તિહાં મલી રે લાલ, અભિષેક કરે ફરી તાસ રે, સોભાગી.
પિતૃપટ્ટે થાપે ઉલ્લાસ રે, મયણા અભિષેક વિશેષ રે; સોભાગી.
લઘુપટ્ટે આઠ જે શેષ રે, સોભાગી. કીધો જે સીધો ઉદ્દેશ રે. સોભાગી. જય૦ ૫

**અર્થ**:–તેમજ શ્રેષ્ઠ સુંદરીઓ હાથના કંકણોનો રણકાર, પગના ઝાંઝરોનો ઝણકાર અને કેડમાંના કંદોરાની ઘુઘરીઓનો ઘમકાર, પખાજના ધમપ ધમપ ધોંકાર શબ્દ કરતી મોતીઓના થાળ ભરી ભરી **શ્રીપાલ** મહારાજાને તે મોતીઓથી વધાવતી હતી. આ પ્રમાણે પ્રવેશોત્સવ સહિત **શ્રીપાલ**રાજા રાજગઢમાં પહોંચ્યા એટલે પોતાની સાથેના બધા રાજાઓએ મળી તેમને ફરીથી રાજ્યાભિષેક કરી તેમના પિતાની રાજગાદી પર રાજતિલક રાજ્યાભિષેક કરી નમન કર્યું. મયણાસુંદરીને પટરાણીનો અભિષેક કરી તિલક કર્યું અને બાકીની આઠે રાણીઓને પણ રાણીપદનો અભિષેક કર્યો. આ મુજબ **શ્રીપાલ**રાજાએ પ્રથમ વિચાર દર્શાવ્યો હતો કે 'આપ પરાક્રમ જિહાં નહીં', તે આવે કુણ કાજ, તેહ ભણી અમે ચાલીશું, જોશુ દેશ વિદેશ, ભુજબળે લખમી લહી, કરશું સફળ વિશેષ–' એ ઉદ્દેશ પાર પાડી પોતાના ભુજબળથી રાજ લઈને તે સર્વ કાર્ય સિદ્ધ કરી બતાવ્યું. —૪ થી ૫

એક મંત્રી મતિસાગર રે લાલ, તીન ધવલતણા જે મિત્ત રે, સોભાગી.
એ ચારે મંત્રી પવિત્ત રે, સોભાગી. શ્રીપાલ કરે શુભ ચિત્ત રે; સોભાગી.
એ તો તેજે હુઆ આદિત્ત રે, સોભાગી. ખરચે બહુલું નિજ વિત્ત રે. સો૦ જ૦ ૬

કોસંબીનયરી થકી રે લાલ, તેડાવ્યો ધવલનો પુત્ત રે, સોભાગી.
તેનું નામ વિમલ છે યુત્ત રે, સોભાગી. તેહ શેઠ કર્યો સુમુહૂત્ત રે; સોભાગી.
સોવન પટબંધ સંયુત્ત રે, સોભાગી. કીધા કોષ તે અખય સુગુત રે. સો૦ જ૦ ૭

**અર્થ:**—હવે મતિસાગરને મુખ્ય મંત્રીશ્વરનું પદ બક્ષ્યું, તથા ધવળશેઠના ત્રણ મિત્ર કે જે તેને સારી સલાહના આપનારા હતા તેઓને સારી સલાહના બદલામાં મદદગાર મંત્રીપદ બક્ષ્યું. એમ એ ચાર પવિત્ર મનના પ્રધાનોને **શ્રીપાલ**રાજાએ ઉદાર સુચિત્તવડે વડા અધિકારી કર્યા. તેમ જ **શ્રીપાળ**રાજન્ તેજ પ્રતાપમાં પ્રતાપી સૂર્ય સરખો થયો અને પુષ્કળ દ્રવ્ય ખરચી ઉત્તમ નામના મેળવવા લાગ્યો. તે પછી **શ્રીપાળ**કુંવરે કોસંબીનગરીથી ધવળશેઠનો પુત્ર કે જે નિર્મળ મતિવંત હતો તે વિમળશાહને તેડાવી તેને સુમુહૂર્તે ઉત્તમ સોનેરી વસ્ત્રાદિની ભેટ આપી નગરશેઠનું પદ બક્ષ્યું. તેમ જ તે પુણ્યાત્માએ ખજાનાનો કોઈ પણ કાળે ક્ષય થાય નહિ એમ ભલા પ્રકારે સંરક્ષિત કર્યો. —૬ થી ૭

ઉત્સવ ચૈત્ય અઠાઇયાં રે લાલ, વિરચાવે વિધિ સાર રે, સોભાગી.
સિદ્ધચક્રની પૂજા ઉદાર રે, સોભાગી. કરે જાણી તસ ઉપગાર રે; સોભાગી.
તેનો ધર્મી સહુ પરિવાર રે, સોભાગી. ધર્મે ઉલ્લસે તસ દાર રે. સોભાગી. જય૦ ૮

ચૈત્ય કરાવે તેહવાં રે લાલ, જેહ સ્વર્ગ શું માંડે વાદ રે, સોભાગી.
વિધુમંડલ અમૃત આસ્વાદ રે, સોભાગી. ધ્વજ જીહે લીયે અવિવાદ રે; સોભાગી.
તેણે ગાજે તે ગુહિરે નાદ રે, સોભાગી. મોડે કુમતિના ઉન્માદ રે. સોભાગી. જ૦૯

પડહ અમારી વજાવીયા રે લાલ, દીધાં દાન અનેક રે, સોભાગી.
સાચવીયા સકલ વિવેક રે, સોભાગી. સમકિતની રાખી ટેક રે; સોભાગી,
ન્યાયે રામ કહાયો તે છેક રે, સોભાગી. તે રાજહંસ બીજા ભેક રે. સોભાગી. જ૦૧૦

અચરિજ એક તેણે કર્યું રે લાલ, મનગુપ્તિ ગૃહે હુતા જેહ રે, સોભાગી.
કર્ણાદિક નૃપ સસનેહ રે, સોભાગી. છોડાવિયા સઘલા તેહ રે; સોભાગી.
નિજ અદ્ભુત ચરિત અછેહ રે, સોભાગી. દેખાવી નિજ ગુણ ગેહ રે. સોભાગી. જ૦૧૧

શ્રીપાલ પ્રતાપથી તાપીયો રે લાલ, વિધિ શયન કરે અરવિંદ રે, સોભાગી.
કરે જલધિ વાસ મુકુંદ રે, સોભાગી. હર ગંગ ધરે નિસપંદ રે; સોભાગી.
ફરે નાઠા સૂરજ ચંદ રે, સોભાગી. અરિ સકલ કરે આક્રંદ રે. સોભાગી જ૦ ૧૨

તસ યશ છે ગંગા સારીખો રે લાલ, તિહાં અરિ અપજસ સેવાલ રે, સોભાગી.
કપૂર માંહે અંગાર રે, સોભાગી. અરવિંદ માંહે અલિ બાલ રે; સોભાગી.
અન્યોન્ય સંયોગ નિહાલ રે, સોભાગી. દિયે કવિ ઉપમા તતકાલ રે. સોભાગી જ૦૧૩

**અર્થ**:—ત્યારપછી ઉત્તમ વિધિ મુજબ પરમાત્માનાં મંદિરોમાં અઠ્ઠાઈઉત્સવોની રચનાઓ કરાવી અને મહાન્ સામગ્રીપૂર્વક ઈષ્ટદેવ શ્રી સિદ્ધચક્રજીનો ઉપકાર જાણી પૂજાઓ કરે છે; કેમકે રાજ્યસંપત્તિ વગેરેનું પામવાપણું તે નવપદજીનો પ્રતાપ હતો. આ પ્રમાણે **શ્રીપાળ**મહારાજની વૃત્તિ હોવાથી તેમનો તમામ પરિવાર પણ ધર્મિષ્ઠ બન્યો હતો; તેમ જ સઘળી રાણીઓ વગેરે સ્ત્રીમંડળ પણ ધર્મકૃત્યોમાં જ ઉલ્લાસ પામે છે. ત્યારબાદ સ્વર્ગથી પણ વિવાદ–હરીફાઇ કરે તેવાં ઉંચાં અને મહાન્ શોભાયમાન નવીન જિનમંદિરો બંધાવે છે, અને તે ઉપર ઉત્તમ ધ્વજાઓ ચડાવે છે તેથી તે મંદિરો જાણે ધ્વજારૂપ પોતાની જીભ વડે કરીને ચંદ્રમંડળની અંદરના અમૃતનો અવિવાદપણે સુખપૂર્વક સ્વાદ અનુભવતી હોવાથી તે ધ્વજાઓ અમૃત આસ્વાદના પ્રભાવથી મસ્ત–સંજીવન બનતા ગંભીર શબ્દવડે ગાજી રહી હતી. એ ઉત્પ્રેક્ષા અલંકાર જાણવો. અને કુમતિઓ કે જેઓ જિનમંદિરને જિનપ્રતિમાજીને માનતા નથી તેઓના ઉન્માદ મોડે છે દૂર કરે છે. વળી, **શ્રીપાળ** મહારાજાએ પોતાના રાજ્યની અંદર અમારી પડહો વજડાવી જાહેર કર્યું કે–'કોઇ પણ મનુષ્ય કોઈ પણ જીવને દુઃખ દેશે કે મરણ નિપજાવશે તો બેશક તે મનુષ્ય સખ્ત શિક્ષાને પાત્ર થશે.' એવો ઢંઢેરો પીટાવી જીવોને અભયદાન આપ્યું. તેમ જ અર્થી જનોને અનેક પ્રકારનાં દાન આપ્યાં. સારા પવિત્ર જનોને વસ્ત્ર–પાત્ર–અન્ન–પુસ્તક વગેરે જે જે વસ્તુની જરૂર જણાઇ તે તે વસ્તુઓ આપી કરૂણા ભાવના અમલમાં લાવી સર્વ ધર્મ સંબંધી વિવેક સાચવ્યા, અને શુદ્ધ દેવરત્ન, શુદ્ધ ગુરૂરત્ન અને શુદ્ધ ધર્મરત્ન એ ત્રણ રત્નરૂપ સમકિતની ટેક રાખી. તથા પ્રજાને પાળવામાં ન્યાયી રાજા રામચંદ્રજીની પેઠે સર્વ રીતે ન્યાયી કહેવાઈ ઉત્તમ ન્યાયી બિરદ મેળવ્યું. એથી એ જમાનાની અંદર **શ્રીપાલ** મહારાજા ન્યાયરૂપ ઉજ્વળ રાજહંસ સરખા ગણાયા અને બીજા રાજાઓ અન્યાયી હોવાથી કીચડભક્ષી પેટ ભરનારા દેડકા રૂપ ગણાયા. કવિ કહે છે કે **શ્રીપાળ**મહારાજાએ એક આશ્ચર્ય ઉત્પન્ન કર્યું કે–અગાઉના વખતની અંદર કરણાદિક કેટલાક મહાન્ શુરવીર–દાનવીર–ધર્મવીર–ત્યાગવીર વૈભવવીર અને ગુણવીર વડે પૂર્ણ પ્રખ્યાતિ મેળવી સુજ્ઞ લોકોને પ્રિય થઇ પડતાં તેઓ તે લોકોના મનરૂપી છુપા કેદખાનામાં જાણે કેદી બની રહ્યા હોય નહિ ? તેવા તે રાજાઓના ગુણોને, **શ્રીપાલ** મહારાજે પોતાના અદ્‌ભુત અને અપાર ચરિત્રો–ગુણો વડે જગતમાં ગુણના વીરરૂપ નીવડી ભૂલાવી દીધા. એથી લોકો તે રાજાઓને યાદીમાં ન રાખતાં **શ્રીપાલ** રાજાને જ તેના યશસ્વીપણાથી હૃદયમાં રાખવા લાગ્યા. મતલબ એ જ કે અગાઉના રાજાઓ કરતાં દાનમાં, યશમાં, વીરતા–ધીરતામાં અને ધર્મ નિયમમાં વિશેષ ઉન્નત

**શ્રીપાળ**મહારાજને જોઇ જગતના જનો અગાઉના રાજાઓને સનમંદિરમાં કાયમ કરી રાખ્યા હતા તેમને રજા દઈ **શ્રીપાળજી**ને સ્થાપન કર્યા. વળી **શ્રીપાલ**મહારાજાનો પ્રતાપ પણ એવો હતો કે જેના તાપથી-તેજ પ્રતાપરૂપ અગ્નિથી તપ્યો થકો વિધિ જે બ્રહ્મા તેણે શીતળતા પ્રાપ્ત કરવા કમળકોષમાં જઈ શયન કર્યું. વિષ્ણુજીએ સમુદ્રમાં નિવાસ કર્યો. મહાદેવજી શીતળતા પ્રાપ્ત કરવા માટે મસ્તક ઉપર ગંગાધારાને ધારણ કરી રહેલ છે. ચંદ્ર સૂર્ય નાસતા જ ફરવા લાગ્યા; અને શત્રુઓ માત્ર રાડ પાડી ત્રાસ પામવા લાગ્યા; પુનઃ **શ્રીપાળ**મહારાજાનો યશ અને તેમના શત્રુઓનો અપયશ કેવો પરસ્પર પ્રતીતિ આપતો હતો તે વિષે કવિ ઉપમાવડે કથન કરે છે કે—**શ્રીપાળજી**નો યશ ગંગાધારા સમાન નિર્મળ ને ઉજ્વળ હતો, તે સાથે શત્રુઓનો અપયશ શેવાળરૂપ માલમ પડતો હતો. તેમ જ **શ્રીપાળ**રાજાનો યશ કપૂરસમ ઉજળો અને સુવાસનાયુક્ત હતો, તે સાથે શત્રુઓનો અપયશ કોયલારૂપ જણાતો હતો. અને **શ્રીપાળજી**નો સુયશ કમલ સમાન આનંદ ને શીતળદાયી હતો, તે સાથે શત્રુઓનો અપયશ ભમરાનાં જેવો કાળો હતો. એમ અન્યોઅન્ય સંયોગે જોવું તેને સહગામી ઉપમા કવિ જણાવે છે. —૮ થી ૧૩

સુરતરૂ સ્વર્ગથી ઉતરી રે લાલ, ગયા અગમ અગોચર ઠામ રે, સોભાગી.
જિહાં કોઈ ન જાણે નામ રે, સોભાગી. તિહાં તપસ્યા કરે અભિરામ રે; સોભાગી.
જબ પામ્યું અદ્‌ભુત ઠામ રે,સોભાગી. તસ કર અંગુલી હુઆ તામ રે. સો૦જ૦ ૧૪

જસ પ્રતાપ ગુણ આગલો રે લાલ, ગિરૂઆ ને ગુણવંત રે, સોભાગી.
પાલે રાજ મહંત રે, સોભાગી. વયરીનો કરે અંત રે; સોભાગી.
મુખ પદ્મ સદા વિકસંત રે, સોભાગી. લીલા લહેર ધરંત રે. સોભાગી. જય૦ ૧૫

મેરૂ મવે જે અંગુલે રે લાલ, કુશઅગ્રે જલનિધિ નીર રે, સોભાગી.
ફરસે આકાશ સમીર રે, સોભાગી. તારાગણ ગણિત ગંભીર રે; સોભાગી.
શ્રીપાલ સુગુણનો તીર રે, સોભાગી. તે પણ નવિ પામે ધીર રે. સો. જય૦ ૧૬

ચોથે ખંડે પૂરી થઈ રે લાલ, એ છઠ્ઠી ઢાલ અભંગ રે, સોભાગી.
ઇહાં ઊકિત ને યુકિત સુચંગ રે, સોભાગી. નવપદ મહિમાનો રંગ રે; સોભાગી.
એહથી લહીયે જ્ઞાનતરંગ રે, સોભાગી. વળિ વિનય સુયશ સુખ સંગ રે. સો.જ૦૧૭

**અર્થઃ**—વળી દાન દેવામાં સાક્ષાત કલ્પવૃક્ષ સરખો મનવાંછિત પૂરક હતો. એથી કવિ સંભાવના બતાવે છે, કે સ્વર્ગમાં વસનારાં કલ્પવૃક્ષોનો સ્વર્ગમાં કોઈ ગ્રાહક ન

**અર્થ** —હવે અજિતસેન મુનિ દેશના આપે છે હે ભવી પ્રાણિઓ! શ્રીજિનેશ્વર દેવની કહેલી વાણી કે જેમા દયાધર્મ મુખ્ય છે તે મોક્ષ માર્ગે ચઢાવનારી, પાપ સતાપને હરનારી, અને સસાર સમુદ્રને પાર કરનારી છે તે દુર્ગતિનિવારક જિનવાણીને તમો તમારા ચિત્તની અદર ધારણ કરો નહી કે આ કાને સાભળી આ કાનથી કહાડી નાખો! તથા મોહમા મુઝાયલા ન ફરો, કેમકે મોહ છે તે જ ભવભ્રમણાની વૃધ્ધિનુ કારણ છે, અને જ્યા સુધી જીવને ક્ષાયિક ગુણ પ્રગટયો નથી ત્યા સુધી છે, જેથી તેનો ત્યાગ કરવાથી નિશ્ચય સુખ પામશો તે નિશ્ચય સુખ સિદ્ધના જીવોને જ હોય છે તે પ્રાપ્ત કરવાની આવશ્યકતારૂપ સવેગ ગુણ પાળો, અર્થાત્ સવેગ એને કહેવાય છે કે જે ક્રિયાની અદર મોક્ષમાર્ગાનુયાયી ક્રિયા કરવામા આવે તે સવેગપણાનુ પાલન કરવુ અવશ્યનુ છે હે પુણ્યવત જીવો! એ હિતશિક્ષા મહા પુણ્યવત, તથા અનત જ્ઞાન–વિજ્ઞાન–અનત શક્તિ–અનત બળવત બિરાજમાન કેવળી ભગવતશ્રીએ જ કહેલી છે કે, મોહ ત્યાગવાથી જ અવશ્ય સુખ મળશે, માટે એ સબધી વિવેચન સાભળો હે ભવિકજનો! આ માનવભવ દશ દૃષ્ટાતે કરી પામવો દુર્લભ છે તે દશ દૃષ્ટાતો **ચુલ્લગ ૧, પાસગ ૨, ધન્ને ૩, જૂએ ૪, રયણેઅ ૫, સુમિણ ૬ ચક્કેઅ ૭, કુમ્મ ૮, જુગે ૯, પરમાણુ ૧૦ દશ દિઠતા મણુઅલમ્ભે.** તે દૃષ્ટાતોની પેઠે મનુષ્યજન્મ મળવો મહા કઠીન છે અને મહા પુણ્ય પ્રકૃતિનો સચય થઈ જાય તો પામીએ મનુષ્યજન્મ કદાપિ પણ પામ્યો તેમા આર્ય દેશમા જન્મ પામવો ઘણો જ દુર્લભ છે જ્યારે પૂર્વકૃત શુભ કરણીનો યોગ મળે ત્યારે જ તે મુશ્કેલીથી આર્ય દેશ પ્રાપ્ત થાય છે આ ભરતક્ષેત્રની અદર બત્રીશ હજાર દેશ છે તે માહે સાડી પચીશ દેશ જ આર્ય દેશ છે, બાકીના બધા અનાર્ય ગણાય છે આર્ય દેશ તેને જ કહેવાય છે કે જ્યા શુધ્ધદેવ, ગુરૂ અને શ્રીવીતરાગનો ભાખેલો ધર્મ, તેના સામગ્રીના સાધક આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા એ સાતનો યોગ હોય તે ઉત્તમ દેશ–આર્ય ગણાય છે તેવા આર્ય દેશમા જન્મ પણ કદાચિત પૂર્વકૃત ધર્મકરણીના યોગ વડે પ્રાપ્ત થયો, તો પણ તેથી શુ સિધ્ધિ થઈ? કેમ કે ઉત્તમ દેશમા જન્મ મળ્યા છતા પણ શેઠ–સાહુકાર–ધનાઢ્ય–પુન્યવત પિતા માતાના ઉત્તમ પક્ષવાળા કુળમા જન્મ મળવો મુશ્કેલ છે, મતનગ કે આર્ય દેશમા જન્મ થયા છતા પણ વાઘરી ભીલ–કોળી–ભોઈ–કસાઈ–શિકારી–હિસા કરનારના કુળમા જન્મ્યો તો તેથી તે પણ નકામુ છે નઠારા કુળમા પેદા થયો તો આર્ય દેશ મળ્યાની શુ નવાઈ ગણાય? નાહક ભૂમિને ભારે મારવા અવતર્યો કદાચિત્ પૂર્વ પુણ્યોદયબળથી માનવભવ, આર્ય દેશ અને ઉત્તમ કુળ પામ્યો, છતા પણ સુદર રૂપ, નિરાગી શરીર અને લાબુ આઉખુ એ મળવા મહા મુશ્કલ છે કદરૂપા, રોગીષ્ટ અને ઓછા આયુષ્યવાળા હોય તો ઉત્તમ કુળમા જન્મ થવાથી પણ શુ થયુ? કમક કદરૂપાને કોઈ આદર ન આપે, રોગીને કોઈ પ્રેમભાવ ન દેખાડે, તેમ જ ધર્મકરણીનો ઉદય ન થાય અને ટુકી આવરદાવાળાને પણ



ત્ર ૧૭૪ શ્રીપાલ ગજગતિને રાજગાદી પર સ્થાપવા જાય છે (પાનું ૨૧૩)



૧૭૬ શ્રીપાલનો ચંપાનગરીમાં પ્રવેશ (પાનું ૨૧૩)

કોઈ સુકૃત કરણીનો સંયોગ થાય નહીં તથા ધર્મકાર્ય સાધી શકે નહિ, અને ત્યાં પણ એટલી પુણ્યની ખામી રહી તો તે ઉચ્ચ કુળ પામ્યો તે ન પામ્યા જેવું ગણાય. કદિ મહાપુણ્યના શુભોદય વડે મનુષ્ય જન્મ, આર્ય દેશ, પવિત્ર કુળ, રૂપ, નિરોગીપણું અને દીર્ઘ જીવનવંત થયો છતાં પણ સારા સુજ્ઞાની–સુક્રિયાવંત–પવિત્રાશયી દયાળુ ઉપકારી પોતે તરે અન્યને તારે તેવા ગુરૂરાજનો સંયોગ પામવો પણ મહા મુશ્કેલ છે. શાસ્ત્રમાં ગુરૂ ત્રણ પ્રકારના કહ્યા છે. ૧ પોતે ડુબે ને પરને ડુબાવનારા પથ્થરની નાવ સમાન–પરિગ્રહધારી–માયા પ્રપંચયુક્ત હોય, તો તે કલ્યાણ શું કરી શકે ? ૨ પીંપળાના પાંદડા સમાન અને ૩ લાકડાની નાવ સમાન એમ ત્રણ જાતના ગુરૂ હોય છે. તેમાં પોતે તરી આશ્રય લેનારને બૂડાડનાર પીંપળાના પાંદડા સમાન, અને પોતે તરી બીજાને પણ તારે તે લાકડાની નાવ સમાન તેવા ત્રીજા પ્રકારના ગુરૂનો યોગ મળે તો ધન્ય ગણાય, જે નિર્લોભી–નિરમાની–નિષ્ક્રોધી–નિરમાયી અને પરોપકારમાં જ નિરંતર લીન રહેનાર હોય તે જ સદ્ગુરુ ગણાય છે. તે સઘળા ક્ષેત્રમાં સદા કાળમાં તેવા ગુરૂનો ભલો યોગ ન પામીએ કારણ કે ગુણહીન ઘણા અને ગુણવંત થોડા હોય. —૧ થી ૫

મહોટે પુણ્યે પામીયે, જો સદ્ગુરૂ સંગ સુરંગ રે;
તેર કાઠિયા તો કરે, ગુરૂ દર્શન ઉત્સવ ભંગ રે. ગુ૦ સંવેગ૦ ૬
દર્શન પામે ગુરુ તણું, ધૂર્ત્તે વ્યુદ્ગ્રાહિત ચિત્ત રે;
સેવા કરી જન નવિ શકે, હોય ખોટો ભાવ અમિત્ત રે. હો૦ સંવેગ૦ ૭
ગુરુસેવા પુણ્યે લહી, પાસે પણ બેઠા નિત્ત રે;
ધર્મ શ્રવણ તોહે દોહિલું, નિદ્રાદિક જો દિયે ભિત્ત રે. નિ૦ સંવેગ૦ ૮
પામી શ્રુત પણ દુલ્લહી, તત્ત્વબુદ્ધિ તે નરને ન હોય રે;
શૃંગારાદિ કથારસે, શ્રોતા પણ નિજ ગુણ ખોય રે. શ્રો૦ સંવેગ૦ ૯
તત્ત્વ કહે પણ દુલ્લહી, સદ્દહણા જાણો સંત રે;
કોઈ નિજ મતિ આગલ કરે, કોઈ ડામાડોલ ફિરંત રે. કો૦ સંવેગ૦ ૧૦

**અર્થઃ**—કદાપિ મહત્ પુણ્યના મહોદયવડે સુરંગી સદ્ગુરુશ્રીનો મેલાપ થયો; ગામમાં કે પડોશમાં સદ્ગુરુ સદ્ધર્મની દેશના દેતા હોય, અને આપણે તે ગુરુનું દર્શન કરી ધર્મ વચન સાંભળીએ એવું જે વખતે મન કરીએ તે વખતે તેર કાઠિયા તે ગુરુ દર્શન અને ઉપદેશ શ્રવણ કરવાનો ભંગ કરે છે. હવે તેર કાઠિયાના નામ કહે છે. પહેલો આળસ નામનો કાઠિયો કે જેના પ્રતાપથી ગુરૂદેવનાં દર્શનાદિનો યોગ પ્રાપ્ત થવામાં

આળસ થાય બીજો મોહ નામનો કાઠિયો કે જેના પ્રતાપથી સ્ત્રી, પુત્ર, ધનાદિના મોહ પાશમા લુબ્ધ બની ગુરુ પાસે જવાની ઈચ્છા પૂરી થવા જ ન દે ત્રીજો અવજ્ઞા નામનો કાઠિયો કે જેના પ્રતાપથી, શુ ગુરુ ખાવાનુ કઈ દેશે ? રોજગાર કરીશુ તો સુખે પેટ ભરી સસારવ્યવહારનો નિભાવ કરીશું, ઈત્યાદિ ચિતવી ગુરુ સમીપ ન જાય અને ગુરુનો અવિનય કરે તેવી મતિ થાય ચોથો અભિમાન નામનો કાઠિયો કે જેના પ્રતાપથી મોટાઈ ભાગી પડવાને લીધે ગુરુને નમવામા સ્તબ્ધ રહે પાચમો ક્રોધ નામનો કાઠિયો કે જેના પ્રતાપથી ગુરુ નઠારા કૃત્યથી બચાવવા ઉપદેશ કરે તે ન રૂચવાથી ક્રોધ કરી ગુરુની આગતા સ્વાગતા ન કરે, ન બોલાવે, વદના ન કરે છઠ્ઠો પ્રમાદ નામનો કાઠિયો કે જેના પ્રતાપથી, ગુરુ દર્શનનો ને ધર્મકથન શ્રવણનો સમય જ ન સાચવી શકે સાતમો કૃપણતા નામનો કાઠિયો કે જેના પ્રતાપથી, જો હું ગુરુ પાસે જઇશ તો ગુરુ સુકૃત્યમા પૈસા ખર્ચ કરાવશે એવી કજૂસાઇને લીધે ગુરુ પાસે ન જાય આઠમો ભય નામનો કાઠિયો કે જેના પ્રતાપ વડે ગુરુ વચનનો ભય રાખે કે રખેને મને સુબોધ આપી સાવદ્ય વ્યાપાર વડે મળતા લાભથી બધ પડાવી દેશે ! તેવો ભય રાખે નવમો શોક નામનો કાઠિયો કે જેના પ્રતાપથી સગા સબધી સ્નેહીના મરણને લઈને, ધન હાનિ આદિને લીધે શોકમા જ લીન રહેતા ગુરુ પાસે ન જાય દશમો અજ્ઞાન નામનો કાઠિયો કે જે અજ્ઞાનના પ્રતાપથી ગુરુની પાસે ન જાય અગિયારમો વિકથા નામનો કાઠિયો કે જેના પ્રતાપથી, ગપ્પા હાકવામા–નિદા વચન કથવામા–નકામી કુથલી કરવામા–વિકથામા તત્પર રહેતા ગુરુ પાસે જવાનુ ન બની શકે બારમો કુતૂહલ નામનો કાઠિયો કે જેના લીધે કૌતુક–રમ્મત–ગમ્મત–નાચ–નાટિક–ચેટક જોવામા મગ્ન રહેવાથી ગુરુ પાસે જવાનો વખત ન મળે, અને તેરમો વિષય નામનો કાઠિયો કે જેના પ્રતાપથી વિષયરમણમા જ લીન રહેવાને લીધે ગુરુ સમીપ ન જાય તેર કાઠિયાના યોગને સહવાસે ગુરુનો યોગ વિદ્યમાન છતા તેના યોગનો લાભ ન લઈ શકાય કદિ પૂર્વકૃત સુકૃત યોગની પ્રબલ સત્તાથી ગુરુ દર્શન કરવા તરફ વૃત્તિ દોરાઈ જેથી ગુરુ દર્શન કર્યા, ધર્મદેશના પણ સાભળી, તથાપિ તેમા રહેલા હિતકારક વચનો પોતાના હૃદયમા ધારે નહિ, કેમકે પૂર્વ કાળમા કુગુરુઓની સોબત કરેલી હોવાથી તે કુગુરુના માયિક વચન–મિથ્યા ઉપદેશે સખ્ત રીતે ચિત્તમા અરૂચિ પેદા કરેલી છે એટલે કે–'જે હુ કહુ છુ તે જ વચન સત્ય છે, બાકી બધાઓના કથન મિથ્યા છે સત્યધર્મ જ આ છે માટે અન્ય ધર્મીઓના પાસમા સપડાઈ વિધર્મ અગીકાર કરીશ નહી બીજાઓ પાખડી ધર્મોપદેશકો છે, માટે આ વચનને વધાવી મનમદિરમા પધરાવી રાખ કે જેથી તારા આત્માનુ કલ્યાણ થઈ જાય ' ઈત્યાદિ છળપૂર્ણ વચનચાતુરી વડે કુગુરુઓએ મનને ભ્રમિત કરી દીધેલ હોવાથી મુગ્ધ જીવ તે વચનને જ વળગી રહી સત્ય બોધ તરફ તિરસ્કાર બતાવે આમ હોવાથી સદ્‌ગુરુ મળવા છતા પણ સદ્‌બોધ શ્રવણ મનનાદિથી વિમુક્ત રહે અને કુગુરુએ અધશ્રદ્ધામા લીન કરી દીધેલ હોવાના પ્રતાપ વડે સત્ય ધર્મ તરફ

રૂચિ ન લાવે તથા ગુરુસેવા પણ ન કરે. એટલું જ નહીં પણ ગુરુ તરફ દુશ્મનતા દેખાડે જેથી તેવાં મનુષ્યો ગુરુનો યોગ્ય યોગ હાજર છતાં ધર્મબોધ ન પામી શકે. એ ઉપર દૃષ્ટાંત કહે છે કે-કોઈ એક યોગી ગુરુ અને તેનો ચેલો એ બે જણાં ભમતાં ભમતાં એક નગરમાં આવ્યા. ત્યાં ગુરુ નગર બહાર બેઠા, ચેલો ભિક્ષા માટે શહેરમાં ગયો ત્યાં ચેલો સાહુકારની હવેલીમાં ગયો. ત્યાં સર્વના હાથમાં સોનાના કડા પહેરેલાં દીઠાં, તેથી તેને પણ સોનાના કડાં પહેરવાની હોંશ થઈ. પછી ભિક્ષા લઈ ગુરુની પાસે આવતાં ગુરુને કહેવા લાગ્યો કે તમે મ્હને સોનાના કડાં પેહેરાવો તો તમારી સેવા કરીશ. ગુરુએ કહ્યું કે-ત્યાગ માર્ગમાં એક પાઈ પણ પાસે ન રખાય તો સોનાના કડાં કયાંથી પેહેરાય, જેથી મારે તારે નહિ બને. પછી ગુરુ શિષ્યને ત્યાં પડતો મૂકી ચાલ્યા ગયા. પાછળથી શિષ્ય પૈસા પેદા કરવા લાગ્યો. થોડા વખતમાં પૈસા એકઠા કર્યા. પછી તે નગરમાં એક સોની રહેતો હતો તેની મિત્રાઈ કરી. સોની ધૂર્ત્ત છે તેની તે ચેલાને ખબર નથી, તેટલું જ નહીં પરંતુ તેથી પણ વિશેષ તે સોની ખળ ધૂર્ત્તને વિશ્વાસઘાતી હતો. કેટલોક વખત વીત્યાબાદ ચેલાએ પોતાના ધંધામાં જે પૈસા સાધારણ રીતે ઠીક પેદા કર્યા, એ જાણી સોનીને ચેલાએ કહ્યું કે-'ભાઈ મારી પાસે રૂપીયા એકઠા થયા છે, તેનાં સોનાના કડાં બનાવી દે.' એથી સોનીએ કહ્યું—'ભાઇ! હું તારા દાગીના નહીં ઘડી આપું. મારે ચોકસી-નાણાવટી સરાફ-સોની લોકો સાથે અણબનાવ છે, જેથી મારી સાખ બગાડી દીધી છે, માટે તું બીજા સોનીની પાસે ઘડાવી લે. કાલે મારા દ્વેષી લોકો તને ભંભેરી ભૂત બનાવી વ્હેમમાં નાખી દે કે આ દાગીના તો પિતળના છે બહુ ખાઈકી ખાધી છે, તને ઠગી લીધો છે, વગેરે કંઈ વાતોની ભ્રમનાજાળમાં તને નાખી દે તો આપણા સ્નેહને ધક્કો પહોંચવાનો વખત લાવી મૂકે, માટે બીજા પાસેથી બનાવી લેવામાં આપણ બંનેને લાભ છે.' આવાં વિશ્વાસ બેસાડનારાં વચન સાંભળી ચેલાને વધારે વિશ્વાસ પેદા થયો. જેથી તેણે કહ્યું કે-'હું તારા વગર બીજા સોનીનો વિશ્વાસ જ રાખતો નથી, તું જે કરી દઈશ તે મારે સહી છે. લોક ગમે તે લવારો કરશે, પણ માનવું કે ન માનવું તે મારી મરજી ઉપર છે, માટે તું પોતે જ દાગીના તૈયાર કર.' ચેલાએ આમ કહ્યું છતાં પણ વધારે વિશ્વાસ બેસાડવા સોનીયે દાગીના બનાવી દેવાની ના પાડી. જેમ જેમ તે ના પાડતો ગયો તેમ તેમ ચેલાને તેનું પ્રમાણિકપણું વધારે ઠસતું ગયું. એ બિચારા ભોળા ચેલાને ખબર ન હતી કે આવા ઠગારા મિત્ર વધારે પ્રપંચી હોય છે, તેમ જ ઘણો પ્રમાણિકતાનો ડોળ દેખાડનારા ઘણા અપ્રમાણિક હોય છે. આમ હોવાથી સોનીએ ચેલાને પક્કો વિશ્વાસ બેસાડ્યો, જેથી તેણે તે જ સોની મિત્રને દાગીના કરવાનું સોંપ્યું. સોનીએ પણ સારા ચોખ્ખા દાગીના બનાવી તોલ આંકી કીંમતની ચીઠી લખી આપી ચેલાને દઈ વધારે વિશ્વાસ બેસાડી ઠગાઈમાં ફતેહ પામવા દાગીના આપી કહ્યું કે-'આ દાગીના લઈ સરાફ -નાણાવટી-સોની ચોકસી પાસે જા અને મારૂં નામ આપ્યા વગર કીંમત કરાવ, જો આ

ચીઠીમા લખ્યા પ્રમાણે તોલ અને કીમત પ્રમાણે કીમત અકાય તો મને સાચો મિત્ર જાણજે ' એમ કહી ચેલાને સોનીએ ચૌટામા મોકલ્યો જ્યારે ચૌટાના ચોકસીબજારમા દાગીનાઓના તોલ કીમત માટે ચોકસી કરાવી તો ચોકસ રીતે સોનાની ચીઠ્ઠી પ્રમાણે જ કીમત અકાણી ત્યારે ચેલાને પૂરો વિશ્વાસ પેદા થયો, અને હરખાતો હરખાતો ઘેર આવી મિત્રની તારીફ કરવા લાગ્યો તે પછી તે દાગીનાઓને ઓપવા માટે ચેલાએ આપ્યા, એટલે તેણે ઓપીને બીજે દહાડે આપવાનો ઠરાવ કર્યો સોનીએ તો દાગીના ઘડવા લીધા ત્યારથી જ તે તે દાગીનાની બરોબર તોલ ઘાટના પિતળના દાગીના તૈયાર કરવા માડ્યા હતા, જેથી તે સોનાના દાગીના ઘરમા મૂકયા અને પિતળના દાગીનાને ઓપી બીજે દિવસે તે યોગી શિષ્યને સોપ્યા અને ભલામણ કરી કે–' આ દાગીના આજે પાછા અકાવા લઈ જા અને મારૂ નામ આપી અકાવી આવ મારૂ નામ આપતા વેત જ તે બધા લોકો આ પિતળના જ દાગીના છે એમ એક અવાજે કહેશે, માટે તે ગમ્મત જોઈ આવ ' ચેલાએ તે જ પ્રમાણે કર્યું તો તમામ ચોકસી લોકો તે સોનીનુ નામ દેતા જ અને દાગીના દેખતા જ બોલી ઉઠ્યા કે ' આ તો દાગીના પિતળના છે ? ચેલો બોલ્યો–' તમે બધા ખોટા છો, કાલે તો આજ દાગીનાઓને સોનાના કહેતા હતા અને આજે પિતળના થઈ ગયા ?!' ચોકસી બોલ્યા–' ભાઈ ! તે દાગીના બીજા ને આ દાગીના બીજા, તુ વિશ્વાસથી છેતરાય છે માટે જરા વિચાર કર, નહી તો પસ્તાવાનો વખત આવશે એ સોની લુચ્ચાઓનો ને ધૂતારાઓનો પીર છે ' આ પ્રમાણે સત્ય કથન સાભળ્યુ, તો પણ ધૂર્ત્ત મિત્રે પોતાના જ વચન ઉપર પૂર્ણ વિશ્વાસ બેસાડેલો હેવાથી તે સત્ય વચનને અસત્ય ગણી કોઈનુ કહેવુ ન માનતા સોની મિત્રના જ વચનને વળગી રહી ચેલાએ પિતળના દાગીનાઓને સોનાના જ માની લીધા

આ દૃષ્ટાત મુજબ કુગુરુના ઠસાવેલા કુધર્મ બોધ વડે લીન બનેલા મનવાળો થવાથી સદ્ગુરુનો બોધ પ્રાપ્ત થાય છતા, પણ તેને ન સ્વીકારતા કુબોધને જ વળગી રહે કદાચિત્ પૂર્વ પુણ્યાનુયોગથી ગુરુની સેવા પ્રાપ્ત થઈ અને ગુરુ સમીપ જઈને બેસવાનો યોગ પણ પ્રાપ્ત થયો, તદપિ જે વખતે ધર્મનો ઉપદેશ સાભળવાનો સમય પ્રાપ્ત થાય તે વખતે અતરાયના યોગે તે ધર્મોપદેશ સાભળવો મુશ્કેલ થઈ પડે તે વખતે ઉઘના ઝોકા આવે, વિકથા પ્રમાદ વગેરેમા સમય જાય જેથી નિશ્ચિતતાને એકાગ્રતા વડે ધર્મ વચન સાભળી વિચારી મનન કરવાનો લાભ મળી ન શકે કદી પુણ્ય સયોગથી ગુરુની પાસે તે બધાથી દૂર રહી ધર્મ બોલ સાભળવો ઉદય આવ્યો, તો પણ ધર્મ સબધી તત્ત્વની બુદ્ધિ પ્રાપ્ત થવી ઘણી જ મુશ્કેલ છે વસ્તુને વસ્તુપણે જાણવી તે કઠિન છે ધર્મબોધ મળ્યા છતા તત્ત્વ બુદ્ધિ ન આવે કારણ કે દિવસ રાત્રિ શૃગારાદિ રસપ્રધાન એવી કથા, છાપાગ્રથ, અનગરગ, કોકશાસ્ત્ર વગેરે શૃગાર રસ પ્રધાન ગ્રથો વાચવામા, સાભળવામા લીન રહેવું સારૂ લાગે, એથી ધર્મોપદેશવાળી કથાઓ સાભળી તેમાથી શૃગાર, હાસ્ય, રૌદ્ર, વીરરસ

ગ્રહણ કરે, પણ શાંતરસ ગ્રહણ ન કરે, તો તેથી પણ આત્મગુણ પ્રાપ્ત થવા પામતો નથી. કદાપિ કાળે મહત્ પુણ્યના યોગથી દેશના શ્રવણ કરી ધર્મતત્વ ગ્રહણ કર્યું; પરંતુ હે સુજનો! તત્ત્વની વાત પર સદ્દહણા-પૂર્ણ પ્રતીતિ આવવી ઘણી જ દુર્લભ છે; કેમકે કેટલાક શ્રોતાઓ પોતાનું ડહાપણ વાપરી કહેશે કે-ગુરુ આમ કહે છે; પરંતુ મેં જે વાત ગ્રહણ કરી છે તે આ પ્રમાણે જ હોવી જોઈએ. અથવા હું સમજું છું-એમ કહી ગીતાર્થ ગુરુના વચન તરફ દરકાર ન રાખે, અને કેટલાક શ્રોતાઓ તો ડામાડોળમાં પડી ગર્વમાં ઘેરાઈ ગુરુ વચન પર વિશ્વાસ ન રાખતાં આમ હશે કે તેમ હશે?! એવી ભ્રમણામાં જ મસ્ત રહેવાથી શ્રદ્ધા વિમુખ રહે છે. —૯ થી ૧૦

આપ વિચારે પામીયે, કહો તત્ત્વ તણો કિમ અંત રે;
આલસુઆ ગુરુ શિષ્યનો, ઈહાં ભાવ જો મન વૃત્તાંત રે. ઈ૦ સંવેગ૦ ૧૧

ખઠર છાત્ર ગજ આવતાં, જિમ પ્રાપ્ત અપ્રાપ્ત વિચાર રે;
કરે ન તેહથી ઉગરે, તેમ આપ મતિ નિરધાર રે. તે૦ સંવેગ૦ ૧૨

આગમ ને અનુમાનથી, વલી ધ્યાન રસ ગુણ ગેહ રે;
કરે જે તત્ત્વ ગવેષણા, તે પામે નહિ સંદેહ રે. તે૦ સંવેગ૦ ૧૩

તત્ત્વ બોધ તે સ્પર્શ છે, સંવેદન અન્ય સ્વરુપ રે;
સંવેદન વંધ્યે હુઈ, જે સ્પર્શ તે પ્રાપતિ રૂપ રે. જે૦ સંવેગ૦ ૧૪

તત્વ તે દશવિધ ધર્મ છે, ખંત્યાદિક શ્રમણનો શુદ્ધ રે;
ધર્મનું મૂલ દયા કહી, તે ખંતિ ગુણે અવિરૂદ્ધ રે. તે૦ સંવેગ૦ ૧૫

**અર્થ:**—માટે હે શ્રોતાગણ! તમો જ કહો કે આવા આપમતિયા વિચારથી તત્ત્વની વાત કેમ પ્રાપ્ત થઈ શકે?! જ્યારે ગુરુવચનને શ્રદ્ધાપૂર્વક ગ્રહણ કરે ત્યારે જ તત્ત્વ પ્રાપ્ત થઈ શકે; પણ જો આ શુભ છે આદરવા યોગ્ય છે, અને આ અશુભ છે ને ત્યાગ કરવા યોગ્ય છે, એવી વાતો જ્યારે ગુર્વાદિકના મુખથી સાંભળીને ધારે ત્યારે જ તત્ત્વ પામી શકે તે સિવાય તત્ત્વ પામી શકે નહિ. જ્યારે આળસને છોડી, ધર્મ શ્રવણની રૂચિ લાવી, ગુરૂમુખે શ્રીજિનવચન શ્રવણ કરી, નિઃસંદેહ થઇ, શંકા સમાધાન દ્વારા દૃઢ કરે ત્યારે તત્ત્વ મેળવવા ભાગ્યશાળી થાય. ગુરૂ અને શિષ્ય બંને જ્યારે આળસ રહિત હોય ત્યારે જ તત્ત્વની પ્રાપ્તિ થાય છે. અહિં દ્રષ્ટાંત અન્યદર્શની ગુરૂ શિષ્ય કે જે આળસુ હતા તેનું આપે છે-એક ગુરૂને એક શિષ્યનો સંયોગ મળ્યો છે કે જે બંને આળસુ હતા, અને તે બન્ને ગામની બહાર ઝુંપડી બાંધીને રહેતા હતા, તેઓ વસ્ત્ર

રહિત છે અને ભિક્ષા માગી ઉદરપૂરતી કરે છે પોષ મહિનાનો વખત આવી લાગતા હીમ પડવાને લીધે બંને ટાઢે ઠરવા માંડ્યા, પણ તે બંને આળસુ હોવાથી ઠંડીને લીધે ભિક્ષા લેવા પણ પુરૂ ફરાયુ નહી જેથી અરધા ભૂખ્યા તરસ્યા આવી આળસને લીધે ઝુંપડીમા ન જતા જુનુ લુગડુ ઓઢી મ્હો ઢાંકી બ્હાર જ સૂઇ ગયા ઢાંકયે મ્હોએ આળસુ ગુરુ શિષ્યને પૂછવા લાગ્યો–' શિષ્ય ! આજે ટાઢ ઘણી વાય છે, માટે આપણે તે ઝુંપડીમા છિએ કે બ્હાર ?!' આળસુ શિષ્યે વગર જોયે કહ્યુ –' આપણે ઝુંપડીની અંદર જ છિએ દરમ્યાન કોઈ કુતરૂ ટાઢને લીધે આવી પાસે સૂઈ ગયુ, તેના ઉપર ગુરુનો હાથ પડતા શિષ્યને પૂછવા લાગ્યો '**भो शिष्य ' मम पुच्छ वर्त्तते ! तदा शिष्येण चिंतित कच्छाटिकावरखंड गृहित्वा भवान् पृच्छतीति शिष्य प्राह भो ! गुरव तत्पुच्छ यस्मात तदूजलपनपरेण शयने त्वया यतितव्य**' આ પ્રમાણે બેઉ જણ ઉદ્યમરહિત હોવાને લીધે ત્યા જ આખી રાત ટાઢમા પડી રહ્યા અને પોતાની ઝુંપડીમા ગયા નહિ તેથી સવારે હીમ પડ્યાથી બેઉ જણ ઠરી જતા મરણને શરણ થયા તેમ જે આળસુજનો આ પ્રમાણે ઉદ્યમને વધાવી લેતા નથી અને તે મતિ કલ્પનાએ કોઈને પૂછે પણ નહી, ઉદ્યમ પણ ન આદરે અને તત્ત્વગવેષણા પણ ન કરે તો તે તત્ત્વ કયાથી મેળવી શકે ??

બીજો પણ એને જ લગતો મતિકલ્પના ઉપર દાખલો છે કોઈ એક મૂર્ખ શિષ્ય વેદીયા ઢોર જેવો વેદશાસ્ત્ર ભણેલો રસ્તામા ચાલ્યો જતો હતો, દરમ્યાન રાજાનો ગાંડો હાથી હાથીશાળામાથી ભાગી આવતો હોવાને લીધે માવતે કહ્યુ –' ભાઈ ! બધા વચમાથી દૂર હઠી જાઓ, નહી તો આ મદોન્મત્ત હાથી વખતે નુકસ ન કરી બેસશે આવુ સાભળી બધા લોકો તો માર્ગમાથી હઠી ગયા, પણ પેલો વેદીયો કે જે શાસ્ત્રો તો ભણ્યો હતો તથાપિ અર્થ વિવેચનાદિથી અજાણ હતો, તે ત્યાથી દૂર ન ખસતા મન કલ્પનાના સાગરમા ડૂલવા લાગ્યો, આ હાથી માણસને મારે છે તે પ્રાપ્ત થએલાને મારે છે ! કે અણ પામ્યાને મારે છે ? જ્યારે પ્રાપ્ત થએલાને મારતો હોય તો હાથી ઉપર બેઠેલા માવતને કેમ મારતો નથી ? અને જો પોતાને હાથ લાગેલા માવતને મારતો નથી અને અણપામ્યાને મારતો હોય તો સર્વ જગતના લોક એને અણપામ્યા જેવા છે તેને કેમ મારતો નથી ? આવો વિચાર કરી ત્યા જ ઊભો રહ્યો જેથી હાથીએ સૂંઢથી ઝાલી ચીરીને મારી નાખ્યો ' મતલબ એ જ કે કોઈનુ કહેવું ન માનતા પોતાની જ મતિએ વિચાર કરતો તે ત્યા જ ઊભો રહ્યો તેથી મરણ પામ્યો આવી જ રીતથી જે આપમતિ હોય તે હમેશા દુખ જ પામી નરક નિગોદાદિનો ભોક્તા થાય છે, પરતુ જે મનુષ્ય ગુરુમુખથી વાત જાણી કહેલા માર્ગે વિચરે તો બેશક તત્ત્વ પામે સમસ્ત પ્રકારના જ્ઞાનવડે કરીને સહિત, જિનેશ્વર દેવ કથિત અને ગણધરગુંફિત સૂત્રો–આગમ તથા અનુમાનપ્રમાણથી એટલે આગમમા જેવી રીતે જિનેશ્વરે કહેલ છે તે તથા અનુમાનપ્રમાણ વડે તથા આદરણીય જે ધર્મ ધ્યાન, શુકલ ધ્યાનના ચાર ચાર પાયા છે તે દ્વારા ચિંતવન કરવાથી ઉત્પન્ન થએલા

ધર્મ રસ દ્વારા ગુણસ્થાનક પ્રાપ્તરૂપ જે તત્ત્વની ગવેષણા કરે તે તત્ત્વને પામી શકે છે, એમાં કશો સંદેહ નથી. તત્ત્વનું જાણપણું તેને જ તત્ત્વબોધ કહેવામાં આવે છે. તેના બે પ્રકાર છે, તે એ કે સ્પર્શ તત્ત્વબોધ અને સંવેદન તત્ત્વબોધ તે પૈકી સ્પર્શ તત્ત્વબોધનું સ્વરૂપ એ છે કે જે મનુષ્યને તત્ત્વશાસ્ત્રો અર્થાત્ જિનાગમ સાંભળીને શ્રીજિનેન્દ્ર પ્રરૂપિત તત્ત્વસમ્યક્ત્વાદિ પ્રાપ્તિપૂર્વક-શ્રદ્ધાપૂર્વક નવ તત્ત્વ એટલે જીવ-અજીવ-પુણ્ય-પાપ-આશ્રવ-સંવર-નિર્જરા-બંધ અને મોક્ષ, એ નવે તત્ત્વો વગેરેનો અવબોધ થાય, નિર્મળ અધ્યવસાય વડે, આત્મપરિણતિ પરિપાક પણે-મન, વચન, શરીરની એકાગ્રતાની સ્થિરતા વડે-ભાવની શુદ્ધિ વડે-સદ્ગુરુના ઉપદેશ રૂપ અમૃતના યોગ વડે, સદ્હણા શ્રદ્ધાસંયુકત વસ્તુ ધર્મને ગ્રહણરૂપપણે ચિત્તની જે વૃત્તિ થાય એવો જે તત્ત્વબોધ તે સ્પર્શતત્ત્વબોધ કહેવાય છે. અને જે શ્રદ્ધા રહિત સમ્યક્ પ્રકારે વસ્તુના સ્વરૂપને જાણપણામાં ધારે તે સંવેદન તત્ત્વબોધ કહેવાય છે. કારણ કે સંવેદન તત્ત્વબોધ વાંઝણી સ્ત્રી સરખો હોવાથી કશું ફળ આપી શકતો નથી, પણ સ્પર્શતત્ત્વ બોધ તો પ્રાપ્તિરૂપ ફળદાયી છે, માટે સંવેદનનો ત્યાગ કરી સ્પર્શને અંગિકાર કરવો. હવે પરમતત્ત્વરૂપ દશ પ્રકારનો યતિધર્મ છે તે કહે છેઃ—ખંતિ-ક્ષમા ગુણ તે ક્રોધ ઉપર વિજય મેળવવો ૧, માર્દવ નિરાભિમાનતા ગુણ તે માનનો પરિત્યાગ કરવો ૨, આર્જવ નિષ્કપટતા ગુણ તે માયા કપટનો ત્યાગ કરવો ૩, નિર્લોભતા ગુણ તે લોભને તિલાંજલિ દેવી ૪, તપગુણ તે છ બાહ્ય ને છ અભ્યંતર એમ બારે ભેદનો તપ કરવો ૫, સંયમગુણ તે સત્તર પ્રકાર વડે સંયમ પાળવું ૬, સત્યવક્તા ગુણ તે ચારે નિક્ષેપા વડે સાચું બોલવું ૭, શૌચગુણ તે ભાવશૌચાદિ ૮, અકિંચનત્વ તે પરિગ્રહ ત્યાગરૂપ ૯, અને બ્રહ્મચર્ય ગુણ તે અઢાર ભેદયુક્ત બ્રહ્મચર્ય ૧૦, આ દશ ભેદથી અલંકૃત ધર્મનું સેવન કરવામાં આવેથી દેવ-મનુષ્ય-તિર્યંચ-નરક એ ચારે ગતિરૂપ ભવભ્રમણનો અંત કરી પાંચમી મોક્ષ ગતિ પમાડે છે. હવે તે ધર્મનું મૂળ દયા છે એથી ધર્મનું મૂળ દયા કહેવામાં આવે છે. અને જ્યાં દયા નથી ત્યાં ધર્મ નથી. દશ પ્રકારના ધર્મમાં પહેલા ક્ષમાની ગણના છે તે એટલા જ માટે કે જ્યારે ક્રોધનો પરાજય કરવામાં આવે ત્યારે જ ક્ષમાગુણ પ્રકટ થાય છે. અને જ્યારે ક્ષમા પ્રકટ થાય છે ત્યારે સાથે દયા હોય છે જ; તે માટે દયામય ધર્મ છે એ પ્રથમ યતિધર્મ છે.

—૧૧ થી ૧૫

વિનયને વશ છે ગુણ સવે, તે તો માર્દવને આયત્ત રે;
જેહને માર્દવ મન વસ્યો, તેણે સવિ ગુણ સંપત્ત રે. તે૦ સં૦ ૧૬

આર્જવ વિણ નવિ શુદ્ધ છે, નવિ ધર્મ આરાધે અશુદ્ધ રે;
ધર્મ વિના નવિ મોક્ષ છે, તેણે ઋજુ ભાવી હોય બુદ્ધ રે. તે૦ સં૦ ૧૭

દ્રવ્યોપકરણ દેહનાં, વલી ભકત પાન શુચિ ભાવ રે;
ભાવ શૌચ જિમ નવિ ચલે, તિમ કીજે તાસ બનાવ રે. તિ૦ સં૦ ૧૮

પંચાશ્રવથી વિરમીયે, ઇંદ્રિય નિગ્રહી જે પંચ રે;
ચાર કષાય ત્રણ દંડ જે, તજીયે તે સંજમ સંચ રે. ત૦ સં૦ ૧૯

બાંધવ ધન ઇંદ્રિયસુખ તણો, વલિ ભય વિગ્રહનો ત્યાગ રે;
અહંકાર મમકારનો, જે કરશે તે મહાભાગ રે. જે૦ સં૦ ૨૦

**અર્થ:**—યતિ ધર્મનો બીજો ભેદ નિરાભિમાનતા ગુણ છે. તે ગુણ જ્યારે અહંકાર–દ્રોહ–મત્સર–ઈર્ષ્યા વગેરે દોષોનો ત્યાગ કરે ત્યારે જ પ્રાપ્ત થાય છે. પણ તે ગુણ વિનયને આધિન રહેલ છે; કેમકે અભિમાનનો ત્યાગ થાય તો જ નમ્રતાપણું–વિનય પ્રાપ્ત થાય છે, અને જ્યારે વિનય પ્રાપ્ત થાય ત્યારે જ દેવ–ગુરુ–ધર્મ એ રત્નત્રયી ફળદાયક નીવડે છે. જે જે ગુણો છે તે તે બધા વિનયની પ્રાપ્તિથી જ પ્રાપ્ત થઇ સર્વગુણસંપન્ન થવાય છે. મતલબ એ જ કે વિનય વિના કોઈ પણ ગુણ કોઇને પણ પ્રાપ્ત થઈ શકતો નથી, તેમ સર્વોત્તમ કરણી કરવામાં આવે છતાં પણ જો તેમાં વિનયને સંભાળવામાં ન આવે તો તે તમામ કરણીઓ શૂન્ય જેવી ગણાય છે; માટે જ માર્દવ ગુણ માનનો ત્યાગ કરવાથી અવશ્ય પ્રકટ થાય છે. યતિ ધર્મનો ત્રીજો ભેદ સરલતાપણું છે, તે સરલતાગુણ જ્યારે કુટિલતા–વાંકાઈ–કપટપણું ઈત્યાદિ માયાના ઘરનું નિકંદન કરવામાં આવે ત્યારે જ પ્રકટ થાય છે; કેમકે જ્યાં લગી કુટિલતા–કપટ વગેરે હોય છે ત્યાં લગી સરલતા–નિષ્કપટતા ગુણ પ્રકટ થવા જ પામતો નથી. તેમ જ સરલતા વગર ધર્મની પણ શુદ્ધિ થતી નથી,–કપટથી કરવામાં આવનારી ધર્મકરણી અશુદ્ધ જ ગણાય છે. જ્યાં લગી આર્જવતા નથી ત્યાં લગી શુદ્ધ ધર્મનું આરાધન થઈ જ શકતું નથી. અને શુદ્ધ ધર્મના આરાધન વગર મોક્ષની પ્રાપ્તિ થતી નથી; માટે જ આત્માના બળવત્તરપણા વડે શુદ્ધ ચારિત્રના અભ્યુદયથી નિર્મળ આત્માના યોગે કુટિલતાદિ દોષત્યાગ કરી આર્જવગુણ, ધર્મની પુષ્ટિ કરી શકે છે. યતિધર્મનો ચોથો ભેદ શૌચ ગુણ છે. તેના બે ભેદ છે—એક દ્રવ્યશૌચ અને બીજો ભાવશૌચ. તે પૈકી દ્રવ્યશૌચ એ કહેવાય છે કે શરીરનાં દ્રવ્યોપકરણ જે હાથ પગ આંગળીઓ વગેરે છે તે બધાં દેહનાં દ્રવ્યોપકરણ, તથા પુસ્તક વસ્ત્ર પાત્રાદિ, કિંવા આહારપાણી વગેરેને ( રાગ રહિત–બેતાળીશ દોષ વગરના આહાર વગેરેને ) ગ્રહણ કરવો તે, અને ભાવશૌચ એ કહેવાય છે કે જે રીતથી આત્માના પવિત્ર અધ્યવસાય ધારણ કરવાવડે મનની કષાયલ્હેરો વગેરેથી રહિત શુદ્ધ વૃદ્ધિ પામતી ધારાએ ભાવશૌચ પ્રકટ થાય છે. તે ભાવશૌચ અચળ રહી શકે તેવી રીતે તેને અંગિકાર કરવો, એટલે જેમ જેમ

ચિત્ર ૧૮૧ — શ્રી ઋષભદેવનું દેરાસર — (પાનું ૨૧૬)



ચિત્ર ૧૮૨ — મહાદેવજીના મસ્તક ઉપર ગંગાધારા અને વિષ્ણુનો સમુદ્રમાં વાસ — (પાનું ૨૧૭)



ચિત્ર ૧૮૩ અગમ્ય સ્થાનમાં ધ્યાન ધરતો શ્રીપાલ (પાનું ૨૧૬)

ભાવશૌચ વધે તેમ તેમ યતિધર્મ વધે અને યતિધર્મ વધવાથી મોક્ષની પ્રાપ્તિ પણ સ્હેલી થઈ રહેશે; માટે શૌચધર્મ આદરવો. યતિધર્મનો પાંચમો ભેદ સંયમગુણ છે. તે સંયમ પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ એ પાંચ આશ્રવ તેનાથી દૂર રહેવામાં આવે તો જ ધર્મપ્રાપ્તિની સફળતા હાથ લાગે છે. એ પાંચ આશ્રવ અનાદિકાળથી આત્માની સાથે જ રહેનારા હોવાથી પાપોપચિત્તપણે દુષ્ટ ગતિ દેનારા છે. તે પંચાશ્રવ, તથા, સ્પર્શેંદ્રિય, રસેંદ્રિય, ઘ્રાણેંદ્રિય ચક્ષુરિન્દ્રિય અને શ્રોતેંદ્રિય એ પાંચે ઈન્દ્રિયોનું દમન કરવું, તેમ જ ક્રોધ, માન, માયા અને લોભ એ ચારે કષાયને ત્યજી દેવા. અને મનોદંડ, વચનદંડ, કાયદંડ, એ ત્રણે દંડને તિલાંજલિ દેવી; જ્યારે આ સત્તર પ્રકાર દૂર કરવામાં આવે ત્યારે આત્માની અંદર સંયમ સ્થિર થઇ શકે છે. જો સત્તરમાંથી એક પણ હોય તો સંયમ પણ મલીનતાવંત જ રહે છે; માટે સત્તરે ગુણોને પ્રગટે તેનો સંચય મોક્ષાર્થિએ કરવો હવે યતિધર્મનો છઠ્ઠો ભેદ મુક્તિગુણ છે. તે ભાઈ, મા, બાપ, બ્હેન, સંતતિ વગેરે તથા સોના, રૂપા, ઘર, હાટ, પ્રમુખ. વળી, ઈંદ્રિયસુખ તે ખાવાપીવા તથા સોના, રૂપા, ઘર, હાટ, પ્રમુખ વળી ઈંદ્રિયસુખ તે ખાવાપીવા તથા વસ્ત્રદાગીના વગેરેનો વિલાસ, શબ્દ, રૂપ, રસ, ગંધ વગેરે સર્વ ઈંદ્રિયસુખનો તથા આલોક પરલોક આજીવિકા વગેરે સાતે ભયનો કલેશ–વિષાદ–ઈર્ષ્યાનો અને જગતમાં હું જ ડાહ્યો–ધનવાન–સુખિયો–જ્ઞાની છું તે અહંકાર, તેમ જ આ બધું મ્હારૂં જ છે તે મમકારનો ત્યાગ કરે તેને જ મહા ભાગ્યવંત સમજવો; જ્યાં સુધી એ બધાંઓનો ત્યાગ ન થાય ત્યાં લગી સંસારચક્રનો અંત આવતો નથી, જેથી તેનો ત્યાગ કરી નિર્લોભતા ગુણ અંગિકાર કરવો. —૧૬ થી ૨૦

અવિસંવાદન જોગ જે, વલિ તન મન વચન અમાય રે;<br>
સત્ય ચતુર્વિધ જિન કહ્યો, બીજે દર્શને ન કહાય રે. બી૦ સં૦ ૨૧

ષડ્વિધ બાહિર તપ કહ્યું, અભ્યંતર ષડ્વિધ હોય રે;<br>
કર્મ તપાવે તે સહી, પડિસોઅ વૃત્તિ પણ જોય રે. પ૦ સં૦ ૨૨

દિવ્ય ઔદારિક કામ જે, કૃત અનુમિત કારિત ભેદ રે;<br>
યોગ ત્રિકે તસ વર્જવું, તે બ્રહ્મ હરે સવિ ખેદ રે. યો૦ સં૦ ૨૩

અધ્યાતમવેદી કહે, મૂર્ચ્છા તે પરિગ્રહ ભાવ રે;<br>
ધર્મ અકિંચનને ભણ્યો, તે કારણ ભવજલ નાવ રે. તે૦ સં૦ ૨૪

**અર્થ:**—યતિધર્મનો સાતમો સત્ય ગુણ છે. જેની અંદર કોઈ જાતનો વિરોધ વિસંવાદ ન હોય અર્થાત્ વસ્તુને વાસ્તવિક રીતે વસ્તુપણે માને તે અવિસંવાદ યોગને ધારણ કરવામાં આવે, તે પહેલા પ્રકારનું સત્ય. શરીરને અકુટિલતાપણે પ્રવર્ત્તાવવું તે

બીજા પ્રકારનું સત્ય. મનને અકુટિલતા પ્રમાણે પ્રવર્ત્તાવવું તે ત્રીજા પ્રકારનું સત્ય અને વચનને અકુટિલતાપણે પ્રવર્ત્તાવવું તે ચોથા પ્રકારનું સત્ય. આ ચારે પ્રકારના સત્યને અંગિકાર કરવામાં આવે. તથા ચોવીશ તીર્થંકર આદિ નામ સત્ય. તેઓની લાકડા, પત્થર ધાતુ વગેરેના બિંબોની સ્થાપના કરવી, અથવા તો ચિત્ર અક્ષર આલેખવા તે સ્થાપના-સત્ય. શ્રેણિક વગેરે ભાવિ કાળમાં થનારા જિન તે દ્રવ્યસત્ય, અને શ્રીસીમંધર પ્રભુ વગેરે વિચરતા તીર્થંકર તે ભાવસત્ય. આ પ્રમાણે ચાર નિક્ષેપા સહિત સત્ય શ્રીજિનેંદ્રે જ ભવ્ય જીવોના ઉપકારાર્થે ઠાણાંગસૂત્રમાં કથેલ છે, તે સત્ય ધર્મને ગ્રહણ કરવો. જૈનદર્શન સિવાય બીજાં પાંચે દર્શનમાં આ વાર્તા કથન કરેલ છે જ નહીં. યતિ ધર્મનો આઠમો ગુણ તપ છે. તેમાં પણ જઘન્યપણે નોકારશી તપ અને ઉત્કૃષ્ટપણે જાવજ્જીવ સુધી અનશન વ્રત–એમ બે તપનો સમાવેશ થાય છે. બાકી રહેલ તે મધ્યમ. તે તપના બાર ભેદ છે. તે પૈકી છ બાહ્ય તપભેદ છે તે એ કે—જેની અંદર ખાવાપીવાનું બિલકુલ બંધ તે અનશનતપ. જે આહારના પ્રમાણમાંથી એક બે ચાર કોળિયા ઓછું ખાવું તે ઉણોદરી તપ. દ્રવ્યનો સંક્ષેપ કરવો તે વૃતિસંક્ષેપ તપ. રસોનો ત્યાગ કરવો તે રસત્યાગ તપ. લોચ વગેરે પરિસહ સહવા તે કાયકલેશ તપ. અને પાંચે ઈંદ્રિયોને કબજે કરવી તે સંલીનતા તપ કહેવાય છે. છ અભ્યંતર તપ એ કહેવાય છે કે—ગુરુએ આપેલું પ્રાયશ્ચિત લેવું તે પ્રાયશ્ચિત તપ. વિનય સાચવવો તે વિનય તપ. ગુરુનો વૈયાવચ્ચ કરવો તે વૈયાવચ્ચ તપ. સ્વાધ્યાય ધ્યાન કરવું તે સજ્ઝાયતપ. ધ્યાન ધરવું તે ધ્યાનતપ અને ઉપસર્ગ સહન કરવા શરીર છાંડવું તે ઉપસર્ગ તપ કહેવાય છે. આ છ અભ્યંતર અને છ બાહ્ય તપ મળી બાર ભેદ થયા. તે તપ દ્રવ્ય અને ભાવથી કરવો. એ તપ કર્મને બાળી ભસ્મ કર-નાર હોવાથી નિશ્ચેથી પ્રતિશૌચવૃત્તિથી એટલે કે ઇંદ્રિયોને ન ગમે તેવી પ્રતિકૂળ વૃત્તિ વડે જ કરવો યોગ્ય છે. યતિ ધર્મનો નવમો ભેદ બ્રહ્મચર્ય છે. તે વૈક્રિય શરીર તથા ઔદારિક શરીર સંબંધી કામભોગ એ બંનેનું કરવું, કરાવવું ને અનુમોદવું એમ ગણતાં છ ભેદ થાય. તે એક એક ભેદને મન, વચન ને કાયા એ ત્રણ યોગ વડે ત્યાગ કરવાથી અઢાર ભેદ થાય છે. તે અઢાર ભેદવાળું સર્વ દુઃખહારક બ્રહ્મચર્યના ૧૮૦૦૦ ભાંગા પણ થાય છે. તે એવી રીતે કે—પૃથિવીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પ-તિકાય, બેઈંદ્રિય, તેઈંદ્રિય, ચૌરીંદ્રિય, પંચેંદ્રિય, અને અજીવ એ દશ ભેદને દશ યતિ-ધર્મ વડે ગુણતાં ૧૦૦ થાય, તે એક શ્રોતેંદ્રિયે થયા. તે પાંચ ઇંદ્રિયોની સાથે ગુણતાં ૫૦૦ ભેદ થયા તે એ આહારસંજ્ઞાયે થયા. તેવી ભયસંજ્ઞા, મૈથુનસંજ્ઞા અને પરિ-ગ્રહસંજ્ઞા એ ચારે ભેદથી ગુણતાં ૨૦૦૦ ભેદ થયા. તેને મન વચન કાયા એ ત્રણેથી ગુણતાં ૬૦૦૦ ભેદ થયા, તેને કરવું, કરાવવું, અનુમોદવું એ ત્રણેથી ગુણતાં ૧૮૦૦૦ ભેદ થયા. તે અઢાર હજાર શીલાંગરથ કહેવાય છે. તે રથના ધોરી થઇ યતિધર્મના નવમો ભેદ અજુવાળવો. યતિધર્મનો દશમો ગુણ અકિંચન–પરિગ્રહત્યાગ છે. આત્માને–અધિકરીને

કરે તે ચોથા ગુણસ્થાનકથી માંડી ચૌદમા ગુણસ્થાનક સુધી હોય છે, તેને અધ્યાત્મ કહે છે. તેના જે જાણકાર હોય તેને અધ્યાત્મવેદી કહેવામાં આવે છે. તે અધ્યાત્મવેદીઓ કહે છે કે જે મૂર્ચ્છા છે તે જ પરિગ્રહનો ભાવ છે. મતલબ કે પોતાની પાસે ખાવા પીવાનું કશું ન મળે છતાં, પણ દરેક વસ્તુની ઉપર ઈચ્છા–મમતા રાખે તે પરિગ્રહ-ધારી જ કહેવાય છે. તેમ જ ધન–કુટુંબ–ઘર–વાડી–બગીચા વગેરે પોતાની પાસે વિદ્યમાન હોવા છતાં પણ તેની તરફ બિલકુલ મમતા નથી; તો તે પરિગ્રહ રહિત ગણાય છે. જો સત્યપણે પરિગ્રહ છતાં તેની તે ભણી ત્યાગવૃત્તિ છે તો તે અકિંચન જ છે; અને સાધુ ધર્મ તેને જ કહેલ છે માટે સંસારસાગરથી તરવા નાવ સરખા આ દશભેદવંત યતિધર્મને જ આદરવો કે જેથી શુદ્ધપણે કર્મનું શોધન થાય છે. —૨૧ થી ૨૪

પાંચ ભેદ છે ખંતિના, ઉવયારવયાર વિવાગ રે;
વચન ધર્મ તિહાં તીન છે, લૌકિક દોય અધિક સોભાગ રે. લો૦ સં૦ ૨૫

**અર્થ:**—આ દશમાં પહેલા ક્ષમા ગુણના પાંચ ભેદ છે તે એ કે–કોઈ પણ મનુષ્યે આપણો ઉપકાર કર્યો હોય તો તે મનુષ્યનાં કડવાં–કઠીન વચન સહન કરવાં તે ઉપકાર ક્ષમા કહેવાય છે. જે મનુષ્ય આપણા કરતાં વધારે બળવાન–સત્તાવાન હોય તેથી આપણે તેને કંઈ કરી શકિયે તેમ નથી; વાસ્તે તેના બોલ સાંખી રહેવામાં જ ભૂષણ છે; નહીં તો અપમાનને પ્રાપ્ત થવાશે, એમ સમજીને સામો જવાબ ન દેતાં ક્ષમાશીલ બને તે અપકારક્ષમા કહેવાય છે. ક્રોધનાં ફળ નઠારાં છે અને તેના વડે અનેક દુશ્મન ઊભા થતાં વિવિધ સંતાપ પ્રાપ્ત થાય માટે દુર્વાક્ય ખમી રહેવામાં જ ફાયદો છે, એમ કર્મવિપાકનો ભય રાખવામાં આવે તે વિપાકક્ષમા કહેવાય છે. કઠીન વચન કહી કોઇનું દિલ દુભવે નહીં તેમ પોતે પણ બીજાનાં કઠીન વચનો વડે પોતાના દિલને દુભાવે નહીં, એટલે કે વચન પરિસહનો ઉપસર્ગ સહન કરે, સાવદ્ય વચન ન બોલે તે વચનક્ષમા કહેવાય છે. કોઈ છેદનભેદન કરે તો પણ ચંદનને કાપતાં બ્હેરતાં બાળતાં પણ પોતાની સુગંધ છોડે નહીં તેની પેઠે આત્માનો ધર્મ ક્ષમા જ છે માટે ક્ષમા જ રાખવી એમ ગજસુકુમારની પેઠે ક્ષમા ધારણ કરે, મૂળ ધર્મમાં સ્થિર રહે, તેરમા ચૌદમા ગુણસ્થાનની ઇચ્છા કરે તે ધર્મક્ષમા કહેવાય છે. આ પાંચ પ્રકારની ક્ષમા પૈકી પહેલી ત્રણ પ્રકારની ક્ષમાઓ લૌકિક સુખ દેનારી છે; અને પછીની બે ક્ષમાઓ મોક્ષસુખને આપનારી છે. —૨૫

અનુષ્ઠાન તે ચાર છે, પ્રીતિ ભક્તિ ને વચન અસંગ રે;
ત્રણ ક્ષમા છે દોયમાં, અગ્રિમ દોયમાં દોય ચંગ રે. અ૦ સંવે૦ ૨૬

વલ્લભ સ્ત્રી જનની તથા, તેહના કૃત્યમાં જૂઓ રાગ રે;
પડિક્કમણાદિક કૃત્યમાં, એમ પ્રીતિ ભક્તિનો લાગ રે. એ૦ સંવે૦ ૨૭

વચન તે આગમ આસરી, સહેજે થાયે અસંગ રે;
ચક્ર ભમણ જિમ દંડથી, ઉત્તર તદભાવે ચંગ રે. ઉ૦ સંવે૦ ૨૮

વિષ ગરલ અનુષ્ઠાન છે, તદ્દહેતુ અમૃત વલિ હોય રે;
ત્રિક તજવા દોય સેવવા, એ પાંચ ભેદ પણ જોય રે. એ૦ સંવે૦ ૨૯

વિષકિરિયા તે જાણીયેં, જે અશનાદિક ઉદ્દેશ રે;
વિષ તતખિણ મારે યથા, તેમ ઈહ ભવ ફલ લેશ રે. તે૦ સંવે૦ ૩૦

અર્થઃ—ક્ષમાનાં ચાર અનુષ્ઠાન એટલે ક્રિયાઓ છે ને તેના છ આવશ્યક છે. એટલે શ્રાવકનું પ્રતિક્રમણ અને યતિપગામ સજ્ઝાય, અતિચાર, આલોચના વગેરે તે પડિક્કમણાવશ્યક કહેવાય. તથા જ્ઞાન, દર્શન, ચારિત્ર સંબંધી કાઉસ્સગ્ગ કરવા તે કાઉસ્સગ્ગ આવશ્યક કહેવાય. શક્તિ મુજબ પચ્ચખ્ખાણ કરવું તે પ્રત્યાખ્યાનાવશ્યક કહેવાય. આ ત્રણે આવશ્યકની અંદર પ્રીતિ–અનુષ્ઠાન જાણવું. અને સામાયિક, ચઉવિસત્થો એ બેઉ જિનવંદનાવશ્યક તથા વાંદણાં દેવાં એ ગુરુવંદનાવશ્યક એ ત્રણે આવશ્યકની અંદર ભક્તિ અનુષ્ઠાન છે. આગમાનુસારે પ્રવર્ત્તવું તે વચન અનુષ્ઠાન, અને સહેજે બની શકે તે અસંગાનુષ્ઠાન કહેવાય છે. આ ચારે અનુષ્ઠાનને આગળ કહેવામાં આવેલી પાંચે પ્રકારની ક્ષમાઓ, પૈકી પહેલી ત્રણ ક્ષમાઓમાં પ્રીતિ અને ભક્તિ એ બન્ને અનુષ્ઠાનનો સમાવેશ છે. અને પાછળની બે ક્ષમાઓમાં વચન તેમજ અસંગ અનુષ્ઠાનનો સમાવેશ થાય છે. માટે પાછળનાં બે અનુષ્ઠાન સુંદર માનીને અંગિકાર કરવાં. અનુષ્ઠાનનાં લક્ષણ શું હોય તે હવે કહેવામાં આવે છે. પોતાની સ્ત્રી અને પોતાની માતા એ બન્ને સ્ત્રી જાતિ છે અને બન્ને ઉપર વ્હાલ પણ હોય છે; તથાપિ તે બેઉનાં કાર્યોની અંદર જૂદા જૂદા પ્રકારનો રાગ હોય છે. મતલબ કે સ્ત્રી ઉપર પ્રીતિરાગ અને માતા ઉપર ભક્તિરાગ હોય છે. તે જ મુજબ પડિક્કમણ–કાઉસ્સગ્ગ, અને પચ્ચખ્ખાણ એ ત્રણ આવશ્યકમાં પ્રીતિઅનુષ્ઠાન છે; કેમકે તેઓના સંગથી આગળ વિશેષ ગુણ વધે એથી પ્રીતિરાગ હોય છે, અને સામાયિક રૂપ ચારિત્ર, ચઉવિસત્થારૂપ પ્રભુવંદન અને વાંદણાંરૂપ ગુરુવંદન એ ત્રણ આવશ્યકમાં ભકિતપૂર્ણ ક્રિયા છે. એમ પ્રીતિ આ લોકના આશય અને ભક્તિ પરલોકની આશય હોવાથી અનુષ્ઠાનના લાગ હોય. વચન અને અસંગ એ બે અનુષ્ઠાનના ખુલાસા હવે કહે છે કે જેમ કુંભારનો ચાકડો પ્રથમ દાંડાના લાગથી વેગમાં ચાલી શકે છે, પણ પછીથી પોતાની મેળે સ્હેજે ફરી શકે છે, તેમ શ્રીવીતરાગ પ્રરૂપિત આગમની અંદર જેવી રીતે જ્ઞાન ક્રિયાનાં આલંબન કથેલ તેના અનુસારે આજ્ઞા મુજબ ધર્મમાં પ્રવર્ત્તન કરે તે વચનાનુષ્ઠાન સમજવું. અને પાછળથી ઉત્તરકાળે તેના અભાવ વડે કોઈના આધાર વગર

પણ સહેજે આદત પડી રહેતાં જે પાંચ ક્રિયા થાય તે અસંગાનુષ્ઠાન સમજવું. યતિધર્મની અંદર જે પાંચ ક્રિયા છે તે કહે છે.—વિપ—ગરળ, અનુષ્ઠાન, તદ્દહેતુ અને અમૃત એ પાંચ (ક્રિયા) છે. તે પૈકી પહેલી ત્રણ ક્રિયા આદરવા લાયક નથી, પણ જાણવા યોગ્ય જ છે; કેમકે તે ચારિત્રવંતનું ચારિત્ર દગ્ધ કરી દેનાર, ભવભ્રમણા વધારનાર અને દુઃખ અર્પનાર છે. તથા પાછળની બે ક્રિયાઓ આદરવા–સેવવા લાયક છે; કેમકે તેઓ મુક્તિદાતા છે. એ સંબંધમાં વિસ્તાર પૂર્વક કહે છે—પહેલી વિષક્રિયા છે જે ચારિત્રવંત ખાનપાન મળવાના ઉદ્દેશને લીધે કરે એટલે કે જો હું ભણવાનો અભ્યાસ તથા ક્રિયા કરૂં તો તે મને વાંદવા આવનારના જોવામાં આવે તો તેની પ્રીતિ ભક્તિ વિશેષ વધતાં ખાનપાન વગેરે સ્હેલાઇથી પ્રાપ્ત થાય–માન વધે–વગેરેની ઇચ્છાને અવલંબી જે કંઈ ક્રિયા કરે તે ખરૂં કહીએ તો કપટ ક્રિયા જ છે, તેથી લાભ નજીવો મળે, પણ નુકશાન અપાર છે માટે એ વિષક્રિયાને વિષસંજ્ઞા એ માટે જ આપેલ છે કે જેમ વિષ–ઝેર ખાવાથી તરત મરણને વધાવી લેવું પડે છે, તેમ આવી કપટક્રિયાથી પણ દુર્ગતિને વધાવી લેવી પડે છે; કારણ મહાવ્રત ધારીને તો કપટ મહા દુર્ગતિદાતા છે.

—૨૬ થી ૩૦

પરભવે ઈંદ્રાદિક રૂદ્ધિની, ઈચ્છા કરતાં ગરલ થાય રે;
તે કાલાંતર ફલ દીએ, મારે જીમ હડકિયો વાય રે. મા૦ સંવે૦ ૩૧

લોક કરે તિમ જે કરે, ઉઠે બેસે સમૂર્ચ્છિમ પ્રાય રે;
વિધિ વિવેક જાણે નહીં, તે અનનુષ્ટાન કહાય રે. તે૦ સંવે૦ ૩૨

તદ્દહેતુ તે શુદ્ધ રાગથી, વિધિ શુદ્ધ અમૃત તે જોય રે;
સકલ વિધાન જે આચરે, તે દીસે વિરલા કોય રે. તે૦ સંવે૦ ૩૩

કરણ પ્રીતિ આદર ઘણો, જીજ્ઞાસા જાણનો સંગ રે;
શુભ આગમ નિર્વિધનતા, એ શુદ્ધ ક્રિયાનાં લિંગ રે. એ૦ સંવે૦ ૩૪

દ્રવ્યલિંગ અનંતાં ધર્યાં, કરી કિરિયા ફલ નવિ લદ્ધ રે;
શુદ્ધ ક્રિયા તો સંપજે, પુદ્ગલ આવર્તને અદ્ધ રે. પુ૦ સંવે૦ ૩૫

[મારગ અનુગતિ ભાવ જે, અપુનર્બંધકતા લદ્ધ રે;
કિરિયા નવિ ઉપ સંપજે, પુદ્ગળ આવર્ત્ત ને અદ્ધ રે. પુ૦ સંવે૦ ૩૫]

**અર્થ:**—તેમ જ ગરલ ક્રિયા છે તે પણ દુર્ગતિદાતા છે; તથાપિ તુરત ફળ ન

આપતાં કંઈક વખત ગયા પછી આવે છે. એટલે કે—કોઇ ચારિત્રવંતના ચારિત્ર પાળતાં ચિત્તવૃત્તિમાં એવા અધ્યવસાય થાય કે સારી ક્રિયા કરૂં તો પરભવમાં ઇંદ્રની કિંવા ચક્રવર્તી વગેરેની રાજ્યલક્ષ્મી પ્રાપ્ત થાય અથવા ધનધાન્ય વગેરે હાથ લાગે તે ક્રિયાને ગરળક્રિયા કહેવાય છે. તે જેમ હડકાયું જનાવર મનુષ્યને કરડે તે તરત મરણ ન આપે, પણ ત્રણ વર્ષની મુદત દરમ્યાન હડકવા થતાં મરણ આપ્યા વગર રહે નહીં, તેમ ચારિત્ર વંત ક્રિયા કરતાં અતિ નિયાણું કરે તે તુરત નહીં, પણ બે ત્રણ ભવની અંદર તે વસ્તુ પ્રાપ્ત થાય, કિંતુ ચારિત્રનું ફળ મળે નહીં. માટે એ પણ તજવા યોગ્ય છે. તેમ જ ત્રીજી અનુષ્ઠાનક્રિયા છે તે પણ કોઈ અજ્ઞાની ચારિત્રવંત પારણાને વાસ્તે કે ગ્રહણ કરવા માટે કરે. જેમ બીજાઓ ઉઠબેસ કરે તેમ તે પણ સમૂર્ચ્છિમની જેમ કરે, એટલે કે કોઈ ભૂખથી પીડાતો ચારિત્ર અંગિકાર કરી ભૂખ ભાગે, તેને ફકત ખાવાની લાલચ પૂરી પાડવાની વૃત્તિ રહે તેને લીધે જ તે ક્રિયા કરે તેથી ક્રિયા વિગલેંદ્રીની ક્રિયા જેવી પોષક ક્રિયા જાણવી. કેમકે પોતાના ચિત્તમાં વિધિ વિવેક કાંઇ જાણે નહિ. જે આ રીતે બેસવું, ઉઠવું, વંદન પૂજન કરવું, વગેરે વિધિ બિલકુલ જાણે નહિ, તેમ જ ગુરુની સામે કેવી રીતે જવું, આવવું, બેસવું, ધર્માચાર્ય જ્ઞાન વગેરેનો વિનય કેવી રીતે સાચવવો ! તેની પણ ગમ નહીં, જેથી તે વિધિ વિવેકથી અજાણ હોવાને લીધે મન વગર લોકની દેખાદેખી ક્રિયા કરે તે નિષ્ફળ નીવડે છે; માટે એ પણ ત્યાગવા લાયક છે. તદ્હેતુ ક્રિયા તેને કહે- વામાં આવે છે કે જે ચારિત્ર અંગિકાર કરનાર શુદ્ધ વૈરાગ્યવંત ભદ્રિક પરિણામવંત હોવાને લીધે ગુરુદેશનાને સાંભળી સંસારના સકળ ભાવને ક્ષણભંગુર-નાશવંત સમજી સાંસારિક સમુદાયથી વિરકત થઇ ચારિત્ર ગ્રહણ કરે તે શુદ્ધ રાગ વડે વૃદ્ધિ પામતા મનોરથ સહિત ક્રિયા કરે, જો કે તેનો વિધિ શુદ્ધ ન હોય, તથાપિ અંતે વિશુદ્ધિ થાય, માટે તે ફળદાયક છે, અને પાંચમી અમૃત ક્રિયા કે જે નામ વડે જ સંજીવનરૂપ અમૃતની પ્રતીતિ આપે છે તે ક્રિયામાં તો આગમોની અંદર કહેલા શુદ્ધ વિધિસહ શુદ્ધ ચિત્ત અધ્યવસાય વડે સમસ્ત ક્રિયાના અનુષ્ઠાનનો વિધિ આચરી આત્મોદ્ધાર કરનાર કોઈ વિરલા પુણ્ય શાલી જ હોય છે. તે અમૃતક્રિયા તો પાંચે ક્રિયાઓમાં કેવળ અદ્ભુત ચિંતામણિ સરખી છે; કેમકે એ ક્રિયાની પ્રાપ્તિથી સંસારનો અંત આવી જાય છે. જેથી મોક્ષ પ્રાપ્તિયુક્ત શુદ્ધ ભાવથી રહે છે, અને એ ક્રિયાની પ્રાપ્તિ વિના મોક્ષની પ્રાપ્તિ થતી જ નથી. હવે ક્રિયાનાં લક્ષણો કહે છે—જે ધર્મક્રિયા કરવામાં બહુ જ પ્રીતિ પામે, બહુ જ આદર કરે, ક્રિયાના પ્રયત્નને જાણવા સંબંધી હમેશાં અભ્યાસ કરી તત્ત્વ જાણવાની વાંચ્છના કરે-રાખે, શુદ્ધ ક્રિયાના જાણકારની સંગતિ કરે ( વિકથાનો કે વિકથા કરનાર અન્યદર્શની વગેરેનો બિલકુલ સંગ ન કરે. ) અને જિનકથિત સ્યાદ્વાદ રચનારૂપ ઉત્તમ સિદ્ધાંતને નિર્વિઘ્ન- તાથી આદરે એટલે કે તમામ કામ ત્યજી ફકત આગમશ્રુતપંથે ખપ કરે. આ છ લક્ષણ ક્રિયાના છે, શુદ્ધ ક્રિયા ક્યારે પ્રાપ્ત થઈ શકે તે વિષે કહે છે. યતિવેષની અંદર ઓઘો

મુહપત્તિ ગ્રહણ કરવારૂપ દ્રવ્યલિંગને અનંતવાર અંગિકાર કર્યા, એટલે કે જીવે ઓઘા મુહપત્તિ અપાર વાર ધારણ કરી ને મેરૂ જેવડા મોટા ઢગલા કર્યા અને વિવિધ પ્રકારની વિશેષતાપૂર્વક ક્રિયાઓ પણ કરી, તથાપિ તે યતિવેષનું કે ક્રિયાનું ફળ પ્રાપ્ત કર્યું નહીં; કેમકે બોધિબીજ સમકિત મેળવ્યા વગર જે જે ક્રિયા અને વેશ અંગિકાર કરવામાં આવ્યા તે તે તમામ નિષ્ફળ ગયાં. શુદ્ધ ક્રિયા તો જ્યારે જીવને અર્દ્ધ પુદ્ગલ પરાવર્ત્ત બાકી રહે છે, ત્યારે અંતર્મુહૂર્ત પ્રમાણ ફકત સમકિતનો સ્પર્શ થાય છે. મતલબ એ જ કે અર્દ્ધપુદ્ગળ પરાવર્ત્ત બાકી રહે તે વખતે શુદ્ધ ક્રિયાનું ફળ હાથ લાગે છે. તે વારે અંતર્મુહૂર્ત પ્રમાણ માત્ર સમકિતને ફરસી અર્ધપુદ્ગલ પરાવર્ત્ત સંસાર કરે તથા જેને સમકિત આવીને પાછું જાય નહિ તેને છાસઠ સાગરોપમથી વિશેષ કાળ સંસારમાં રહ્યા પછી તે જીવ મોક્ષે જાય. —૩૧ થી ૩૫

અરિહંત સિદ્ધ તથા ભલા, આચારિજ ને ઉવજ્ઝાય રે;
સાધુ નાણ દંસણ ચરિ, તવ નવપદ મુગતિ ઉપાય રે. ત૦ સં૦ ૩૬

એ નવપદ ધ્યાતાં થકાં, પ્રગટે નિજ આતમ રૂપ રે;
આતમ દરિસણ જેણે કર્યું, તેણે મૂંધો ભવભય કૂપ રે. તે૦ સંવે૦ ૩૭

ક્ષણ અર્દ્ધે જે અઘ ટલે, તે ન ટલેભવની કોડી રે;
તપસ્યા કરતાં અતિ ઘણી, નહિં જ્ઞાન તણી છે જોડી રે. ન૦ સંવે૦ ૩૮

આતમજ્ઞાને આતમા, તે સવિ પુદ્ગલનો ખેલ રે;
ઇંદ્રજાલ કરી લેખવે, ન મિલે તિહાં દેઈ મન મેલ રે. ન૦ સંવે૦ ૩૯

જાણ્યો ધ્યાયો આતમા, આવરણ રહિત હોય સિદ્ધ રે;
આતમ જ્ઞાન તે દુઃખ હરે, એહિ જ શિવ હેતુ પ્રસિધ્ધ રે. એ૦ સંવે૦ ૪૦

ચોથે ખંડે સાતમી, ઢાલ પૂરણ થઈ તે ખાસ રે;
નવપદ મહિમા જે સુણે, તે પામે સુજસ વિલાસ રે. તે૦ સંવે૦ ૪૧

**અર્થ**:—હવે મોક્ષનો ઉપાય કહે છે. રાગ દ્વેષ વગેરે અંતરશત્રુનો પરાજય કરી તથા ઘનઘાતી કર્મનો નાશ કરી કેવળજ્ઞાન મેળવી જે અરિહંત થયા તેમનું, આઠ કર્મ ક્ષય કરી સિદ્ધ વર્યા તે સિધ્ધ ભગવાનનું, પંચાચારને પાળવે કરી ગચ્છ નિર્વાહ કરે તે ભલા આચાર્ય મહારાજનું, અંગોપાંગ ભણે ભણાવે ને ઉત્તમ કાર્ય કરે તે મુનિમહારાજનું, જેના પ્રતાપ વડે વસ્તુ માત્રનું જેવું જોઈએ તેવું પૂર્ણ જ્ઞાન થાય તે જ્ઞાનનું, સમકિત

દર્શન પ્રાપ્ત થવાનાં હેતુ ધારણ કરે તે દર્શનનું, આઠ કર્મના જથ્થાને ખાલી કરે તે ચારિત્રનું, અને નિકાચિત કર્મ મેલને શોધી દૂર કરે તે તપનું, એ નવે પદનું એકાગ્ર મન, વચન, તનવડે ધ્યાન ધરવામાં આવે તો મોક્ષની પ્રાપ્તિ થાય છે; માટે એ મોક્ષ મળવાનો ઉપાય છે. એ નવપદનું ધ્યાન ધરવાથી પોતાના આત્માનું સ્વભાવિક સ્ફટિક રત્નવત્ ઉજ્વળ રૂપ પ્રકાશમાં આવે એટલે કે જેમ સ્ફટિક રત્ન ઉજ્વળ હોય છે છતાં તેના નીચે કોઈ પણ રંગનો દાગ મૂકવાથી કે રંગ લગાડવાથી લાલ, પીળું, શ્યામ દેખાય, પણ તેનો રંગ વા દાગ ધોવાના પ્રયોગથી દૂર કરી દેવામાં આવતાં પાછું અસલ ઉજ્વળ સ્વરૂપ તેનું દેખાય તેમ આત્મા નિર્મળ છતાં કર્મથી લિપ્ત થવાને લીધે મલિન સંસારી વિભાવી થઈ પડે, તેને નવપદધ્યાનથી કર્મ મલરહિત નિર્મળ થતાં જ સ્હેજે પોતાનો જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ ઉજ્વળ ગુણ પ્રગટ થાય છે, તેને આત્મદર્શન કહીએ. જે જીવે એ આત્મદર્શન કર્યું હોય તે જીવે સંસારરૂપ કુવાને ઢાંકી સંસારને મર્યાદામાં લાવી મૂક્યો ગણાય છે, માટે જ નવપદજીનું હમેશાં ધ્યાન કરવું. હવે જ્ઞાનનું બહુમાન કરે છે. અજ્ઞાન કષ્ટ કરનારા પુરુષો ક્રોડો જન્મ લગી મહાન્ કઠિન તપશ્ચર્યા કર્યા કરે; તો પણ જેટલું પાપ ક્ષય ન કરી શકે તેટલું પાપ જ્ઞાનીપુરૂષ શ્વાસોશ્વાસમાં ક્ષય કરી શકે છે; માટે જ જગતની અંદર કોઈ પણ વસ્તુ જ્ઞાનની બરોબરી કરી શકે તેમ છે જ નહીં; માટે જે પ્રાણી આત્માજ્ઞાનની અંદર મગ્ન થઈ સંસારીદશાને વિભાવરૂપ ગણી હમેશાં સ્વભાવદશામાં લીન રહી આત્મરમણ કરે છે, શરીર, ધન કે ઈંદ્રિયો સંબંધી સુખરૂપ પુદ્ગળ ખેલને ઇંદ્રજાળ સરખો ગણે છે, તેને કર્મમળ લાગતો નથી; કેમકે તે ચિત્તમાં વિચારે છે કે પુદ્ગળદ્વારા પુદ્ગળનું પોષણ કરવું તે વ્યાજબી નથી; પુદ્ગળનો ધર્મ સડવા, પડવા, વિધ્વંસ પામવાનો છે તેમાં હું આસક્ત થયો એથી જ અનંતાકાળ લગી ભવમાં ભટક્યો, પરંતુ હવે શ્રીજિનેંદ્રપ્રરૂપિત અમૃતવાણી વડે મેં જાણી લીધું કે— સંસાર દુઃખદાઈ અને બાજીગરની બાજી જેવો છે, તો તેની ઉપર રક્ત થવું એ અજ્ઞાનીનું કામ છે. પુદ્ગળ ઉપર મમતાવંત થવું એ પણ અજ્ઞાનીનું જ કર્ત્તવ્ય છે, જ્ઞાનીજન તો આત્મજ્ઞાનમાં જ લીન રહે છે. જે મનુષ્ય આત્મજ્ઞાન સાથે પૂરી પિછાણ કરી દૂધમાં મળેલા પાણી અને લોઢાના ગોળામાં પ્રવેશેલા અગ્નિની પેઠે તદ્રૂપ થાય, તે મનુષ્ય આઠ કર્મના આવરણ વગરનો થઈ આત્માના મૂળ ગુણો પ્રગટ કરી સિદ્ધિપદ મેળવે છે, માટે આત્મજ્ઞાનની રમણતા વડે જ સર્વ દુઃખહર્ત્તા થવાય છે, અને પ્રગટપણે આત્મજ્ઞાન જ મોક્ષનું હેતુ થાય છે એ નિઃસંદેહ છે. એમ જાણીને મોક્ષાર્થિ જનોએ આત્માની પરિણતી સુધારવી એ જ સર્વ શ્રેયનું કારણ છે. **શ્રીયશોવિજયજી** મહારાજ કહે છે કે આ **શ્રીપાલ રાસ**ના ચોથા ખંડની અંદર સાતમી ઢાળ પૂર્ણ થઈ જે માનવ, નવપદજીનો મહિમા સાંભળે તે પ્રાણી રૂડા જસના વિલાસને પામે. —૩૬ થી ૪૧

---



ચિત્ર ૧૮૪ મેરૂ પર્વત તથા સમુદ્રની આકૃતિ (પાનું ૨૧૮)



ચિત્ર ૧૮૫ અજિતસેનને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું (પાનું ૨૧૯)



ચિત્ર ૧૮૬ અજિતસેન મુનિ શ્રીપાલને ધર્મોપદેશ આપે છે (પાનું ૨૧૯)

દોહા છંદ

ઇણી પરે દેઈ દેશના, રહ્યો જામ મુનિચંદ;
તવ શ્રીપાલ તે વિનવે, ધરતો વિનય અમંદ. ૧

ભગવન્ ! કહો કુણ કર્મથી, બાલપણે મુજ દેહ;
મહારોગ એ ઉપનો, કુણ સુકૃતે હૂઓ છેહ. ૨

કવણ કર્મથી મેં લહી, ઠામ ઠામ બહુ રિદ્ધિ;
કવણ કુકર્મે હું પડયો, ગુણનિધિ જલનિધિ મધ્ય. ૩

કવણ નીચ કર્મે હૂઆ, ડૂંબપણો મુનિરાય;
મુઝને એ સવિ કિમ હૂઆ, કહિયે કરિ સુપસાય. ૪

**અર્થ:**—ઉપર પ્રમાણે મુનિરૂપ તારાગણમાં ચંદ્રમા સરખા રાજર્ષિ અજિતસેન ધર્મદેશના દઇ મૌન રહ્યા ત્યારે અતિ વિનયપૂર્વક **શ્રીપાલ** મહારાજા મુનિમહારાજશ્રીને વિનવવા લાગ્યા કે—'હે જ્ઞાનવાન્ ભગવંત ! મને બાળપણમાં જ કયા કુકર્મ પ્રસંગથી કોઢનો મહારોગ પેદા થયો હતો ? અને તે કયા જન્માંતરના સુકૃતને લીધે પાછો મટી ગયો ? હે ગુણનિધિ ! વળી કયા કર્મના પ્રભાવથી મેં સ્થળે સ્થળે ઋદ્ધિ પ્રાપ્ત કરી ? તથા કયા કુકર્મના યોગથી હું દરિયામાં પડયો. તેમ જ હે મુનિરાજ ! મેં કયા નીચકર્મ સંયોગ વડે ડૂંબનું કલંક વ્હોર્યું ? એ બધું સવિસ્તરપણે મને કૃપા કરીને ફરમાવો કે તેવું શા કારણથી થયું ? —૧ થી ૪

---

**ઢાળ આઠમી**—સાંભરીઆ ગુણ ગાવા મુજ મન હરીના રે–એ દેશી.

સાંભલજો હવે કર્મવિપાક કહે મુનિ રે, કાંઈ કીધું કીધું કર્મ ન જાય રે;
કર્મવશે હોય સઘલાં સુખદુ:ખ જીવને રે, કર્મથી બલિયો કો નવિ થાય રે. સાં૦ ૧

ભરતક્ષેત્રમાં નયર હિરણ્યપૂરે હૂઆ રે, મહીપતિ મોહોટો તે શ્રીકંત રે;
વ્યસન તેહને લાગ્યું આહેડા તણું રે, કાંઈ વારે વારે રાણી એકંત રે. સાં૦ ૨

રાણી તેહની જાણો સુગુણા શ્રીમતી રે, સમકિત શીલની રેખ રે;
જિન ધર્મે મતિ રૂડી કૂડી નહિ મને રે, દાખે દાખે શીખ વિશેષ રે. સાં૦ ૩

પિયુ તુઝને આહેડે જાવું નવિ ઘટે રે, જેહને કેડે છે નરકની ભીતિ રે;
ધરણી ને પરણી બે લાજે તુઝ થકી રે, માડી જેણે જીવહિંસાની અનીતિ રે સા૦ ૪

મુખ તૃણ દીધે અરિ પણ મૂકે જીવતા રે, એહવો છે રૂડો ક્ષત્રિનો આચાર રે,
તૃણ આહાર સદા જે મૃગપશુ આચરે રે, તેહને મારે જે આહેડે તે ગમાર રે સા૦ ૫

**અર્થઃ**—(હવે રાજર્ષિ અજિતસેન મહારાજ કર્મના વિપાક ફળ-કહે છે તે તમે સાંભળો ') " હે **શ્રીપાલ** રાજન્ ! જે જીવ જે કંઈ સારા કે નરસા કર્મો કરે છે તે તેણે ભોગવ્યા વગર કદી પણ જતા નથી કર્મથી કોઈ વિશેષ બળવાન નથી આ ભરત ક્ષેત્રની અંદર હિરણ્યપુર નગરનો શ્રીકંત નામનો મોટો રાજા થયો હતો, તેને શિકાર કરવાનું દુષ્ટ વ્યસન વળગ્યું હતું, તે જોઈને તેની શ્રીમતી રાણી એકાંતમાં વારંવાર શિકાર નહિ કરવા વિનવતી હતી, કેમકે રાજા મિથ્યાત્વધર્મી હતો રાણી જિનધર્મ રક્ત મતિવાળી સુશીલ ને સમકિતની રેખારૂપ ગુણવંતી હોવાને લીધે વિશેષે કરીને પ્રાણપતિને પાપમાર્ગથી પાછો હઠાવવા શિખામણ દેતી હતી હે પ્રિયતમજી ! આપને શિકાર કરવા જવું વ્યાજબી જ નથી, કેમકે એ દુષ્ટ કર્મની પાછળ નરકે જવાની બ્હીક કાયમ છે તેમ જ એ દુર્વ્યસનને લીધે હું વિવાહિતા અને આપના કબજાની પૃથ્વી બને આપને જોતા જ લાજીએ છીએ કેમકે જીવહિંસા રૂપ અનીતિ તમે હાથ ધરી છે ક્ષત્રિનો મુખ્ય ધર્મ એ છે કે જે શત્રુ હોય તેને મારવો છતાં તે શત્રુ પણ જો મ્હોમાં ઘાસનું તરણું લઈ સામે ઊભો રહે તો મુખમાં તૃણ લીધેલાને ન મારતાં જીવતો જવા દેવો તો વિચાર કરો કે જે મૃગપશુઓ હમેશા ઘાસનો જ આહાર કરે છે તેને જે ક્ષત્રિપુત્ર મારી નાખે છે તે ક્ષત્રિપુત્ર નહીં પણ ગમારપુત્ર જ ગણવા યોગ્ય છે તેમ જ જે પ્રાણી સામે ન થતાં પૂઠ બતાવી નહાશી જાય તે જીવને પણ ન મારવો એ પણ યુદ્ધવીર શાસ્ત્રીજાયાનો ખાસ ધર્મ છે વળી, જેના હાથમાં હથિઆર-શસ્ત્ર ન હોય તેના ઉપર પણ ક્ષત્રિપુત્ર ઘા કરતા નથી એવી ઉત્તમ રાજનીતિ છે —૧ થી ૫

સસલા નાસે પામે નહિ આયુધ ધરે રે, રાણીજાયા બાણી તેહને કેડ રે,
જે લાગે તે આગે દુઃખ લહેશે ઘણાં રે, નાઠા શું બલ ન કરે ક્ષત્રિ વેઢ રે સા૦ ૬

અબલકુલાગી ઝખને નિજ દ્રુમ પીડતા રે, ખગને મૃગને તૃણભક્ષીને દોષ રે,
હણતા નૃપને ન હોય ઈમ જે ઉપદિશે રે, તેણે દીધો તસ હિંસક કુલ પોષ રે સા૦ ૭

હિંસાની તે ખીમા સઘલે સાંભળી રે, હિંસા નવિ રૂડી કિણહી હેત રે,
આપ સંતાપે પર સંતાપે પાપીયા રે, આહેડી તે જાણો કુળમાં કેત રે ગા૦ ૮

જાઓ રસાતલ વિક્રમ જે દુર્બલ હણે રે, એતો લેશ્યા કૃષ્ણનો ઘન પરિણામ રે;
ભૂંડી કરણીથી જગ અપજસ પામીયે રે, લીહાલો ખાતાં મુખ હોવે તે શ્યામ રે. સાં૦
એહવાં રાણીયે વયણ કહ્યાં પણ રાયને રે, ચિત્ત માંહે નવિ જાગ્યો કોઇ પ્રતિબોધ રે;
ઘનવરસે પણ નવિ ભીંજે મગસેલીયો રે, મૂરખને હિત ઉપદેશે હોય ક્રોધ રે. સાં૦ ૧૦

**અર્થ:**—પરંતુ આપ તો સસલાં હરિણ વગેરે પ્રાણીઓ કે જે શસ્ત્ર વગરનાં, સામે ન થતાં પૂંઠ બતાવી ભાગી છૂટનારાં છે તેની પાછળ પડી તેમના પ્રાણ લેવા ધનુષ પર બાણ ચડાવી બેજાન કરો છો. પાપશાસ્ત્રના ધરનારા જે કોઈ રાજાને એવો પાપોપદેશ આપે છે કે—રાજાની પૃથ્વીમાં જે પાણી છે તેનો રાખનાર રાજા છે, તે પાણીની અંદર રહી જીવન ગુજારનાર મોટા મચ્છ નિર્બળ ન્હાનાં માછલાંને ખાઈ જાય છે તેવા મચ્છોને; તથા રાજાની જમીનમાં ઉગેલાં ઝાડવાંને દુઃખ દેનાર પક્ષીવર્ગને, અને રાજાની જમીનમાં ઉગેલાં નવાં ઘાસ વગેરેને ખાઈ જનાર હરિણ વગેરે પશુઓને જાનથી મારી નાખવામાં રાજાને કશું પણ પાપ લાગતું નથી. કેમકે જે રાજાનાં તે જળાશય, વનનાં વૃક્ષ, ઘાસ વગેરેનો, ધણીનો હુકમ મેળવ્યા વિના મરજી મુજબ ઉપભોગ કરનાર જળચારી, પંખીને પશુઓ રાજાના ગુન્હેગાર જ ગણાય, માટે તેમને પ્રાણદંડ દેવામાં પાપ નથી પણ ધર્મ જ છે! તેવો હિંસક ઉપદેશ દેનાર પોતાના હિંસક કુળનું જ પોષણ કરે છે. વળી, છએ દર્શનવાળા હિંસાની નિંદા કરે છે એવું સાંભળીએ છિએ. તેથી સિદ્ધ થાય છે કે કોઈ રીતે પણ જીવહિંસા સારી નથી. અને જણાય પણ છે કે પાપી શિકારી પોતાના આત્માને સંતાપ્યા કરે છે, તેમ જ જે જીવને બેજાન કરવા ધારે છે તે જીવને પણ સંતાપ આપે છે જેથી તેવા હિંસક મનુષ્યો પોતાના કુળમાં નઠારા ચિન્હ સૂચવનાર કેતુગ્રહ સરીખા કુળક્ષયકારક જ સમજવા. તેમ જ જે મનુષ્ય નિર્બળ પશુઓને મારી નાંખે છે તે મનુષ્યોનું પરાક્રમ પણ રસાતળમાં પેશી જાઓ! કેમકે હિંસકપણું કૃષ્ણલેશ્યાના આકરાં પરિણામ રૂપ જ છે. જેમ કોલસો ખાધાથી મ્હોઢું કાળું જ થાય છે, તેમ નઠારી કરણી કરવાથી પણ જગતમાં અપયશ જ પ્રાપ્ત કરાય છે. આ પ્રમાણે રાણીએ હિતવચનો કહ્યાં; તો પણ રાજાના ચિત્તની અંદર જરા પણ પ્રતિબોધ જાગ્યો નહીં, જેવી રીતે પુષ્કળ વરસાદ વર્ષ્યા છતાં પણ મગશેળિયો પથરો જરા પણ ભીંજાતો નથી, તેવી રીતે મૂર્ખને ચાહે તેટલો હિતકારી ઉપદેશ દેવામાં આવે તો પણ બોધ ન થતાં ઉલટો ક્રોધ પેદા થાય છે. તે જ રીતે રાણીના હિતબોધથી રાજાને બોધ ન થતાં ગુસ્સો પેદા થઈ આવ્યો.

—૬ થી ૧૦

અન્ય દિવસે શત સાત ઉલ્લંઠે પરવર્યો રે, મૃગયા સંગી આવ્યો ગહનવન રાય રે;
મુનિ તિહાં દેખી કહે એ વ્યાધિ છે કોઢિયો રે, ઉલ્લંઠ તે મારે દેઇ ધનઘાય રે. સાં૦ ૧૧

જિમ તાડે તે મુનિને તિમ નૃપને હૂવે રે, હાસ્ય તણો રસ મુનિ મન તે રસ શાંત રે;
કરી ઉપસર્ગને મૃગયાથી વલ્યા સાતશેં રે,નૃપ સાથે તે પહોતા ઘર મન ખાંત રે. સાં૦

અન્ય દિવસ મૃગ પૂંઠે ધાયો એકલો રે, રાજા મૃગલો પેઠો નઈતટ રાન રે;
ભૂલો નૃપ તે દેખે નઈતટ સાધુને રે, બોલે નઈજલમાં મુનિ ઝાલી કાન રે. સાં૦ ૧૩

કાંઈક કરૂણા આવી કઢાવ્યો નીરથી રે, ઘેર આવીને રાણીને કહી વાત રે;
સા કહે બીજાની પણ હિંસા દુઃખ દીયે રે, જનમ અનંતા દુઃખ દીયે ઋષિઘાત રે. સાં૦

રાજા ભાંખે નવિ કરસ્યું ફરી એહવું રે, વીતા કેતાએક વાસર જામ રે;
ગોખ થકી મુનિ દીઠા ફિરતા ગોચરી રે, વીસારી રાણીની શિક્ષા તામ રે. સાં૦ ૧૫

નગરી વિટાળી ભીખે કહે નૃપ વંઠને રે, કાઢો બાહિર એહને ઝાલી કંઠ રે;
રાણીયે દીઠા ગોખ થકી તે કાઢતા રે, રાજાને આદેશે લાગા લંઠ રે. સાં૦ ૧૬

**અર્થઃ**—એક વખત તે રાજા સાતસો ઠલ્લંઠ–હિંસક પુરુષોની સાથે શિકાર રમવા ગહન વનની અંદર આવ્યો. તે સ્થળે રોગથી પીડાતા એક જૈનમુનિ કાઉસ્સગ્ગ ધ્યાન ધરી ઊભા હતા. તેને જોઈ રાજા બોલ્યો—'આ તો રોગથી પીડાતો કોઢિયો છે.' એટલું બોલતામાં તે સાતસો ઉદ્ધતોએ તે મુનિને ઘણો જ માર માર્યો. જેમ જેમ તેઓ મુનિને મારે છે તેમ તેમ રાજાના મનમાં હાસ્ય ઉપજે છે અને મુનિના મનમાં શાંતરસ પેદા થાય છે. આવી રીતે મુનિને મહા ત્રાસ આપી તે બધાએ શિકાર કરીને પાછા પોતાને મુકામે રાજી થતાં થતાં આવ્યા. વળી, કોઈ દિવસે તે રાજા એકલો જ શિકાર રમવા ગયો ને મૃગને જોતાં જ તેણે ઘોડાને તે પાછળ દોડાવ્યો; પણ હરિણ નાસીને નદી તીરના વનમાં કયાંય ભરાઈ પેઠો. તેને જોતો જોતો રાજા તે વનમાં ભૂલો પડયો. ત્યાં એક મુનિને જોયા, એટલે તે મુનિને કાન ઝાલી નદીના પાણીની અંદર ઝબોળવા લાગ્યો; છતાં થોડી વાર પછી રાજાના મનમાં કંઈક દયા આવી તેથી મુનિને પાણીમાંથી બહાર કાઢી પછી તે પોતાને ઘેર ગયો અને તેણે મુનિને ઉપસર્ગ કર્યાની વાત રાણીને કહી સંભળાવી. એટલે રાણી બોલી કે—'હે સ્વામી! બીજાની હત્યા કરીએ તે પણ દુઃખ દેનારી નીવડે છે, તો ઋષિની ઘાત તો અનંતાભવ લગી દુઃખ દેનારી નીવડે એમાં તો કહેવા જેવું જ શું છે?' તે સાંભળી રાજા પાપથી ડરીને બોલ્યો—'દેવી! હવે ફરીથી એવું પાપ કોઈ વખત પણ નહીં કરૂં.' વળી કંઈક વખત ગયા બાદ એક દિવસ રાજાએ રાજમહેલના ઝરૂખામાં બેઠા બેઠા એક મુનિને ગોચરી ફરતાં જોયા કે રાણીની આપેલી શિખામણ–તે પાપ 'ન' કરવાની કરેલી પ્રતિજ્ઞાને વિસરી દઈ પોતાના તોફાની પુરુષોને હુકમ કર્યો કે—'જે સામે

દેખાય છે તે ભિક્ષુક આપણા નગરને વટલાવતો ફરે છે માટે એને ગળેથી પકડી શહેરની બ્હાર કહાડી મૂકો.' આ પ્રમાણે રાજાનો હુકમ મળતાંજ તે તોફાની પુરુષો મુનિની ગળચી પકડી મુનિને બ્હાર કહાડવા લાગ્યા તે બીજા ગોખમાં બેઠેલી રાણીના જોવામાં આવ્યું.

—૧૧ થી ૧૬

રાણી રૂઠી રાજાને કહે શું કરો રે, પોતાનું બોલ્યું પાળો ન વચન્ન રે;
મુનિ ઉપસર્ગે સર્ગે જાવું દોહિલું રે, નરકે જાવા લાગ્યું છે તુમ મન્ન રે. સાં૦ ૧૭

નૃપ ઉપશમીયો નમિયો મુનિ તેડી ઘરે રે, રાણી ભાખે રાજા અન્નાણ રે;
મુનિ ઉપસર્ગે પાપ કર્યું ઇણે મોટકું રે, એ છૂટે તે કહિયેં કાંઈ વિન્નાણ રે. સાં૦

સજ્જન જે ભૂંડું કરતાં રૂડું કરે રે, તેહના જગમાં રહેશે નામ પ્રકાશ રે;
આંબો પત્થર મારે તેહને ફલ દીયે રે, ચંદન આપે કાપે તેહને વાસ રે. સાં૦ ૧૯

મુનિ કહે મહોટા પાતકનું શું પાલણું રે, તો પણ જો હોય એહનો ભાવ ઉલ્લાસ રે;
નવપદ જપતાં તપતાં તેહનું તપ ભલું રે, આરાધે સિદ્ધચક્ર હોય અઘનાશ રે. સાં૦

પૂજા તપ વિધિ શીખી આરાધ્યું નૃપે રે, રાણી સાથે તે સિદ્ધચક્ર વિખ્યાત રે;
ઉજમણા માંહે આઠે રાણીની સહી રે, અનુમોદે વલી નૃપનું તપ શત સાત રે. સાં૦

**અર્થઃ**—તે જોઇ તરત રાજા પાસે દોડી આવી રાણી ગુસ્સે થઇ કહેવા લાગી—'હે રાજન્! આ શું કરવા માંડ્યું છે? પોતાનું બોલેલું વચન પોતે પાળતા નથી એ શું રાજબીજનું કૃત્ય છે!! મુનિને ઉપસર્ગ કરનારને સ્વર્ગમાં જવું મહા મુસ્કેલ હોય છે, અને તમારૂં મન નરકે જવા લાગ્યું છે. આપનું આ કર્તવ્યજ સ્પષ્ટપણે તે સાબિતી આપી રહેલ છે.' રાણીના આવા વચન સાંભળતાંજ રાજા શાંત થઈ તરત મુનિને પોતાની પાસે બોલાવીને તેમનાં ચરણમાં પડ્યો. એટલે રાણી મુનિ પ્રત્યે વિનય વચન વડે કહેવા લાગી—'પ્રભો! આ રાજા અજ્ઞાનને વશ છે જેથી મુનિ ઉપસર્ગનું મોટું પાપ બાંધ્યું છે તો એ પાપથી મુક્ત થવાય એવો કોઈ ઉપાય આપ ફરમાવો. હમેશાં સજ્જનોની એ જ રીતિ હોય છે કે જે તેઓનું ભૂંડું કરે તેઓનું પણ તે ભલું જ કર્યા કરે છે અને એવા સુકર્મ પ્રતાપથી જ તેવા સજ્જનોનાં આ પૃથ્વી ઉપર નામો કાયમ રહ્યાં છે. જેમ આંબાને કોઈ પત્થર મારે તો તે તેને મીઠી કેરીઓ આપી આનંદ આપે છે, ચંદનને જે કાપે છે, છતાં પણ તે કાપનારને પોતાની સુવાસના જ અર્પણ કરે છે. રાણીનું આવું બોલવું સાંભળી સમપરિણામી મુનિએ કહ્યું—'બાઇ! મહા પાપ રાજાએ કર્યું છે તે પાપ મટવા માટે શું કહિએ? તો પણ જો આ રાજાનો ઉલ્લાસભાવ હોય તો

કહું છું કે—'નવપદજીનો જાપ જપવાથી તથા તેમનો તપ આદરવાથી-ઉત્તમોત્તમ શ્રી સિદ્ધચક્રજીનું આરાધન કરવાથી તમામ પાપ નાશ થઇ જાય તેમ છે; માટે ઈચ્છા હોય તો તેનું આરાધન કરો.' આ પ્રમાણે મુનિનું બોલવું થતાં જ રાણીએ તે તપ આરાધનનો તમામ પૂજન તથા વિધિ વગેરે મુનિશ્રી પાસેથી જાણીને બંનેએ પ્રગટપણે તે તપને આરાધનસહિત પૂર્ણ કરીને તે તપ સંબંધી ઉજમણું પણ કર્યું. તે વખતે તે રાણીની આઠ સખીઓએ અને તે સાતસો ઉલ્લંઠ પુરુષોએ પણ રાજાના તપની અનુમોદના કરી. —૧૭ થી ૨૧

અન્ય દિવસ તે ગયા સિંહનૃપ ગામડે રે, ભાંજી તે વલીયા લેઈ ગોવગ્ગ રે;
કેડે કરીને સિંહે માર્યા તે મરી રે, કોઢી હૂઆ ખત્રી મુનિ ઉવસગ્ગ રે. સાં૦ ૨૨

પુણ્ય પ્રભાવે રાજા હૂઓ શ્રીકંત તું રે, શ્રીમતી રાણી મયણાસુંદરી તુજ્જ રે;
કુષ્ઠિપણું જલમજ્જન ડૂંબપણું તુમ્હે રે, પામ્યું એ મુનિ આશાતના ફલ ગુજ્જ રે. સાં૦ ૨૩

સિદ્ધચક્ર શ્રીમતી વયણે આરાહિયું રે, તેહથી પામ્યો સઘલી ઋદ્ધિ વિશેષ રે;
આઠ સખી રાણીનું તપ અનુમોદિયું રે, તેણે તે લઘુદેવી હૂઈ તુઝ શુભ વેષ રે. સાં૦

સાપ ખાઓ તુઝ આઠમીયેં કહ્યું શોકયને રે, તેણે સાપે દંસી ન ટલે પાપ રે;
ધર્મ પ્રશંસા કરી રાણા હૂઆ તે સાતશે રે, ધાતવિધુર તે સિંહ લીયે વ્રત આપ રે. સાં૦

માસ અણસણે અજિતસેન તે હું હૂઓ રે, બાલપણે તુજ રાજ્ય હર્યું તે રાણ રે;
બાંધી પૂરવ વૈરે તુઝ આગલ ધરે રે, પૂરવ અભ્યાસે મુઝ આવ્યું નાણ રે. સાં૦ ૨૬

જાતિ સંભારી સંયમ ગ્રહી લહી ઓહિને રે, ઈહાં આવ્યો જેણે જેવાં કીધાં કર્મ રે;
તેહને તેહવાં આવ્યાં ફલ સુખ દુઃખ તણા રે, સદ્‌ગુરૂ પાખે જાણે કુણ એ મર્મ રે. સાં૦

ચોથે ખંડે ઢાલ હૂઈ એ આઠમી રે, એહમાં ગાયો નવપદ મહિમા સાર રે;
શ્રીજિનવિનયે સુજસ લહીજે એહથી રે, જગમાં હોવે નિશ્ચે જયજયકાર રે. સાં૦ ૨૮

**અર્થ:**—હવે કોઇક દિવસે તે રાજા સાતસો ઉલ્લંઠના પરિવારથી પરવર્યો સિંહ-રાજાના ગામ ઉપર ચડાઈ લઈ ગયો અને તે ગામમાં લુંટ વગેરેથી બંજવાડ કરી ગાયોના ટોળાને હાંકી પાછો ફર્યો; તેથી સિંહરાજાએ તેની પૂંઠ પકડી જેથી તે સાતસો તોફાનીને

ઠાર સાર્યા અને તે મરીને તપઅનુમોદનાના પ્રતાપથી ક્ષત્રિયવંશમાં પેદા થયા; પણ મુનિને ઉપસર્ગ કરવાથી તે બધા કોઢિયા થયા. નવપદજીના તપ વડે પુણ્યસંચય થવાથી શ્રીકાંત રાજા આયુ પૂર્ણ થયે તું **શ્રીપાળ** રાજા થયો. અને શ્રીમતી રાણી તે તારી પત્ની મયણાસુંદરી થઈ. તેમજ કોઢિયાપણું મુનિને કોઢિયો કહેવાની આશાતનાથી, તથા મુનિને પાણીમાં ઝબોળવાથી દરિયામાં ડૂબવું, તથા મુનિને બ્હાર કહાડવાથી પાછું દરિઓ તરી પાર થવું થયું, અને મુનિ શહેરને વટલાવે છે, એ ડૂંબ જેવો છે વગેરે વચનો કહ્યાં તે આશાતનાને લીધે ડૂંબનું કલંક તમોને પ્રાપ્ત થયું અને મુનિની તે અપરાધ સંબંધી ક્ષમા માગી તેથી તે કલંક નાશ પામ્યું. તેમ જ શ્રીમતીના કહેવાથી પૂર્વજન્મમાં શ્રીનવપદજીનું આરાધન કર્યું તથા તે જ અભ્યાસના લીધે આ ભવે પણ તેણીના કથનથી જ પુનઃ તે તપ આરાધ્યો, તેથી તને સર્વત્ર સ્થળે સર્વ પ્રકારની વિશેષતા પૂર્વક ઋદ્ધિ પ્રાપ્ત થઇ. આઠ સખીઓએ તથા સાતસો ઉદ્ધંઠોએ રાણી રાજાના તપની અનુમોદના કરી તેથી તે પ્રભાવ વડે તારી યુવરાણીઓનું પદ પામી. આઠમી સખીએ પોતાની શોકયને સાપ ખાઓ એવું શાપવચન કહ્યું તે પાપથી તેણી આઠમી સખીના જીવ તિલકસુંદરીને સાપનો દંસ થયો. તારા ધર્મની પ્રશંસા કરવાથી સાતસો પુરુષો કોઢિયાપણું દૂર કરી રાણાપદ પામ્યા; તારા તોફાનીઓનો મારનાર સિંહ સાતસોને તરવારને તાબે કર્યાના પાપથી બ્હીને પોતાની મેળે મુનિનાં વ્રત લઈ ત્યાગી થયો અને અણસણ કરી મરી હું અજિતસેન રાજા થયો. પાછલે ભવે તેં મારૂં ગામ ભાગ્યું હતું, તે વૈરને લીધે મેં તારૂં રાજ્ય બાળપણમાંથી જ પડાવી લીધું અને મેં સાતસો જણને માર્યા હતા તેઓએ મને તે વૈરને લીધે બાંધી તારી આગળ હાજર કર્યો હતો; માટે જે જે પાપ કરાય તે તેમાંથી ભોગવ્યા વિના છૂટકો થતો નથી. મને પૂર્વના ચારિત્રાભ્યાસને લીધે જ્ઞાન ઉદય આવ્યું, જેથી જાતિસ્મરણ વડે પૂર્વ ભવ જોઈ વિચારી મેં સંયમ અંગિકાર કર્યું, અને તે ચારિત્ર પાળતાં પાળતાં અવધિજ્ઞાન પ્રાપ્ત કરી હું અહીં તારી પાસે આવ્યો; જેથી જેણે જેવાં કર્મ કર્યા તેણે તેવાં સુખ દુઃખનાં ફળ ઉદય આવતાં અનુભવ્યાં. કહો, સદ્ગુરૂ સિવાય એવા મર્મને કોણ જાણી શકે ?" (**યશોવિજયજી** મહારાજ કહે છે કે આ **શ્રીપાળ** રાસના ચોથા ખંડ અંદરની આઠમી ઢાળ પૂર્ણ થઈ, તેમાં નવપદજીનો મહિમા ગાવામાં આવ્યો છે, કે જે નવપદજીનો મહિમા ગાય તેમ જ શ્રીજિનરાજનો વિનય કરે તે સારો યશ પ્રાપ્ત કરે અને જગતમાં તેનો નિશ્ચય જયજયકાર થાય. —૨૨ થી ૨૮

---

દોહા—૭૬

ઇમ સાંભળી શ્રીપાલ નૃપ, ચિંતે ચિત્ત મઝાર;
અહો અહો ભવ નાટકે, લહિયે ઇસ્યા પ્રકાર. ૧

કહે ગુરૂ પ્રતે હવણાં નથી, મુજ ચારિત્રની સત્તિ;
કરી પસાય તિણે ઉપદીસો, ઉચિત કરણ પડિવત્તિ. ૨

વલતું મુનિ ભાખે નૃપતિ, નિશ્ચય ગતિ તું જોય;
કરમ ભોગ ફલ તુઝ ઘણું, ઇહ ભવ ચરણ ન હોય. ૩

પણ નવપદ આરાધતાં, પામીશ નવમું સર્ગ.
નરસુર સુખ ક્રમે અનુભવી, નવમે ભવ અપવર્ગ. ૪

તે સુણી રોમાંચિત હુઓ, નિજ ઘર પહોતો ભૂપ;
મુનિ પણ વિહરંતો ગયો, ઠાણાંતર અનુરૂપ. ૫

**અર્થ**:—એ પ્રમાણે અજિતસેન રાજર્ષિના મુખથી ધર્મ-દેશના શ્રવણ કરી **શ્રીપાળરાજા** પોતાના ચિત્તમાં ચિંતવવા લાગ્યા—'અહો ! અત્યંત આશ્ચર્યની વાત છે કે ભવનાટકની અંદર પણ આવા આવા પ્રપંચ થાય છે ! ! !' તે પછી **શ્રીપાળરાજા** ગુરુ પ્રત્યે પૂછવા લાગ્યા—'હે પ્રભો ! અત્યારે તો મારામાં ચારિત્ર અંગિકાર કરવાની શક્તિ નથી, માટે કૃપા કરીને જે મારાથી બની શકે તેવો ધર્મ મને કહી બતાવો.' મુનિરાજે જિજ્ઞાસુ **શ્રીપાળ** રાજેંદ્રને કહ્યું—'નરવર ! તારી સ્થિતિ અવશ્ય રીતે તપાસવાની છે, હજી તારે કર્મ સંબંધી વિપાક ભોગવવાનાં બાકી રહેલ છે જેથી આ ભવની અંદર તને ચારિત્રનો ઉદય આવશે નહીં; તો પણ શ્રીનવપદજીના આરાધન-પ્રતાપ વડે તું નવમું દેવલોક પ્રાપ્ત કરીશ અને તે પછી અનુક્રમે મનુષ્ય અને દેવતાના એમ વારાફરતી ભવ પામી તે ભવ સંબંધી સુખ અનુભવીને નવમા ભવની અંદર મોક્ષસુખ પ્રાપ્ત કરીશ.' આ પ્રમાણે સાંભળી **શ્રીપાળરાજા** અત્યંત આનંદ પામ્યા; અને ગુરુને નમન કરી પોતાના પરિવાર સહિત પોતાના નગરમાં ગયા. અને મુનિમહારાજ પણ પોતાની ઈચ્છાનુકુળ વિહાર કરી અન્યસ્થાને ગયા. —૧ થી ૫

---

ઢાળ નવમી—કંત તમાકુ પરિહરો—એ દેશી.

હવે નરપતિ શ્રીપાલ તે, નિજ પરિવાર સંયુત્ત મેરે લાલ;
આરાધે સિદ્ધચક્રને, વિધિ સહિત ગ્રહી સુમુહૂર્ત્ત મેરે લાલ.
મનનો મહોટો મોજમાં. ૧



ચિત્ર ૧૯૦ શ્રીકંત રાજા શિકાર કરે છે (પાનું ૨૪૦)





મુનિને પીડા ઉપજાવતો શ્રીકંત રાજા (પાનું ૨૪૦)

ચિત્ર ૧૯૩ મુનિની ક્ષમા માગતો શ્રીકંત રાજા (પાનું ૨૪૧)



ચિત્ર ૧૯૪ મુનિને દાન દેતો શ્રીકંત રાજા (પાનુ ૨૪૧)



ચિત્ર ૧૯૫ શ્રીમતિના તપની અનુમોદના કરતી આઠ સખિઓ (પાનુ ૨૪૨)

મયણાસુંદરી ત્યારે ભણે, પૂર્વે પૂજ્યું સિદ્ધચક્ર; મે૦
ધન તો ત્યારે થોડું હતું, હવણાં તું ઋદ્ધે શક્ર. મે૦ મ૦ ૨

ધન મ્હોટે છોટું કરે, ધર્મ ઉજમણું તેહ; મેરે લાલ.
(પાઠાંતર) જે કરે ધર્મનું તેહ; મે૦
ફલ પૂરૂં પામે નહીં, મમ કરજો તિહાં સંદેહ. મે૦ મ૦ ૩

વિસ્તારે નવપદ તણી, તિણે પૂજા કરો સુવિવેક; મે૦
ધનનો લાહો લીજીયે, રાખી મ્હોટી ટેક. મે૦ મ૦ ૪

**અર્થ:**—તે પછી મહાન્ ઉદાર ચિત્તવંત **શ્રીપાળ** મહારાજા પોતાના પરિવાર સહિત વિધિપૂર્વક મુહૂર્ત્ત લઈને આનંદ વડે શ્રીસિદ્ધચક્રની આરાધના કરે છે. એ જાણી પટરાણી મયણાસુંદરીએ **શ્રીપાલ** મહારાજાને કહ્યું કે પૂર્વે આપણે શ્રીસિદ્ધચક્રજીનું પૂજન વિગેરે કર્યું હતું, પણ તે વખતે આપણી પાસે વિશેષ ધનસંપત્તિ ન હતી, તેના લીધે જોઇએ તેવી ભક્તિ થઈ શકી ન હતી; પરંતુ હમણાં તો આપ ઇંદ્રના જેવી ઋદ્ધિવાળા થયા છો, માટે જ જે મનુષ્ય પાસે જ્યારે ધનની વિશેષ છત હોય ત્યારે ધર્મ સંબંધી કરણીમાં ટૂંકું દિલ રાખી ઓછું ધન વાવરે તો તે મનુષ્ય પૂર્ણ ફળ પામી શકતો નથી એ નિઃસંદેહ વાત છે, માટે તે ધ્યાનમાં લઈ હાલની સંપત્તિ પ્રમાણે પુષ્કળ ધન વાવરી વિસ્તારપૂર્વક પૂજનાદિની સામગ્રી મેળવી વિવેક સાથે નવપદજીનું પૂજન—આરાધન કરવું ઘટિત છે; માટે મળેલા ધનનો લ્હાવો લ્યો અને પૂર્ણ શ્રદ્ધા રાખી પૂજન કરો.' —૧ થી ૪

મયણા વયણા મન ધરી, ગુરૂભકિત શકિત અનુસાર; મે૦
અરિહંતાદિક પદ ભલાં, આરાધે તે સાર. મે૦ મ૦ ૫

નવજિન ઘર નવ પડિમા ભલી, નવ જિર્ણોદ્ધાર કરાવ; મે૦
નાનાવિધ પૂજા કરી, જિન આરાધન શુભ ભાવ. મે૦ મ૦ ૬

એમ સિદ્ધતણી પ્રતિમાતણું, પૂજન ત્રિહું કાલ પ્રણામ; મે૦
તન્મય ધ્યાને સિધ્ધનું, કરે આરાધન અભિરામ. મે૦ મ૦ ૭

આદર ભગતિ ને વંદના, વેયાવચ્ચાદિક લગ્ગ; મે૦
સુશ્રૂષા વિધિ સાચવી, આરાધે સૂરી સમગ્ગ. મે૦ મ૦ ૮

અધ્યાપક ભણતાં પ્રતિ, વસનાશન ઠાણ બનાય; મે૦
દ્વિવિધ ભકિત કરતો થકો, આરાધે નૃપ ઉવજ્ઝાય. મે૦ મ૦ ૯

**અર્થ:**—મયણાસુંદરીના આ પ્રમાણે વચનોને મનમાં ગ્રહણ કરી મહાન્ ભક્તિવંત **શ્રીપાળ**મહારાજા પોતાની શક્તિના પ્રમાણે વિસ્તાર પૂર્વક તત્ત્વરૂપ અરિહંતાદિક નવપદજીનું આરાધન કરવા લાગ્યા. તેમાં પ્રથમ પદરૂપ શ્રીઅરિહંત પ્રભુની આરાધનામાં નવ બાવન જિનાલયયુક્ત જૈનમંદિરો બંધાવ્યાં, નવ નવિન પ્રતિમાજી ભરાવ્યાં અને નવ જિર્ણ મંદિરોનો ઉદ્ધાર કરાવ્યો. તથા તેની ત્રણ–પાંચ–આઠ–સત્તર–એકવીશ અને એકસોઆઠ ભેદે, એમ વિવિધ ભેદવાળી પૂજાઓ ભણાવી શુભભાવયુક્ત પ્રથમ પદની આરાધનામાં લીન થયા. હવે બીજા શ્રીસિદ્ધમહારાજાની આરાધનામાં ઉપર કહેવામાં આવેલા પ્રકારસહિત ત્રણ ટંક ( સવાર, બપોર ને સાંજ ) વખતે શ્રીસિદ્ધ ભગવંતની પ્રતિમાજીને પ્રણામ કરી પૂજન કરે છે અને તન્મય બની ચિત્તમાં અપાર આનંદ સહિત કર્મઅંજનના આવરણરહિત શ્રીસિદ્ધભગવાનની મન વચન કાયાની ઐકયતા સાથે ઉત્તમ આરાધના કરે છે હવે ત્રીજા શ્રીઆચાર્ય મહારાજની આરાધનામાં આદર તથા ભક્તિરાગ પૂર્વક બાર આવર્ત્ત યુકત વંદનનો ક્રમ સાચવી, વૈયાવચ્ચમાં સાવધાન રહી, સુશ્રૂષા, પર્યુપાસના, સેવના, આહાર પાણી વગેરે અને ઉપાશ્રયાદિનો તમામ વિધિ સાચવી સમગ્ર સૂરિરાજની આરાધનામાં સાવધાન રહે છે. ચોથા પદરૂપ શ્રીઉપાધ્યાય મહારાજાની ભકિત કરે છે તથા આગમના પાઠ ભણનારા તથા ભણાવનારા પ્રત્યે અન્ન વસ્ત્ર ને રહેવાની જગ્યા સંબંધી સગવડ આપે છે. ધર્મશાળાઓ પાઠશાળાઓ વગેરે બંધાવી ઉપર કહેલા ઉપચારરૂપ દ્રવ્યથી અને મનની એકાગ્રતારૂપ ભાવથી પાઠક પદની ભકિતપૂર્વક આરાધના કરે છે.
—૫ થી ૯

નમન વંદન અભિગમનથી, વસહી અશનાદિક દાન; મે૦
કરતો વૈયાવચ્ચ ઘણું, આરાધે મુનિ પદ ઠાણ. મે૦ મ૦ ૧૦

તીર્થ યાત્રા કરી અતિ ઘણી, સંઘ પૂજા ને રહજત્ત; મે૦
આરાધે દર્શન પદ ભલું, શાસન ઉન્નતિ દૃઢ ચિત્ત. મે૦ મ૦ ૧૧

સિધ્ધાંત લિખાવી તેહને, પાલન અર્ચાદિક હેત; મે૦
નાણ પદારાધન કરે, સજ્ઝાય ઉચિત મન દેત. મે૦ મ૦ ૧૨

વ્રત નિયમાદિક પાલતો, વિરતિની ભકિત કરંત; મે૦
આરાધે ચારિત્ર ધર્મને, રાગી યતિ ધર્મ એકંત. મે૦ મ૦ ૧૩

તજી ઇચ્છા ઈહ પરલોકની, હૂઈ સઘળે અપ્રતિબધ્ધ; મે૦
ષટ્ બાહ્ય અભ્યંતર ષટ્ કરી, આરાધે તપપદ શુધ્ધ. મે૦ મ૦ ૧૪

ઉત્તમ નવપદ દ્રવ્યભાવથી, શુભ ભકિત કરી શ્રીપાલ; મે૦
આરાધે સિદ્ધચક્રને, નિત પામે મંગલમાલ. મે૦ મ૦ ૧૫

ઈમ સિધ્ધચક્રની સેવના, કરે સાડાચાર તે વર્ષ; મે૦
હવે ઉજમણા વિધિ તણો, પૂરે તપ ઉપનો હર્ષ. મે૦ મ૦ ૧૬
ચોથે ખંડે પૂરી થઇ, ઢાલ નવમી ચઢતે રંગ; મે૦
વિનય સુજસ સુખ તે લહે, સિધ્ધચક્ર થૂણે જે ચંગ. મે૦ મ૦ ૧૭

**અર્થઃ**—હવે પાંચમા મુનિ મહારાજશ્રીની આરાધનામાં મુનિ પધારે તે વખતે પાંચ સાત ડગલાં ગુરુ સન્મુખ જઈ ગુરુપદમાં નમન કરવું તથા હાથ જોડી વંદના કરવી વગેરે વૈયાવચ્ચ સાચવવામાં લીન રહી, ઉપાશ્રયની અને અન્ન, વસ્ત્ર પાત્રાદિ જરૂરજોગ વસ્તુઓની જરૂરીઆત પૂરી પાડે છે. અન્ન–પાણી–ખાદિમ–સ્વાદિમરૂપ ચારે પ્રકારના આહાર–વસ્ત્ર–પુસ્તક–ઔષધ વગેરેની જે વખતે જરૂર હોય તે વખતે તેની સગવડ કરી આપવામાં આવતાં વ્રતધારી મહાત્માઓ પોતાના સંયમમાર્ગમાં કાયમ રહી શકે છે. એ લાભ મેળવવા **શ્રીપાલ**મહારાજા મુનિપદની અત્યંત વૈયાવચ્ચાદિ સાચવી તે પદનું આરાધન કરે છે. તે પછી છઠ્ઠા ઉત્તમ દર્શનપદની આરાધનામાં જગોજગોએ ભકિતભાવ સહિત તીર્થયાત્રાઓ કરી, તે તે સ્થળોમાં સ્નાત્રાદિ પૂજાઓ, સાહમીવત્સલો ને રથયાત્રાઓ વગેરે દર્શન સંબંધી અનેક મહોત્સવો કરી દૃઢ ચિત્ત વડે **શ્રીપાલ** મહારાજા શાસનની ઉન્નતિ–શોભાની વૃદ્ધિ સાથે છઠ્ઠા પદની ભકિત કરે છે. હવે સાતમાપદરૂપે જ્ઞાનપદારાધનમાં જ્ઞાનના પાલન અર્ચા વગેરેમાં પૂર્ણ પ્યાર રાખી સિધ્ધાંતો લખાવે છે, અને તેની ફળ વગેરે ઉત્તમ વસ્તુઓ વડે પૂજા ભકિત કરે છે અને જ્ઞાન સંબંધી ઉપકરણ જે પાટી–પોથી–ઠવણી–સાપડા–સાપડી–વહી–દસ્તરી–ઓળિયાં–પૂંઠા–રૂમાલ–હિંગલોક–શાહી વગેરે વગેરે વસ્તુઓ એકઠી કરી સ્વાધ્યાય ધ્યાન કરી સાતમા પદનું **શ્રીપાલ** મહારાજા આરાધન કરે છે. હવે આઠમા ચારિત્રપદની આરાધનામાં પોતે અંગિકાર કરેલાં વ્રતોને પાળતો તથા ગુરુમુખથી લીધેલાં નિયમોને પાળતો તથા **શ્રીપાલ**મહારાજા ગૃહસ્થવ્રતધારી તથા યતિ–સાધુઓને અન્ન વસ્ત્ર પાત્રાદિનાં દાન દેવે કરી દ્રવ્યથી ભક્તિ કરતો તથા ભાવથી સ્તુતિવંદનાદિ કરતો એમ નિશ્ચયથી એકાંત યતિધર્મના પ્રેમી બની ચારિત્રપદની આરાધના કરે છે. હવે છેલ્લા નવમા તપપદની આરાધના ભક્તિમાં **શ્રીપાળ**મહારાજાએ આલોક સંબંધી તથા પરલોક સંબંધી વાંછના ત્યાગી દઈ તમામ જગોએ અપ્રતિબદ્ધપણું

ગ્રહણ કરી કર્મ તપાવવાને પોતાની આત્મશક્તિ મુજબ છ બાહ્ય તથા છ અભ્યંતર ભેદ મળી બારે ભેદે તપનું શુદ્ધપણે આરાધન કર્યું. આ પ્રમાણે નવે પદનું દ્રવ્ય અને ભાવ એ બંને પ્રકારની ભક્તિથી **શ્રીપાળ**મહારાજા. શ્રીસિદ્ધચક્રજીનું આરાધન કરતાં વિશેષ મંગલ-માળાને પામે છે. એમ સાડાચાર વર્ષ સુધી સિદ્ધચક્રની સેવના કરે છે. જ્યારે તે નવ-પદજીના તપની પૂર્ણાહુતિ થઈ ત્યારે તે સંબંધી ઉદ્યાપન-ઉજમણું કરવા **શ્રીપાળ**મહા-રાજાને હર્ષ પેદા થયો; કેમકે ઉજમણા વિના તપનું ફળ પૂર્ણપણે પ્રાપ્ત થઈ શકતું જ નથી. (**યશોવિજયજી** કહે છે કે-આ **શ્રીપાલ** રાસના ચોથા ખંડની અંદર ચડતા રંગ-પૂર્વક નવમી ઢાળ પૂર્ણ થઈ. જે મનુષ્ય ઉત્તમ ભાવથી શ્રીસિદ્ધચક્રજીના ગુણોની સ્તવના કરે તે મનુષ્ય સારો યશ અને વિનય પામે છે.) —૧૦ થી ૧૭

---

દોહા-૭૬.

હવે રાજા નિજ રાજની, લચ્છિ તણે અનુસાર;
ઉજમણું તેહ તપ તણું, માંડે અતિહિ ઉદાર. ૧

**અર્થ**:—હવે **શ્રીપાલ**મહારાજા પોતાની રાજસમૃધ્ધિના અનુસારે એટલે કે અત્યંત મહાન્ શક્તિપૂર્વક ઓળીના તપનું ઉજમણું ઘણી જ ઉદારતાથી કરવાની સામગ્રી નીચે મુજબ એકઠી કરે છે. ઉજમણાનો વિધિ કહેવામાં આવે છે. —૧

---

**ઢાલ દશમી-ભોલીડા હંસારે વિષય ન રાચીયે—એ દેશી.**

વિસ્તીરણ જિનભુવન વિરચીયે, પુણ્ય ત્રિવેદિક પીઠ;
ચંદ્ર ચંદ્રિકા રે ધવલ ભુવન તલે, નવરંગ ચિત્ર વિસીઠ. ૧

તપ ઉજમણું રે ઇણિ પરે કીજીયે, જિમ વિરચે રે શ્રીપાલ;
તપ ફલ વાધે રે ઉજમણે કરી, જેમ જલ પંકજ નાલ.
તપ ઉજમણું રે ઇણિ પરે કીજીયે. ૨

પંચ વરણના રે શાલિ પ્રમુખ ભલા, મંત્ર પવિત્ર કરી ધાન્ય;
સિદ્ધચક્રની રે રચના તિહાં કરે, સંપૂરણ શુભ ધ્યાન.
તપ ઉજમણું રે ઇણિ પરે કીજીયે. ૩

અરિહંતાદિક નવપદને વિષે, શ્રીફલ ગોલ ઠવંત;
સામાન્યે ધૃત ખંડ સહિત સવે, નૃપ મન અધિકી રે ખંત.
તપ ઉજમણું રે ઇણિ પરે કીજીયે. ૪

જિન પદ ધવલું રે ગોલક તે ઠવે, શુચિ કર્કેતન અઠ્ઠ;
ચોત્રીશ હીરે રે સહિત બિરાજતું, ગિરૂઓ સુગુણ ગરિઠ્ઠ.
તપ ઉજમણું રે ઇણિ પરે કીજીયે. ૫

સિદ્ધપદે અડ માણિક રાતડાં, વલી ઇગતીસ પ્રવાલ;
ઘુસૃણ વિલેપિત ગોલક તસ ઠવે, મૂરતિ રાગ વિશાલ. ત૦ ૬

પણ મણિ પીત છત્રીશ ગોમેદકે, સૂરિપદે ઠવે ગોલ;
નીલરયણ પચવીસ પાઠક પદે, ઠવે વિપુલ રંગરોલ. ત૦ ૭

રિષ્ટરતન સગવીસ તે મુનિપદે, પંચ રાજપટ અંક;
સગસઠ્ઠિ ઇગવન્ન સિત્તરી પંચાસ તે, મુગતા શેષ નિઃશંક.
તપ ઉજમણું રે ઇણિ પરે કીજીયે. ૮

તે તે વરણે રે ચીરાદિક ઠવે, નવપદ તણે રે ઉદ્દેશ;
બીજી પણ સામગ્રી મોટકી, માંડે તેહ નરેશ. ત૦ ૯

બીજોરાં ખારેક દાડિમ ભલાં, કોહોલાં સરસ નારંગ;
પૂગીફલ વલી કલશ કંચન તણા, રતનપૂંજ અતિ ચંગ.
તપ ઉજમણું રે ઇણિ પરે કીજીયે. ૧૦

જે જે ઠામે રે જે ઠવવું ઘટે, તે તે ઠવે રે નરિંદ;
ગ્રહ દિક્પાલ પદે ફલ ફૂલડાં, ધરે સવરણ આનંદ. ત૦ ૧૧

**અર્થ**:—વિશાળ જિનમંદરની અંદર પુણ્યના જ પીઠ રૂપ ત્રણ ગઢ સમાન ત્રણ વેદિકાઓની ઉપરા ઉપર રચના કરાવી સમવસરણનો ચંદ્રમાની જ્યોતિ સરખો તેજસ્વી સૌમ્યરૂપ દેખાવ કરાવ્યો અને તે પછી તે મંદિરનું ભોંયતળીયું ધોવરાવી સાફ કરાવી વિવિધ સુંદર ચિત્રામણો સહિત બનાવરાવ્યું. (કવિ કહે છે કે હે તપ કરવાની ઇચ્છાવાળા ભવિજનો! તપનું ઉજમણું તો જેવું **શ્રીપાળ**મહારાજાએ કર્યું તેવું તમો પણ કરો;

કેમકે પાણીના વધવાથી કમળની દાંડી વધે તેની પેઠે ઉજમણું કરવાથી તપના ફળ
વૃદ્ધિ થાય છે. ) તે પછી પાંચે રંગના ચોખા વગેરે ધાન્ય ( અનાજ ) મેળવી તે અન
જના જથ્થાને પવિત્ર મંત્રો વડે મંત્રી શ્રીસિધ્ધચક્રજીની કમળરૂપ મંડળ રચનામાં જે
પદ જે જે રંગનું હોય તે તે રંગની રચના કરાવી. અહિં પ્રસંગાનુસાર નવપદના વા
જણાવીએ છિએ. ૧ અરિહંત પદ ધોળે વર્ણે, શ્રીસિધ્ધ પદ રાતે વર્ણે, શ્રીઆચા
પદ પીળે વર્ણે, શ્રીઉપાધ્યાય પદ નીલ વર્ણે, તથા શ્રીસાધુ પદ શ્યામ વર્ણે, તથા દર્શન
જ્ઞાન, ચારિત્ર અને તપપદ એ ચાર ઉજ્જ્વળે વર્ણે છે. મતલબ કે મધ્યગુચ્છયુક્ત આ
પાંખડીવાળું કમળ કહાડી તેમાં વચ્ચે સફેદ ધાન, પૂર્વ તરફની પાંખડીમાં લાલ ધાન
તેની પડખેની પાંખડીમાં ધોળું ધાન, તેની પડખેની દક્ષિણ પાંખડીમાં પીળું ધાન, તેન
જોડેની પાંખડીમાં ધોળું ધાન, તેની પડખે પશ્ચિમ તરફની પાંખડીમાં લીલું ધાન, તેન
પાડોસની પાંખડીમાં ધોળું, તેની જોડેની પાંખડીમાં શામ રંગનું અને તેની પડખેન
પાંખડીમાં ધોળું ધાન પાથરી તેની પાંખડી બરોબર પાંખડી કરી નવે પદના રંગની પ્રભા
**શ્રીપાલ**મહારાજાએ શુભ ધ્યાનપૂર્વક રચી શ્રીઅરિહંત આદિ નવે પદની અંદર શ્રીફળ
( નાળિયર )ના ગોળાઓ સામાન્યપણે ઘી ખાંડથી ભરીને અધિક આનંદ સહિત **શ્રીપાળ**
મહારાજાએ મૂકયા. તેમ જ અરિહંતપદનો રંગ સફેદ છે જેથી તે પદ ઉપરના શ્રીફળ
ગોળા પર રૂપાના વરખના પાના ચડાવી અથવા સફેદ ચંદને રંગીને બાર ગોળા મૂકયા.
વળી, મૂળ ગુણ આઠ પ્રાતિહાર્યવંત પ્રભુ હોવાથી આઠ કર્કેતન રત્ન, તેમ જ ચોત્રીશ
અતિશયવંત હોવાથી ચોત્રીશ હીરા મૂકી સદ્ગુણવંત **શ્રીપાલ** મહારાજા મહાન અરિહંત
પદની ભકિત કરવામાં લીન થયો. બીજા પદ ઉપર શ્રીસિધ્ધ ભગવંત કે જે આઠ ગુણો
સહિત રાતા વર્ણવાળા છે, તેથી આઠ માણેક, તેમ જ બીજી રીતે સિધ્ધ ભગવંતના એક-
ત્રીશ ગુણ પણ ગણાતા હોવાને લીધે એકત્રીશ પરવાળાં, અને રાતા બાવનાચંદન
( રતાંજળી )ના ઘોળથી વિલેપન કરેલા આઠ નાળિયેરના ગોળા વિશાળ પ્રેમ સહિત મૂકી
**શ્રીપાળ** મહારાજાએ સિદ્ધપદની ભકિત કરી. ત્રીજા આચાર્યપદની ઉપર આચાર્ય ભગવાન
પાંચ આચાર સહિત તથા છત્રીશ ગુણવંત પીતવર્ણના હોવાને લીધે પાંચ પુખરાજ અને
છત્રીશ ગુણ હોવાથી પીળાં ગોમેદ રત્ન અને ૩૬ શ્રીફળના ગોળા પર સોનાના વરખ
ચડાવી મૂકયા. ચોથા ઉપાધ્યાય પદની ઉપર ઉપાધ્યાયજી પચીશ ગુણવંત નીલા વર્ણના
હોવાથી પચીસ નીલાં પાનાં ( નીલમ ) મૂકી ૨૫ શ્રીફળના ગોળા નીલવર્ણે રંગી નાગર-
વેલના પાનથી શોભાવી અત્યંત આનંદ સહિત તે પદની ભકિત કરી. પાંચમા પદ ઉપર
સાધુના સત્તાવીશ ગુણવંત અને શામરંગવાળા હોવાથી સત્તાવીશ શામ ( કાળાં ) રત્ન,
તેમ જ પંચમહાવ્રતધારી હોવાને લીધે પાંચ મહા શામ રંગનાં રાજપટ નામનાં રત્નો
શ્યામવર્ણે હોય તે મૂકયાં અને ૨૭ નાળિયેરના ગોળા ઠવી **શ્રીપાલ** મહારાજા આનંદિત
થયા. છઠ્ઠા દર્શનપદના સડસઠ ભેદ છે જેથી સડસઠ મોતી અને સાત ગોળા સ્થાપ્યા,

તથા જ્ઞાનપદના એકાવન ભેદ છે તેથી એકાવન મોતી પાંચ ગોળાઠવ્યા, તથા ચારિત્રપદના સિત્તેર મોતી પાંચ ગોળા સ્થાપ્યા તથા તપપદના પચાશ ભેદ છે તેથી પચાશ મોતી ને ચાર ગોળા શંકા રહિતપણે અપૂર્વ ભકિતથી સ્થાપ્યા. આ ચાર પદો સફેદ વર્ણે છે તેથી મોતી સહિત ગોળા મૂક્યા (દરેક પદ ઉપર મૂકેલા શ્રીફળ ગોળાઓ ઘી ખાંડથી ભરેલા હતા.) તેમ જ નવે પદોનાં જે જે વર્ણ છે તે તે વર્ણનાં વસ્ત્રો સ્થાપ્યા ઉપર ચંદ્રવા બાંધ્યા તથા અન્ય ફળ આદિ વસ્તુઓ તે તે પદની ઉપર મૂકી, એટલે કે બીજોરા–દાડમ–ખારેકો કોળાં, સરસ નારંગીઓ–સોપારીઓ તેમજ સોનાના કળશ અને ઘણા જ સુંદર રત્નના ઢગલા વગેરે વગેરે નવ નવ સંખ્યાની અનેક મોટી સામગ્રી સહિત જે જે દેશમાં–જે જે ઋતુમાં જે જે ફળ, મેવા–મીઠાઈ વગેરે મળી આવી તે તે સર્વ વસ્તુઓ મહાન્ ઉદાર ચિત્તવંત **શ્રીપાલ**મહારાજાએ મંગાવી શ્રીનવપદ પર પધરાવી બીજા લોકોને જૈનશાસનની ઉન્નતિ બતાવી. જે જે જગ્યાએ જે જે મૂકવું યોગ્ય હતું તે તે તેઓના વર્ણ સહિત સર્વ મૂકી નવગ્રહ તથા દશ દિગ્પાળને પદે કે જે ગ્રહ જે રંગનો, તેમ જ જે દિગ્પાળ જે દિશાના પતિ હોય તેના સ્થળે તે તે રંગના ફુલ, ફળ વગેરે મૂકી તેમને પ્રસન્ન કર્યા.

—૧ થી ૧૧

ગુરૂ વિસ્તારે રે ઉજમણું કરી, ન્હવણ ઉત્સવ કરે રાય;
આઠ પ્રકારી રે જિન પૂજા કરે, મંગલ અવસર થાય. ત૦ ૧૨

સંઘ તિવારે રે તિલક માલા તણું, મંગલ નૃપને કરેઈ;
શ્રીજિન માને રે સંઘે જે કર્યું, મંગલ તે શિવ દેઈ. ત૦ ૧૩

તપ ઉજમણે રે વીર્ય ઉલ્લાસ જે, તેહ જ મુકિતનિદાન;
સર્વ અભવ્યે રે તપ પૂરાં કર્યાં, પણ નાવ્યું પ્રણિધાન.
તપ ઉજમણું રે ઈણિ પરે કીજીયે. ૧૪

લઘુકર્માને રે કિરિયા ફલ દીયે, સફલ સુગુરૂ ઉવએસ;
સેર હોયે તિહાં કૂપ ખનન ઘટે, નહિ તો હોઈ કિલેશ.
તપ ઉજમણું રે ઈણિં પરે કીજીયે. ૧૫

સફલ હૂવો સવિ નૃપ શ્રીપાલને, દ્રવ્ય ભાવ જસ શુદ્ધ;
મત કોઈ રાચો રે કાચો મત લેઇ, સાચો બિહું નય બદ્ધ.
તપ ઉજમણું રે ઈણિ પરે કીજીયે. ૧૬

ચોથે ખંડે રે દશમી ઢાલ એ, પૂરણ હુઇ સુપ્રમાણ;
શ્રીજિન વિનય સુજસ ભગતિ કરી, પગ પગ હોઈ કલ્યાણ.
તપ ઉજમણું રે ઈણિ પરે કીજીયે. ૧૭

**અર્થ:**—આ પ્રમાણે મોટા વિસ્તાર સહિત **શ્રીપાળ**મહારાજાએ ઉજમણાનો વિધિ કર્યો અને શ્રીસિદ્ધચક્રજી મહારાજનુ ભક્તિએ કરી ઉજમણું કર્યું તેની પૂર્ણાહુતીની વખતે જિન બિંબોની જળ-ચંદન-અક્ષત-દીપ-ધૂપ-ફૂલ-ફળ-નૈવેદ્ય વડે અષ્ટપ્રકારી પૂજા કરી આરતી ઉતારી મંગળ દીપક પ્રગટ કરે તે વખતે મંગળનો અવસર થાય, તે વખતે સર્વ સંઘ મળી **શ્રીપાલ** મહારાજાને ઇંદ્રમાળા પહેરાવવા માટે કુંકુમનુ તિલક કરી ઉપર અક્ષત ચોડી રાજાને મંગળ કરે છે જેણે ઇંદ્રમાળા પહેરાવે તેણે જ મંગળ તિલક પણ શ્રીસંઘ કરે અને શ્રીસંઘ કરે તે તીર્થંકર મહારાજ પણ કબૂલ કરે, એટલે શ્રીસંઘનુ કરેલુ મંગલ તે મોક્ષપદ દેવાવાળુ છે માટે એ માંગલિક કાર્ય કરે તપનુ જે ઉજમણુ કરવુ તે આત્મવીર્યોલ્લાસ ભાવરૂપ છે વીર્યોલ્લાસ વગર જે કરણી કરવામાં આવે તે તમામ કરણી નકામી જ ગણાય છે કેમકે વીર્યોલ્લાસ છે તે જ અવશ્ય મુક્તિ છે, જો એમ ન હોત તો તમામ અભવ્યો પણ અનંતી વખત તપ પૂરા કરે છે, પરંતુ સમકિતશુધ્ધિ વિના પ્રણિધાન શુદ્ધિની પ્રાપ્તિ (ચિત્તની સમાધાની) ન થાય, જેથી શુદ્ધ ઉપયોગ વડે વીર્યોલ્લાસ ન થઇ શકે, માટે જ વીર્યોલ્લાસ એ જ મોક્ષનુ મુખ્ય કારણ છે તેમ જ જે જીવ લઘુ-હળવા કર્મી છે તે જીવ જે જે ક્રિયા કરે તેનુ ફળ તેને મલે છે, અને સદ્ગુરુનો ઉપદેશ પણ હળવાકર્મી જીવને જ લાભદાયક નીવડે છે જેમકે જ્યાં પાણીની સેર ચાલતી જણાતી હોય ત્યાં કૂવો ખોદવામાં આવે તો કૂવો ખોદવાની મહેનત સફળ થઈ ધોધબંધ પાણીની પ્રાપ્તિ થાય પણ જ્યાં પાણીની સેર જ ન હોય ત્યાં કૂવો ખોદવાની મહેનત નકામી થઈ પડે છે અને કલેશ થાય છે, આમ હોવાથી જ સુગુરુના ઉપદેશ વડે **શ્રીપાળ**મહારાજાની સમસ્ત ધર્મકરણી-તપાનુષ્ઠાન રૂપ ઉજમણું કરવાથી સફળ થઈ, કેમકે **શ્રીપાલ**મહારાજાના મનની અંદર દ્રવ્ય અને ભાવ એ બંનેની પરમ શુદ્ધતા હતી તેના લીધે મનોરથ સિધ્ધ થયો માટે હે ભવિ જીવો! ભાવ વિના એકલા દ્રવ્યથી જ શુધ્ધ કરીશુ એવો કદાગ્રહ પકડી લઈ કોઈ પણ ખુશી થઈ રહેશો નહી, સાચો પંડિત હશે તે તો દ્રવ્ય અને ભાવ એ બંને નય વડે સાધ્ય કરશે-એટલે કે નિશ્ચય અને વ્યવહાર એ બન્ને દ્વારા કાર્ય કરી ફતેહ મેળવશે **શ્રીયશોવિજયજી** કહે છે કે આ **શ્રીપાલ** રાસના ચોથા ખંડની અંદર દશમી ઢાળ એ બતાવે છે કે શ્રીજિનેશ્વરદેવનો વિનય કરવાથી મનુષ્યો ઉત્તમ યશ પ્રાપ્ત કરશે અને તદ્રૂપ ભક્તિ કરવાથી પગલે પગલે કલ્યાણ પામશે —૧૨ થી ૧૭



ચિત્ર ૧૯૬ અજિતસેન મુનિ પાસે ધર્મશ્રવણ કરતો શ્રીપાલ (પાનું ૨૪૩)



ચિત્ર ૧૯૭ અજિતસેન મુનિનો સાધુઓ સાથે વિહાર (પાનું ૨૪૪)



શ્રીપાલ મહારાજાએ નવ દેરાસરોનો જિર્ણોદ્ધાર કરાવ્યો

(પાનું ૨૪૬)



૨૦૧ શ્રીપાલે નવ પૌષધશાળાઓ કરાવી (પાનું ૨૪૬)

દોહા છંદ

નમસ્કાર કહે એહવા, હવે ગંભીર ઉદાર;
યોગીસર પણ જે સુણી, ચમકે હૃદયમઝાર. ૧

**અર્થ:**—આ પ્રમાણે ઉદાર ઉજમણું કરી **શ્રીપાલ**મહારાજા તે પછી પૂર્ણ ભક્તિ પૂર્વક શ્રીસિધ્ધચક્રજીની આગળ ગંભીર થઇ અને ઉદાર વચનવડે નમસ્કાર રૂપ સ્તુતિ કરે છે કે જે સ્તુતિ અને ધ્યાનતાળીને ધ્યાનમાં લેતાં યોગવિદ્યાના જાણનારા મહાત્માઓ પણ ચિત્તની અંદર ચમત્કાર પામે છે. —૧

---

છપ્પય છંદ -અથ શ્રીસિદ્ધચક્ર નમસ્કાર: કવિત્ત

જો ધુરિ સિરિ અરિહંત મૂલ દઢ પીઠ પઈટ્ઠિઓ,
સિદ્ધ સૂરી ઉવઝાય સાહુ ચિહું પાસ ગરિટ્ઠિઓ;
દંસણ નાણ ચરિત્ત તવ પડિસાહા સુંદરૂં,
તત્તખ્ખર સરવગ્ગ લદ્ધિ ગુરુ પયદલ દુંબરૂ. ૧

દિસિવાલ જખ્ખજખ્ખિણી પમુહ, સુર કુસુમેહિં અલંકીઓ;
સો સિદ્ધચક્ક ગુરુ કપ્પતરૂ અમ્હ મનવંછિય ફલદિઓ. ૨

**અર્થ:**—સિદ્ધચક્ર પ્રભુ રૂપ કલ્પવૃક્ષ જેને મૂળ પીઠમાં શ્રીઅરિહંતની સ્થાપના છે તે, સિદ્ધચક્ર રૂપ કલ્પવૃક્ષની દૃઢ મૂળ પીઠીકાનું પ્રતિષ્ઠાન એટલે સ્થાનક છે અને સિદ્ધ–આચાર્ય–ઉપાધ્યાય ને સાધુ એ ચાર પદરૂપ મ્હોટી શાખાઓ શોભે છે. તેમ જ જ્ઞાન, દર્શન, ચારિત્ર ને તપ એ ચાર પદ રૂપ સુંદર પ્રતિશાખાઓ (શાખાઓથી ફૂટેલી ન્હાની શાખાઓ) છે, અને તત્ત્વાક્ષર તે ૐ હ્રીઁ આદિ બીજાક્ષરો તથા સ્વર (અ આ ઇ ઈ ઉ ઊ એ ઐ ઓ ઔ અં અઃ ઋ ૠ ઌ ૡ) એ સોળ સ્વર સંજ્ઞાવાળાં વર્ણ છે કે જે સ્વરોનાં મિલાપ વગર કોઈ પણ અક્ષરનો ઉચ્ચાર શુદ્ધ થઇ શકે જ નહીં તે સ્વર અને આઠ વર્ગ કકારાદિક તથા મોટી અઠ્ઠાવીશ લબ્ધિઓ, રૂપ તે સર્વ પત્રદળના સમૂહ છે તે રૂપ પાંદડાં છે, અને દશ દિગ્પાળ, ચોવીશ યક્ષ, યક્ષિણી, વળી, પ્રમુખ શબ્દે લોકપાળ, વિમળેશ્વર દેવતા તથા ચક્કેસરી દેવી અને નવગ્રહ ઈત્યાદિ સુર એટલે દેવતા રૂપ ફૂલે કરી અલંકૃત શોભાયમાન છે, તે સિદ્ધચક્ર રૂપ મહાન્ કલ્પવૃક્ષ અમારા મનોવાંછિત સફળ કરો. મતલબ એ જ કે મોક્ષેચ્છુ જનોને મોક્ષદાયક સિદ્ધચક્ર રૂપ કલ્પવૃક્ષ છે એમ શ્રદ્ધા

રાખી તેની જ સેવા કરો. જેથી આનંદ મંગળ કાયમ રહે અને તે સિદ્ધચક્ર રૂપ મ્હોટું કલ્પવૃક્ષ અમારા મનોવાંછિતને પૂર્ણ કરો. —૧ થી ૨

દોહા-છંદ

નમસ્કાર કહી ઉચ્ચરી, શક્રસ્તવ શ્રીપાલ;
નવપદ સ્તવન કહે મુદા, સ્વર પદ વર્ણ વિશાલ. ૩

મંગલ તૂર બજાવતે, નાચંતે વર પાત્ર;
ગાયંતે બહુ વિધિ ધવલ, બિરૂદ પઠંતે છાત્ર. ૪

સંઘ પૂજા સાહમિવચ્છલ, કરી તેહ નરનાથ;
શાસન જૈન પ્રભાવતો, મેળે શિવપુર સાથ. ૫

પટદેવી પરિવાર અન્ય, સાથે અવિહડ રાગ;
આરાધે સિદ્ધચક્રને, પામે ભવજલ તાગ. ૬

ત્રિભુવનપાલાદિક તનય, મયણાદિક સંયોગ;
નવ નિરૂપમ ગુણનિધિ હૂઆ, ભોગવતાં સુખ ભોગ. ૭

ગય રહ સહસ તે નવ હૂઆ, નવ લખ જચ્ચ તુરંગ;
પત્તિ હૂઆ નવ કોડિ તસ, રાજનીતિ નવરંગ. ૮

રાજ નિઃકંટક પાલતાં, નવ શત વરસ વિલીન;
થાપી તિહુઅણપાલને, નૃપ હૂઓ નવપદ લીન. ૯

**અર્થઃ**—આ પ્રમાણે **શ્રીપાલ** મહારાજા નમસ્કાર કરી–ચૈત્યવંદન કરી નમુત્થુણં કહી પછી નવપદ મહાત્મ્ય ગર્ભિત સ્તવન આનંદ સહિત સ્વર, પદ અને શુદ્ધ ઉચ્ચારના ઉપયોગ સાથે વિસ્તાર પૂર્વક કરે છે. અને તેની શરૂઆતમાં આનંદ મંગળરૂપ મંગળ મનોહર વાજિંત્રો–ધવળ મંગળ ગીતો–ભાટ ચારણો ઉત્તમ બિરૂદાવલી બોલતે થકે **શ્રીપાલ** મહારાજ સંઘની પૂજા, સ્વામિવાત્સલ્ય ઇત્યાદિ ધર્મકૃત્ય કરી, શ્રીજિનશાસનની પ્રભાવના કરતો થકો મોક્ષનો સાથ મેળવતો હતો. તેમ જ પટરાણી મયણાસુંદરી બીજી રાણીઓ અને શૃંગારસુંદરી સાથે પરણેલ પાંચ સખીઓ અને બીજા પરિવાર સાથે અવિચળ રાગ ધરતો અને અન્ય શ્રાવક, શ્રાવિકા વર્ગ વગેરે ભાવિક મંડળ સહિત **શ્રીપાળ** મહા-

રાજા શ્રીસિદ્ધચક્રને આરાધે છે અને સંસારસમુદ્રનો પાર પામવા સુંદર આરાધન કરે છે. તેમ જ તે રાજેંદ્રને મયણાસુંદરી વગેરે રાણીઓના સુખભોગ સંયોગ વડે ગુણોના સમુદ્ર સરખા અને અનૂપમ રૂપશીલ સંપન્ન ત્રિભુવનપાળ આદિ નવ કુંવરો થયા. તથા નવ હજાર હાથી, નવ હજાર રથ, નવ લાખ જાતિવંત ઘોડા અને નવ ક્રોડ પાયદળ લશ્કર–નવરંગી–ચતુરંગી સેના પ્રાપ્ત થઈ–તે સહિત નિષ્કંટકપણે રાજ્યપદ ભોગવતાં જ્યારે નવસો વર્ષ થયાં ત્યારે મહારાજા **શ્રીપાળે** પોતાના પાટવી કુંવર (મયણાસુંદરી પટરાણીના પુત્ર) ત્રિભુવનપાળને પોતાની રાજ્યગાદીએ સ્થાપન કરી પોતાનું મન, તન, વચન શ્રીસિદ્ધચક્રજી મહારાજના ધ્યાનમાં જ લીન કર્યું. —૩ થી ૯

---

**ઢાલ અગ્યારમી**–શ્રી સીમંધર સાહેબ આગે એ દેશી.

ત્રીજે ભવે વર થાનક તપ કરી, જેણે બાંધ્યું જિન નામ;
ચોસઠ્ઠિ ઈંદ્રે પૂજિત જે જિન, કિજે તાસ પ્રણામ રે.
ભવિકા ! સિદ્ધચક્ર પદ વંદો, જિમ ચિરકાલે નંદો રે. ભ૦ સિ૦ ૧

જેહને હોય કલ્યાણક દિવસે, નરકે પણ અજુવાળું;
સકલ અધિક ગુણ અતિશય ધારી, તે જિન નમી અઘ ટાલું રે. ભ૦ સિ૦ ૨

જે તિહુનાણ સમગ્ગ ઉપ્પન્ના, ભોગ કરમ ખીણ જાણી;
લેઈ દીક્ષા શિક્ષા દિયે જનને, તે નમિયે જિનનાણી રે. ભ૦ સિ૦ ૩

મહાગોપ મહામાહણ કહીયે, નિર્યામક સત્થવાહ;
ઉપમા એહવી જેહને છાજે, તે જિન નમીયે ઉચ્છાહ રે. ભ૦ સિ૦ ૪

આઠ પ્રાતિહારજ જસ છાજે, પાંત્રીશ ગુણયુત વાણી;
જે પ્રતિબોધ કરે જગજનને, તે જિન નમીયે પ્રાણી રે. ભ૦ સિ૦ ૫

**અર્થ:**—ત્રીજા જન્મમાં જેમણે ઉત્તમ વીશ સ્થાનકનો તપ કરી તીર્થંકર નામકર્મ બાંધ્યું છે, જે જિન ચોસઠ ઈંદ્રોથી પૂજીત છે, તેમને હે ભવ્ય જીવો! પ્રણામ કરો; સિદ્ધચક્રના પ્રથમ પદને વંદન કરો જેથી દીર્ઘ કાળ પર્યંત આનંદ પ્રાપ્ત કરશો. જેમના કલ્યાણકોના દિવસોમાં નરકમાં પણ અજવાળું થાય છે. એવા સર્વ કરતાં અધિક ગુણવાળા અને અતિશયવાળા જિનને નમી પાપને દૂર કરો. જેઓ ત્રણ જ્ઞાન સહિત જન્મ્યા છે, અને ભોગાવલિ કર્મને ક્ષીણ થએલાં જાણી દીક્ષા લઈ કેવળજ્ઞાન પામી પ્રાણીઓને

ઉપદેશ આપે છે તે જિનોને નમસ્કાર કરો. મહાગોપ અને મહામાહણ જેઓ કહેવાય છે. નિર્યામક અને સાર્થવાહની ઉપમાઓ જેમને ઘટે છે, તેવા જિનને ઉત્સાહપૂર્વક નમન કરો. જેમને આઠ પ્રતિહાર્યો શોભે છે, પાંત્રીશ ગુણોવાળી જેમની વાણી છે, જગતના જીવોને જેઓ પ્રતિબોધ કરે છે તેમને હે પ્રાણીઓ ! વંદન કરો. —૧ થી ૫

સમય પએસંતર અણુ ફરસી, ચરમ તિભાગ વિશેષ;
અવગાહન લહિ જે શિવ પહોતા, સિદ્ધ નમો તે અશેષ રે. ભ० સિ० ૬

પૂર્વ પ્રયોગને ગતિ પરિણામે, બંધન છેદ અસંગ;
સમય એક ઉર્ધ્વ ગતિ જેહની, તે સિધ્ધ પ્રણમો રંગ રે. ભ० સિ० ૭

નિર્મલ સિદ્ધશિલાને ઉપરે, જોયણ એક લોકંત;
સાદિ અનંત તિહાં સ્થિતિ જેહની, તે સિધ્ધ પ્રણમો સંત રે. ભ० સિ० ૮

જાણે પણ ન શકે કહી પુરગણ, પ્રાકૃત તિમ ગુણ જાસ;
ઉપમા વિણ નાણી ભવ માંહે, તે સિધ્ધ દિયો ઉલ્લાસ રે. ભ० સિ० ૯

જ્યોતિશું જ્યોતિ મિલી જસ અનુપમ, વિરમી સકલ ઉપાધિ;
આતમરામ રમાપતિ સમરો, તે સિધ્ધ સહજ સમાધિ રે. ભ० સિ० ૧૦

અર્થઃ—એક સમયમાં ( સમશ્રેણિ સિવાયના ) પ્રદેશને સ્પર્શ કર્યા વગર ત્રણ ( ત્રીજો ) ભાગ ઓછી છેલ્લી શરીરની અવગાહના ( આત્મપ્રદેશોની ) પ્રાપ્ત કરી જેઓ મોક્ષે ગયા છે, તે સમસ્ત સિદ્ધના જીવોને નમસ્કાર હો ! પૂર્વના પ્રયોગથી, ગતિના સ્વભાવથી, બંધનનો છેદ થવાથી, અને સંગ રહિત હોવાથી જેમની ઉંચે ગતિ થએલી છે તે સિદ્ધોને આનંદપૂર્વક પ્રણામ કરો. નિર્મળ સિદ્ધશિલાની ઉપર જ્યાંથી એક યોજન લોકનો અંત છે, ત્યાં જેમની સાદિ અનંતકાળ સ્થિતિ છે તે સિદ્ધના જીવોને હે સત્પુરુષો નમન કરો. ! જેમ ગ્રામ્ય પુરુષ નગરના ગુણ જાણે પણ કહી શકતો નથી, તેમ સંસારમાં જ્ઞાની પુરુષોને જેમને માટે ઉપમા મળી શકતી નથી તે સિદ્ધના જીવો આનંદ આપો ! ઉપમા વગરની જેમની જ્યોતિ અન્ય જ્યોતિઓમાં મળી ગઈ છે, સમસ્ત ઉપાધિ વિરામ પામી ગઈ છે, આત્મામાં રમણ કરનારા આધ્યાત્મિક લક્ષ્મીના સ્વામી અને સ્વાભાવિક સમાધિવાળા સિદ્ધોનું સ્મરણ કરો. —૬ થી ૧૦

પંચ આચાર જે સૂધા પાલે, મારગ ભાખે સાચો;
તે આચારજ નમીયે તેહશું, પ્રેમ કરીને જાચો રે. ભ० સિ० ૧૧

વર છત્રીસ ગુણે કરિ સોહે, યુગપ્રધાન જન મોહે;
જગ બોહે ન રહે ખિણ કોહે, સૂરિ નમું તે જોહે રે. ભ૦ સિ૦ ૧૨

નિત્ય અપ્રમત્ત ધર્મ ઉવએસે, નહિ વિકથા ન કષાય;
જેહને તે આચારિજ નમિયે, અકલુષ અમલ અમાય રે. ભ૦ સિ૦ ૧૩

જે દિયે સારણ વારણ ચોયણ, પડિચોયણ વલી જનને;
પટધારી ગચ્છથંભ આચારજ, તે માન્યા મુનિ મનને રે. ભ૦ સિ૦ ૧૪

અત્થમિયે જિન સૂરજ કેવલ, વંદીજે જગદીવો,
ભુવન પદારથ પ્રગટન પટુ તે, આચારજ ચિરંજીવો રે. ભ૦ સિ૦ ૧૫

**અર્થ:**—જે સારી રીતે પંચાચારનું પાલન કરે છે, સત્ય માર્ગનો ઉપદેશ કરે છે, તે આચાર્ય ભગવાનને નમસ્કાર કરો અને તેમની સાથે પ્રેમ પ્રકટાવીને યાચના કરો. જેઓ ઉત્તમ છત્રીશ ગુણો વડે શોભે છે, યુગપ્રધાન હોવાથી મનુષ્યોને આશ્ચર્ય પમાડે છે, જગત્‌ને બોધ કરે છે, ક્ષણમાત્ર ક્રોધમાં રહેતા નથી, તે આચાર્ય ભગવંતને પરીક્ષા કરીને અંજલિપૂર્વક નમું છું. હમેશાં અપ્રમાદીપણે ધર્મનો ઉપદેશ કરે છે, વિકથા અને કષાય જેમને નથી, પાપરહિત, નિર્મળ અને માયા વગરના છે, તે આચાર્ય ભગવાન્‌ને નમસ્કાર કરો. વળી, જે સારણા, વારણા, ચોયણા અને પ્રતિચોયણા મનુષ્યોને આપે છે, પટ્ટધર છે, ગચ્છના સ્થંભરૂપ છે, તે આચાર્ય ભગવાન્ મુનિજનોનાં મનને આનંદ પ્રકટાવનાર છે. કેવળજ્ઞાની જિનેશ્વર રૂપ સૂર્ય અસ્ત પામે છતે જગત્‌ના દીપક રૂપે જે પ્રકાશ આપે છે, ત્રણ ભુવનોના પદાર્થોને પ્રકટ કરવામાં જે કુશળ છે તે સૂરિજી ભગવાન ચિરંજીવ રહો.
—૧૧ થી ૧૫

દ્વાદશ અંગ સજ્ઝાય કરે જે, પારગ ધારક તાસ;
સૂત્ર અરથ વિસ્તાર રસિક તે, નમો ઉવજ્ઝાય ઉલ્લાસ રે. ભ૦ સિ૦ ૧૬

સૂત્ર અર્થ ને દાન વિભાગે, આચારય ઉવજ્ઝાય;
ભવ ત્રણ્યે લહે જે શિવસંપદ, નમીયે તે સુપસાય રે. ભ૦ સિ૦ ૧૭

મૂરખ શિષ્ય નિપાઈ જે પ્રભુ, પહાણને પલ્લવ આણે;
તે ઉવઝાય સકલ જન પૂજિત, સૂત્ર અરથ સવિ જાણે રે. ભ૦ સિ૦ ૧૮

રાજકુંઅર સરીખા ગણુચિંતક, આચારિજ પદ જોગ;
જે ઉવઝાય સદા તે નમતાં, નાવે ભવભય શોગ રે. ભ૦ સિ૦ ૧૯

બાવનાચંદન રસ સમ વયણે, અહિત તાપ સવિ ટાલે;
તે ઉવઝાય નમીજે જે વલી, જિનશાસન અજુઆલે રે. ભ૦ સિ૦ ૨૦

**અર્થઃ**—જે બાર અંગોનો સ્વાધ્યાય કરે છે, તેના પારગામી હોવાથી (રહસ્યાર્થને) ધારણ કરનારા છે, સૂત્રના અર્થ વિસ્તારવામાં (વાંચના આપવામાં) ચતુર છે, તે ઉપાધ્યાય ભગવાનને ઉલ્લાસથી નમસ્કાર કરો. સૂત્ર અને અર્થ આપવાના વિભાગમાં (અનુક્રમે) આચાર્ય અને ઉપાધ્યાય છે, જે ત્રીજે ભવે મોક્ષ લક્ષ્મી પામનારા છે, તે સુંદર કૃપાવાળા (ઉપાધ્યાયજીને) નમસ્કાર કરીએ છિએ. પત્થરમાં અંકુરા ઉગાડવાને સમર્થ જે ઉપાધ્યાય ભગવાન્ મૂર્ખ શિષ્યને પણ વિદ્વાન બનાવે છે તે સર્વ જનોથી પૂજિત છે, અને સૂત્ર-અર્થ સર્વ જાણે છે. યુવરાજ સમાન ગણની ચિંતા રાખનારા છે. આચાર્ય પદને જ યોગ્ય છે, તે ઉપાધ્યાયજીને હમેશાં નમસ્કાર કરતાં સંસાર ભયનો શોક આવતો નથી બાવનાચંદનના રસ સરખા વચનો વડે અહિત રૂપી સર્વ તાપ દૂર કરે છે તેમ જ જે વળી જિનશાસનને (વિશેષપણે) પ્રકાશિત કરે છે તે ઉપાધ્યાય ભગવાનને નમસ્કાર કરો.
—૧૬ થી ૨૦

જિમ તરૂફૂલે ભમરો બેસે, પીડા તસ ન ઉપાવે;
લેઇ રસ આતમ સંતોષે, તિમ મુનિ ગોચરી જાવે રે. ભ૦ સિ૦ ૨૧

પંચ ઇંદ્રી ને કષાયને રૂંધે, ષટ્કાયક પ્રતિપાલ;
સંયમ સત્તર પ્રકારે આરાધે, વંદો તેહ દયાલ રે. ભ૦ સિ૦ ૨૨

અઢાર સહસ શીલાંગના ધોરી, અચલ આચાર ચરિત્ર;
મુનિ મહંત જયણાયુત વાંદી, કીજે જન્મ પવિત્ર રે. ભ૦ સિ૦ ૨૩

નવવિધ બ્રહ્મ ગુપતિ જે પાલે, બારસવિહ તપ શૂરા;
એહવા મુનિ નમીયે જો પ્રગટે, પૂરવ પુણ્ય અંકૂરા રે. ભ૦ સિ૦ ૨૪

સોના તણી પરે પરીક્ષા દીસે, દિન દિન ચઢતે વાને;
સંયમ ખપ કરતા મુનિ નમીયે, દેશ કાલ અનુમાને રે. ભ૦ સિ૦ ૨૫

**અર્થઃ**—જેમ ઝાડના ફૂલ ઉપર ( રસ ચૂસવાને ) ભમરો બેસે છે, તેને પીડા ઉપજાવતો નથી, રસ લઈને પોતાના આત્માને તૃપ્તિ પમાડે છે તેમ, મુનિ 'ગોચરી' લે છે. હમેશાં જે પાંચ ઈંદ્રિયોને વશ રાખે છે, છકાયનું સુંદર રીતે પાલન કરે છે, સત્તર પ્રકારે સંયમનું આરાધન કરે છે તે કૃપાળુને ( મુનિજનને ) વંદના કરૂં છું. અઢાર હજાર શીલાંગ રથને ( ખેંચવામાં ) વૃષભ તુલ્ય છે, આચાર અને ચારિત્ર ( જેમનું ) નિશ્ચળ છે, એવા મુનિ મહાત્માને યતનાપૂર્વક વંદન કરીને ( મનુષ્ય ) જન્મને પવિત્ર કરો. જે બ્રહ્મચર્યની નવ વાડોનું પાલન કરે છે, બાર પ્રકારના તપમાં શૂરવીર છે, એવા મુનિને પૂર્વ પુણ્યરૂપી ( વૃક્ષના ) અંકુરો પ્રગટે તો નમસ્કાર કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય. જેમના સંયમની પરીક્ષા સુવર્ણની જેમ દેખાઈ આવે છે, દરરોજ ચઢતા રંગવાળા થઈને દેશ અને કાળ પ્રમાણે સંયમનું પાલન કરે છે તે મુનિજનોને નમસ્કાર કરો. —૨૧ થી ૨૫

શુદ્ધ દેવ ગુરૂ ધર્મ પરીક્ષા, સદ્દહણા પરિણામ;
જેહ પામીજે તેહ નમીજે, સમ્યગ્ દર્શન નામ રે. ભ૦ સિ૦ ૨૬

મલ ઉપશમ ક્ષય ઉપશમ ક્ષયથી, જે હોય ત્રિવિધ અભંગ;
સમ્યગ્ દર્શન તેહ નમીજે, જિન ધર્મે દૃઢ રંગ રે. ભ૦ સિ૦ ૨૭

પંચ વાર ઉપશમિય લહીજે, ખય ઉપશમિય અસંખ;
એક વાર ક્ષાયિક તે સમકિત, દર્શન નમિયે અસંખ રે. ભ૦ સિ૦ ૨૮

જે વિણુ નાણ પ્રમાણ ન હોયે, ચારિત્ર તરૂ નવિ ફલીયો;
સુખ નિર્વાણ ન જે વિણુ લહીયે, સમકિત દર્શન બલીયો રે. ભ૦ સિ૦ ૨૯

અડસઠ બોલે જે અંલકરીઓ, જ્ઞાન ચારિત્રનું મૂલ;
સમકિત દર્શન તે નિત્ય પ્રણમું, શિવપંથનું અનુકૂલ રે. ભ૦ સિ૦ ૩૦

**અર્થઃ**—શુદ્ધ દેવ ગુરુ અને ધર્મની પરીક્ષા કરી તે સત્ય છે તેવા વિશ્વાસ શ્રદ્ધાના પરિણામ જેથી પમાય તે સમ્યગ્ દર્શન પદને નમસ્કાર કરો. ( સાત પ્રકૃતિરૂપ ) મેલના ઉપશમ–ક્ષય–ક્ષયોપશમ રૂપ જે અખંડપણે ત્રણ પ્રકારે સમ્યગ્ દર્શન થાય છે તેમ જ જેથી જિનધર્મમાં ચોળ મજીઠનો રંગ લાગે છે તે સમ્યગ્ દર્શનને નમન કરો. ( સર્વ ભવ પર્યંતમાં ) ઉપશમ સમકિત પાંચ વાર પમાય છે, ક્ષયોપશમ અસંખ્યાતવાર અને ક્ષાયિક સમકિત એક વાર જ પમાય છે. તે સમ્યગ્ દર્શનના અસંખ્ય સ્થાનકોને નમસ્કાર કરો. જે વગર જ્ઞાન પ્રમાણભૂત થતું નથી, ચારિત્રરૂપ વૃક્ષ ફલ આપતું નથી, મોક્ષનું

સુખ જે વગર પ્રાપ્ત થતું નથી, તે સમ્યગ્ દર્શન બળવાન્ છે. જે સડસઠ ભેદોથી સુશોભિત છે, જ્ઞાન અને ચારિત્રનું મૂળ છે અને મોક્ષ માર્ગને ( પ્રાપ્ત કરવાની ) અનુકૂળતાવાળું છે, તે સમ્યગ્ દર્શનને હમેશાં પ્રણામ કરૂં છું. —૨૬ થી ૩૦

ભક્ષ અભક્ષ ન જે વિણુ લહિયે, પેય અપેય વિચાર;
કૃત્ય અકૃત્ય ન જે વિણુ લહિયે, જ્ઞાન તે સકલ આધાર રે. ભ૦ સિ૦ ૩૧
પ્રથમ જ્ઞાન ને પછી અહિંસા, શ્રીસિધ્ધાંતે ભાખ્યું;
જ્ઞાનને વંદો જ્ઞાન મ નિંદો, જ્ઞાનીયે શિવસુખ ચાખ્યું રે. ભ૦ સિ૦ ૩૨
સકલ ક્રિયાનું મૂલ તે શ્રદ્ધા, તેહનું મૂલ જે કહીયે;
તેહ જ્ઞાન નિત નિત વંદીજે, તે વિણુ કહો કિમ રહીયે રે. ભ૦ સિ૦ ૩૩
પંચ જ્ઞાન માંહે જેહ સદાગમ, સ્વ પર પ્રકાશક જેહ;
દીપક પરે ત્રિભુવન ઉપગારી, વલી જેમ રવિ શશિ મેહ રે. ભ૦ સિ૦ ૩૪
લોક ઉરધ અધો તિર્યંગ જ્યોતિષ, વૈમાનિક ને સિદ્ધ;
લોકાલોક પ્રગટ સવિ જેહથી, તે જ્ઞાને મુજ સિદ્ધિ રે. ભ૦ સિ૦ ૩૫

**અર્થ:**—જે વગર ખાવા લાયક અને નહિ ખાવા લાયક, પીવા લાયક અને નહિ પીવા લાયક તેમ જ કરવા લાયક અને નહિ કરવા લાયક પદાર્થોનો વિવેક થઈ શકતો નથી તે જ્ઞાન સમસ્ત જનોને આધારભૂત છે. શ્રી ( જિનેશ્વર પ્રભુના ) સિદ્ધાંતમાં પ્રથમ જ્ઞાન પછી અહિંસાનો ક્રમ નિવેદન કરેલો છે. જ્ઞાનને નમસ્કાર કરો, જ્ઞાનની અવગણના ન કરો; જ્ઞાનીજનો મોક્ષસુખને અનુભવી શકયા છે. સર્વ ક્રિયાનું મૂળ 'શ્રદ્ધા' છે તેનું મૂળ જે કહેવાય છે તે જ્ઞાનને હમેશાં વંદન કરો; કહો ! તે વગર કેમ રહી શકાય ? પાંચ જ્ઞાનમાં જે સદાગમ છે, તે પોતાને અને પરને પ્રકાશ કરનાર છે; દીવાની માફક ત્રણે ભુવનોને ઉપકારક છે, વળી સૂર્ય–ચંદ્ર અને વરસાદની માફક ( ઉપકારી ) છે. ઉર્ધ્વ લોક–અધોલોક, તિર્યંગલોક, જ્યોતિષ લોક, વૈમાનિક ( દેવલોક ) અને સિદ્ધ–લોક વગેરે લોક અને અલોક જેથી જાણી શકાય છે તે જ્ઞાન મને શુદ્ધ સ્વરૂપમાં મળો.—૩૧ થી ૩૫

દેશવિરતિ ને સર્વવિરતિ જે, ગૃહિ યતિ ને અભિરામ;
તે ચારિ જગત્ જયવંતું, કીજે તાસ પ્રણામ રે. ભ૦ સિ૦ ૩૬
તૃણુ પરે જે ષટ ખંડ સુખ છંડી, ચક્રવર્ત્તી પણુ વરીયો;
તે ચારિત્ર અક્ષય સુખ કારણુ, તે મેં મનમાંહે ધરીયો રે. ભ૦ સિ૦ ૩૭

ચિત્ર ૨૦૨ શ્રીપાલ નવ રાણીઓ સાથે સિદ્ધચક્રજીની ભક્તિ કરે છે (પાનું ૨૪૭)



ચિત્ર ૨૦૪ શ્રીનવપદજીના મંડલની સ્થાપના (પાનું ૨૫૦)

હુઆ રાંકપણે જેહ આદરી, પૂજિત ઇંદ નરિંદે;
અશરણ શરણ ચરણ તે વંદું, પૂર્યું જ્ઞાન આનંદે રે. ભ૦ સિ૦ ૩૮

બાર માસ પર્યાયે જેહને, અનુત્તર સુખ અતિક્રમિયે;
શુક્લ શુક્લ અભિજાત્ય તે ઉપર, તે ચારિત્રને નમીયે રે. ભ૦ સિ૦ ૩૯

ચય તે આઠ કર્મનો સંચય, રિક્ત કરે જે તેહ;
ચારિત્ર નામ નિરૂત્તે ભાખ્યું, તે વંદુ ગુણગેહ રે. ભ૦ સિ૦ ૪૦

અર્થઃ—દેશવિરતિ અને સર્વવિરતિરૂપ અનુક્રમે ગૃહસ્થ અને યતિને યોગ્ય છે તે ચારિત્ર જગતમાં જયવંત વર્તે છે તેને પ્રણામ કરો. જે છ ખંડના સુખોને તણખલાં પેઠે તજીને ચક્રવર્તીએ પણ અંગિકાર કરેલું છે, તે ચારિત્ર અક્ષય સુખનું કારણ છે. તેનો મેં મન સાથે સ્વીકાર કરેલો છે. રંક મનુષ્યો પણ જેને અંગિકાર કરવા પછી ઇંદ્ર અને ચક્રવર્તીઓથી પૂજાય છે, તે નિરાધારના આધારરૂપ અને જ્ઞાનાનંદથી પરિપૂર્ણ ચારિત્રને વંદન કરૂં છું. જેના બાર મહિનાના પાલનથી અનુત્તર વિમાનનાં સુખો પણ ઉલંઘી જવાય છે, તથા ઉજ્જવળ ઉજ્જવળ થતાં તરતમપણું હોય, તે ચારિત્રને નમસ્કાર કરીએ છિએ. ચય એટલે આઠ કર્મનો સંચય અને તેને ખાલી કરે તે ચારિત્રનામ નિરૂક્તિથી સિદ્ધ થએલું છે તે ગુણોના ગૃહરૂપ (ચારિત્ર)ને વંદના કરૂં છું. —૩૬ થી ૪૦

જાણંતા ત્રિહું જ્ઞાને સંયુત, તે ભવ મુક્તિ જિણંદ;
જેહ આદરે કર્મ ખપેવા, તે તપ શિવતરૂ કંદ રે. ભ૦ સિ૦ ૪૧

કરમ નિકાચિત પણ ક્ષય જાઈ, ક્ષમા સહિત જે કરતાં;
તે તપ નમીયે જેહ દીપાવે, જિનશાસન ઉજમંતાં રે. ભ૦ સિ૦ ૪૨

આમોસહી પમુહા બહુ લદ્ધિ, હોવે જાસ પ્રભાવે;
અષ્ટ મહાસિધ્ધિ નવનિધિ પ્રગટે, નમિયે તે તપ ભાવે રે. ભ૦ સિ૦ ૪૩

ફલ શિવસુખ મહોટું સુરનરવર, સંપત્તિ જેહનું ફૂલ;
તે તપ સુરતરૂ સરિખો વંદૂં, શમ મકરંદ અમૂલ રે. ભ૦ સિ૦ ૪૪

સર્વ મંગલ માંહિ પહેલું મંગલ, વરણવીયે જે ગ્રંથે;
તે તપપદ તિહું કાલ નમીજે, વર સહાય શિવ પંથે રે. ભ૦ સિ૦ ૪૫



૨૦૬ ત્રિભુવનપાલ વગેરે શ્રીપાલના નવપુત્રો (પાનું ૨૫૫)

કિંબહુના મગધેશ તું, ઇક પદ ભક્તિ પ્રભાવ;
હોઇશ તીર્થંકર પ્રથમ, નિશ્ચય એ મન ભાવ. ૬

**અર્થઃ**—આ પ્રમાણે તદાકાર ચિત્તથી નવપદજીનું સ્તવન કરતાં અને ધ્યાન ધ્યાતાં **શ્રીપાળ**મહારાજા સંપૂર્ણ આયુષ્ય પૂર્ણ કરી નવમા દેવલોકમાં ઉત્કૃષ્ટ આયુષ્યે ઉત્પન્ન થયા. તેમ જ મયણાસુંદરી વગેરે રાણીઓ અને માતા પણ શુભ ધ્યાનના પ્રતાપથી તે જ દેવલોકની અંદર પૂર્ણ આઉખે ઉત્પન્ન થયાં અને ઉત્તમ સ્વર્ગ સુખનો અનુભવ લેવા લાગ્યાં. તે પછી દેવલોકમાંથી નરભવ, નરભવમાંથી દેવભવ એમ ચાર વખત દેવપણું અને ચાર વખત મનુષ્ય ભવ પામી અને છેલ્લા નવમા ભવે **શ્રીપાળ**મહારાજા, માતા કમળપ્રભા અને નવે રાણીઓ એ અગ્યારે મોક્ષમંદિરમાં અખંડાનંદના ભોક્તા થશે. એ પ્રમાણે શ્રેણિક રાજાને ગર્વ રહિત એવા ગૌતમ ગણધર મહારાજ **શ્રીપાળ**નું ચરિત્ર કહેતા હતા એ સાંભળીને શ્રેણિક રાજા નવપદજીના મહિમામાં ઉલ્લાસવંત ભાવવાળા થઇ કહેવા લાગ્યા "અહો ! આવો નવપદજીનો મહાન્ મહિમા છે ! ખચિત નવપદ જે છે તે સમુદ્ર તરવાને નાવ સમાન જ છે" આવા ઉદ્‌ગાર સાંભળી તે શ્રેણિક રાજા પ્રત્યે ફરીને શ્રી ગૌતમ સ્વામીએ કહ્યું–"નવપદ પૈકી એક એક પદની જ ભક્તિ કરવાથી દેવપાળ વગેરે પુણ્યશાળીઓએ સ્વર્ગ સુખ, તીર્થંકર ગોત્ર વગેરે પ્રાપ્ત કરેલ છે, એથી એ નવપદનો મહિમા સત્ય પ્રતિતીવંત છે. હે મગધદેશ પતિ ! નવપદજીના મહાત્મ્ય સંબંધી વિશેષ શું કહું, તમો પણ એ નવપદ પૈકી એક સમકિત દર્શન પદની ફક્ત ભક્તિ કરવાના પ્રતાપથી જ આવતી ચોવીશીમાં પદ્મનાભ નામના પહેલા તીર્થંકર થશો, તે નિશ્ચયથી મનને વિષે ભાવના ભાવજો."

—૧ થી ૬

ગૌતમ વચન સુણી ઇસ્યાં, ઉઠે મગધ નરિંદ;
વધામણી આવી તદા, આવ્યા વીર જિણંદ. ૭

દેવે સમવરણ રચ્યું, કુસુમ વૃષ્ટિ તિહાં કીધ;
અંબર ગાજે દુંદુભિ, વર અશોક સુપ્રસિદ્ધ. ૮

સિંહાસન માંડ્યું તિહાં, ચામર છત્ર ઢલંત;
દિવ્ય ધ્વનિ દિયે દેશના, પ્રભુ ભામંડલવંત. ૯

વધામણી દેઇ વાંદવા, આવ્યો શ્રેણિકરાય;
વાંદી બેઠો પર્ષદા, ઉચિત થાનકે આય. ૧૦

ઇમ નવપદ થુણતો તિહાં લીનો, હૂઓ તનમય શ્રીપાલ
સુજસ વિલાસે ચોથે ખંડે, એહ અગ્યારમી ઢાલ રે. ભ૦ સિ૦ ૪૬

અર્થ:—ત્રણ જ્ઞાનવાળા જિનેશ્વર ભગવાન્ તે ભવમાં (પોતાની) મુક્તિ જાણતા છતાં કર્મનો નાશ કરવાને જે તપનો આદર કરે છે તે તપ મોક્ષરૂપ વૃક્ષનું મૂળ છે, ક્ષમાપૂર્વક કરતાં નિકાચિત કર્મ પણ ક્ષય થઈ જાય છે, જેનું ઉજમણું કરતાં જિનશાસનની પ્રભાવના થાય છે, તે તપને નમસ્કાર કરો! જેના પ્રભાવથી આમૌષધિ પ્રમુખ ઘણી લબ્ધિઓ પ્રકટે છે, આઠ મહાસિધ્ધિઓ અને નવનિધાન પ્રકટે છે, તે તપને ભાવપૂર્વક નમસ્કાર કરો. જેનું મોક્ષના સુખરૂપ ફળ છે, ઇંદ્ર અને ચક્રવર્તિની સંપત્તિરૂપ ફૂલ છે, સમતારૂપ અમૂલ્ય જેનો પુષ્પ રસ છે, તે કલ્પવૃક્ષ સરખા તપને વંદન કરૂં છું. સર્વ મંગળોમાં પ્રથમ મંગળરૂપે જેનું વર્ણન ગ્રંથોમાં થએલું છે, તે મોક્ષ માર્ગમાં સહાયરૂપ તપ પદને ત્રણે કાળમાં નમસ્કાર કરો. એ પ્રકારે નવપદની સ્તવના કરતાં શ્રીપાળ રાજા તન્મય થઈ લીન થયા, સુંદર યશના વિલાસવાળા ચોથા ખંડની આ અગિયારમી ઢાલ પૂર્ણ થઈ. —૪૧ થી ૪૬

---

દોહા–છંદ.

ઇમ નવપદ થુણતો થકો, તે ધ્યાને શ્રીપાલ;
પામ્યો પૂરણ આઉખે, નવમો કલ્પ વિશાલ. ૧

રાણી મયણા પ્રમુખ સવિ, માતા પણ શુભ ધ્યાન;
આઉખે પૂરે તિહાં ઉપના, સુખ ભોગવે વિમાન. ૨

નરભવ અંતર સ્વર્ગ તે, ચાર વાર લહિ સર્વ;
નવમે ભવ શિવ પામશે, ગૌતમ કહે નિગર્વ. ૩

તે નિસુણી શ્રેણિક કહે, નવપદ ઉલસિત ભાવ;
અહો નવપદ મહિમા વડો, એ છે ભવજલ નાવ. ૪

વલતું ગૌતમ ગુરૂ કહે, એક એક પદ ભક્તિ;
દેવપાલ પ્રમુખ સુખ લહ્યાં, નવપદ મહિમા તહત્તિ. ૫

ઢાળ બારમી—સ્વામી સીમંધર ઉપદિશે—એ દેશી.

અરિહંત પદ ધ્યાતો થકો, દવ્વહ ગુણ પજ્જાય રે;
ભેદ છેદ કરી આતમા, અરિહંત રૂપી થાય રે. ૧

વીર જિનેશ્વર ઉપદિશે, સાંભળજો ચિત્ત લાઇ રે;
આતમધ્યાને આતમા, ઋદ્ધિ મલે સવિ આઈ રે. વી૦ ૨

રૂપાતીત સ્વભાવ જે, કેવલ દંસણ નાણી રે;
તે ધ્યાતાં નિજ આતમા, હોયે સિદ્ધગુણ ખાણી રે. વી૦ ૩

ધ્યાતાં આચારજ ભલા, મહામંત્ર શુભ ધ્યાની રે;
પંચ પ્રસ્થાને આતમા, આચારજ હોયે પ્રાણી રે. વી૦ ૪

તપ સજ્ઝાયે રત સદા, દ્વાદશ અંગનો ધ્યાતા રે;
ઉપાધ્યાય તે આતમા, જગબંધવ જગભ્રાતા રે. વી૦ ૫

અપ્રમત્ત જે નિત્ય રહે, નવિ હરખે નવિ શોચે રે;
સાધુ સૂધા તે આતમા, શું મુંડે શું લોચે રે. વી૦ ૬

સમ સંવેગાદિક ગુણા, ક્ષય ઉપશમ જે આવે રે;
દર્શન તેહિ જ આતમા, શું હોય નામ ધરાવે રે. વી૦ ૭

**અર્થ:**—દ્રવ્ય, ગુણ અને પર્યાય વડે અરિહંત પદનું ધ્યાન કરતાં આત્મા ભેદનો છેદ કરી અરિહંતરૂપ થાય છે. હવે વીર પરમાત્મા ઉપદેશ કરે છે તે તમો સાવધાનતાથી સાંભળજો. આત્માના ધ્યાનથી આત્માની (ભૂલાયેલી) સર્વ સંપત્તિ (તેને પોતાને) આવી મળે છે. જેઓ રૂપાતીત સ્વભાવવાળા અને કેવળદર્શન જ્ઞાનવાળા સિદ્ધોનું ધ્યાન કરે છે, તેઓનો આત્મા ગુણની ખાણરૂપ સિદ્ધ બની જાય છે. મહામંત્ર અને શુભ ધ્યાન વડે સુંદર આચાર્ય પદનું ધ્યાન કરનાર મનુષ્યોનો આત્મા પાંચ પ્રસ્થાન પ્રાપ્ત કરી આચાર્ય બની જાય છે. તપ અને સ્વાધ્યાયમાં સદા રક્ત છે, બાર અંગનું ધ્યાન કરે છે, વિશ્વના બંધુ છે. અને જગત્ સાથે બંધુ ભાવથી વર્ત્તે છે તે આત્મા ઉપાધ્યાય ભગવાન્ કહેવાય છે. જે હમેશાં અપ્રમાદી રહે છે, હર્ષ અથવા શોકમાં લીન થતો નથી તે આત્મા સાચો સાધુ છે. મુંડાવવાથી અથવા લોચ કરવાથી શું? (વાસ્તવિક સાધુપણું પ્રાપ્ત થાય છે?) (પ્રકૃતિઓના) ક્ષય અથવા ઉપશમથી સમતા સંવેગાદિ ગુણો જે પ્રકટે છે તે જ

શ્રેણિક ઉદ્દેશી કહે, નવપદ મહિમા વીર;
નવપદ સેવી બહુ ભવિક, પામ્યા ભવજલ તીર. ૧૧

આરાધનનું મૂલ જસ, આતમ ભાવ અછેહ;
તિણે નવપદ છે આતમા, નવપદ માંહે તેહ. ૧૨

ધ્યેય સમાપત્તિ હૂયે, ધ્યાતા ધ્યેય પ્રમાણ;
તિણે નવપદ છે આતમા, જાણે કોઇ સુજાણ. ૧૩

લહી અસંગ ક્રિયા બલે, જસ ધ્યાને જેણે સિદ્ધિ;
તેણે તેહવું પદ અનુભવ્યું, ઘટમાંહિ સકલ સમૃદ્ધિ. ૧૪

**અર્થ**:—આ પ્રમાણે ગૌતમસ્વામીના વચનો સાંભળી આનંદ પૂર્ણ ચિત્તથી શ્રેણિ રાજા ગૌતમ ગુરુશ્રીને વાંદી પોતાના પાટનગર તરફ વિદાય થવા લાગ્યા, તેવામાં વનપાલ આવી વધામણી આપી કે ' જગજ્જીવોદ્ધારક શ્રીવીર પ્રભુજી ઉદ્યાનમાં આવી સમોસર્ય છે. ત્યાં દેવતાઓએ સમોવરસણ રચ્યું, પંચ વરણ સુગંધી ફુલોની વૃષ્ટિ કરી, આકાશમ દેવદુંદુભિ વાગવા લાગી, શ્રેષ્ટ અશોકવૃક્ષ શોભી રહ્યું છે, ત્યાં સિંહાસન સ્થાપેલ છે ચામર ઢળી રહ્યા છે, ત્રણ છત્ર મસ્તકે બિરાજે છે, તથા ભામંડળ સહિત એવ શ્રીવીર પ્રભુ સિંહાસન ઉપર બિરાજી દિવ્યધ્વનિ સાથે દેશના દઈ રહ્યા છે.' આ પ્રમાણે વધામણી આવી કે તે જ સમયે શ્રેણિક રાજા શ્રીવીર પ્રભુને વાંદવા ચાલ્યા અને પંચા ભિગમ સાચવી વિધિસહ પ્રભુને વંદન કરી બાર પર્ષદાની અંદર જ્યાં પોતાને બેસવુ યોગ્ય હતું ત્યાં બેસી દેશના સાંભળવા લાગ્યા. વીર ભગવાન પણ શ્રેણિકને ઉદ્દેશીને નવપદજીનો મહિમા વર્ણવે છે કે એ નવપદ સેવ્યાથી ઘણા ભવ્ય જીવો ભવસમુદ્રનો પાર પામ્યા છે. જો કે નવપદજીનું મૂળ આરાધન તો નિશ્ચયથી આત્મભાવ જ છે, તો પણ તેનું ખરૂં તત્ત્વ વિરલા જ મેળવી શકે છે, કેમકે નવપદ તે જ આત્મા છે અને નવપદમા પણ એ જ આત્મા છે. જે વસ્તુ ધ્યાવવા લાયક છે તે ધ્યેય કહેવાય છે, તે ધ્યેયની સર્વ પ્રકારે સંપૂર્ણતા પામવે કરીને ધ્યાતા જે ધ્યાનારો આત્મા તેનું ધ્યેય, વસ્તુનું જે ધ્યાન તેનું પ્રમાણપણું થાય. કેમકે ધ્યેયની પૂર્ત્તિ વગર ધ્યાનની પૂર્ત્તિ થતી નથી અને ધ્યાતાના ધ્યાનનું પ્રમાણ ધ્યેય સમાપ્તિ વડે જ થાય છે. એ માટે નવપદ તે જ આત્મા છે એ કોઈ જ્ઞાની જ જાણે છે. શુક્લ ધ્યાનના ચોથા પાયાના ધ્યાન વડે અસંગ ક્રિયા પ્રાપ્ત કરી તે ક્રિયાના બળથી નવપદમાંના જે પદની આરાધનાને લીધે જે જીવોએ સિદ્ધિ પ્રાપ્ત કરી તે પ્રાણીએ તેવું જ પદ અનુભવ્યું–ભોગવ્યું, માટે નિશ્ચયનયથી ઘટમાં જ સકળ સમૃદ્ધિ છે.

---

ઢાળ બારમી—સ્વામી સીમંધર ઉપદિશે—એ દેશી.

અરિહંત પદ ધ્યાતો થકો, દવ્વહ ગુણ પજ્જાય રે;
ભેદ છેદ કરી આતમા, અરિહંત રૂપી થાય રે. ૧

વીર જિનેશ્વર ઉપદિશે, સાંભળજો ચિત્ત લાઇ રે;
આતમધ્યાને આતમા, ઋદ્ધિ મલે સવિ આઈ રે. વી૦ ૨

રૂપાતીત સ્વભાવ જે, કેવલ દંસણ નાણી રે;
તે ધ્યાતાં નિજ આતમા, હોયે સિદ્ધગુણ ખાણી રે. વી૦ ૩

ધ્યાતાં આચારજ ભલા, મહામંત્ર શુભ ધ્યાની રે;
પંચ પ્રસ્થાને આતમા, આચારજ હોયે પ્રાણી રે. વી૦ ૪

તપ સજઝાયે રત સદા, દ્વાદશ અંગનો ધ્યાતા રે;
ઉપાધ્યાય તે આતમા, જગબંધવ જગભ્રાતા રે. વી૦ ૫

અપ્રમત્ત જે નિત્ય રહે, નવિ હરખે નવિ શોચે રે;
સાધુ સૂધા તે આતમા, શું મુંડે શું લોચે રે. વી૦ ૬

સમ સંવેગાદિક ગુણા, ક્ષય ઉપશમ જે આવે રે;
દર્શન તેહિ જ આતમા, શું હોય નામ ધરાવે રે. વી૦ ૭

**અર્થઃ**—દ્રવ્ય, ગુણ અને પર્યાય વડે અરિહંત પદનું ધ્યાન કરતાં આત્મા ભેદનો છેદ કરી અરિહંતરૂપ થાય છે. હવે વીર પરમાત્મા ઉપદેશ કરે છે તે તમો સાવધાનતાથી સાંભળજો. આત્માના ધ્યાનથી આત્માની (ભૂલાયેલી) સર્વ સંપત્તિ (તેને પોતાને) આવી મળે છે. જેઓ રૂપાતીત સ્વભાવવાળા અને કેવળદર્શન જ્ઞાનવાળા સિદ્ધોનું ધ્યાન કરે છે, તેઓનો આત્મા ગુણની ખાણરૂપ સિદ્ધ બની જાય છે. મહામંત્ર અને શુભ ધ્યાન વડે સુંદર આચાર્ય પદનું ધ્યાન કરનાર મનુષ્યોનો આત્મા પાંચ પ્રસ્થાન પ્રાપ્ત કરી આચાર્ય બની જાય છે. તપ અને સ્વાધ્યાયમાં સદા રક્ત છે, બાર અંગનું ધ્યાન કરે છે, વિશ્વના બંધુ છે. અને જગત્ સાથે બંધુ ભાવથી વર્ત્તે છે તે આત્મા ઉપાધ્યાય ભગવાન્ કહેવાય છે. જે હમેશાં અપ્રમાદી રહે છે, હર્ષ અથવા શોકમાં લીન થતો નથી તે આત્મા સાચો સાધુ છે. મુંડાવવાથી અથવા લોચ કરવાથી શું? (વાસ્તવિક સાધુપણું પ્રાપ્ત થાય છે?) (પ્રકૃતિઓના) ક્ષય અથવા ઉપશમથી સમતા સંવેગાદિ ગુણો જે પ્રકટે છે તે જ

ઉદકપયોમૃત કલ્પજ્ઞાન તિહાં, ત્રીજો અનુભવ મીઠો;
તે વિણ સકલ તૃષા કિમ ભાંજે, અનુભવ પ્રેમ ગરીઠો રે. મુ૦ ૩

પ્રેમતણી પરે શીખો સાધો, જોઈ સેલડી સાંઠો;
જિહાં ગાંઠ તિહાં રસ નવિ દીસે, જિહાં રસ તિહાં નવિ ગાંઠો રે. મુ૦ ૪

જિનહી પાયા તિનહી છિપાયા, એ પણ એક છે ચીઠો;
અનુભવ મેરૂ છિપે કિમ મહોટો, તે તો સઘલે દીઠો રે. મુ૦ ૫

પૂરવ લિખિત લિખે સવિ લેઇ, મસી કાગલને કાંઠો;
ભાવ અપૂરવ કહે તે પંડિત, બહુ બોલે તે બાંઠો રે. મુ૦ ૬

અવયવ સવિ સુંદર હોય દેહે, નાકે દીસે ચાઠો;
ગ્રંથ જ્ઞાન અનુભવ વિણુ તેહવું, શુષ્ક જિસ્યો શુક પાઠો રે. મુ૦ ૭

સંશય નવિ ભાંજે શ્રુતજ્ઞાને, અનુભવ નિશ્ચય જેઠો;
વાદવિવાદ અનિશ્ચિત કરતો, અનુભવ વિણુ જાય હેઠો રે. મુ૦ ૮

અર્થ:—મને સકળ જગતના પતિ શ્રીજિનેશ્વરદેવ ખચિત તુષ્ટમાન થયા છે એમ માનું છું; કેમકે શુભ કાર્યની પૂર્ણાહુતિ થવી એ પ્રભુની પ્રસન્નતાનું જ કારણ છે. એથી જ આ **શ્રીપાળરાજાના** રાસની રચનામાં જ્ઞાનરૂપી અમૃતનો વર્ષાદ વરસ્યો છે. જેમ ખીરની અંદર ગૌતમસ્વામીનો અંગુઠો ખીરની વૃદ્ધિનું જ કારણ થઈ રહેલ હતો–તે ખીરને વધારનાર કારણ રૂપ ગૌતમસ્વામીજીનો અંગૃઠો જ લબ્ધિરૂપ હતો, તેમ જ્ઞાનની અંદર જ્ઞાનવૃદ્ધિનું કારણ અનુભવ જ્ઞાન જ છે; તે અનુભવજ્ઞાન વગર સર્વ જ્ઞાન મિથ્યા જ સમજવું માટે અનુભવજ્ઞાન હમેશાં મોટું છે. જ્ઞાન ત્રણ પ્રકારનાં છે એટલે કે પહેલું ઉદકકલ્પજ્ઞાન છે તેના અનુભવ વડે જેમ પાણી પીવાથી તરસ છીપે; પણ થોડી વાર પછી પાછી તરસ લાગે છે, તેમ વ્યાકરણ–શબ્દ–કાવ્ય શાસ્ત્ર વગેરે લૌકિક–પ્રાકૃત–ચરિત્રાનુવાદ–કથાનક–ચોપાઈ–રાસ–ભાષા આદિ શાસ્ત્રો તે ઉદકકલ્પ કહેવાય છે. તે ગ્રંથો ભણે વાંચે ત્યાં લગી જ રસ પડે; પરંતુ તે પછી કશો રસ પ્રાપ્ત થતો નથી. બીજું પયકલ્પજ્ઞાન છે. તેના અનુભવ વડે, જેમ દૂધ પીવાથી થોડો વખત ભૂખ ને તરસ બન્ને શાંત થાય, તથાપિ થોડો સમય વીત્યા બાદ ફરી ભૂખતરસ લાગે, તેમ આગમ–સૂત્ર–સિદ્ધાંતના ઉપયોગ રહિતનું જ્ઞાન પણ થોડો વખત શાંતિ આપે છે. ત્રીજું અમૃતકલ્પજ્ઞાન છે, તે શ્રદ્ધાપૂર્વક આગમ જ્ઞાન ભેદભાવ ધરીને ઉપયોગસહિતપણે વર્તે તેના અનુભવ વડે જેમ



ચિત્ર ૨૦૭ સિદ્ધશિલાની ચિત્રાકૃતિ (પાનું ૨૫૬)

સમ્યગ્‌દર્શન અને એ જ આત્મા છે, 'સમકિતી' નામ ખાલી ધારણ કરવાથી શું સફળતા છે? —૧ થી ૭

જ્ઞાનાવરણી જે કર્મ છે, ક્ષય ઉપશમ તસ થાય રે;
તો હુએ એહિ જ આતમા, જ્ઞાન અબોધતા જાય રે. વી૦ ૮

જાણ ચારિત્ર તે આતમા, નિજ સ્વભાવમાં રમતો રે;
લેશ્યા શુદ્ધ અલંકર્યો, મોહવને નવિ ભમતો રે. વી૦ ૯

ઇચ્છારોધે સંવરી, પરિણતિ સમતા યોગે રે;
તપ તે એહિ જ આતમા, વરતે નિજ ગુણ ભોગે રે. વી૦ ૧૦

આગમ નોઆગમ તણો, ભાવ તે જાણો સાચો રે;
આતમ ભાવે થિર હોજો, પર ભાવે મત રાચો રે. વી૦ ૧૧

અષ્ટ સકલ સમૃદ્ધિની, ઘટમાંહે ઋદ્ધિ દાખી રે;
તિમ નવપદ ઋદ્ધિ જાણજો, આતમરામ છે સાખી રે. વી૦ ૧૨

યોગ અસંખ્ય છે જિન કહ્યા, નવપદ મુખ્ય તે જાણો રે;
એહ તણે અવલંબને, આતમધ્યાન પ્રમાણો રે. વી૦ ૧૩

ઢાલ બારમી એહવી, ચોથે ખંડે પૂરી રે;
વાણી વાચક જસ તણી, કોઈ નયે ન અધૂરી રે. વી૦ ૧૪

**અર્થ:**—જ્ઞાનાવરણીયરૂપ જે કર્મ છે તેનો ક્ષયોપશમ અથવા ક્ષય થાય ત્યારે આત્મા જ્ઞાનરૂપ થાય છે અને જ્ઞાનથી અજ્ઞાનપણું દૂર થાય છે. પોતાના સ્વભાવમાં રમણ કરતા, શુદ્ધ લેશ્યાથી સુશોભિત, મોહરૂપ જંગલમાં નહિ ભટકતા, આત્માને જ ચારિત્ર જાણો. ઇચ્છાઓના નિરોધરૂપ સંવર કરી મન, વચન, કાયાના યોગોની એકાગ્રતાથી સમતામાં પરિણમન કરી, સ્વગુણોના અનુભવમાં આ આત્મા રમણ કરે તે જ તપ છે. આગમો અને નોઆગમોના રહસ્યને સત્ય રીતે સમજો; આત્માના સ્વરૂપમાં સ્થિર રહો અને પૌદ્ગલિક ભાવોમાં ગુલતાન ન થાઓ. આત્મામાં સમસ્ત આઠે સિદ્ધિઓની સંપત્તિ રહેલી છે, તે પ્રમાણે નવપદની સંપત્તિ પણ છે, તેનો સાક્ષી આત્મા (સ્વયમેવ) છે. (મુક્તિના) અસંખ્ય યોગો જિનેશ્વરે કહેલા છે, તેમાં નવપદ મુખ્ય છે તેમ સમજો; તેના આલંબનથી આત્માનું ધ્યાન પૂર્ણ થાય છે તે જાણો. આ શ્રીપાળ રાસના ચોથા ખંડની આ

બારમી ઢાલ પૂર્ણ થઈ; **શ્રીયશોવિજયજી** ઉપાધ્યાયની વાણી કોઈ નયથી અપૂર્ણ નથી.
—૮ થી ૧૪

---

દોહા—૭૬

વચનામૃત જિન વીરનાં, નિસુણી શ્રેણિક ભૂપ;
આનંદિત પહોતો ઘરે, ધ્યાતો શુદ્ધ સ્વરૂપ. ૧

કુમતિ તિમિર સવિ ટાલતો, વર્દ્ધમાન જિનભાણ;
ભવિક કમલ પડિબોહતો, વિહરે મહિયલ જાણ. ૨

એ શ્રીપાલ નૃપતિ કથા, નવપદ મહિમા વિશાલ;
ભણે ગુણે જે સાંભળે, તસ ઘર મંગલ માલ. ૩

**અર્થઃ**—આ પ્રમાણે શ્રીવીર પ્રભુજીનાં અમૃતમય વચનો સાંભળીને સમકિતસાધક શ્રેણિક રાજા શ્રીવીરપ્રભુને નમન કરી આનંદપૂર્વક પોતાને મહેલ પહોંચ્યો અને ચિત્તમાં શુદ્ધ સ્વરૂપ ચિદાનંદઘન ને ધ્યાતો—ધ્યાન ધરતો સમય વ્યતીત કરવા લાગ્યો. કેવળજ્ઞાન-રૂપ સૂર્ય પ્રકાશ વડે અજ્ઞાનરૂપ તિમિરને દૂર કરતા, તથા ષટ્દ્રવ્યરૂપ કેવળ સૂર્યના કિરણો વડે ભવિક જનોના હૃદયકમળોને પ્રતિબોધ કરતા, સામાન્ય કેવળીને વિષે સૂર્ય સરખા શ્રીવીરપ્રભુ પૃથ્વીતળને પાવન કરતા વિચરવા લાગ્યા. ગ્રંથકાર મહારાજ કહે છે કે **શ્રીપાલ** મહારાજાની શ્રીનવપદજીના વિશાળ મહિમાયુક્ત કથા જે કોઈ ધર્મપ્રેમી મનુષ્ય સાંભ-ળશે—વાંચશે—મનન કરશે તેના ઘરની અંદર નવપદજીના અધિષ્ઠાયક દેવ મંગળમાળા વિસ્તારશે.
—૧ થી ૩

---

ઢાલ તેરમી—રાગ ધનાશ્રી—થુણિયો રે પ્રભુ તું સુરપતિ જિન થુણિયો—એ દેશી

તૂઠો તૂઠો રે મુઝ સાહિબ જગનો તૂઠો;
એ શ્રીપાલનો રાસ કરંતા, જ્ઞાન અમૃતરસ વૂઠો રે. ૧

મુઝ સાહિબ જગનો તૂઠો.

પાયસમાં જિમ વૃદ્ધિનું કારણ, ગોયમનો અંગૂઠો;
જ્ઞાનમાંહિ અનુભવ તિમ જાણો, તે વિણ જ્ઞાન તે જૂઠો રે. મુ૦ ૨

ઉદકપયોમૃત કલ્પજ્ઞાન તિહાં, ત્રીજે અનુભવ મીઠો;
તે વિણુ સકલ તૃષા કિમ ભાંજે, અનુભવ પ્રેમ ગરીઠો રે. મુ૦ ૩

પ્રેમતણી પરે શીખો સાધો, જોઈ સેલડી સાંઠો;
જિહાં ગાંઠ તિહાં રસ નવિ દીસે, જિહાં રસ તિહાં નવિ ગાંઠો રે. મુ૦ ૪

જિનહી પાયા તિનહી છિપાયા, એ પણ એક છે ચીઠો;
અનુભવ મેરૂ છિપે કિમ મ્હોટો, તે તો સઘલે દીઠો રે. મુ૦ ૫

પૂરવ લિખિત લિખે સવિ લેઇ, મસી કાગલને કાંઠો;
ભાવ અપૂરવ કહે તે પંડિત, બહુ બોલે તે બાંઠો રે. મુ૦ ૬

અવયવ સવિ સુંદર હોય દેહે, નાકે દીસે ચાઠો;
ગ્રંથ જ્ઞાન અનુભવ વિણુ તેહવું, શુષ્ક જિસ્યો શુક પાઠો રે. મુ૦ ૭

સંશય નવિ ભાંજે શ્રુતજ્ઞાને, અનુભવ નિશ્ચય જેઠો;
વાદવિવાદ અનિશ્ચિત કરતો, અનુભવ વિણુ જાય હેઠો રે. મુ૦ ૮

અર્થ:—મને સકળ જગતના પતિ શ્રીજિનેશ્વરદેવ ખચિત તુષ્ટમાન થયા છે એમ માનું છું; કેમકે શુભ કાર્યની પૂર્ણાહુતિ થવી એ પ્રભુની પ્રસન્નતાનું જ કારણુ છે. એથી જ આ **શ્રીપાલરાજાના** રાસની રચનામાં જ્ઞાનરૂપી અમૃતનો વર્ષાદ વરસ્યો છે. જેમ ખીરની અંદર ગૌતમસ્વામીનો અંગૂઠો ખીરની વૃદ્ધિનું જ કારણુ થઈ રહેલ હતો–તે ખીરને વધારનાર કારણુ રૂપ ગૌતમસ્વામીજીનો અંગૂઠો જ લબ્ધિરૂપ હતો, તેમ જ્ઞાનની અંદર જ્ઞાનવૃદ્ધિનું કારણુ અનુભવ જ્ઞાન જ છે; તે અનુભવજ્ઞાન વગર સર્વ જ્ઞાન મિથ્યા જ સમજવું માટે અનુભવજ્ઞાન હમેશાં મોટું છે. જ્ઞાન ત્રણુ પ્રકારનાં છે એટલે કે પહેલું ઉદકકલ્પજ્ઞાન છે તેના અનુભવ વડે જેમ પાણી પીવાથી તરસ છીપે; પણુ થોડી વાર પછી પાછી તરસ લાગે છે, તેમ વ્યાકરણુ–શબ્દ–કાવ્ય શાસ્ત્ર વગેરે લૌકિક–પ્રાકૃત–ચરિત્રાનુવાદ–કથાનક–ચોપાઈ–રાસ–ભાષા આદિ શાસ્ત્રો તે ઉદકકલ્પ કહેવાય છે. તે ગ્રંથો ભણે વાંચે ત્યાં લગી જ રસ પડે; પરંતુ તે પછી કશો રસ પ્રાપ્ત થતો નથી. બીજું પયકલ્પજ્ઞાન છે. તેના અનુભવ વડે, જેમ દૂધ પીવાથી થોડા વખત ભૂખ ને તરસ બન્ને શાંત થાય, તથાપિ થોડો સમય વીત્યા બાદ ફરી ભૂખતરસ લાગે, તેમ આગમ–સૂત્ર–સિદ્ધાંતના ઉપયોગ રહિતનું જ્ઞાન પણુ થોડો વખત શાંતિ આપે છે. ત્રીજું અમૃતકલ્પજ્ઞાન છે, તે શ્રદ્ધાપૂર્વક આગમ જ્ઞાન ભેદભાવ પરીને ઉપયોગસહિતપણે વર્ત્તે તેના અનુભવ વડે જેમ



ચિત્ર ૨૦૮ જિનમંદિર (પાનું ૨૧૦)

અમૃત પીવાથી ભૂખ તરશ–રોગ–શોક–ઉપદ્રવ વ્યાધિ વગેરે તમામ નાશ પામે, એટલું જ નહીં પણ તે ફરીને ઉદય થવા જ ન પામે, તેની બરાબર ત્રીજું અનુભવજ્ઞાન મીઠું છે. માટે જ અનુભવજ્ઞાન વગર અનાદિ સમયની ભવભ્રમણા રૂપ તરસ શી રીતે છીપી શકે ? એ માટે અનુભવનો પ્રેમ છે તે મહાન છે; જેમ સાંસારિક પ્રેમની ઐકયતા કરવા લેવું, દેવું, ખાવું, ખવરાવવું આદિ નિયમો ઉપયોગમાં લેવા પડે છે તેમ અનુભવતલ્લીન થવા માટે તેના નિયમો શીખો, સાધો. શેલડીના સાંઠાના દૃષ્ટાંતે કરીને–જેમ શેલડીના સાંઠાની અંદર જ્યાં ગાંઠ છે ત્યાં રસ નથી અને જ્યાં રસ છે ત્યાં ગાંઠ નથી, તેમ અનુભવ પ્રેમ જાણવો. એટલે જ્યાં કર્મરૂપ ગાંઠ છે ત્યાં અનુભવ રસ નથી અને જ્યાં અનુભવરસ છે ત્યાં કર્મરૂપ ગાંઠ નથી. કેટલાક કહે છે કે જેણે અનુભવરસ પ્રાપ્ત કર્યો તેણે છુપાવી રાખ્યો જેથી પ્રકટ થવા પામ્યો નથી, એ કહેવત પણ ચીઠ્ઠીપત્રી જેવી છે; કેમકે મેરૂ પર્વત જેવો મહાન્ અનુભવ રૂપ મેરૂ છે, તે છુપાવ્યો શી રીતે છુપી શકે ! તે તો સર્વના જોવામાં આવેલ છે એમ જિનવચનથી સિદ્ધ થાય છે. વસ્તુતઃ દીઠામાં આવે છે; પરંતુ જેણે પામ્યો તે તેનો જ આત્મા જાણે બીજો કોઈ ન જાણે. શાહી, કાગળ ને લેખણ એ ત્રણે ચીજોના સાધન વડે આગળ લખાઈ કલ્પાઇ ગએલી વાતોને પુનઃ લખે એ તો બધા લેખકો કરી શકે તેમ છે, પણ પૂર્વે જે કોઇએ ન લખ્યાં એવાં અપૂર્વ ભાવ કહે તે પંડિત જાણવા, બાકી જે બહુ લખે કે બહુ ભાષણ કરે તે લબાડી જાણવા; જો કે શરીરની અંદર જેમ સઘળાં અંગઉપાંગ સુંદર હોય છતાં નાક ઉપર ચાઠું હોય તો તે બધી સુંદરતાને બગાડી દે છે, તેમ બહુએ ગ્રંથ ભણ્યા જાણ્યા હોય છતાં તેનો અનુભવ ન મેળવ્યો હોય તો તે કંઠશોષ–ઘાંટા તાણવા કે ઘાંટા બેસાડવારૂપ માથાફૂટ ગણાય છે. પોપટ અજ્ઞાની છતાં મનુષ્યની સોબતથી રામ વગેરે બોલતાં શીખે; તથાપિ તેને ઓળખતો નથી; જેથી તેનું નામસ્મરણ કંઠશોષ સરખું જ થઈ પડે છે, તેની પેઠે જેને અનુભવજ્ઞાન ન હોય તો તે શ્રુતજ્ઞાને કરી મનના સંશયો દૂર કરી શકે નહિ, તે માટે જ અનુભવજ્ઞાન એ જ મહાન જ્ઞાન છે. —૧ થી ૮

જિમ બહુશ્રુતને બહુજન સંમત, બહુલ શિષ્યનો શેઠો;
તિમ તિમ જિન શાસનનો વયરી, જો નવિ અનુભવ નેઠો રે. સુ૦ ૯

માહરે તો ગુરુચરણ પસાયે, અનુભવ દિલમાં પેઠો;
ઋદ્ધિ વૃદ્ધિ પ્રગટી ઘટમાંહિ, આતમ રતિ હૂઈ બેઠો રે. સુ૦ ૧૦

ઉગ્યો સમકિત રવિ ઝલહલતો, ભરમતિમિર સવિ નાઠો;
તગતગતા દુર્નય જે તારા, તેહનો બલ પણ ઘાઠો રે. સુ૦ ૧૧

મેરૂ ધીરતા સવિ હર લીની, રહ્યો તે કેવલ ભાંઠો;
હરિ સુરઘટ સુરતરૂકી શોભા, તે તો માટી કાઠો રે. મુ० ૧૨

હરવ્યો અનુભવ જોર હતો જે, મોહમલ્લ જગ લૂંઠો;
પરિ પરિ તેહના મર્મ દેખાવી, ભારે કીધો ભૂંઠો રે. મુ० ૧૩

અનુભવ ગુણ આવ્યો નિજ અંગે, મિટયો રૂપ નિજ માઠો;
સાહિબ સન્મુખ સુનજરે જોતાં, કોણ થાયે ઉપરાંઠો રે. મુ० ૧૪

થોડે પણ દંભે દુઃખ પામ્યા, પીઠ અને મહાપીઠો;
અનુભવવંત તે દંભ ન રાખે, દંભ ધરે તે ધીઠો રે. મુ० ૧૫

અનુભવવંત અદંભની રચના, ગાયો સરસ સુકંઠો,
ભાવ સુધારસ ઘટ ઘટ પીયો, હૂઓ પૂરણ આકંઠો રે. મુ० ૧૬

**અર્થ:**—કેમકે અનુભવ વગર પોતાના ધર્મની ચર્ચા અને પરમતની ખંડના રૂપ વિવાદની અંદર પણ વિતંડાવાદ–વ્યર્થ લવારો–પ્રમાણ વગરનું કથન કરવાથી પરાજય પામે છે–સભામાં નીચું જોવાપણું થાય છે એટલું જ નહીં પણ જે બહુ ભણેલ હોય, ઘણા લોકોને માન્ય હોય અને ઘણા શ્રેષ્ઠ શિષ્યોનો સ્વામી થઈ બેઠો હોય, તથાપિ અનુભવરસ વગરનો હોય તો તે જૈનનશાસનનો શત્રુ જ ગણવા લાયક છે, કારણ અનુભવ વગર જે કરે તે લાભકારી નહીં પણ હાનિકારી જ નીવડે છે. તે અનુભવે શ્રીગુરુચરણ પ્રતાપ વડે આપોઆપ મારા દિલમાં તો નિવાસ કર્યો, જેથી સર્વ પ્રકારની શુભ જ્ઞાનની ઋદ્ધિસિદ્ધિ પ્રકટ થઈ અને આત્મરતિ શાતામય થઈને હું બેઠો, તેના લીધે મારા મનમંદિરમાં સમકિત સૂર્યનો જળહળતો પ્રકાશ ઉદય પામ્યો. જેથી ભ્રમ–શંકારૂપ અંધકારનો નાશ થયો. દુષ્ટ નયરૂપ તારાઓનું તેજ પણ નષ્ટ થઇ ગયું; કેમકે અનુભવજ્ઞાનીએ મેરૂની ધીરતા હરી લીધી. મતલબ કે અનુભવજ્ઞાનીનું ચિત્ત મેરૂ કરતાં પણ વિશેષ અચળ હોય છે, જેથી મેરૂની ધીરતા તુચ્છ થઈ પડતાં તે મેરૂ કેવળ પથ્થર સમાન થઈ પડ્યો. તેમ જ કામકુંભ અને અને કલ્પવૃક્ષની અચિંત્ય શક્તિને પણ હરી લીધી, જેથી તે કામકુંભ તદ્દન માટીના કુંભ જેવો અને કલ્પવૃક્ષ કેવળ લાકડા સમાન થઈ રહ્યો. એ અનુભવ જ્ઞાનબળથી મોહરૂપી મહાન્ પરાક્રમી મલ્લનું પણ જોર ભાંગી પડ્યું અને તેનાં વારંવાર છિદ્ર ઉઘાડી તેને ભૂંઠો પાડી દીધો. જેથી ફરી નજીકમાં પણ ન આવી શકે એવો બનાવ્યો. એ સઘળો પ્રતાપ ગુરુપ્રસાદથી પ્રાપ્ત થએલા અનુભવનો જ છે. એ અનુભવ આત્મા સાથે લીન થએલ હોવાથી કોઈનો હઠાવ્યો હઠી શકતો નથી. જ્યારે

અનુભવના ગુણ પોતાના અંગમાં દાખલ થયા ત્યારે પોતાનું અનાદિ કાળનું ભવપરંપરા કરવારૂપ નઠારૂં કર્મ હતું તે દૂર ટળી ગયું, તેથી મારા સાહેબે સુનજર કરી સામું જોયું ત્યાં પછી અન્ય કોણ સામે થઈ શકે કે વિરોધી બની શકે ? કદાચ કોઇ કલ્પના કરશે કે આ કથન કવિએ આપ વખાણરૂપ ગર્વભર્યાં કહ્યાં છે, તો તેના સમાધાન માટે કહી શકાય છે કે પોતાની કોઈ વાત જગતજનોથી છુપાવી રાખવી એમાં પણ હું દંભીપણું માનું છું. થોડું પણ કપટ કરવાથી પીઠ અને મહાપીઠ મહા દુઃખ પામ્યા. ધર્મી મનુષ્ય અનુભવવંત પ્રાણી હોય તે ધર્મમાં પણ કપટ ન રાખે અને જે દંભ રાખે તે મૂર્ખ જાણવો. એ માટે થોડો પણ દંભ–કપટ રાખ્યા વગર જે મેં જાણ્યું અનુભવ્યું છે, તે પરોપકાર નિમિત્તે જાહેર કરી દઉં છું. અનુભવવંતની તો રચના કપટ વગરની જ હોવી જોઈએ, એથી જ મેં કપટરહિત રસયુક્ત સુકંઠસહ આ રચના ગાએલ છે–કરેલ છે. તે અમૃતધારારૂપ ચરિત્રામૃતરસને હે શ્રોતાજનો ! પી પીને પૂર્ણ તૃપ્ત થાઓ ! —૯ થી ૧૬

---

કલશ—રાગ ધનાશ્રી

તપગચ્છનંદન સુરતરુ પ્રગટયા, હીરવિજય ગુરુરાયાજી;
અકબરશાહે જસ ઉપદેશે, પડહ અમારી વજાયાજી. ૧

હેમસૂરી જિનશાસન મુદ્રાયે, હેમસમાન કહાયાજી;
જાચો હીરો જે પ્રભુ હોતાં, શાસન સોહ ચઢાયાજી. ૨

તાસ પટે પૂર્વાચલ ઉદયો, દિનકર તુલ્ય પ્રતાપીજી;
ગંગાજલ નિર્મળ જસ કીરતિ, સઘલે જગમાંહિ વ્યાપીજી. ૩

શાહ સભામાંહે વાદ કરીને, જિનમત થિરતા થાપીજી;
બહુ આદર જસ શાહે દીધો, બિરૂદ સવાઈ આપીજી. ૪

શ્રીવિજયસેનસૂરી તસ પટધર, ઉદયા બહુ ગુણવંતાજી;
જાસ નામ દશ દિશિ છે ચાવું, જે મહિમાયે મહંતાજી. ૫

શ્રીવિજયપ્રભ તસ પટધારી, સૂરિ પ્રતાપે છાજેજી;
એહ રાસની રચના કીધી, સુંદર તેહને રાજેજી. ૬

સૂરી હીરગુરુની બહુ કીરતી, કીર્ત્તિવિજય ઉવઝાયાજી;
શિષ્ય તાસ શ્રીવિનયવિજય વર, વાચક સુગુણ સોહાયાજી. ૭

વિદ્યા વિનય વિવેક વિચક્ષણ, લક્ષણ લક્ષિત દેહાજી;
સોભાગી ગીતારથ સારથ, સંગત સખર સનેહાજી. ૮

સંવત સતર અડત્રીસા વર્ષે, રહી રાંદેર ચોમાસુંજી;
સંઘ તણા આગ્રહથી માંડયો, રાસ અધિક ઉલ્લાસેજી. ૯

સાર્દ્ધ સપ્ત શત ગાથા વિરચી, પહોતા તે સુરલોકેજી;
તેના ગુણ ગાવે છે ગોરી, મિલિ મિલિ થોકે થોકેજી. ૧૦

તાસ વિશ્વાસ ભાજન તસ પૂરણ, પ્રેમ પવિત્ર કહાયાજી;
શ્રીનયવિજય વિબુધ પય સેવક, સુજસવિજય ઉવઝાયાજી. ૧૧

ભાગ થાકતો પૂરણ કીધો, તાસ વચન સંકેતેજી;
તેણે વલિ સમકિત દૃષ્ટિ જે નર, તેહ તણે હિત હેતેજી. ૧૨

જે ભાવે એ ભણશે ગુણશે, તસ ઘર મંગલમાલાજી;
બંધુર સિંધુર સુંદર મંદિર, મણિમય ઝાકઝમાલાજી. ૧૩

દેહ સબલ સસનેહ પરિચ્છદ, રંગ અભંગ રસાલાજી;
અનુક્રમે તેહ મહોદય પદવી, લહેશે જ્ઞાન વિશાલાજી. ૧૪

અર્થઃ—(હવે કવિ પોતાની પ્રશસ્તિ કહે છે) તપગચ્છરૂપ નંદનવનની અંદર કલ્પવૃક્ષ જેવા શ્રીહીરવિજય ગુરુરાજ પ્રગટ થયા, જેમણે મુગલવંશભૂષણ અકબરશાહને જૈનધર્મનો પ્રશંસનીય તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપી, અહિંસા ધર્મ (જીવદયા મૂળધર્મ)ને અમલમાં અણાવ્યો. તે હીરવિજયસૂરિ તો શ્રીજિનશાસનરૂપ મુદ્રામાં જાતિવંત હીરા સમાન હતા, કે જેણે જૈનધર્મની ઘણી જ પ્રભાવના કરી. તે વખતે શ્રીહેમસૂરિ તે શ્રીજિન-શાસનરૂપ વીંટીમાં હેમ સરખા હતા. શ્રીહીરવિજયસૂરિના પાટરૂપ ઉદયાચલ-પર્વતને વિષે સૂર્યતુલ્ય પ્રતાપવંત એવા કે જેમની કીર્તિ ગંગાજળની પેઠે નિર્મળ સર્વ જગતમાં વ્યાપી રહી હતી. વળી જેમણે અકબરશાહની સભા મધ્યે વાદ કરીને સર્વ અન્ય દર્શનોનું તત્ત્વજ્ઞાન અપૂર્ણ અને અસત્ય સિદ્ધ કરી, જૈન દર્શનની સ્થિરતા સ્થાપન કરી બતાવી જેથી અકબરશાહે બહુજ સન્માન સહિત જગત ગુરુની પદવી કરતાં સવાઈ પદવી આપી એવા શ્રીવિજયસેનસૂરિ થયા. વળી તેમની પાટે બહુ ગુણવંત એવા શ્રીવિજયદેવસૂરિ થયા. જેમનું નામ દશ દિશાઓને વિષે પ્રખ્યાત છે તથા જે મહિમાએ કરી મહોટા થયા. તેમના પટ્ટધારી શ્રીવિજયપ્રભસૂરિ થયા જે પંડિત અને પ્રતાપી હતા. તે સૂરીશ્વરના

રાન્ત્યમાં આ સુંદર રાસની રચના કરી. તે શ્રીહીરસૂરિજી મહારાજના મુખ્ય શિષ્ય ઉપાધ્યાયજી શ્રીકીર્તિવિજયજી થયા, જેમની ઘણુ જ સુકીર્તિ વિસ્તરેલી હતી; તે ઉપાધ્યાયજીના આજ્ઞાનુયાયી પ્રધાન શિષ્ય ઉપાધ્યાયજી **શ્રીવિનયવિજયજી** થયા કે જે સદ્ગુણી તથા વિદ્યા, વિનય ને વિવેક વિચક્ષણ, ઉત્તમ લક્ષણવંત શરીરવાળા, સૌભાગ્યવંત, ગીતાર્થપણાને સાર્થક કરનારા, વળી જેની સંગત સારી હતી અને રૂડા સ્નેહવાળા હતા. તે **વિનયવિજયજી** ઉપાધ્યાયજીએ સંવત ૧૬૩૮ ની સાલમાં રાંદેર શહેરમાં ચોમાસું રહી સંઘના આગ્રહથી અધિક ઉલ્લાસ સહિત આ **શ્રીપાળરાજાના** રાસની શરૂઆત કરી; પરંતુ સાડા સાતસેં ગાથાઓ રચાયા બાદ તેઓ સ્વર્ગલોકમાં ગયા; જેમના ગુણો સ્રીઓ થોકે થોકે મળીને ગાય છે. તેઓશ્રીના વિશ્વાસભાજન, વળી, સંપૂર્ણ પ્રેમવંતનું પવિત્ર બિરૂદ ધરાવનારા એવા **શ્રીનયવિજયજી** પંડિતના પદકમળના સેવક સારા યશવાળા **શ્રીયશોવિજયજી** ઉપાધ્યાયજી થયા; તેમણે **શ્રીવિનયવિજયજી** ઉપાધ્યાયના (સંકેત પ્રમાણે) બાકીનો આ રાસ પૂર્ણ કરવાનું કહેલ હતું તેથી તેમ જ વળી સમકિતદૃષ્ટિ નરના હિતને કારણે આ રાસનો બાકીનો ભાગ પૂર્ણ કર્યો. આ રાસને જે ભાવ સહિત ભણશે, ગણશે તેના ઘરમાં શ્રીસિદ્ધચક્ર ભગવાનના અધિષ્ઠાયક દેવની કૃપાથી માંગળિકની માળા થશે. તેમ જ મોટા હાથીઓ તેઓના આંગણામાં ઝૂલશે, સુંદર મંદિર–મહેલો તથા મણિરત્ન જડાવનાં મુકુટ કુંડળ વગેરે આભૂષણો, નિરોગી શરીર, પ્રેમાળ પરિવાર, તથા અખંડ આનંદ પ્રાપ્ત કરી અંતે મહોદય ( વિશાળ જ્ઞાનલક્ષ્મી ) પૂર્ણ મોક્ષ પદવીને પામશે.

—૧ થી ૧૪

ઈતિ શ્રીવિનયવિજયગણિ વિરચિતે શ્રીશ્રીપાળચરિત્રે પ્રાકૃત પ્રબંધે તન્મધ્યે
ઉપાધ્યાયશ્રી યશોવિજયગણિ પૂરિતે ચતુર્થ : ખંડ : સંપૂર્ણ :

**આ ખંડ ચારમાં સર્વ મળી એકતાલીશ ઢાળ છે.**

ઈતિ શ્રી**શ્રીપાળ**ચરિત્રના રાસની અંદર **શ્રીપાળ**કુમાર અને અજિતસેન વચ્ચે થએલું યુદ્ધ, ત્યારબાદ અજિતસેન રાજાએ અંગિકાર કરેલી જૈનદિક્ષા, **શ્રીપાલ**રાજાએ તેમના સદ્ગુણોની કરેલી સ્તુતિ, અજિતસેન રાજર્ષિનો સદુપદેશ તથા કર્મવિપાકનું સ્વરૂપ, પરમાત્મા પ્રત્યે **શ્રીપાલ**રાજાની અનન્ય શ્રદ્ધા ઉજમણા મહોત્સવ, સિદ્ધચક્રજીની ગુણસ્તવના અને અંતમાં સ્વર્ગગમન વગેરે વગેરે વર્ણન સહિત ચોથો ખંડ પૂર્ણ થયો.

**શ્રીરસ્તુ ! ! કલ્યાણમસ્તુ ! ! !**

**શ્રી શ્રીપાળ રાજાનો રાસ સમાપ્ત**

# શ્રી સિદ્ધચક્ર આરાધન વિધિ.

જેનો અપૂર્વ મહિમા શાસ્ત્રકાર મહારાજે કહ્યો છે એવા શ્રીસિદ્ધચક્રજી–નવપદજી, ભવભ્રમણનો અંત કરવામાં અદ્વિતીય સાધનભૂત છે. આત્મ હિતેચ્છુજનો શ્રી સિદ્ધચક્રજીના આરાધન માટે ખાસ આયંબિલ ( આચામ્લ ) તપ કરી વિધિપૂર્વક તેનું આરાધન કરે છે. જૈન દેવાલયોમાં ભગવંતની વિવિધ પ્રકારે ભક્તિ કરે છે. એટલું જ નહિ પણ શ્રી સિદ્ધ-ચક્રજીની અલૌકિકપણે આરાધના કરવાથી આત્મકલ્યાણ કરવા સાથે લૌકિક સંપદા પ્રાપ્ત કરનાર **સતી મયણાસુંદરી** અને **શ્રીપાળ રાજાના** ચરિત્રનું ભાવપૂર્વક શ્રવણ તેમ જ મનન કરે છે.

એ શ્રી **નવપદજીનાં** નામ અને તેનાં આરાધનની ટૂંકી સમજણ નીચે પ્રમાણે છેઃ—

૧. **શ્રીઅરિહંતપદ**—શ્રીજિનાગમના સારભૂત શ્રી પંચ પરમેષ્ઠી મહામંત્રમાં આ પદ મુખ્ય છે. શ્રી જિનપ્રતિમાની શુદ્ધ આશયથી દ્રવ્ય તેમ જ ભાવપૂર્વક ભક્તિ કરવી, શ્રીજિનાજ્ઞાનું પાલન કરવું અને શ્રીજિનેંદ્રનાં કલ્યાણકના દિવસોએ વિશેષ પ્રકારે ભક્તિ કરવી વગેરેથી આ પદનું આરાધન થાય છે.

૨. **શ્રીસિદ્ધપદ**—સકલ કર્મક્ષય કરી ચૌદમા ગુણસ્થાનકને અંતે સાદિ અનંતમે ભાગે જેઓ લોકાન્તે સ્થિત રહેલા છે, એવા સિદ્ધ પરમાત્માનું તેમના ગુણો સહિત ધ્યાન કરવું, દ્રવ્ય તેમ જ ભાવપૂર્વક તેમની ભક્તિ કરવી વગેરેથી આ પદનું આરાધન થાય છે.

૩. **શ્રીઆચાર્યપદ**—આચાર્યના છત્રીસ ગુણોએ યુકત, પંચાચારનું સ્વયં પાલન કરનાર અને અન્ય મુનિઓ પાસે પાલન કરાવનાર જિનોકત દયામય–સત્ય ધર્મનો શુદ્ધ ઉપદેશ કરનાર, નિરંતર અપ્રમત્ત દશામાં વર્તવાના ખપી, ધર્મધ્યાનાદિ શુભ ધ્યાનના ધ્યાતા, ગચ્છના મુનિઓને ચાર પ્રકારની શિક્ષા આપનાર ઈત્યાદિ ગુણોએ યુકત એવા આચાર્ય મહારાજની દ્રવ્ય અને ભાવથી ભકિત કરવાથી આ પદનું આરાધન થઈ શકે છે.

૪. **શ્રીઉપાધ્યાયપદ**—નિર્મળ જિનાગમના બોધ સહિત ચારિત્ર પાલનમાં સદાય સાવધાન રહી, કેવળ ઉપકાર દૃષ્ટિથી સાધુ સમુદાયને સૂત્રાર્થનું દાન આપનાર, પથ્થર જેવા જડ બુદ્ધિવાળા શિષ્યને પણ સુવિનીત બનાવવાની શકિત ધરાવનાર તથા નિરંતર સજ્ઝાય ધ્યાનમાં વર્તનાર શ્રી ઉપાધ્યાય મહારાજની ભકિત વગેરે કરવાથી આ પદનું આરાધન થઈ શકે છે.

૫. **શ્રીસાધુપદ**—સમ્યગ્‌જ્ઞાન, સમ્યગ્‌દર્શન અને સમ્યક્‌ચારિત્રરૂપ મોક્ષ માર્ગનું સાધન કરે તે સાધુ કહેવાય છે. મુનિ, ઋષિ, તપસ્વી, અણગાર, સર્વવિરતિ એ બધા સાધુ શબ્દના પર્યાયવાચક નામો છે. પંચ મહાવ્રતોનું પાલન તથા છઠ્ઠા રાત્રિભોજનનો ત્યાગ, એ મુનિના મહાવ્રતો છે. સાધુના સત્તાવીશ ગુણો તથા ચરણસિત્તરિ અને કરણસિત્તરિના ગુણો પ્રાપ્ત કરવાને તેઓ સદા ઉદ્યમવન્ત હોય છે. ફક્ત ચારિત્રારાધન માટે બેંતાલીશ દોષ રહિત આહાર ગ્રહણ કરનાર છે, એવા જિનાજ્ઞાપાલક સાધુ મહારાજની ભક્તિ કરવાથી એ પદનું આરાધન થઈ શકે છે.

૬. **શ્રીદર્શનપદ**—શ્રીસર્વજ્ઞકથિત જીવાજીવાદિ નવ તત્ત્વોનું તથા શુદ્ધદેવ, ગુરુ અને ધર્મ ત્રણ તત્ત્વનું શ્રદ્ધાન તે સમ્યક્ત્વ ૧. અઢાર દૂષણથી રહિત વીતરાગ પરમાત્માને દેવ તરીકે-૨. પંચ મહાવ્રતો ધારણ કરનાર, કંચન કામિનીના ત્યાગી અને શ્રીજિનાજ્ઞાનુસાર સંયમ માર્ગમાં યથાશક્તિ વીર્ય ફોરવનારને ગુરુ તરીકે તથા, ૩. શ્રીવીતરાગ કથિત દયામય ધર્મને ધર્મ તરીકે-માની, સમકિતના સડસઠ ભેદનું સ્વરૂપ સમજી, મિથ્યાત્વનો ત્યાગ કરી સમ્યક્ત્વ અંગિકાર કરવું તથા તેનું શુદ્ધ રીતે પાલન કરવું, ઇત્યાદિથી આ પદનું આરાધન થઈ શકે છે.

સમ્યક્ત્વસહિત વ્રત અને અનુષ્ઠાનો આત્માને હિતકર્તા થાય છે. આ પદ મોક્ષપદ પ્રાપ્તિમાં બીજરૂપ છે, એટલું જ નહિ-પરંતુ સમ્યક્ત્વ પ્રાપ્ત કરનારનો સંસારભ્રમણ-કાળ મર્યાદિત થઈ જાય છે, એટલે કે વધારેમાં વધારે અર્ધપુદ્‌ગલ પરાવર્તન કાળમાં તે ચોક્કસ મોક્ષ પ્રાપ્ત કરે છે.

૭. **શ્રીજ્ઞાનપદ**—સર્વજ્ઞપ્રણીત આગમમાં વર્ણવેલાં તત્ત્વોનો જે શુદ્ધ અવબોધ, તે સમ્યગ્‌જ્ઞાન કહેવાય છે. એ જ્ઞાનની પ્રાપ્તિ માટે ભવ્યજનોએ જ્ઞાનાચારના નિરતિચારપણે પાલનપૂર્વક જ્ઞાન ભણવું, ભણાવવું, જ્ઞાન લખાવવું, જ્ઞાનની પૂજા કરવી. એકંદર જેથી જ્ઞાનાવરણીયકર્મ નાશ પામે, એવી કોઈ પણ યોગ્ય પ્રવૃત્તિ કરવી. જ્ઞાન અને જ્ઞાનીની ભક્તિ કરવી. ઇત્યાદિથી એ પદનું આરાધન થઈ શકે છે.

૮. **શ્રીચારિત્રપદ**—ચારિત્ર સમ્યગ્‌જ્ઞાનનું ફળ છે. સંસારરૂપી ભયંકર સમુદ્રને નિર્વિઘ્ને તરી જવાને ચારિત્ર એ પ્રવહણ-વહાણ સમાન છે, જેના પ્રભાવથી રંક જીવો પણ દ્વાદશાંગીરૂપ શ્રુત ભણીને સમૃદ્ધિવાન બને છે. પાપી જીવોને પણ નિષ્પાપ થવાનું પ્રબળ સાધન છે. છ ખંડની ઋદ્ધિના ભોક્તા ચક્રવર્તિઓ પણ જેને અંગિકાર કરે છે; તેવા આઠ કર્મને નિર્મૂળ કરવાને અત્યન્ત સમર્થ ચારિત્રપદની આરાધના તેના શુદ્ધ પાલન-આસેવનથી થઈ શકે છે. ગૃહસ્થ દેશવિરતિ ચારિત્રની આરાધના કરી શકે છે, બાર માસના ચારિત્રપર્યાયવાળા સાધુ અનુત્તર વિમાનવાસી દેવોનાં સુખથી પણ અધિક સુખ વેદી શકે છે.

૯. **શ્રીતપપદ**—આત્મપ્રદેશની સાથે દુષ્ટ કર્મો અનાદિ કાળથી લાગેલાં છે, તે કર્મ પુદ્‌ગલોને તપાવી આત્મપ્રદેશોથી છૂટા પાડવાનું કાર્ય તપ કરે છે, તેને નિર્જરા તત્ત્વ પણ કહે છે. તે પ્રત્યેકના છ છ પેટાભેદ છે. અનશન, ઉનોદરી, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ અને સંલીનતા, એ છ પ્રકારે બાહ્ય તપ છે. પ્રાયશ્ચિત, વિનય, વૈયાવચ્ચ, સ્વાધ્યાય, ધ્યાન અને કાયોત્સર્ગ, એ છ પ્રકારનું અભ્યંતર તપ છે. જે તપ કરવાથી દુર્ધ્યાન ન થાય, મન વચન અને કાયયોગની હાનિ ન થાય; તથા ઈંદ્રિઓની શકિત ક્ષીણ ન થાય; એવી રીતે તપ કરવાનો છે. તેમ જ આ લોકનાં સુખ સંપત્તિ અને કીર્તિની ઈચ્છા વિના, નવ, પ્રકારના નિયાણા વિના અને સમભાવપૂર્વક તપ કરવાથી જ તેની આરાધના થાય છે, અને તે રીતે આત્માને લાભ થાય છે.

**નવમે ભવે સિદ્ધિપદ**—આ પદોનું મહાત્મ્ય એવા પ્રકારનું છે કે—તેનું યથાર્થ વિધિપૂર્વક આરાધન કરનાર ઉત્કૃષ્ટ નવમે ભવે અવશ્ય સિદ્ધિપદને પામે છે, વચ્ચે દેવ અને મનુષ્યના ઉત્તમ સામગ્રીઓ યુકત ભવો પામે છે, અને જગતમાં ઉત્તમ પ્રકારના યશ અને કીર્ત્તિ પામે છે.

એ **નવપદ**માં દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણે તત્ત્વોનો સમાવેશ થએલો છે. અરિહંત અને સિદ્ધ એ દેવતત્ત્વ છે. આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ, ગુરુ તરીકે છે. અને દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપથી ધર્મતત્ત્વનું ગ્રહણ થાય છે. એ ત્રણ તત્ત્વોની પરીક્ષા પૂર્વક જે સદ્દહણા જાગે છે, તે જ જૈનધર્મ રૂપી વિશાળ વૃક્ષનું મૂળ ગણાય છે.

---

## શ્રી નવપદજી અને તેના વર્ણો

૧. **अरिहंत** પદનો શ્વેત વર્ણ છે. શ્વેત. ૨. **सिद्ध** પદનો લાલ વર્ણ છે. લાલ. ૩. **आचार्य** પદનો પીત વર્ણ છે. પીત. ૪. **उपाध्याय** પદનો લીલો વર્ણ છે. નીલ. ૫. **साधु** પદનો કાળો વર્ણ છે તથા ૬. **दर्शन** પદનો ૭. **ज्ञान** પદનો ૮. **चारित्र** પદનો અને ૯. **तप** પદનો વર્ણ શ્વેત છે.

**પરિચય**—નવપદના વર્ણની કલ્પના ધ્યાતા—સાધકની અપેક્ષાએ કરવામાં આવેલી છે; વાસ્તવિક રીતે તે પદો વર્ણ, ગંધ અને સ્પર્શરહિત છે. પૂર્વાચાર્યોની આ પ્રાચીન કલ્પના આધુનિક અમેરિકન માનસશાસ્ત્રીઓ સાથે સંપૂર્ણ મળતી આવે છે. તેઓએ મનના વિચારો આકારો અને વર્ણો અમુક પ્રકારનાં હોય છે, તેમ Mental eye-rays માનસ વિદ્યુત્ કિરણ યંત્ર વડે તપાસ્યું છે. હવે ધ્યાનની શરૂઆત કરનાર મનુષ્યને આંખો મીંચી અંતર્મુખ થતાં હૃદયમાં અષ્ટદળ કમળનું ચિંતવન કરતાં પ્રથમ શ્યામ વર્ણ ભાસે છે; પછીથી ધીમે ધીમે નીલ, પીત અને શ્વેત ભાસે છે. છેવટે તેજના ગોળા જેવો લાલવર્ણ

નયણ સલૂણાં શ્રી જિનજીનાં, અનુપમ રૂપ દયા રસ ભીનાં. લૂણ૦ ૩
રૂપ સલૂણું જિનજીનું દીસે, લાજ્યું લૂણ તે જળમાં પેસે. લૂણ૦ ૪
ત્રણ પ્રદક્ષિણા દેઇ જલધારા, જલણ ખેપવીયે લૂણ ઉદારા. લૂણ૦ ૫
જે જિન ઉપર દુમણો પ્રાણી, તે એમ થાજો લૂણ જ્યું પાણી. લૂણ૦ ૬
અગર કૃષ્ણાગરૂ કુંદરૂ સુગંધે, ધૂપ કરીજે વિવિધ પ્રબંધે. લૂણ૦ ૭

## અથ આરતિ.

વિવિધ રત્નમણિ જડિત રચાવો, થાલ વિશાળ અનોપમ લાવો;
આરતિ ઉતારો પ્રભુજીની આગે, ભાવના ભાવી શિવસુખ માગે. આ૦ ૧
સાત ચૌદને એકવીશ ભેવા, ત્રણ ત્રણવાર પ્રદક્ષિણા દેવા આ૦ ૨
જિમ જિમ જલધારા જંપે, તિમ તિમ દોહગ થરહર કંપે. આ૦ ૩
બહુ ભવ સંચિત પાપ પણાસે, દ્રવ્ય પૂજાથી ભાવ ઉલ્લાસે આ૦ ૪
ચૌદ ભુવનમા જિનજીને તોલે, કોઇ નહીં આરતિ ઈમ બોલે. આ૦ ૫

## અથ મંગળ દીવો.

દીવો રે દીવો મંગળિક દીવો, ભુવન પ્રકાશક જિન ચિરંજીવો. દી૦ ૧
ચંદ્ર સૂરજ પ્રભુ તુમ મુખ કેરા, લૂંછણ કરતા દે નિત્ય ફેરા. દી૦ ૨
જિન તુજ આગળ સુરની અમરી, મંગળ દીપ કરી દીયે ભમરી. દી૦ ૩
જિમ જિમ ધૂપ ઘટી પ્રગટાવે, તિમ તિમ ભવનાં દૂરિત દઝાવે. દી૦ ૪
નીર અક્ષત કુસુમાજલિ ચંદન, ધૂપ, દીપ, ફલ, નૈવેદ્ય, વંદન. દી૦ ૫
એણી પરે અષ્ટ પ્રકારી કીજે, પૂજા સ્નાત્ર મહોત્સવ પભણિજે. દી૦ ૬

ॐ श्री सिद्धचक्राय नमः

# શ્રી નવપદજી પૂજા.

卐

## શ્રી નવપદ પૂજા વિધિ.

---

આ પૂજામાં જે જે ચીજો અવશ્ય જોઈએ તેમાંની કેટલીક ચીજોનાં નામ લખીએ છિએ.

દૂધ, દહીં, ઘૃત, શર્કરા, શુદ્ધ જળ, એ પંચામૃત તથા કેસર, સુગંધી ચંદન, કપૂર, કસ્તુરી, અમર, રોલી, મૌલી, છુટાં ફૂલ, ફૂલ, ફૂલોનીમાળા, ફૂલોનાં ચંદ્રુવા, ધૂપ, તાંદુલ પ્રમુખ, નવ પ્રકારની પકવ વસ્તુ, મીશ્રી, પતાસાં ઓલા પ્રમુખ, તથા અંગલૂહણાને વાસ્તે સફેદ વસ્ત્ર, અને પહેરાવવાને વાસ્તે ઉત્તમ રેશમી વસ્ત્ર, વાસક્ષેપ, ગુલાબજળ, અત્તર ઈત્યાદિક બીજા પણ નવ, નવ નાળીના કળશ, નવ રકેબી, પરાત (ત્રાસ) તસલા, આરતી, મંગળદીપક, ભગવાનની આંગી, સમવસરણ, ઈત્યાદિક સર્વ વસ્તુ પ્રથમથી ઠીક કરીને રાખવી. એ થકી પૂજામાં વિઘ્ન ન હોય. એ સંક્ષેપ વિધિ કહ્યો. વિશેષ વિધિ ગુરૂ થકી જાણવો.

### કળશ વિધિ

ચૈત્ર તથા આશ્વિન માસમાં એ પૂજાઓ ભણાવે તે વારે નવ સ્નાત્રિયા કરીયે, મ્હોટા કળશ પ્રમુખમાં પંચામૃત ભરીયે, સ્થાપનામાં શ્રીફળ તથા રોકડ નાણું ધરીયે, કેસરથી તિલક કરે, કંકણદોરો હાથે બાંધે, ડાબા હાથમાં સ્વસ્તિક કરીને વિધિ સહિત સ્નાત્ર ભણાવે.

૧ પ્રથમ **श्री अरिहंतपद** શ્વેતવર્ણે છે માટે તાંદુલ, (ચોખા) ધૂપ, દીપ, નૈવેદ્ય પ્રમુખ અષ્ટ દ્રવ્ય, વાસક્ષેપ, નાગરવેલ પ્રમુખનાં પાન, રકેબીમાં ધરીને તે રકેબી હાથમાં રાખે. નવકળશને મૌલીસૂત્ર બાંધી કુંકુમના સ્વસ્તિક કરી, પંચામૃતથી ભરીને તે કળશો હાથમાં લેઈ, પ્રથમ શ્રી અરિહંતપદની પૂજા ભણે તે સંપૂર્ણ ભણી રહ્યા પછી મ્હોટા પરાતમાં (થાલમાં) પ્રતિમાજીને પધરાવે. પછી "**ॐ ह्रीँ नमो अरिहंताणं**" એ પ્રમાણે કહેતો થકો શ્રી અરિહંતપદની પૂજા કરે. અષ્ટદ્રવ્ય અનુક્રમે ચઢાવે.

### ઈતિ પ્રથમપદ પૂજા વિધિ.

૨ બીજું **सिद्धपद** રક્ત વર્ણે છે. માટે ઘઉં રકેબીમાં ધરી શ્રીફળ તથા અષ્ટ દ્રવ્ય લઈને નવ કળશ પંચામૃતથી ભરીને બીજી પૂજા ભણે તે સંપૂર્ણ થવાથી "**ॐ ह्रीँ नमो सिद्धस्स**" એમ કહી કળશ ઢોળે, અષ્ટ દ્રવ્ય ચઢાવે.

### ઈતિ દ્વિતીય પદ પૂજા વિધિ

૩ ત્રીજું આચાર્યપદ પીળે વર્ણે છે માટે ચણાની દાળ, અષ્ટદ્રવ્ય, શ્રીફળ પ્ર લઈ નવ કળશ પંચામૃતથી ભરીને ત્રીજી પૂજાનો પાઠ ભણે, તે સંપૂર્ણ થવાથી "ૐ **नमो आयरियाणं**" એમ કહી કળશ ઢોળે, અષ્ટ દ્રવ્ય ચઢાવે.

**ઈતિ તૃતીયપદ પૂજા વિધિ.**

૪ ચોથું ઉપાધ્યાયપદ નીલવર્ણે છે, માટે મગ પ્રમુખ તથા અષ્ટ દ્રવ્ય લ પૂર્વોક્ત વિધિયે પૂજા ભણી સંપૂર્ણ થવાથી "ૐ ह्रीँ नमो उवज्झायाण" એમ કહી ક ઢોળે, અષ્ટ દ્રવ્ય ચઢાવે.

**ઇતિ ચતુર્થપદ પૂજા વિધિ.**

૫ પાંચમું શ્રી સાધુપદ શ્યામવર્ણે છે માટે અડદ પ્રમુખ લઈ બીજો સર્વ પૂર્વો વિધિ કરી પૂજા ભણે તે સંપૂર્ણ થવાથી "ૐ ह्रीँ नमो लोए सव्वसाहूणं" કહે

**ઈતિ પંચમપદ પૂજા વિધિ.**

૬ છઠું દર્શનપદ શ્વેત વર્ણે છે માટે ચાવલ પ્રમુખ લઈ "ૐ ह्रीँ नमो दंसणस्स કહેવું બીજો સર્વ પૂર્વોક્ત વિધિ કરવો.

**ઇતિ ષષ્ઠપદ પૂજા વિધિ.**

૭ સાતમું જ્ઞાનપદ શ્વેત વર્ણે છે, માટે ચાવલ લઈ "ૐ ह्रीँ नमो नाणस्स" કહે બીજો સર્વ પૂર્વોક્ત વિધિ કરવો,

**ઇતિ સપ્તમપદ પૂજા વિધિ.**

૮ આઠમું ચારિત્રપદ પણ શ્વેતવર્ણે છે, માટે ચોખા પ્રમુખ લઈ "ૐ ह्रीँ नमो चारित्तस्स" કહેવું બીજો સર્વ પૂર્વોક્ત વિધિ કરવો.

**ઇતિ અષ્ટમપદ પૂજા વિધિ.**

૯ નવમું તપપદ શ્વેતવર્ણે છે, માટે ચોખા પ્રમુખ લઈ પૂર્વોક્ત વિધિ કરીને "ૐ ह्रीँ नमो तवस्स" કહી કળશ ઢોળે, અષ્ટ દ્રવ્ય ચઢાવે પછી અષ્ટ પ્રકારી પૂજા કરે, આરતી કરે

**ઇતિ શ્રી નવમપદ પૂજા વિધિ.**

## ઇતિ નવપદ પૂજા વિધિ સમાપ્ત.

ૐ શ્રીસિદ્ધચક્રાય નમઃ

# શ્રી નવપદજી પૂજા

## શ્રી યશોવિજયજી મહારાજ કૃત

---

## પ્રથમ શ્રી અરિહંત પદ પૂજા પ્રારંભ

---

### કાવ્યમ્, ઉપજાતિવૃત્તમ્

उप्पन्नसन्नाणमहोमयाणं, सप्पाडिहेरासणसंठियाणं ॥
सद्देसणाणंदियसज्जणाणं, नमो नमो होउ सया जिणाणम् ॥१॥

### ભુજંગપ્રયાતવૃત્તમ્

નમોઽનંતસંત પ્રમોદ પ્રદાન ! પ્રધાનાય ભવ્યાત્મને ભાસ્વતાય;
થયા જેહના ધ્યાનથી સૌખ્યભાજા, સદા સિદ્ધચક્રાય **શ્રીપાલરાજા.** ॥ ૧ ॥

કર્યાં કર્મ દુર્મર્મ ચકચૂર જેણે, ભલાં ભવ્ય નવપદ ધ્યાનેન તેણે;
કરી પૂજના ભવ્ય ભાવે ત્રિકાલેં, સદા વાસિયો આતમા તેણે કાલે. ॥ ૨ ॥

જિકે તીર્થંકર કર્મ ઉદયે કરીને, દીયે દેશના ભવ્યને હિત ધરીને;
સદા આઠ મહા પાડિહારે સમેતા, સુરેશેં નરેશેં સ્તવ્યા બ્રહ્મપુતા. ॥ ૩ ॥

કર્યાં ઘાતિયાં કર્મ ચારે અલગ્ગાં, ભવોપગ્રહી ચાર જે છે વિલગ્ગા;
જગત્ પંચ કલ્યાણકે સૌખ્ય પામે, નમો તેહ તીર્થંકરા મોક્ષ કામે. ॥ ૪ ॥

### ઢાળ. ઉલાળાની દેશી.

તીર્થપતિ અરિહા નમું, ધર્મ ધુરંધર ધીરોજી;
દેશના અમૃત વરસતા, નિજ વીરજ વડ વીરોજી. ॥ ૧ ॥

વર અક્ષય નિર્મલ જ્ઞાન ભાસન, સર્વભાવ પ્રકાશતા,
નિજ શુદ્ધ શ્રદ્ધા આત્મ ભાવેં, ચરણ થિરતા વાસતા;

જિન નામકર્મ પ્રભાવ અતિશય, પ્રાતિહારજ શોભતા,
જગજંતુ કરૂણાવંત ભગવંત, ભવિક જનને ક્ષોભતા. ॥ ૨ ॥

## પૂજા ઢાળ, શ્રીપાલના રાસની દેશી

ત્રીજે ભવ વરસ્થાનક તપ કરી, જેણે બાંધ્યું જિન નામ,
ચોસઠ ઈંદ્રે પૂજિત જે જિન, કીજે તાસ પ્રણામ રે;
ભવિકા ! સિદ્ધચક્ર પદ વંદો, જિમ ચિરકાલે નંદો રે. ભ૦ સિ૦ ॥૧॥ એ આંકણી

જેહને હોયે કલ્યાણક દિવસે, નરકે પણ અજવાળું;
સકલ અધિક ગુણ અતિશય ધારી, તે જિન નમી અઘ ટાલું રે. ભ૦ સિ૦ ॥૨॥

જે તિહું નાણ સમગ્ગ ઉપ્પન્ના, ભોગકરમ ક્ષીણ જાણી;
લેઈ દીક્ષા શિક્ષા દીયે જનને, તે નમીયે જિન નાણી રે. ભ૦ સિ૦ ॥૩॥

મહાગોપ મહામાહણ કહીયે, નિર્યામક સત્થવાહ;
ઉપમા એહવી જેહને છાજે, તે જિન નમીયે ઉત્સાહ રે. ભ૦ સિ૦ ॥૪॥

આઠ પ્રાતિહારજ જસ છાજે, પાંત્રીશ ગુણ યુત વાણી;
જે પ્રતિબોધ કરે જગ જનને, તે જિન નમીયે પ્રાણી રે. ભ૦ સિ૦ ॥૫॥

### ઢાળ.

અરિહંત પદ ધ્યાતો થકો, દવ્વહ ગુણ પજ્જાય રે;
ભેદ છેદ કરી આતમા, અરિહંત રૂપી થાય રે. ॥ ૧ ॥
વીર જિનેશ્વર ઉપદિશે, સાંભળજો ચિત્ત લાઈ રે;
આતમધ્યાને આતમા, ઋદ્ધિ મલે સવિ આઈ રે. વીર૦ ॥ ૨ ॥

### ઈંદ્રવજ્રાવૃત્તમ્

(આ કાવ્ય પ્રત્યેક પૂજા દીઠ કહેવું)

સ્નાત્ર કરતાં જગદ્‌ગુરૂ શરીરે, સકલ દેવે વિમળ કળશ નીરે;
આપણાં કર્મમલ દૂર કીધાં, તેણે તે વિબુધ ગ્રંથે પ્રસિદ્ધા. ॥૧॥
હર્ષ ધરી અપ્સરાવૃંદ આવે, સ્નાત્ર કરી એમ આશિષ પાવે;
જિહાં લગે સુરગિરિ જંબૂદીવો, અમ તણા નાથ દેવાધિદેવો. ॥૨॥

जियंतरंगारिगणे सुनाणे, सप्पाडिहेराइसयप्पहाणे ॥
संदेहसंदोहरयं हरंते, झाएह निच्चंपि जिणेरहंते ॥१॥

॥ अथ काव्यम्—द्रुतविलंबितवृत्तम् ॥

विमलकेवलभासनभास्करं, जगति जंतुमहोदयकारणं ॥
जिनवरं बहुमानजलौघतः, शुचिमनाः स्नपयामि विशुद्धये ॥

(આ કાવ્ય પ્રત્યેક પૂજા દીઠ કહેવું.)

# અથ દ્વિતીય શ્રીસિદ્ધપદપૂજા પ્રારંભ

॥ ઇંદ્રવજ્રાવૃત્તમ્ ॥

सिद्धाणमाणंदरमालयाणम् । नमोऽणंत चउक्कयाणं ॥

॥ ભુજંગપ્રયાતવૃત્તમ્ ॥

કરી આઠ કર્મ ક્ષયે પાર પામ્યા, જરા જન્મ મરણાદિ ભય જેણે વામ્યા;
નિરાવરણુ જે આત્મરૂપે પ્રસિદ્ધા, થયા પાર પામી સદા સિદ્ધ બુદ્ધા. ॥ ૧ ॥

ત્રિભાગો ન દેહાવગાહાત્મદેશા, રહ્યા જ્ઞાનમય જાત વર્ણાદિ લેશ્યા;
સદાનંદ સૌખ્યશ્રિતા જ્યોતિરૂપા, અનાબાધ અપુનર્ભવાદિ સ્વરૂપા. ॥ ૨ ॥

## ઢાળ–ઉલાલાની દેશી.

સકલ કરમમલ ક્ષય કરી, પૂરણ શુદ્ધ સ્વરૂપોજી;
અવ્યાબાધ પ્રભુતામયી આતમ, આતમ સંપત્તિ ભૂપોજી. ॥ ૧ ॥

જેહ ભૂપ આતમ સહજ સંપત્તિ, શક્તિ વ્યક્તિપણે કરી,
સ્વદ્રવ્યક્ષેત્ર સ્વકાલ ભાવે, ગુણ અનંતા આદરી;
સુસ્વભાવ ગુણપર્યાય પરિણતિ, સિદ્ધસાધન પરભણી;
મુનિરાજ માનસહંસ સમવડ, નમો સિદ્ધ મહાગુણી. ॥ ૨ ॥

## પૂજા–ઢાળ–શ્રીપાળના રાસની–દેશી

સમય પએસંતર અણફરસી, ચરમ તિભાગ વિશેષ;
અવગાહન લહી જે શિવ પહોતા, સિદ્ધ નમો તે અશેષ રે. ભવિકા સિ૦ ॥ ૧ ॥

પૂર્વ પ્રયોગને ગતિ પરિણામે, બંધન છેદ અસંગ;
સમય એક ઉર્ધ્વગતિ જેહની, તે સિદ્ધ પ્રણમો રંગ રે. ભવિકા સિ૦ ॥ ૨ ॥

નિર્મળ સિદ્ધશિલાની ઉપરે, જોયણ એક લોગંત;
સાદિ અનંત તિહાં સ્થિતિ જેહની, તે સિદ્ધ પ્રણમો સંત રે. ભવિકા સિ૦ ॥ ૩ ॥

જાણે પણ ન શકે કહી પુરગુણ, પ્રાકૃત તેમ ગુણ જાસ;
ઉપમા વિણ નાણી ભવમાંહિ, તે સિદ્ધ દિયો ઉલ્લાસ રે. ભવિકા સિ૦ ॥ ૪ ॥

જ્યોતિ શું જ્યોતિ મળી જસ અનુપમ, વિરમી સકલ ઉપાધિ;
આતમરામ રમાપતિ સમરો, તે સિદ્ધ સહજ સમાધિ રે. ભવિકા સિ૦ ॥ ૫ ॥

## ઢાળ

રૂપાતીત સ્વભાવ જે, કેવળ દંસણ નાણી રે;
તે ધ્યાતા નિજ આતમા, હોય સિદ્ધ ગુણખાણી રે. વીર૦ ॥ ૩ ॥

### અંત કાવ્યમ્

दुट्ठठकम्मावरणप्पमुक्के, अनंतनाणाइसीरीचउक्के
समग्गलोगग्गपयप्पसिद्धे, झाएह निंचंपि समग्गसिद्धे ॥ १ ॥

---

## અથ તૃતીય શ્રી આચાર્યપદ પૂજા પ્રારંભ

### આદ્ય કાવ્યં ઇંદ્રવજ્રાવૃત્તમ્

सूरिण दुरीकयकुग्गहाणं, नमो नमो सूरसमप्पहाणं ॥

### ભુજંગપ્રયાતવૃત્તમ્

નમું સૂરિરાજા સદા તત્ત્વતાજા, જિનેંદ્રાગમે પ્રૌઢ સામ્રાજ્ય ભાજા;
ષટ્વર્ગ વર્ગિત ગુણે શોભમાના, પંચાચારને પાલવે સાવધાના. ॥૧॥

ભવિ પ્રાણીને દેશના દેશકાળે, સદા અપ્રમત્તા થયા સૂત્ર આલે;
જિકે શાશનાધાર દિગ્દંતિકલ્પા, જગે તે ચિરંજીવજો શુદ્ધ જલ્પા. ॥૨॥

### ઢાળ–ઉલાલાની દેશી

આચારજ મુનિપતિ ગણિ, ગુણ છત્રીશી ધામોજી;
ચિદાનંદ રસ સ્વાદતા, પરભાવે નિઃકામોજી. ॥ ૧ ॥

નિઃકામ નિર્મળ શુદ્ધ ચિદ્ઘન, સાધ્યનિજ નિરધારથી;
નિજજ્ઞાન દર્શન ચરણ વીરજ, સાધના વ્યાપારથી;
ભવિજીવ બોધક તત્ત્વશોધક, સયલ ગુણ સંપત્તિધરા;
સંવર સમાધિ ગત ઉપાધિ, દુવિધ તપગુણ આગરા. ॥ ૨ ॥

### પૂજા ઢાળ—શ્રીપાલના રાસની—દેશી

પંચ આચાર જે સુધા પાળે, મારગ ભાખે સાચો;
તે આચારજ નમિએ તેહશું, પ્રેમ કરીને જાચો રે. ભવિકા સિ૦ ॥૧॥

વર છત્રીશ ગુણે કરી સોહે, યુગપ્રધાન જન મોહે;
જગ બોહે ન રહે ખિણ કોહે, સૂરિ નમું તે જોહે રે. ભવિકા સિ૦ ॥૧॥

નિત્ય અપ્રમત્ત ધર્મ ઉવએસે, નહી વિકથા ન કષાય;
જેહને તે આચરજ નમિયે, અકલુષ અમલ અમાય રે. ભવિકા સિ૦ ॥૩॥

જે દિયે સારણ વારણ ચોયણ, પડિચોયણ વળી જનને;
પટધારી ગચ્છથંભ આચારજ, તે માન્યા મુનિ મનને રે. ભવિકા સિ૦ ॥૪॥

અત્થમિયે જિન સૂરજ કેવળ, વંદીજે જગદીવો;
ભુવન પદારથ પ્રકટન પટુ તે, આચારજ ચિરંજીવો રે. ભવિકા સિ૦ ॥૫॥

ઢાળ

ધ્યાતા આચારજ ભલા, મહામંત્ર શુભધ્યાની રે;
પંચ પ્રસ્થાને આતમા, આચારજ હોય પ્રાણી રે. વીર૦ ૪

અંત કાવ્યમ્

नतं सुहं नहि पिया माया, जे दिंति जीवाणिह सूरिपाया ॥
तम्माहु ते चेव सया भजेह, जं मुख्ख सुख्खाइ लहु लहेह ॥ १ ॥

——:(०):——

## અથ ચતુર્થ શ્રી ઉપાધ્યાય પદપૂજા પ્રારંભ

આદ્ય કાવ્યં ઇંદ્રવજ્રાવૃત્તમ્

॥ सुत्तत्थवित्थारणतप्पराणं ॥ नमो नमो वायगकुंजराणं ॥

ભુજંગપ્રયાતવૃત્તમ્

નહીં સૂરિ પણ સૂરિગણને સહાયા, નમું વાચકા ત્યક્ત મદ મોહ માયા;
વળી દ્વાદશાંગાદિ સૂત્રાર્થ દાને, જિકે સાવધાના નિરૂદ્ધાભિમાને. ॥૧॥
ધરે પંચને વર્ગ વર્ગિત ગુણૌઘા, પ્રવાદિ દ્વિપોચ્છેદને તુલ્યસિંઘા,
ગુણી ગચ્છ સંધારણે સ્થંભભૂતા, ઉપાધ્યાય તે વંદિયે ચિત્ પ્રભુતા. ॥૨॥

ઢાળ ઉલાલાની દેશી

ખંતિજુઆ મુત્તિ જુઆ, અજ્જવ મદ્દવ જુત્તાજી,
સચ્ચં સોયં અકિંચણા, તવ સંજમ ગુણ રત્તાજી. ॥ ૧ ॥
જે રમ્યા બ્રહ્મ સુગુત્તિગુત્તા, સમિતિસમિતા શ્રુતધરા,
સ્યાદ્વાદવાદે તત્ત્વવાદક, આત્મપર વિભાજન કરા;
ભવભીરૂ સાધન ધીર શાસન, વહન ધોરી મુનિવરા,
સિદ્ધાંત વાયણ દાન સમરથ, નમો પાઠક પદધરા. ॥ ૨ ॥

પૂજા–ઢાળ–શ્રીપાલના રાસની દેશી.

દ્વાદશ અંગ સજ્ઝાય કરે જે, પારગ ધારગ તાસ;
સૂત્ર અર્થ વિસ્તાર રસિક તે, નમો ઉવજ્ઝાય ઉલ્લાસ રે. ભવિકા સિ૦ ॥ ૧ ॥
અર્થ સૂત્રને દાન વિભાગે, આચારજ ઉવજ્ઝાય;
ભવ ત્રીજે જે લહે શિવસંપદ, નમિયે તે સુપસાય રે. ભવિકા સિ૦ ॥ ૨ ॥

મૂરખ શિષ્ય નિપાઇ જે પ્રભુ, પાહાણને પલ્લવ આણે;
તે ઉવજ્ઝાય સકલ જન પૂજિત, સૂત્ર અર્થ સવિ જાણે રે. ભવિકા સિ૦ ॥ ૩ ॥

રાજકુમાર સરીખા ગણચિંતક, આચારજ પદ યોગ;
જે ઉવજ્ઝાય સદા તે નમતાં, નાવે ભવભય શોગ રે. ભવિકા સિ૦ ॥ ૪ ॥

બાવના ચંદન રસ સમ વયણે, અહિત તાપ સવિ ટાળે;
તે ઉવજ્ઝાય નમીજે જે વળી, જિનશાસન અજુવાળે રે. ભવિકા સિ૦ ॥ ૫ ॥

ઢાળ-

તપ સજ્ઝાયે રત સદા, દ્વાદશ અંગનો ધ્યાતા રે;
ઉપાધ્યાય તે આતમા, જગ બંધવ જગ ભ્રાતા રે. વીર૦ ॥ ૫ ॥

### અંત કાવ્યમ્

सुत्तत्थ संवेगमयं सुएणं, संनीरखीरामय विस्सुएणं ॥
पीणंति जे ते उवज्झायराए, झाएह निच्चंपिकयप्पसाए ॥

---

## અથ પંચમ શ્રી મુનિપદ પૂજા પ્રારંભ

### આદ્ય કાવ્યં ઇંદ્રવજ્રાવૃત્તમ

साहूण संसाहिअ संजमाणं, नमो नमो सुद्धदयादमाणं ॥

### ભુજંગપ્રયાતવૃત્તમ્

કરે સેવના સૂરિવાયગ ગણિની, કરૂં વર્ણના તેહની શી મુનિની;
સમેતા સદા પંચ સમિતિ ત્રિગુપ્તા, ત્રિગુપ્તે નહીં કામ ભોગેષુલિપ્તા. ॥૧॥

વળી બાહ્ય અભ્યંતર ગ્રંથિ ટાળી, હોયે મુક્તિને યોગ્ય ચારિત્ર પાળી;
શુભાષ્ટાંગ યોગે રમે ચિત્ત વાળી, નમું સાધુને તેહ નિજ પાપ ટાળી. ॥૨॥

### ઢાલ-ઉલાલાની દેશી

સકલ વિષય વિષ વારીને, નિઃકામી નિઃસંગીજી;
ભવ દવ તાપ શમાવતા, આતમ સાધન રંગીજી. ॥૧॥

જે રમ્યા શુદ્ધ સ્વરૂપ રમણે, દેહ નિર્મમ નિર્મદા,
કાઉસ્સગ્ગ મુદ્રા ધીર આસન, ધ્યાન અભ્યાસી સદા;
તપ તેજ દીપે કર્મ ઝીપે, નવ છીપે પર ભણી,
મુનિરાજ કરૂણાસિંધુ ત્રિભુવન, બંધુ પ્રણમું હિત ભણી. ॥૨॥

## પૂજા-ઢાલ-શ્રીપાલના રાસની દેશી

જેમ તરૂફુલે ભમરો બેસે, પીડા તસ ન ઉપાવે;
લેઈ રસ આતમ સંતોષે, તેમ મુનિ ગોચરી જાવે રે. ભવિકા સિ૦ ॥૧॥

પંચ ઈંદ્રિયને જે નિત્ય ઝીપે, ષટ્કાયક પ્રતિપાલ;
સંયમ સત્તર પ્રકારે આરાધે, વંદુ તેહ દયાળ રે. ભવિકા સિ૦ ॥૨॥

અઢાર સહસ્સ શિલાંગના ધોરી, અચળ આચાર ચારિત્ર;
મુનિ મહંત જયણાયુત વંદી, કીજે જન્મ પવિત્ર રે. ભવિકા સિ૦ ॥૩॥

નવવિધ બ્રહ્મ ગુપ્તિ જે પાળે, બારસ વિહ તપ શૂરા;
એહવા મુનિ નમિયે જો પ્રગટે, પૂરવ પુણ્ય અંકુરા રે. ભવિકા સિ૦ ॥૪॥

સોના તણી પરે પરીક્ષા દીસે, દિનદિન ચઢતે વાને;
સંજમ ખપ કરતા મુનિ નમીયે, દેશકાળ અનુમાને રે. ભવિકા સિ૦ ॥૫॥

### ઢાલ

અપ્રત્તમ જે નિત્ય રહે, નવિ હરખે નવિ શોચે રે;
સાધુ સુતા તે આતમા, શું મુંડે શું લોચે રે. વીર૦ ॥૬॥

### અંત કાવ્યમ્

खंतेय दंतेय सुगुत्ति गुत्ते, मुत्तेय संते गुण जोग जुत्ते ॥
गयप्पमाए गय मोह माये, झाएह निच्चं मुणिरायपाए ॥ १ ॥

---

## અથ ષષ્ઠ સમ્યગ્ દર્શનપદ પૂજા પ્રારંભ

---

### આદ્ય કાવ્યં ઈંદ્રવજ્રાવૃત્તમ્

जिणुत्ततत्तो रुइलक्खणस्स । नमो नमो निम्मल दंसणस्स ॥

### ભુજંગપ્રયાતવૃત્તમ્

વિપર્યાસ હઠવાસનારૂપ મિથ્યા, ટળે જે અનાદિ અચ્છે જેમ પથ્યા;
જિનોકતે હોયે સહજથી શ્રદ્ધાનં, કહિયે દર્શનં તેહ પરમં નિધાનં. ॥ ૧ ॥

વિના જેહથી જ્ઞાન અજ્ઞાન રૂપં, ચરિત્રં વિચિત્રં ભવારણ્યકૂપં;
પ્રકૃતિ સાતને ઉપશમે ક્ષય તે હોવે, તિહાં આપરૂપે સદા આપ જોવે. ॥ ૨ ॥

### ઢાલ-ઉલાલાની દેશી

સમ્યગ્દર્શન ગુણ નમો, તત્ત્વ પ્રતીત સ્વરૂપોજી;
જસુ નિરધાર સ્વભાવ છે, ચેતન ગુણ જે અરૂપોજી. ॥ ૧ ॥

જે અનુપ શ્રદ્ધા ધર્મ પ્રગટે, સયલ પર ઇહિા ટલે,
નિજ શુદ્ધ સત્તા પ્રગટ અનુભવ, કરણ રૂચિતા ઉચ્છળે;
બહુમાન પરિણતિ વસ્તુતત્ત્વે, અહવ તસુ કારણ પણે,
નિજ સાધ્ય દ્રષ્ટે સર્વ કરણી, તત્ત્વતા સંપત્તિ ગણે. ॥ ૨ ॥

### પૂજા-ઢાળ-શ્રીપાળના રાસની દેશી

શુદ્ધ દેવ ગુરૂ ધર્મ પરીક્ષા, સદ્દહણા પરિણામ;
જેહ પામીજે તેહ નમીજે, સમ્યગ્દર્શન નામ રે. ભવિકા સિ૦ ॥ ૧ ॥

મલ ઉપશમ ક્ષય ઉપશમ ક્ષયથી; જે હોય ત્રિવિધ અભંગ;
સમ્યગ્ દર્શન તેહ નમીજે, જિન ધર્મે દ્દઢ રંગ રે. ભવિકા સિ૦ ॥ ૨ ॥

પંચવાર ઉપશમિય લહીજે, ક્ષય ઉપશમિય અસંખ;
એકવાર ક્ષાયિક તે સમકિત, દર્શન નમિયે અસંખ રે. ભવિકા સિ૦ ॥ ૩ ॥

જે વિણુ નાણુ પ્રમાણુ ન હોવે, ચારિત્ર તરૂ નવિ ફળીઓ;
સુખ નિર્વાણુ ન વિણુ લહીએ, સમકિત દર્શન બળીયો રે. ભવિકા સિ૦ ॥ ૪ ॥

સડસઠ બોલે જે અલંકરીઓ, જ્ઞાન ચારિત્રનું મૂળ;
સમકિત દર્શન તે નિત્ય પ્રણમું, શિવપંથનું અનુકૂળ રે. ભવિકા સિ૦ ॥ ૫ ॥

### ઢાળ

સમ સંવેગાદિક ગુણા, ક્ષય ઉપશમ જે આવે રે;
દર્શન તેહિ જ આતમા, શું હોય નામ ધરાવે રે. વીર૦ ॥ ૭ ॥

### અંત કાવ્યમ્

जं अत्थिकायेसुणु सद्दहाणं, तं दंसणं सव्वगुणप्पहाणं ॥
कुग्गहि वाहि उवयंति जेणं, जहा विसुद्धेण रसायणेणं ॥ ९ ॥

---

## અથ સપ્તમ સમ્યગ્જ્ઞાન પદ પૂજા પ્રારંભ.

### આદ્યકાવ્યં ઇંદ્રવજ્રાવૃત્તમ્

॥ अन्नाण संमोह तमो हरस्स, नमो नमो नाण दिवायरस्स ॥

### ભુજંગપ્રયાતવૃત્તમ્

હોયે જેહથી જ્ઞાન શુદ્ધ પ્રબોધે, યથાવર્ણ નાસે વિચિત્રાવબોધે;
તેણે જાણિયે વસ્તુ ષડ્દ્રવ્યભાવા, ન હુવે વિત્તત્થા (વાદ) નિજેચ્છા સ્વભાવા. ॥ ૧ ॥
હોય પંચ મત્યાદિ સુજ્ઞાન ભેદે, ગુરૂપાસ્તિથી યોગ્યતા તેહ વેદે;
વળી જ્ઞેય હેય ઉપાદેય રૂપે, લહે ચિત્તમાં જેમ ધ્વાંત પ્રદીપે. ॥ ૨ ॥

### ઢાલ–ઉલાલાની દેશી

ભવ્ય નમો ગુણ જ્ઞાનને, સ્વપર પ્રકાશક ભાવેજી;
પરજાય ધર્મ અનંતતા, ભેદાભેદ સ્વભાવેજી. ॥ ૧ ॥

જે મુખ્ય પરિણતિ સકલ જ્ઞાયક, બોધ ભાવ વિલચ્છના,
મતિ આદિ પંચ પ્રકાર નિર્મળ, સિદ્ધસાધન લચ્છના;
સ્યાદ્વાદ સંગી તત્ત્વરંગી, પ્રથમ ભેદાભેદતા,
સવિકલ્પને અવિકલ્પ વસ્તુ, સકલ સંશય છેદતા. ॥ ૨ ॥

### પૂજા–ઢાલ–શ્રીપાલના રાસની દેશી

ભક્ષ્યાભક્ષ્ય ન જે વિણ લહીએ, પેય અપેય વિચાર;
કૃત્ય અકૃત્ય ન જે વિણ લહીએ, જ્ઞાન તે સકલ આધાર રે. ભવિકા સિ૦ ॥ ૧ ॥
પ્રથમ જ્ઞાન ને પછી અહિંસા, શ્રી સિદ્ધાંતે ભાખ્યું;
જ્ઞાનને વંદો જ્ઞાન મ નિંદો, જ્ઞાનીએ શિવસુખ ચાખ્યું રે. ભવિકા સિ૦ ॥ ૨ ॥
સકલ ક્રિયાનું મૂળ જે શ્રદ્ધા, તેહનું મૂળ જે કહીયે;
તેહ જ્ઞાન નિત નિત વંદીજે, તે વિણ કહો કેમ રહિયે રે. ભવિકા સિ૦ ॥ ૩ ॥
પંચ જ્ઞાનમાંહિ જેહ સદાગમ, સ્વપર પ્રકાશક જેહ;
દીપક પરે ત્રિભુવન ઉપકારી, વળી જેમ રવિ શશિ મેહ રે. ભવિકા સિ૦ ॥ ૪ ॥
લોક ઉર્ધ્વ અધો તિર્યગ્ જ્યોતષ, વૈમાનિકને સિદ્ધ;
લોકાલોક પ્રગટ સવિ જેહથી, તેહ જ્ઞાને મુજ શુદ્ધિ રે. ભવિકા સિ૦ ॥ ૫ ॥

### ઢાલ.

જ્ઞાનવરણી જે કર્મ છે, ક્ષય ઉપશમ તસ થાય રે;
તો હૂએ એહિજ આતમા, જ્ઞાન અબોધતા જાય રે. વીર૦ ॥ ૮ ॥

### અંત્યકાવ્યમ્

नाणं पहाणं नयचक्कसिद्धं, तत्त्वबोहिक्कमयं पसिद्धं ॥
धरेह चित्तावसए फुरंतं, माणिक्कदीओव्वतमो हरंतं ॥ १ ॥

## અથ અષ્ટમ શ્રી ચારિત્રપદ પૂજા પ્રારંભ

### આદ્ય કાવ્યમ્ ઇન્દ્રવજ્રાવૃત્તમ

आराहि अखंडीअ सक्किअस्स, नमो नमो संजम वीरिअस्स ॥

### ભુજંગપ્રયાતવૃત્તમ્

વળી જ્ઞાનફળ ચરણ ધરીએ સુરંગે, નિરાશંસતા દ્વાર રોધ પ્રસંગે;
ભવાંભોધિ સંતારણે યાન તુલ્યં, ધરૂં તેહ ચારિત્ર અપ્રાપ્ય મૂલ્યં. ॥ ૧ ॥

હોયે જાસ મહિમા થકી રંક રાજા, વળી દ્વાદશાંગી ભણી હોય તાજા;
વળી પાપરૂપોપિ નિઃપાપ થાય, થઈ સિદ્ધ તે કર્મને પાર જાય. ॥ ૨ ॥

### ઢાળ ઉલાલાની દેશી

ચારિત્ર ગુણ વળી વળી નમો, તત્ત્વરમણ જસુ મૂલોજી;
પર રમણીયપણું ટળે, સકલ સિદ્ધ અનુકૂલોજી. ॥ ૧ ॥

પ્રતિકૂળ આશ્રવ ત્યાગ સંયમ, તત્ત્વથિરતા દમમયી,
શુચિ પરમ ખાંતિ મુત્તિ દશપદ, પંચ સંવર ઉપચઈ;
સામાયિકાદિક ભેદ ધર્મે, યથાખ્યાતે પૂર્ણતા,
અકષાય અકલુષ અમલ ઉજ્જ્વલ, કામ કશ્મલ ચૂર્ણતા. ॥ ૨ ॥

### પૂજા-ઢાલ-શ્રીપાલના રાસની દેશી

દેશવિરતિ ને સર્વ વિરતિ જે, ગૃહી યતિને અભિરામ;
તે ચારિત્ર જગત જયવંતુ, કીજે તાસ પ્રણામ રે. ભવિકા સિ૦ ॥ ૧ ॥
તૃણપરે જે ષટ્ખંડ સુખ છંડી, ચક્રવર્તી પણ વરીયો;
તે ચારિત્ર અક્ષય સુખ કારણ, તે મેં મન માંહે ધરીયો રે. ભવિકા સિ૦ ॥ ૨ ॥
હુઆ રાંક પણ જે આદરી, પૂજિત ઇંદ નરિંદે;
અશરણ શરણ ચરણ તે વંદૂં, પૂર્યું જ્ઞાન આનંદે રે. ભવિકા સિ૦ ॥ ૩ ॥
બાર માસ પર્યાય જેહને, અનુત્તર સુખ અતિક્રમિયે;
શુકલ શુકલ અભિજાત્ય તે ઉપરે, તે ચારિત્રને નમિયે રે. ભવિકા સિ૦ ॥ ૪ ॥
ચય તે આઠ કરમનો સંચય, રિકત કરે જે તેહ;
ચારિત્ર નામ નિરૂત્તે ભાખ્યું, તે વંદૂં ગુણ ગેહ રે. ભવિકા સિ૦ ॥ ૫ ॥

### ઢાલ

જાણ ચારિત્ર તે આતમા, નિજ સ્વભાવમાં રમતો રે;
લેશ્યા શુદ્ધ અલંકર્યો, મોહવને નવિ ભમતો રે. ॥ ૬ ॥

અંત્યકાવ્યમ્ ઇંદ્રવજ્રાવૃત્તમ્

सु संवरं मोह निरोधसारं, पंचप्पयारं विगमाइयारं ॥
मूलोत्तराणेग गुणं पवित्तं, पालेह निच्च पिहु सच्चरित्तं ॥१॥

---

## અથ નવમ શ્રી તપપદ પૂજા પ્રારંભ

---

આદ્ય કાવ્યમ્ ઇંદ્રવજ્રાવૃત્તમ્

कम्मदुमोम्मूलण कुंजरस्स, नमो नमो तिव्वतवो भरस्स ॥

માલિનીવૃત્તમ્

इय नवपयसिद्धं, लद्धि विज्जा समिद्धं ।
पयडिय सरवग्गं, ह्रीँ तिरेहा समग्गं ॥
दिसवइ सुरसारं, खोणि पीढावयारं ।
तिजय विजयचक्कं सिद्धचक्कं नमामि ॥१॥

ભુજંગપ્રયાતવૃત્તમ્

ત્રિકાલિકપણે કર્મ કષાય ટાળે, નિકાચિત પણે બાંધીઆં તેહ બાળે;
કહ્યું તેહ તપ બાહ્ય અંતર દુભેદે, ક્ષમાયુક્ત નિર્હેતુ દુર્ધ્યાન છેદે. ॥ ૧ ॥
હોયે જાસ મહિમા થકી લબ્ધિ સિદ્ધિ, અવાંછકપણે કર્મ આવરણ શુદ્ધિ;
તપો તેહ તપ જે મહાનંદ હેતે, હોયે સિદ્ધિ સીમંતિની જિમ સંકેતે. ॥ ૨ ॥
ઈસ્યા નવપદ ધ્યાનને જેહ ધ્યાવે, સદાનંદ ચિદ્રૂપતા તેહ પાવે;
વળી **જ્ઞાનવિમલાદિ** ગુણ રત્નધામા, નમું તે સદા સિદ્ધચક્ર પ્રધાના. ॥ ૩ ॥

માલિનીવૃત્તમ્

इम नवपद ध्यावे, परम आनंद पावे ।
नवमे भव शिव जावे, देव नरभव पावे ॥
ज्ञानविमल गुण गावे, सिद्धचक्र प्रभावे ।
सवि दुरित समावे, विश्व जयकार पावे ॥१॥

**ઢાળ. ઉલાલાની દેશી.**

ઇચ્છારોધન તપ નમો, બાહ્ય અભ્યંતર ભેદેજી;
આતમસત્તા એકતા, પર પરિણતિ ઉચ્છેદેજી.

ઉચ્છેદ કર્મ અનાદિ સંતતિ, જેહ સિદ્ધપણું વરે,
યોગ સંગે આહાર ટાળી, ભાવ અક્રિયતા કરે;
અંતર મુહૂરત તત્ત્વ સાધે, સર્વ સંવરતા કરી,
નિજ આતમસત્તા પ્રગટ ભાવે, કરો તપ ગુણ આદરી. ॥ ૨ ॥

### ઢાળ.

એમ નવપદ ગુણ મંડલ, ચઉનિક્ષેપ પ્રમાણેજી;
સાત નયે જે આદરે, સમ્યગ જ્ઞાનને જાણેજી. ॥ ૧ ॥
નિર્ધાર સેતી ગુણી ગુણનો, કરે જે બહુમાન એ,
તસુકરણ ઈહા તત્ત્વ રમણે, થાય નિર્મળ ધ્યાન એ;
એમ શુદ્ધ સત્તા ભળ્યો ચેતન, સકળ સિદ્ધિ અનુસરે,
અક્ષય અનંત મહંત ચિદ્ઘન, પરમ આનંદતા વરે. ॥ ૨ ॥

### અથ કળશ

ઈય સયલ સુખકર ગુણ પુરંદર, સિદ્ધચક્ર પદાવલી,
મવિલદ્ધિ વિદ્યા સિદ્ધિમંદિર, ભવિક પૂજો મનરૂલી;
ઉવજ્ઝાયવર શ્રીરાજસાગર, જ્ઞાનધર્મ સુરાજતા;
ગુરૂ દીપચંદ સુચરણ સેવક **દેવચંદ્ર** સુશોભતા. ॥ ૧ ॥

### પૂજા–ઢાળ–શ્રીપાલના રાસની દેશી

જાણંતા ત્રિહું જ્ઞાને સંયુત, તે ભવ મુક્તિ જિણંદ;
જેહ આદરે કર્મ ખપેવા, તે તપ શિવતરૂ કંદ રે. ભવિકા સિ૦ ॥ ૧ ॥
કર્મ નિકાચિત પણ ક્ષય જાયે, ક્ષમા સહિત જે કરતાં,
તે તપ નમિયે જેહ દીપાવે, જિનશાસન ઉજમંતાં રે. ભવિકા સિ૦ ॥ ૨ ॥
આમોસહિ પમુહા બહુ લબ્ધિ, હોવે જાસ પ્રભાવે;
અષ્ટ મહાસિદ્ધિ નવનિધિ પ્રગટે, નમિયે તે તપ ભાવે રે. ભવિકા સિ૦ ॥ ૩ ॥
ફળ શિવસુખ મહોટું સુર નરવર, સંપત્તિ જેહનું ફુલ,
તે તપ સુરતરૂ સરિખો વંદૂં, સમ મકરંદ અમૂલ રે. ભવિકા સિ૦ ॥ ૪ ॥
સર્વ મંગળમાં પહેલું મંગળ, વરણવીએ જે ગ્રંથે;
તે તપપદ ત્રિહું કાળ નમીજે, વર સહાય શિવ પંથે રે. ભવિકા સિ૦ ॥ ૫ ॥
એમ નવપદ થુણતો તિહાં લીનો, હુઓ તન્મય **શ્રીપાલ**;
સુજસ વિલાસે ચોથે ખંડે, એહ અગ્યારમી ઢાળ રે. ભવિકા સિ૦ ॥ ૬ ॥

ઢાળ.

ઈચ્છારોધે સંવરી, પરિણતી સમતા યોગે રે;
તપ તે એહિ જ આતમા, વર્તે નિજ ગુણ ભોગે રે. વીર૦ ॥ ૧૦ ॥

આગમ નોઆગમ તણો, ભાવ તે જાણો સાચો રે;
આતમ ભાવે થિર હોજો, પરભાવે મત રાચો રે. વીર૦ ॥ ૧૧ ॥

અષ્ટ સકલ સમૃદ્ધિની, ઘટમાંહે ઋદ્ધિ દાખી રે;
તેમ નવપદ ઋદ્ધિ જાણજો, આતમરામ છે સાખી રે. વીર૦ ॥ ૧૨ ॥

યોગ અસંખ્ય છે જિન કહ્યા, નવપદ મુખ્ય તે જાણો રે;
એહ તણે અવલંબને, આતમ ધ્યાન પ્રમાણો રે. વીર૦ ॥ ૧૩ ॥

ઢાળ બારમી એહવી, ચોથે ખંડે પૂરી રે;
વાણી વાચક **જસ** તણી, કોઈ નયે ન અધૂરી રે. વીર૦ ॥ ૧૪ ॥

અંત્યકાવ્યમ્

वज्झं तहाभिंतर भेयमेयं, कषाय दुज्झेय कुकुम्मभेयं ॥
दुख्खख्खयुत्थे कयपावनासं, तवेग दाहागमयं निरासं ॥१॥

અર્થ સર્વાંગ કાવ્યમ્

विमळ केवळ भासन भास्करं, जगति जंतु महोदय कारणं ॥
जिनवरं बहुमान जलौघतः, शुचिमना स्नपयामि विशुद्धये १॥

કાવ્યમ્

स्नात्र करतां जगद्गुरु शरीरे, सकल देवे विमल कलश नीरे ॥
आपणां कर्म मळ दूर कीधां, तेणे ते विबुध ग्रंथे प्रसिद्धा ॥२॥
हर्ष धरी अप्सरावृंद आवे, स्नात्र करी एम आशिष पावे ॥
जिहां लगी सुरगिरि जंबूदीवो, अमतणा नाथ देवाधिदेवो ॥३॥
ॐ ह्रीं श्रीं परमपुरुषाय, जन्मजरामृत्युनिवारणाय,
श्रीमते नवपदाय, जलादिकं यजामहे स्वाहा.

( આ મંત્ર દરેક પૂજાએ કહેવો. )

ઈતિ શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજી કૃત

॥ શ્રી નવપદ પૂજા સમાપ્ત. ॥

## પંડિત શ્રી વીરવિજયજી કૃત

# સ્નાત્ર પૂજા.

### પ્રથમ કળશ લઈ ઊભા રહેવું.

### કાવ્યમ્ દ્રુતવિલંબિત વૃત્તમ્

સરસ શાન્તિ સુધારસ સાગરં, શુચિતરં ગુણરત્ન મહાગરં,
ભવિકપંકજ બોધ દિવાકરં, પ્રતિદિનં પ્રણમામિ જિનેશ્વરં. ॥ ૧ ॥
( અહીં પખાળ કરવો. )

### દોહા.

કુસુમાભરણ ઉતારીને, પડિમા ધરિય વિવેક
મજ્જનપીઠે થાપીને, કરીએ જળ અભિષેક. ॥ ૨ ॥
( કુસુમાંજલિની થાળી લઈને ઊભા રહેવું )

### ગાથા. આર્યા ગીતિ

જિણજમ્મસમયે મેરૂ, સિહરે રયણ કણય કલસેહિં;
દેવાસુરહિણ્હવિઉ, તે ધન્ના જેહિં દિઠ્ઠોસિ ॥ ૩ ॥
( પ્રભુના જમણા અંગુઠે ઢાળ બોલીને કુસુમાંજલિ મૂકવી. )
॥ નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ ॥

### કુસુમાંજલિ-ઢાળ.

નિર્મલજળ કલશે ન્હવડાવે, વસ્ત્ર અમૂલખ અંગ ધરાવે
॥ કુસુમાંજલિ મેલો આદિજિણંદા ॥
સિદ્ધ સ્વરૂપી અંગ પખાલી, આતમ નિર્મળ હુઈ સુકુમાળી. ॥ કુ૦ ॥ ૪ ॥

### ગાથા-આર્યા ગીતિ-ઢાળ.

મચકુંદ ચંપમાલઈ, કમલાઈપુપ્ફ પંચ વણ્ણાઈ ॥
જગનાહ ન્હવણ સમયે, દેવા કુસુમાંજલિ દિંતિ. ॥ ૫ ॥
॥ નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ ॥

### કુસુમાંજલિ-ઢાળ.

રયણ સિંહાસન જિન થાપીજે, કુસુમાંજલિ પ્રભુ
ચરણે દિજે કુસુમાંજલિ મેલો શાન્તિ જિણંદા. ॥ ૬ ॥

## દોહા.

જિણ તિહુંકાલય સિદ્ધની, પડિમા ગુણ ભંડાર;
તસુ ચરણે કુસુમાંજલિ, ભવિક દુરિત હરનાર. ॥ ૭ ॥
॥ નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ ॥

## કુસુમાંજલિ-ઢાળ

કૃષ્ણાગરૂ વર ધૂપ ધરીજે, સુગંધકર કુસુમાંજલિ દીજે,
કુસુમાંજલિ મેલો નેમિ જિણંદા. ॥ ૮ ॥

## ગાથા-આર્યા ગીતિ.

જસુપરિમલ બલદહદિસિ, મહુકરઝંકાર સદસંગીયા;
જિણ ચરણોવરિમુક્કા, સુરનર કુસુમાંજલિ સિદ્ધા. ॥ ૯ ॥
॥ નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ ॥

## કુસુમાંજલિ-ઢાળ

પાસ જિણેસર જગ જયકારી, જલ થલ ફુલ ઉદક કર ધારી,
કુસુમાંજલિ મેલો પાર્શ્વજિણંદા. ॥ ૧૦ ॥

## દોહા

મૂકે કુસુમાંજલિ સુરા, વીરચરણ સુકુમાલ;
તે કુસુમાંજલિ ભવિકનાં, પાપ હરે ત્રણ કાળ. ॥ નમો૦ ॥ ૧૧ ॥

## કુસુમાંજલિ-ઢાળ

વિવિધ કુસુમ વર જાતિ ગહેવી, જિનચરણે પણમંત ઠવેવી;
કુસુમાંજલિ મેલો વીર જિણંદા. ॥ ૧૨ ॥

## વસ્તુ છંદ.

ન્હવણકાળે ન્હવણકાળે, દેવદાણવ સમુચ્ચિય, કુસુમાંજલિ તહિ સંઠવિય, પસરંત દિસિ પરિમલ સુગંધિય, જિણપયકમલે નિવેડઈ, વિઘ્વહર જસ નામ મંતો, અનંત ચઉવીસ જિન, વાસવ મલિય અસેસ, સા કુસુમાંજલિ સુહકરો, ચઉવિહ સંઘ વિશેષ. કુસુમાંજલિ મેલો ચઉવીસ જિણંદા. ॥ ૧૩ ॥
॥ નમોઽર્હત્૦ ॥

## કુસુમાંજલિ-ઢાળ

અનંત ચઉવીસી જિનજી જુહારૂં, વર્તમાન ચઉવીસી સંભારૂં,
કુસુમાંજલિ મેલો ચઉવીસ જિણંદા. ॥ ૧૪ ॥

પંડિત શ્રી વીરવિજયજી કૃત

# સ્નાત્ર પૂજા.

## પ્રથમ કળશ લઈ ઊભા રહેવું.

### કાવ્યમ્ દ્રુતવિલંબિત વૃત્તમ્

સરસ શાન્તિ સુધારસ સાગરં, શુચિતરં ગુણરત્ન મહાગરં,
ભવિકપંકજ બોધ દિવાકરં, પ્રતિદિનં પ્રણમામિ જિનેશ્વરં. ॥ ૧ ॥
( અહીં પખાળ કરવો. )

### દોહા.

કુસુમાભરણ ઉતારીને, પડિમા ધરિય વિવેક
મજ્જનપીઠે થાપીને, કરીએ જળ અભિષેક. ॥ ૨ ॥
( કુસુમાંજલિની થાળી લઈને ઊભા રહેવું )

### ગાથા. આર્યા ગીતિ

જિણજમ્મસમયે મેરૂ, સિહરે રયણ કણય કલસેહિં;
દેવાસુરહિંહવિઉ, તે ધન્ના જેહિં દિઠ્ઠોસિ ॥ ૩ ॥
( પ્રભુના જમણા અંગુઠે ઢાળ બોલીને કુસુમાંજલિ મૂકવી. )
॥ નમોऽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ ॥

### કુસુમાંજલિ-ઢાળ.

નિર્મલજળ કલશે ન્હવરાવે, વસ્ત્ર અમૂલખ અંગ ધરાવે
॥ કુસુમાંજલિ મેલો આદિજિણંદા ॥
સિદ્ધ સ્વરૂપી અંગ પખાલી, આતમ નિર્મળ હુઈ સુકુમાળી. ॥ કુ૦ ॥ ૪ ॥

### ગાથા-આર્યા ગીતિ-ઢાળ.

મચકુંદ ચંપમાલઈ, કમલાઈપુપ્ફ પંચ વણ્ણાઈ ॥
જગનાહ ન્હવણ સમયે, દેવા કુસુમાંજલિ દિંતિ. ॥ ૫ ॥
॥ નમોऽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ ॥

### કુસુમાંજલિ-ઢાળ.

રયણ સિંહાસન જિન થાપીજે, કુસુમાંજલિ પ્રભુ
ચરણે દિજે કુસુમાંજલિ મેલો શાન્તિ જિણંદા. ॥ ૬ ॥

## વસ્તુ છંદ

અવધિ નાણે અવધિ નાણે, ઉપના જિનરાજ, જગત જસ પરમાણુઆ, વિસ્તર્યા વિશ્વજંતુ સુખકાર. મિથ્યાત્વ તારા નિર્બળા, ધર્મઉદય પરભાતસુંદર, માતા પણ આનંદિયા, જાગતી ધર્મ વિધાન, જાણંતી જગતિલક સમો, હોશે પુત્ર પ્રધાન. ॥ ૧ ॥

## દોહા

શુભ લગ્ને જિન જનમિયા, નારકીમાં સુખ જ્યોત,
સુખ પામ્યા ત્રિભુવન જના, હુઓ જગત ઉદ્યોત. ॥ ૧ ॥

## ઢાલ–કડખાની દેશી

સાંભળો કળશ જિન, મહોત્સવનો ઈહાં, છપ્પન કુમરી દિશિ, વિદિશિ આવે તિહાં;
માય સુત નમીય, આનંદ અધિકો ધરે, અષ્ટ સંવર્ત્ત, વાયુથી કચરો હરે. ॥૧॥
વૃષ્ટિ ગંધોદકે, અષ્ટ કુમરી કરે, અષ્ટ કલશા ભરી, અષ્ટ દર્પણ ધરે;
અષ્ટ ચામર ધરે, અષ્ટ પંખા લહી, ચાર રક્ષા કરી, ચાર દિપક ગ્રહી. ॥૨॥
ઘર કરી કેળના, માય સુત લાવતી, કરણ શુચીકર્મ જળ, કળશે ન્હવરાવતી;
કુસુમ પૂજી, અલંકાર પહેરાવતી, રાખડી બાંધી જઈ, શયન પધરાવતી. ॥૩॥
નમીય કહે માય તુજ, બાળ લીલાવતી, મેરૂ રવિ ચંદ્ર લગે, જીવજો જગપતિ;
સ્વામી ગુણ ગાવતી, નિજ ઘર જાવતી, તેણે સમે ઇંદ્ર, સિંહાસન કંપતી ॥૪॥

## ઢાલ–એકવીશાની દેશી

જિન જન્મ્યાજી, જિન વેળા જનની ઘરે, તિણ વેળાજી, ઈંદ્રસિંહાસન થરહરે;
દાહિણોત્તરજી, જેતા જિન જનમે યદા, દિશિનાયકજી, સોહમ ઈશાન બેહુતદા. ॥૬॥

## ત્રોટક છંદ

તદા ચિંતે ઈંદ્ર મનમાં, કોણ અવસર એ બન્યો;
જિન જન્મ અવધિનાણે જાણી, હર્ષ આનંદ ઉપન્યો. ॥ ૧ ॥
સુઘોષ આદે ઘંટનાદે, ઘોષણા સુરમેં કરે;
સવિ દેવી દેવા જન્મ મહોત્સવે, આવજો સુર ગિરવરે. ॥ ૨ ॥
( અહીં ઘંટ વગાડવો. )

એમ સાંભળીજી સુરવર કોડિ આવી મળે, જન્મ મહોત્સવજી, કરવા મેરૂ ઉપર ચલે;
સોહમપતિજી, બહુ પરિવારે આવીયા, માય જિનનેજી, વાંદી પ્રભુને વધાવીયા. ॥૩॥
( પ્રભુને ચોખાથી વધાવવા. )

### દોહા.

મહાવિદેહે સંપ્રતિ, વિહરમાન જિન વીશ,
ભક્તિ ભરે તે પૂજિયા, કરો સંઘ સુજગીશ ॥ ૧૫ ॥
॥ નમોઽર્હત્૦ ॥

### કુસુમાંજલિ-ઢાળ

અપછરમંડલિ ગીત ઉચ્ચારા, શ્રી **શુભવીરવિજય** જયકારા
કુસુમાંજલિ મેલો સર્વ જિણંદા ॥ ૧૬ ॥

### ઇતિ શ્રી કુસુમાંજલિય ઢાલ.

પછી સ્નાત્રીયા ત્રણ ખમાસમણ દેઇ જગચિંતામણિનું ચૈત્યવંદન કરી "નમુથ્થુણં" કહી જયવીયરાય પર્યંત કહે પછી હાથ ધૂપી મુખકોશ બાંધી કળશ લેઈ ઊભા રહીને નીચે મુજબ કળશ કહે

### અથ કલશ દોહા

સયલ જિણેસર પાય નમિ, કલ્યાણક વિધિ તાસ,
વર્ણવતા સુણતા થકા, સંઘની પૂગે આશ ॥ ૧ ॥

### ઢાલ

સમકિત ગુણઠાણે પરિણમ્યા, વળી વ્રતધર સંયમ સુખ રમ્યા,
વીશ સ્થાનક વિધિયે તપ કરી, એસી ભાવદયા દીલમાં ધરી ॥ ૧ ॥

જો હોવે મુજ શક્તિ ઈસી, સવિ જીવ કરૂં શાસન રસી,
શુચિરસ ઢલતે તિહાં બાંધતા, તીર્થંકર નામ નિકાચતા ॥ ૨ ॥

સરાગથી સંયમ આચરી, વચમાં એક દેવનો ભવ કરી,
ચ્યવી પન્નરક્ષેત્રે અવતરે, મધ્યખંડે પણ રાજવી કુલે ॥ ૩ ॥

પટરાણી કુખે ગુણનિલો, જેમ માનસરોવર હંસલો,
સુખ શય્યાયે રજની શેષે, ઉતરતા ચઉદ સુપન દેખે ॥ ૪ ॥

### ઢાલ સ્વપ્નની

પહેલે ગજવર દીઠો, બીજે વૃષભ પઈઠ્ઠો, ત્રીજે કેશરી સિંહ, ચોથે લક્ષ્મી અબિહ ॥ ૧ ॥ પાંચમે ફૂલની માળા છઠ્ઠે ચંદ્ર વિશાળા, રવિ રાતો ધ્વજ મહેટો, પૂરણ કળશ નહી છોટો ॥ ૨ ॥ દશમે પદ્મ સરોવર, અગિયારમે રત્નાકર ભુવનવિમાન રત્નગંજી, અગ્નિશિખા ધૂમવર્જી ॥ ૩ ॥ સ્વપ્ન લઇ જઈ રાયને ભાસે, રાજા અર્થ પ્રકાશે, પુત્ર તીર્થંકર ત્રિભુવન નમશે, સકળ મનોરથ ફળશે ॥ ૫ ॥

## વસ્તુ છંદ

અવધિ નાણે અવધિ નાણે, ઉપના જિનરાજ, જગત જસ પરમાણુઆ, વિસ્તર્યા વિશ્વજંતુ સુખકાર. મિથ્યાત્વ તારા નિર્બળા, ધર્મ ઉદય પરભાતસુંદર, માતા પણ આનંદિયા, જાગતી ધર્મ વિધાન, જાણંતી જગતિલક સમો, હોશે પુત્ર પ્રધાન. ॥ ૧ ॥

## દોહા

શુભ લગ્ને જિન જનમિયા, નારકીમાં સુખ જ્યોત,
સુખ પામ્યા ત્રિભુવન જના, હુઓ જગત ઉદ્યોત. ॥ ૧ ॥

## ઢાલ–કડખાની દેશી

સાંભળો કળશ જિન, મહોત્સવનો ઇહાં, છપ્પન કુમરી દિશિ, વિદિશિ આવે તિહાં;
માય સુત નમીય, આનંદ અધિકો ધરે, અષ્ટ સંવર્ત્ત, વાયુથી કચરો હરે. ॥૧॥
વૃષ્ટિ ગંધોદકે, અષ્ટ કુમરી કરે, અષ્ટ કલશા ભરી, અષ્ટ દર્પણ ધરે;
અષ્ટ ચામર ધરે, અષ્ટ પંખા લહી, ચાર રક્ષા કરી, ચાર દિપક ગ્રહી. ॥૨॥
ઘર કરી કેળના, માય સુત લાવતી, કરણ શુચીકર્મ જળ, કળશે ન્હવરાવતી;
કુસુમ પૂજી, અલંકાર પહેરાવતી, રાખડી બાંધી જઈ, શયન પધરાવતી. ॥૩॥
નમીય કહે માય તુજ, બાળ લીલાવતી, મેરૂ રવિ ચંદ્ર લગે, જીવજો જગપતિ;
સ્વામી ગુણ ગાવતી, નિજ ઘર જાવતી, તેણે સમે ઇંદ્ર, સિંહાસન કંપતી ॥૪॥

## ઢાલ–એકવીશાની દેશી

જિન જન્મ્યાજી, જિન વેળા જનની ઘરે, તિણ વેળાજી, ઇંદ્રસિંહાસન થરહરે;
દાહિણોત્તરજી, જેતા જિન જનમે યદા, દિશિનાયકજી, સોહમ ઇશાન બેહુતદા. ॥૬॥

## ત્રોટક છંદ

તદા ચિંતે ઇંદ્ર મનમાં, કોણ અવસર એ બન્યો;
જિન જન્મ અવધિનાણે જાણી, હર્ષ આનંદ ઉપન્યો. ॥ ૧ ॥
સુઘોષ આદે ઘંટનાદે, ઘોષણા સુરમેં કરે;
સવિ દેવી દેવા જન્મ મહોત્સવે, આવજો સુર ગિરવરે. ॥ ૨ ॥
( અહીં ઘંટ વગાડવો. )

એમ સાંભળીજી સુરવર કોડિ આવી મળે, જન્મ મહોત્સવજી, કરવા મેરૂ ઉપર ચલે;
સોહમપતિજી, બહુ પરિવારે આવીયા, માય જિનનેજી, વાંદી પ્રભુને વધાવીયા. ॥૩॥
( પ્રભુને ચોખાથી વધાવવા. )

### ત્રોટક

વધાવી બોલે હે રત્નકુક્ષી, ધારિણી તુજ સુત તણો,
હું શક્ર સોહમ નામે કરશું, જન્મ મહોત્સવ અતિ ઘણો;
એમ કહિ જિન પ્રતિબિંબ સ્થાપી, પંચ રુપે પ્રભુ ગ્રહી,
દેવ દેવી નાચે હર્ષ સાચે, સુરગિરિ આવ્યા વહી. ॥ ૪ ॥

### ઢાલ

મેરૂ ઉપરજી, પાંડુક વનમેં ચિહું દિશે,
શિલા ઉપરજી, સિંહાસન મન ઉલ્લસે;
તિહાં બેસીજી, શક્રે જિનખોળે ધર્યા,
હરિ ત્રેશઠજી, બીજા તિહાં આવી મળ્યા. ॥ ૫ ॥

### ત્રોટક

મળ્યા ચોસઠ સુરપતિ તિહાં, કરે કળશ અડ જાતિના,
માગધાદિ જળ તીર્થ ઔષધિ, ધૂપ વળી બહુ ભાતિના;
અચ્યુતપતિએ હુકમ કીનો, સાંભળો દેવા સવે,
ખીર જલધિ ગંગાનીર લાવો, ઝટિતિ જિન મહોત્સવે ॥ ૬ ॥

### ઢાલ-વિવાહલાની દેશી

સુર સાંભળીને સંચરીયા, માગધ વરદામે ચલીયા;
પદ્મદ્રહ ગંગા આવે, નિર્મળ જળ કળશા ભરાવે. ॥ ૧ ॥

તીરથ જળ ઔષધિ લેતા, વળી ખીરસમુદ્રે જાતા;
જળકળશા બહુલ ભરાવે, ફૂલ ચંગેરી થાળા લાવે. ॥ ૨ ॥

સિંહાસન ચામર ધારી, ધૂપધાણાં રકેબી સારી;
સિદ્ધાંતે ભાખ્યાં જેહ, ઉપકરણ મિલાવે તેહ. ॥ ૩ ॥

તે દેવા સુરગિરિ આવે, પ્રભુ દેખી આનંદ પાવે;
કળશાદિક સહુ તિહાં ઠાવે, ભકતે પ્રભુના ગુણ ગાવે. ॥ ૪ ॥

### ઢાલ રાગ ધનાશ્રી

આતમભક્તિ મળ્યા કેઈ દેવા, કેતા મિત્તનુ જાઈ,
નારી પ્રેર્યા વળી નિજ કુલવટ, ધર્મી ધર્મ સખાઈ,
જોઈસ, વ્યંતર, ભુવનપતિના, વૈમાનિક સૂર આવે,
અચ્યુતપતિ, હુકમે ધરી કળશા, અરિહાને નવરાવે. ॥ આ૦ ॥ ૧ ॥

અડ જાતિ કળશા પ્રત્યેકે, આઠ આઠ સહસ પ્રમાણો,
ચઉસઠ સહસ હુઆ અભિષેકે, અઢીસેં ગુણા કરી જાણો;
સાઠ લાખ ઉપર એક કોડિ, કળશાનો અધિકાર,
બાસઠ ઈંદ્રિ તણા તિહાં બાસઠ, લોકપાલના ચાર. ॥ આ૦ ॥ ૨ ॥

ચંદ્રની પંક્તિ છાસઠ છાસઠ, રવિશ્રેણિ નરલોકો,
ગુરૂસ્થાનક સુર કેરો એક જ, સામાનિકનો એકો;
સોહમપતિ ઈશાનપતિની, ઇંદ્રાણીના સોલ,
અસુરની દશ ઇંદ્રાણી નાગની, બાર કરે કલ્લોલ. ॥ આ૦ ॥ ૩ ॥

જોઈસ વ્યંતર ઇંદ્રિની ચઉચઉ, પર્ષદા ત્રણનો એકો,
કટકંપતિ અંગરક્ષક કેરો, એક એક સુવિવેકો;
પરચુરણ સુરનો એક છેલ્લો, એ અઢીસેં અભિષેકો,
ઈશાનઈંદ્રિ કહે મુજ આપો, પ્રભુને ક્ષણ અતિરેકો. ॥ આ૦ ॥ ૪ ॥

તવ તસ ખોળે ઠવી અરિહાને, સોહમપતિ મનરંગે,
વૃષભરૂપ કરી શ્રૃંગ જળે ભરી, ન્હવણ કરે પ્રભુઅંગે;
પુષ્પાદિક પૂજીને છાંટે, કરી કેસર રંગ રોલે,
મંગળ દીવો આરતિ કરતાં, સુરવર જયજય બોલે. ॥ આ૦ ॥ ૫ ॥

ભેરી ભૂંગલ તાલ બજાવત, વળિયા જિન કરધારી,
જનની ઘર માતાને સોંપી, એણીપરે વચન ઉચ્ચારી;
પુત્ર તુમારો સ્વામી હમારો, અમ સેવક આધાર,
પંચધાવી રંભાદિક સ્થાપી, પ્રભુ ખેલાવણહાર. ॥ આ૦ ॥ ૬ ॥

બત્રીશ કોડિ કનક મણિ માણિક, વસ્ત્રની વૃષ્ટિ કરાવે,
પૂરણ હર્ષ કરેવા કારણ, દ્વીપ નંદીસર જાવે;
કરીય અઠ્ઠાઈ ઉત્સવ દેવા, નિજ નિજ કલ્પ સધાવે,
દીક્ષા કેવલને અભિલાષે, નિતનિત જિન ગુણગાવે. ॥ આ૦ ॥ ૭ ॥

તપગચ્છ ઇસર સિંહ સૂરિસર, કેરા શિષ્ય વડેરા,
સત્યવિજય પન્યાસતણે પદ, કપૂરવિજય ગંભીરા;
ખિમાવિજય તસ **સુજસવિજયના**, શ્રી **શુભવિજયસવાયા**,
પંડિત **વીરવિજય** શિષ્યે જિન, જન્મ મહોત્સવ ગાયા. ॥ આ૦ ॥ ૮ ॥

ઉત્કૃષ્ટા એકસોને સિત્તેર, સંપ્રતિ વિચરે વીશ,
અતીત અનાગત કાળે અનંતા, તીર્થંકર જગદીશ;

સાધારણ એ કળશ જે ગાવે, શ્રીશુભવીર સવાઈ,
મંગળલીલા સુખભર પાવે, ઘરઘર હર્ષ વધાઈ. ॥ આ૦ ॥ ૯ ॥

અહીં કળશાભિષેક કરીએ પછી દુધ, દહીં, ઘૃત, જળ અને શર્કરા એ પંચામૃતનો પખાલ કરીને પછી પૂજા કરીને ફૂલ ચઢાવીએ. પછી લૂણ ઉતારી આરતી ઉતારવી પછી પ્રતિમાજીને આડો પડદો રાખી સ્નાત્રીયાએ પોતાના નવ અંગે કંકુના ચાંલ્લા કરવા, પછી પડદો કાઢી નાખી મંગલ દીવો ઉતારવો.

---

### અથ શ્રી પદ્મવિજયજી કૃત

## શ્રી નવપદજીની પૂજા પ્રારંભ.

---

### પ્રથમ શ્રી અરિહંત પદ પૂજા

#### દોહા

શ્રુતદાયક શ્રુત દેવતા, વંદૂ જિન ચોવીશ;
ગુણ સિદ્ધચક્રના ગાવતાં, જગમાં હોય જગીશ. ૧
અરિહંત સિદ્ધ સૂરિ નમું, પાઠક મુનિ ગુણધામ;
દંસણનાણ ચરણ વલી, તપ ગુણ માંહે ઉદ્દામ. ૨
ઈમ નવપદ ભક્તિ કરી, આરાધો નિત્યમેવ;
જેહથી ભવ દુઃખ ઉપશમે, પામે શિવ સ્વયમેવ. ૩
તે નવપદ કાંઇ વરણવું, ધરતો ભાવ ઉલ્લાસ;
ગુણિગણ ગુણ ગાતાં થકાં, લહીયે જ્ઞાન પ્રકાશ. ૪
પ્રતિષ્ઠા કલ્પે કહી, નવપદ પૂજા સાર;
તેણે નવપદ પૂજા ભણું, કરતો ભક્તિ ઉદાર. ૫

#### ઢાળ રાગ ભૈરવ.

પ્રથમ પદ જિનપતિ, ગાઇએ ગુણતતિ, પાઇએ વિપુલ ફલ સહજ આપ;
નામ ગોત્રજ સુણ્યાં, કર્મ મહા નિર્જર્યા, જાય ભવ સંતતિ બંધ પાપ. ૧
એક વર રૂપમાં વરણ પંચે હોયે, એક તુજ વર્ણ તે જગ ન માયો;
એક તિમ શ્લોકમાં વરણ બત્રીશ હોયે, એક તુજ વર્ણ કિણહી ન ગવાયો. ૨
વાચ ગુણ અતિશયા, પાડીહેરા મયા, બાહ્ય પણ એ ગુણ કુણે ન ગવાયા;
કેવલ નાણ તહ કેવળ દંસણ, પમુહ અભયંતરા જિન ખપાયા,
તેહ મુહ પદ્મથી કેમ કહાયા. ૩

### દોહા

જિન ગુણ અનંત અનંત છે, વાચ ક્રમ મિત દીહ;
બુદ્ધિ રહિત શક્તિ વિકળ, કેમ કહું એકણ જીહ. ૧

### ઢાળ. રાગ દેશાખ

ભાવ ધરી ભવિ પૂજીયે, તિગ અડપણ ભેય;
તિમ સત્તર ભેદે કરી, પૂજો ગત ખેય. ભા૦ ૧
ઈગવીશ અડસય ભેદથી, જિન ભાવ સંભારી;
પૂજો પરિગલ ભાવશું, પ્રભુ આણાકારી. ભા૦ ૨
પૂજા કરતાં પૂજ્યની, પૂજ્ય પોતે થાવે,
તુઝ પદ **પદ્મ** સેવક તિણે, અક્ષય પદ પાવે. ભા૦ ૩

## ઈતિ પ્રથમ પદ પૂજા

---

## દ્વિતીય શ્રી સિદ્ધપદ પૂજા

### દોહા

સિદ્ધ સ્વરૂપી જે થયા, કર્મ મેલ સવિ ધોય;
જેહ થશે ને થાય છે, સિદ્ધ નમો સહુ કોય. ૧

### ઢાળ–પારી રે જાતિનું કુલ સરગથી. એ દેશી.

નમો સિદ્ધાણં હવે પદ બીજે, જે નિજ સંપદ વરીયા,
જ્ઞાન દર્શન અનંત ખજાનો, અવ્યાબાધ સુખ દરિયા કે;
સિદ્ધ બુદ્ધ કે સ્વામી નિજ રામી કે, હાંરે વાલા પ્રણમો નિજ ગુણ કામી રે,
ગુણ કામી ગુણ કામી ગુણવંતા, જે વચનાતીત હુઆ રે. એ આંકણી ૧
ક્ષાયિક સમકિત ને અક્ષય સ્થિતિ, જેહ અરૂપી નામ;
અવગાહન અગુરૂલઘુ જેહની, વીર્ય અનંતનું ધામ કે. સિ૦ ૨
ઈમ અડકર્મ અભાવે અડ ગુણ, વલી ઈગતિસ કહેવાય;
વળી વિશેષે અનંત અનંતગુણ, નાણનયણ નિરખાય, નિત્ય નિત્ય વંદના થાય કે. સિ૦ ૩

### દોહા.

જિહાં નિજ એક અવગાહના, તિહાં નમું સિદ્ધ અનંત;
ફરસિત દેશ પ્રદેશને, અસંખ્ય ગુણા ભગવંત. ૧

### ઢાળ. રાગ ફાગ.

સિદ્ધ ભજો ભગવંત, પ્રાણી પૂર્ણાનંદી. સિદ્ધ૦
લોકાલોક લહે એક સમયે, સિદ્ધ વધુ વરકંત. પ્રાણી૦

અજ અવિનાશી અક્ષય અજરામર, સ્વદ્રવ્યાદિક વંત. પ્રાણી૦
વર્ણ ન ગંધ રસ નહી ફરસ ન, દીર્ઘ હ્રસ્વ ન હુંત. પ્રાણી૦
નહીં સૂક્ષ્મ બાદર ગત વેદી, ત્રસ થાવર ન કહંત. પ્રાણી૦
અક્રોહી અમાની, અમાયી, અલોભી, ગુણ અનંત ભદંત. પ્રાણી૦
**પદ્મવિજય** નિત્ય સિદ્ધ સ્વામીને, લળિ લળિ લળિ પ્રણમંત. પ્રાણી૦

### ઇતિ દ્વિતીય પદ પૂજા.

---

## તૃતીય શ્રી આચાર્યપદ પૂજા

### દોહા

પડિમા વહે વલિ તપ કરે, ભાવના ભાવે બાર;
નમીયે તે આચાર્યને, પાલે પંચાચાર. ૧

### ઢાળ–સંભવ જિનવર વિનતિ. એ દેશી.

આચારજ ત્રીજે પદે, નમીયે જે ગચ્છ ધોરી રે;
ઇંદ્રિય તુરંગમ વશ કરે, જે લહી જ્ઞાનની દોરી રે. આ૦ ૧
શુદ્ધ પ્રરૂપણ ગુણ થકી, જે જિનવર સમ ભાખ્યા રે;
છત્રીશ છત્રીશી ગુણે, શોભિત સમયમાં દાખ્યા રે. આ૦ ૨
ઉત્કૃષ્ટા ત્રીજે ભવે, પામે અવિચળ ઠાણ રે;
ભાવાચારય વંદના, કરિયે થઈ સાવધાન રે. આ૦ ૩

### દોહા.

નવ વિધ બ્રહ્મ ગુપ્તિ ધરે, વર્જે પાપ નિયાણ;
વિહાર કરે નવ કલ્પ નવ, સૂરિ તત્ત્વના જાણ. ૧

### ઢાળ–રાગ બિહાગડો; મુજ ઘર આવજો રે નાથ. એ દેશી.

સત્તાવીશ ગુણ સાધુના, શોભિત જાસ શરીર;
નવ કોટી શુદ્ધ આહાર લે, ઇમ ગુણ છત્રીશે ધાર.
ભવીજન ભાવશું નમો આજ, જિમ પામો અક્ષયરાજ. ભવિ૦ એ આંકણી. ૧
જે પ્રગટ કરવા અતિ નિપુણ, વર લબ્ધિ અઠ્ઠાવીશ;
અડવિધ પ્રભાવક પણું ધરે, એ સૂરિ ગુણ છત્રીશ. ભવિ૦ ૨
તજે ચૌદ અંતર ગ્રંથીને, પરિસહ જીતે બાવીશ;
કહે **પદ્મ** આચારય નમો, બહુ સૂરિ ગુણ છત્રીશ. ભવિ૦ ૩

### ઇતિ તૃતીય પદ પૂજા

---

## ચતુર્થ શ્રી ઉપાધ્યાયપદ પૂજા

### દોહા.

ચોથે પદ પાઠક નમું, સકળ સંઘ આધાર;
ભણે ભણાવે સાધુને, સમતા રસ ભંડાર. ૧

ઢાલ-**રાગ વસંત.** તું તો જિન ભજ વિલંબ ન કર હો હોરીકે ખેલઇયા. **એ દેશી**

તું તો પાઠક પદ મન ધર હો, રંગીલે જીઉરા;
રાય રાંક જસુ નિકટ આવે, પણ જસ નહિ નિજ પર હો. રંગી૦ ૧
સારણાદિક ગચ્છ માંહે કરતાં, પણ રમતા નિજ ઘર હો. રંગી૦ ૨
દ્વાદશાંગ સજ્ઝાય કરણકું, જે નિશદિન તત્પર હો. રંગી૦ ૩
એ ઉવજ્ઝાય નિર્યામક પામી, તું તો ભવસાયર સુખે તર હો. રંગી૦ ૪
જે પરવાદિ મતંગજ કેરો, ન ધરે હરિ પરે ડર હો. રંગી૦ ૫
**ઉત્તમ** ગુરૂ પદ **પદ્મ** સેવનસેં, પકડે શિવ વધૂ કર હો. રંગી૦ ૬

### દોહા

આચારજ મુખ આગલે, જે યુવરાજ સમાન;
નિદ્રા વિકથા નવિ કરે, સર્વ સમય સાવધાન. ૧.

ઢાળ-જિન વચને વૈરાગીયો હો ધન્ના. **એ દેશી**

નમો ઉવજ્ઝાયાણં જપો હો મિત્તા, જેહના ગુણ પચવીશ રે એકાગર ચિત્તા;
એ પદ ધ્યાવો એ.
એ પદ ધ્યાવો ધ્યાનમાં રે મિત્તા, મૂકી રાગને રીશ રે. એકા૦ ૧
અંગ ઇગ્યાર પૂર્વધરા હો મિત્તા, પરિસહ સહે બાવીશ;
ત્રણ્ય ગુપ્તિ ગુપ્તા રહે હો મિત્તા, ભાવે ભાવન પચ્ચવીશ રે. એકા૦ ૨
અંગ ઉપાંગ સોહામણા હો મિત્તા, ધરતાં જેહ ગુણીશ;
ગણતાં સુખ પદ **પદ્મથી** હો મિત્તા, નંદી અણુયોગ જગીશ રે. એકા૦ ૩

**ઇતિ ચતુર્થ પદ પૂજા.**

---

## પંચમ શ્રી સાધુપદ પૂજા

### દોહા.

હવે પંચમ પદે મુનિવરા, જે નિર્મમ નિઃસંગ;
દિન દિન કંચનની પરે, દીસે ચઢતે રંગ. ૧

**ઢાળ–રાગ વસંત.** મો મન ભવન વિલાસ સાઇયાં. મો૦ મન૦ **એ દેશી**

મુનિવર પરમ દયાળ ભવિયાં, મુનિ૦ તુમે પ્રણુમોને ભાવ વિશાલ, ભ૦ મુ૦ એ આં૦
કુક્ષી સંબલ મુનિવર ભાખ્યા; આહાર દોષ ટાલે ખિયાલ; ભ૦ મુ૦
બાહ્ય અભ્યંતર પરિગ્રહ છાંડી, જિણે છાંડી સવિ જંજાલ. ભ૦ મુ૦ ૧
જિણે એ ઋષિનું શરણ કર્યું તિણે, પાણી પહેલી બાંધી પાલ; ભ૦ મુ૦
જ્ઞાન ધ્યાન કિરિયા સાધંતા, કાઢે પૂર્વના કાલ. ભ૦ મુ૦ ૨
સંયમ સત્તર પ્રકારે આરાધે, છ જીવના પ્રતિપાલ; ભ૦ મુ૦
ઈમ મુનિ ગુણ ગાવે તે પહેરે, સિદ્ધ વધૂ વરમાલ. ભ૦ મુ૦ ૩

**દોહા.**

પાંચે ઈંદ્રિય વશ કરે, પાલે પંચાચાર,
પંચ સમિતિ સમતા રહે, વંદૂ તે અણુગાર. ૧

**ઢાળ–ગિરિરાજકું સદા મોરી વંદના રે. એ દેશી.**

મુનિરાજકું સદા મોરી વંદના રે.
ભોગ વમ્યા તે મનશું ન ઈચ્છે, નાગ જ્યું હોય અગંધના રે; મુનિ૦
પરિસહ ઉપસર્ગે સ્થિર રહેવે, મેરૂ પરે નિકંપના રે. મુનિ૦ ૧
ઈચ્છા મિચ્છા આવસિયા નિસિહિયા, તહકારને વલિ છંદના રે; મુનિ૦
પૃચ્છા પ્રતિપૃચ્છા ઉપસંપદા, સમાચારી નિમંતના રે. મુનિ૦ ૨
એ દશવિધ સામાચારી પાલે, કહે **પદ્મ** લેઉં તસ ભામણા રે; મુનિ૦
એ રૂષિરાજ વંદનથી હોવે, ભવભવ પાપ નિકંદના રે. મુનિ૦ ૩

**ઇતિ પંચમ પદ પૂજા.**

---

## ષષ્ઠ શ્રી દર્શનપદ પૂજા.

**દોહા.**

સમકિત વિણુ નવ પૂરવી, અજ્ઞાની કહેવાય;
સમકિત વિણુ સંસારમાં, અરહો પરહો અથડાય. ૧

**ઢાળ–રાગ સારંગ**

પ્રભુ નિર્મલ દર્શન કીજીએ; એ આંકણી.
આતમજ્ઞાનકો અનુભવ દર્શન, સરસ સુધારસ પીજીયે. પ્ર૦ ૧
જસ અનુભવ અનંત પરિયટ્ટા, ભવ સંસાર સહુ છીજીયે; પ્ર૦
ભિન્ન મુહૂર્ત દર્શન ફરસનતેં, અર્ધ પરિયટ્ટે સીઝીયે. પ્ર૦ ૨

જેહથી હોવે દેવ ગુરૂ કુનિ, ધર્મ રંગ અઠ્ઠીમિજીયે; પ્ર૦
ઇસ્યો ઉત્તમ દર્શન પામી, પદ્મ કહે શિવ લીજીયે. પ્ર૦ ૩

### દોહા

સમકિતી અડ પવયણ ધણી, પણ જ્ઞાની કહેવાય;
અર્દ્ધ પુદ્ગલ પરાવર્ત્તમાં, સકલ કર્મ મલ જાય. ૧

**ઢાળ–ધન્ય ધન્ય સંપ્રતિ સાચો રાજા. એ દશી**

સમ્યક્ દર્શન પદ તુમે પ્રણમો, જે નિજ ધૂર ગુણ હોય રે;
ચારિત્ર વિણ લહે શાશ્વત પદવી, સમકિત વીણ નહિ કોય રે. સમ્ય૦ ૧
સદ્દહણા ચઉ લક્ષણ દૂષણ, ભૂષણ પંચ વિચારો રે;
જયણા ભાવણા ઠાણ આગારા, ષટ્ ષટ્ તાસ પ્રકારો રે. સમ્ય૦ ૨
શુદ્ધિ લિંગ ત્રણ આઠ પ્રભાવક, દશ વિધ વિનય ઉદારો રે;
ઈમ સડસઠ્ઠ ભેદે અલંકરિયો, સમકિત શુદ્ધ આચારો રે સમ્ય૦ ૩
કેવળી નિરખીત સૂક્ષ્મ અરૂપી, તે જેહને ચિત્ત વસીયો રે;
**જિન ઉત્તમ** પદ **પદ્મની** સેવા, કરવામાં ઘણું રસિયો રે. સમ્ય૦ ૪

### ઈતિ ષષ્ઠપદ પૂજા

---

## સપ્તમ શ્રી જ્ઞાનપદ પૂજા

### દોહા

નાણ સ્વભાવ જે જીવનો, સ્વપર પ્રકાશક તેહ;
તેહ નાણ દીપક સમું, પ્રણમો ધર્મ સનેહ. ૧

**ઢાલ–નારાયણની દેશી.** જિમ મધુકર મન માલતી રે. **એ દેશી.**

નાણ પદારાધન કરો રે, જેમ લહો નિર્મળ નાણ રે; . ભવિક જન;
શ્રદ્ધા પણ થિર તો રહે રે, જો નવતત્ત્વ વિનાણ રે. ભવિ૦ ના૦ ૧
અજ્ઞાની કરશે કિશ્યું રે, શું લહેશે પુણ્ય પાપ રે; ભવિ૦
પુણ્ય પાપ નાણી લહે રે, કરે નિજ નિર્મળ આપ રે. ભવિ૦ ના૦ ૨
પ્રથમ જ્ઞાન પછી દયા રે; દશવૈકાલિક વાણ રે; ભવિ૦
ભેદ એકાવન તેહના રે, સમજો ચતુર સુજાણ રે. ભવિ૦ ના૦ ૩

### દોહા

બહુ કોડચો વરસે ખપે, કર્મ અજ્ઞાને જેહ;
જ્ઞાની શ્વાસોશ્વાસમાં, કર્મ ખપાવે તેહ.

**ઢાળ–હો મતવાળે સાજનાં. એ દેશી**

નાણ નમો પદ સાતમે, જેહથી જાણે દ્રવ્ય ભાવ; મેરે લાલ.
જાણે જ્ઞાન ક્રિયા વળી, તિમ ચેતનને જડ ભાવ. મેરે૦ નાણ૦ ૧
નરક સરગ જાણે વળી, જાણે વલિ મોક્ષ સંસાર; મેરે૦
હેય જ્ઞેય ઉપાદેય લહે, નિશ્ચય ને વ્યવહાર. મેરે૦ નાણ૦ ૨
નામ ઠવણ દ્રવ્યભાવ જે, વલિ સગનયને સપ્તભંગ; મેરે૦
**જિન** મુખ **પદ્મ** દ્રહ થકી, લહો જ્ઞાન પ્રવાહ સુગંગ. મેરે૦ નાણ૦ ૩

## ઈતિ સપ્તમપદ પૂજા

---

## અષ્ટમ શ્રી ચારિત્રપદ પૂજા

**દોહા.**

ચારિત્ર ધર્મ નમો હવે, જે કરે કર્મ નિરોધ;
ચારિત્ર ધર્મ જસ મન વસ્યો, સફળો તસ અવબોધ. ૧

**ઢાળ–ટુંક અને ટોડા વચ્ચે રે, મેંદી કેરો છોડ. મેંદી રંગ લાગ્યો. એ દેશી**

ચારિત્રપદ નમો આઠમે રે, જેહથી ભવ ભય જાય. સંયમ રંગ લાગ્યો.
સત્તર ભેદ છે જેહના રે, સીતેર ભેદ પણ થાય. સંયમ૦ ૧
સુમતિ ગુપ્તિ મહાવ્રત વલી રે, દશ ખંત્યાદિક ધર્મ; સંયમ૦
નાણ કારય વિરતિય છે રે, અનુપમ સમતા શર્મ. સંયમ૦ ૨
બાર કષાય ક્ષય ઉપશમે રે, સર્વ વિરતિ ગુણઠાણ; સંયમ૦
સંયમ ઠાણ અસંખ્ય છે રે, પ્રણમો ભવિક સુજાણ. સંયમ૦ ૩

**દોહા**

હરિકેશી મુનિ રાજીયો, ઉપન્યો કુળ ચંડાળ;
પણ નિત્ય સુર સેવા કરે, ચારિત્ર ગુણ અસરાળ. ૧

**ઢાળ–સાહિબ કબ મિલે, સસનેહી પ્યારા હો, સા૦ એ દેશી.**

સંયમ કબ હી મિલે, સસનેહી પ્યારે હો. સંય૦ એ આંકણી૦
શું સમકિત ગુણ ઠાણ ગવ્હારા, આતમસેં કરત બિચારા હો. સંય૦ ૧
દોષ બહેંતાળીશ શુદ્ધ આહારા, નવકલ્પી ઉગ્ર વિહારા હો. સંય૦ ૨
સહસ તેવીશ દોષ રહિત નિહારા, આવશ્યક દોય વારા હો. સંય૦ ૩

પરિસહ સહનાદિક પરકારા, એ સબ હે વ્યવહારા હો. સંય૦ ૪
નિશ્ચય નિજ ગુણ વરણ ઉદારા, લહત ઉત્તમ ભવ પારા હો. સંય૦ ૫
મોહાદિક પરભાવસેં ન્યારા, દુગ નય સંયુત સારા હો. સંય૦ ૬
પદ્મ કહે ઈમ સુણી ઉજમાળા, લહે શિવવધૂ વર હારા હો. સંય૦ ૭

## ઈતિ અષ્ટમપદ પૂજા.

---

## નવમ શ્રી તપપદ પૂજા.

### દોહા

દ્રઢપ્રહારી હત્યા કરી, કીધા કર્મ અઘોર;
તો પણ તપના પ્રભાવથી, કાઢ્યા કર્મ કઠોર. ૧

**ઢાળ—પુરૂષોત્તમ સમતા છે તાહરા ઘટમાં. એ—દેશી**

તપ કરિયે સમતા રાખી ઘટમાં, તપ૦
તપ કરવાલ કરાલ લે કરમાં, લડીએ કર્મ અરિભટમાં. તપ૦ ૧
ખાવત પીવત મોક્ષ જે માને, તે સિરદાર બહુજટમાં. તપ૦ ૨
એક અચરિજ પ્રતિશ્રોતે તરતાં, આવે ભવસાયર તટમાં. તપ૦ ૩
કાલ અનાદિકો કર્મ સંગતિથેં, જીઉ પડીયો જ્યું ખટપટમાં. તપ૦ ૪
તાસ વિયોગ કરણ એ કરણું, જેણે નવિ ભમીયે ભવતટમાં. તપ૦ ૫
હોયે પુરાણ તે કર્મ નિર્જરે, એ સમ નહિ સાધન ઘટમાં. તપ૦ ૬
ધ્યાન તપે સવિ કર્મ જલાઈ, શિવવધૂ વરિયે ઝટપટમાં. તપ. ૭

### દોહા.

વિઘ્ન ટળે તપ ગુણ થકી, તપથી જાય વિકાર;
પ્રશંસ્યો તપ ગુણ થકી, વીર ધન્નો અણગાર. ૧

**ઢાળ—સચ્ચા સાંઈ હો ડંકા જોર બજાયા હો. એ દેશી.**

તપસ્યા કરતાં હો ડંકા જોર બજાયા હો, એ આંકણી.
ઉજમણાં તપ કેરાં કરતાં, શાસન સોહ ચઢાયા હો;
વીર્ય ઉલ્લાસ વધે તેણે કારણ, કર્મ નિર્જરા પાયા. તપ૦ ૧

અડસિદ્ધિ અણિમા લઘિમાદિક, તિમ લદ્ધિ અડવીસા હો;
વિષ્ણુકુમારાદિક પરે જગમાં, પામત જયત જગીશા. તપ૦ ૨

ગૌતમ અષ્ટાપદ ગિરિ ચડિયા, તાપસ આહાર કરાયા હો;
જે તપ કર્મ નિકાચિત તપવે, ક્ષમા સહિત મુનિરાયા. તપ૦ ૩

સાડા બાર વર્ષ **જિન ઉત્તમ**, વીરજી ભૂમિ ન ઠાયા હો;
ઘોર તપે કેવળ લહ્યા તેહના, **પદ્મવિજય** નમે પાયા. તપ૦ ૪

## ઇતિ નવમ પદ પૂજા

---

કલશ. રાગ ધનાશ્રી.

આજ માહારે ત્રિભુવન સાહિબ તૂઠો, અનુભવ અમૃત વૂઠો;
ગુણિ અનુયાયી ચેતના કરતાં, કિશુંઅ કરે મોહ રૂઠો.
ભવિ પ્રાણી હો. આ૦ ૧

એ નવપદનું ધ્યાન ધરંતા, નવ નિધિ રૂદ્ધિ ઘરે આવે;
નવ નિયાણાનો ત્યાગ કરીને, નવ ક્ષાયિક પદ પાવે. ભ૦ આ૦ ૨

વિજયસિંહસૂરિ શિષ્ય અનુપમ, ગીતારથ ગુણ રાગી;
સત્યવિજય તસ શિષ્ય વિબુધવર, કપૂરવિજય વડભાગી. ભ૦ આ૦ ૩

તાસ શિષ્ય શ્રી ખિમાવિજયવર, જિનવિજય પન્યાસ;
શ્રી ગુરૂ ઉત્તમવિજય સુશિષ્યે, શાસ્ત્રાભ્યાસ વિલાસ. ભ૦ આ૦ ૪

ગજ વન્હિ મદ ચંદ્ર(૧૮૩૮)સંવત્સર, મહાવદિ બીજ ગુરૂવારો;
રહી ચોમાસું લીંબડી નગરે, ઉદ્યમ એહ ઉદારો. ભ૦ આ૦ ૫

તપગચ્છ વિજયધર્મસૂરિ રાજે, શાંતિ જિણંદ પસાયો;
શ્રી ગુરૂ ઉત્તમ ક્રમ કજ અલિ સમ, **પદ્મવિજય** ગુણ ગાયો. ભ૦ આ૦ ૬

**ઈતિ પંડિત શ્રી પદ્મવિજયજી કૃત શ્રી નવપદજી પૂજા સમાપ્ત.**

---

## શ્રી સકલચંદ્રજી ઉપાધ્યાય કૃત

# સત્તરભેદી પૂજા

### વિધિ

પ્રથમ સ્નાત્ર કરે, પછી અષ્ટપ્રકારી પૂજા કરે, ઉજ્જવલ રૂપા પ્રમુખની રકેબીમાં કુંકુમ તથા કેસર વગેરેનો સ્વસ્તિક કરે. પછી સુંદર કળશ, કેસર પ્રમુખ મિશ્રિત શુદ્ધ જળે ભરી સ્થાપનાનો રૂપૈયો કળશમાં નાખે, પછી કળશ રકેબીમાં રાખી સ્નાત્રીયા મુખ-કોશ ઉત્તરાસંગથી કરી ત્રણ નવકાર ગણી નમસ્કાર કરે, હાથે ધૂપ દેઈ રકેબી હાથમાં ધારણ કરે, મન સ્થિર રાખે, છીંક વર્જન કરે, સ્નાત્રીયા પ્રભુજી સન્મુખ ઊભા રહે, પંચામૃતનો કળશ અડગ રાખે, અને મુખ થકી પહેલી પૂજાનો પાઠ ભણે, તે ભણીને પછી પ્રભુને પંચામૃતનું ન્હવણ કરે તથા પ્રભુની ડાબી બાજુને અંગુઠે જળધારા આપે.

૨ પછી સુંદર સૂક્ષ્મ અંગલૂહણે જિનબિંબ પ્રમાર્જી કેસર, ચંદન, મૃગમદ, અગર, કર્પૂરાદિકથી કચોલી ભરી હાથમાં લઈ ઊભો રહીને મુખ થકી બીજી પૂજાનો પાઠ ભણે, તે ભણીને વિલેપન કરી નવ અંગે પૂજન કરે.

૩ પછી અત્યંત સુકોમલ સુગંધિત અમુલક વસ્ત્રયુગ્મ ઉપર કેસરનો સ્વસ્તિક કરી, પ્રભુજી આગળ ઊભો રહી મુખ થકી ત્રીજી પૂજાનો પાઠ ભણે, તે ભણીને પ્રભુજી આગળ વસ્ત્રયુગ્મ ચડાવે.

૪ પછી અગર, ચંદન, કપૂર, કુંકુમ, કસ્તુરીનું ચૂર્ણ કરી કચોળી ભરી, પ્રભુ આગળ ઊભો રહી, મુખ થકી ચોથી પૂજાનો પાઠ ભણે, તે ભણીને વાસ ચૂર્ણ બિંબ ઉપર છાંટે. જિનમંદિરમાં ચૂર્ણ ઉછાળે.

૫ પછી ગુલાબ, કેતકી, ચંપો, કુંદ, મચકુંદ, સોવનજાતિ, જૂઈ, વિઉલસરી, ઈત્યાદિ સુગંધયુક્ત પંચવર્ણ ફુલ લઇ ઊભો રહી, મુખથકી પાંચમી પૂજાનો પાઠ ભણે. તે ભણીને પંચવર્ણ ફૂલ ચઢાવે.

૬ પછી નાગ, પુન્નાગ, મરૂઓ, દમણો, ગુલાબ, પાડલ, મોગરો, સેવંત્રી, ચંબેલી, માલતી પ્રમુખ પંચવર્ણનાં કુસુમની સુંદર માળા ગુંથીને હાથમાં લેઈ ઊભો રહી છઠ્ઠી પૂજાનો પાઠ ભણે, ભણીને પ્રભુજીને કંઠે ફુલની માળા પહેરાવે.

૭ પછી પંચવર્ણ ફુલની કેસરથી આંગી રચી, હાથમાં લેઈ મુખથકી સાતમી પૂજાનો પાઠ ભણે, તે ભણીને સુગંધિત પુષ્પે કરી, અત્યંત ભક્તિએ સહિત ભગવંતના શરીરે આંગી રચે.

૮ પછી ઘનસાર, અગર, સેલારસ પ્રમુખ સુગંધવટી ઈત્યાદિક સુગંધચૂર્ણ રકેબીમાં નાખી, હાથમાં લઈ પરમેશ્વર આગળ ઊભો રહી, મુખથકી આઠમી પૂજાનો પાઠ ભણે. તે ભણીને પ્રભુજીને સુગંધિ ચૂર્ણ ચઢાવે.

૯ પછી સધવા સ્ત્રીઓ એકઠી થઈને, પંચવર્ણી ધ્વજા, ધૂપ સહિત સુવર્ણમય દંડ કરી સંયુક્ત, ઉજ્જવળ થાળમાં કુંકુમનો સ્વસ્તિક કરી, અક્ષત, શ્રીફળ, રૂપાનાણું ધરીને તે થાળમાં ધ્વજા ધારણ કરે. પછી તે સધવા સ્ત્રીના મસ્તકે રાખી ગીતગાન ગાતાં સર્વ જાતિનાં વાજિંત્ર વાજતાં, ત્રણ પ્રદક્ષિણા આપે. પછી ધ્વજા ઉપર ગુરૂ પાસે વાસક્ષેપ કરાવે પ્રભુ સન્મુખ ગહુંલી કરે ઉપર અક્ષતથી સ્વસ્તિક કરે સોપારી ચઢાવી મુખથકી નવમી પૂજાનો પાઠ ભણે, તે પાઠ ભણી ધ્વજા ચઢાવે.

૧૦ પછી પીરોજા, નીલમ, લસણીયા, મોતી માણેકથી જડેલા એવા મુકુટ, કુંડલ, હાર, તિલક, ખ્હેરખા, કંદોરા, કડાં ઈત્યાદિક આભરણુ લેઈ મુખથકી દશમી પૂજાનો પાઠ ભણે, તે ભણીને આભરણુ તથા રોકડ નાણું ડબલ ચઢાવે.

૧૧ પછી કોલ, અંકોલ, કુંદ, મચકુંદ એવા સુગંધિત પુષ્પોનું ગૃહ બનાવી છાજલી, ગોખ, કોરણી, પ્રમુખની રચના કરી, હાથમાં લેઈ મુખથકી અગિયારમી પૂજાનો પાઠ ભણે, તે ભણીને ફૂલઘર ચઢાવે. ફૂલની ચંદનમાળા, ફૂલના ચંદ્રવા, પૂંઠીયાં પ્રમુખ બાંધે.

૧૨ પછી પંચવર્ણી સુગંધિત પુષ્પ લેઈ, ફૂલનો મેઘ વરસાવતો બારમી પૂજાનો પાઠ ભણે, તે ભણીને પુષ્પ ઉછાળે.

૧૩ પછી અખંડ તંદૂલને રંગી, પંચવર્ણી કરી, એક થાળમાં દર્પ્પણ, ભદ્રાસન, નંદાવર્ત્ત, શરાવસંપુટ, પૂર્ણકુંભ, મત્સ્યયુગ્મ, શ્રીવત્સ, વર્દ્ધમાન અને સ્વસ્તિક, એ અષ્ટ માંગલિક રચી, તે થાળ હાથમાં લઈ પ્રભુજીની આગળ ઊભો રહી તેરમી પૂજાનો પાઠ ભણે, તે ભણીને રૂપાનાણે સંયુક્ત તે થાળ પ્રભુજી આગળ ધરે.

૧૪ પછી કૃષ્ણાગરૂ, કુંદરૂક, સેલારસ, સુગંધવટી, ઘનસાર, ચંદન, કસ્તુરી, અંબર ઈત્યાદિક વસ્તુનું ધૂપધાણું રકેબીમાં ધરી મુખથકી ચૌદમી પૂજાનો પાઠ ભણે. તે ભણીને ધૂપધાણું ઉખેવે.

૧૫ પછી સુંદર સ્વરૂપવાન એવાં કુમાર કુમારીકાએ મધુર સ્વરે પ્રભુજીની આગળ ઊભાં થકાં ગીત ગાન કરે, અને મુખ થકી પંદરમી પૂજાનો પાઠ ભણે, તે ભણીને પંદરમી પૂજા કરે.

૧૬ પછી પંચેંદ્રિયે પરિપૂર્ણ એવાં સુંદર કુમાર અને કુમારીકાએ અથવા સમાન અવસ્થાવાળી સધવા સ્ત્રીઓ અથવા એકલી કુમારીકાઓ સુંદર વસ્ત્ર આભૂષણ પહેરી, પ્રભુની સન્મુખ ઊભી રહી શંકા કાંક્ષારહિત નાટક કરે, કદાપિ સ્ત્રીઓનો યોગ ન બને

તો સમાન અવસ્થાવાળા પુરુષ મળી નાટક કરતા થકા મુખથકી સોળમી પૂજાનો પાઠ ભણે, તે ભણીને સોળમી પૂજા કરે.

૧૭ પછી મદ્દલ, કંસાલ, તબલ, તાલ, ઝાંઝ, વીણા, સતાર, તૂરી, ભેરી, ફેરી, દુંદુભિ, શરણાઇ, ચંગ, નફેરી પ્રમુખ સર્વ જાતિનાં વાજિંત્ર બજાવતા થકા મુખથકી સત્તરમી પૂજાનો પાઠ ભણે, તે ભણીને સત્તરમી પૂજા કરે.

પછી આરતિ કરે, તેનો વિધિ કહે છે:—પૂજા ભણી રહ્યા પછી વસ્ત્ર પ્રમુખ પહેરી, ઉત્તરાસંગ કરે, પછી અંતરપટ કરી પોતાને લલાટે કુંકુમનું તિલક કરે, પછી અંતરપટ દૂર કરી, રકેબીમાં સ્વસ્તિક કરી માંહે રૂપાનાણું, તંદુલ સોપારી ધરે. પછી આરતિ દીપક સાથે સંયોજીને પ્રભુજીની સન્મુખ દક્ષિણાવર્ત્તથી સર્વ વાજિંત્ર વાજતાં આરતિ કરે.

---

## શ્રી સકલચંદ્રજી ઉપાધ્યાય કૃત

# સત્તરભેદી પૂજા

## પહેલી શ્રી જલપૂજા

### દોહા

અરિહંત મુખકજ વાસિની, ભગવતિ ભારતી દેવી
સમરી પૂજાવિધિ ભણું, તું મુઝ મુખકજ સેવી ॥ ૧ ॥

### ગાહા

ન્હવણ વિલેવણ અંગમેં, ચક્ખુજુઅલં ચ વાસપૂજાએ;
પુપ્ફારોહણં, માલારોહણં, તહય ચુન્નારોહણં ॥ ૧ ॥
ચુન્નારોહણં જિણપુંગવાણં, આભરણારોહણં ચેવ;
પુપ્ફગિહ પુપ્ફપગરો, આરતીય મંગલપઈવો ॥ ૨ ॥
દીવો ધૂવો ઉખેવો, નેવેજ્જં સુહફલાણ ઢોયણયં;
ગીયં નટ્ટં વજ્જં, પૂયા ભેયા ઈમે સતર ॥ ૩ ॥

### વસ્તુછંદ

રયણકંચન રયણકંચન કલસભિંગાર,
ખીરોદધિ વર જલભરિય અડસહસ્સ ચઉસટ્ઠિ અંનુપમ;
ગંગા સિન્ધુ મહાનદી, તીર્થ, કુંડ દ્રહ અમિય રસસમ;
ભદ્રસાલ નંદન સુમનસ પંડુક વાપીવારિ;
જન્મ સનાથ અમરકરે, ચઉવિહ સુરપરિવાર ॥ ૧ ॥

### પૂજા. ઢાલ રત્નમાલાની

પ્રથમ પૂરવ દિસિ, કૃત સુચિ સ્નાનકો દંત મુખસુદ્ધિ કો ધૌત રાજી;
કનક મણિ મંડિતો વિસુદ્ધ ગંધોદકે, ભરિય મણિ કનકની કળસ રાજી ॥૧॥

જિનપ ભવનંગતો ભગવદાલોકને, નમતિ તં પ્રથમતો માર્જ્જંતીસં;
દિવિ યથેંદ્રાદિકસ્તીર્થગંધોદકૈઃ, સ્નપયતિ શ્રાવકોઽન્તિમ જિનેસં ॥૨॥

### ગીત રાગ અડાણો મલ્હાર

ભવિ તુમ દેખો, અબ તુમ દેખો, સત્તરભેદ જિનભગતિ;
અંગ ઉપાંગ કહી જિન ગણધરે, કુગતિ હરિ દિએ સુગતિ ભવિ૦ ॥૧॥

સુચિ તનુ ધોતી ધરી ગંગોદકે, ભરિય મણિકનકની કલસાલી;
જિન દીઠે નમી પૂજી પખાળી, દિએ નિજ પાતક ગાળી ભવિ૦ ॥૨॥

સમકિત શુદ્ધ કરી દુઃખહરણી, વિરતાવિરતી કરણી;
જોગીસર પણ ધ્યાને સમરી, ભવસમુદ્રકી તરણી ભવિ૦ ॥૩॥

દેખાવતી નહીં કબહી વૈતરણી, કુમતિકુ રવિભરણી;
સકલ મુનીસરકું શુભ લહરી, શિવમંદિર નીસરણી ભવિ૦ ॥૪॥

### મંત્ર

પુરંદરઃ પૂરિતહેમકુંભૈ-ર્દંભમંભોભિરલં સુગંધૈઃ;
સાકં સુરૌઘૈઃ સ્નપનેન સમ્યક્, પૂજાં જિનેંદોઃ પ્રથમાં ચકાર ॥૧॥

## બીજી શ્રી વિલેપનની પૂજા

### વસ્તુછંદ

વિમલચંદન વિમલચંદન ઘસિય ઘનસાર,
કેસરસારસું મેલવિઅ ભરિય રત્નકંચન કચોલિય;
અંગવિલેપન વિધિ કરિય, દિવ્વગંધરસ માંહિ મેલીય,
પૂજા દ્વિતીય પ્રમોદભર નિરખે નયણુ અલોલ,
જિનમૂરતિ આલોકતાં, મુજ મન હરખ કલોલ ॥ ૧ ॥

### પૂજા ઢાલ. રાગ રામગિરિ જયમલની

બાવનાચંદન સરસ ગોળિમા, ઘસિય ઘનસારશું કુંકુમાએ;
કનકમણિ ભાજનં સુરભિરસ પૂરીયં, તિલક નવ કરો પ્રભુ અંગમાં એ ॥૧॥
સકલ તનુ કરે અંગ ચિરમાતરયં, કંઠ હૃદય ઉદર જિન દીજીએ એ.
દેવનાદેવનું ગાત્ર વિલેપતાં, હરે પ્રભુ દુરિત કલિજીએ એ ॥૨॥

### ગીત. રાગ તોડી

તિલક કરો પ્રભુ નવ અંગે, કુંકુમ ચંદન ઘસી શુચિ ઘનસાર;
પ્રભુપગ જાનુ કર અંસ શિર ભાલ ગળે કંઠ હૃદિ ઉદરે ચ્યાર સ્વયં પૂજા કાર તિ૦ ॥૧॥
કરિ યક્ષકર્દમઅગરચૂવો મર્દન, લેપો મેરે જગગુરૂ ગાત્ર;
હરિ જિમ મેરૂપરે રૂપભકી પૂજા કરે, દેખાવત કાતિક ઔર ઔર ભાંત તિ૦ ॥૨॥
હમ તુમ્હ તનુ લિંપ્યો, તો ભિ ભાવ નાંહિ છિપ્યો દેખો પ્રભુ વિલપનકી બાત;
હરો હમ તાપ એ હુજી પૂજા વિલેપનકી, ઔર હરે દૂરિતકું શુચિ કિનો ગાત તિ૦ ॥૩॥

### મંત્ર

અંગં પ્રમૃજયાંગ સુગંધ ગંધ, કાષાયિકૈનૈષ પટેન ખિંદુઃ
વિલેપનૈઃ કેસર પ્રચંદનાદ્યઃ, પૂજા જિનેંદોરકરોદ્ દ્વિતીયામ્ ॥૨॥

## ત્રીજી શ્રી ચક્ષુ યુગલ પૂજા

### વસ્તુછંદ

દેવનિર્મિત દેવનિર્મિત વિમલ દોઈ વસ્ત્ર, અતિ ઉજ્જવલ ઉદ્યોતમય,
સુગુણગંધવાસાય પરિકર, અખિલ અખંડ અમૂલ્યતર;
ચંદ્રકિરણ સમ વિમલ સિતલ, પહિરામણિય પવિત્ર ચઢે પૂજા તૃતીય જિણંદ;
પેખીય પરમાનંદશું, અનુમોદે સવિ ઈંદ ॥ ૧ ॥

### પૂજા ઢાળ. રાગ રામગિરિ

તિમિર સંકોચના રયણના લોચના, ઈમ કહી જિન મુખે ભવિક થાપો;
કેવલજ્ઞાન ને કેવલદર્શન, લોચન દોય અમ દેવ આપો ॥૧॥
અહવા પાઠાંતરે ત્રીજીય પૂજામાં ભુવનવિરોચન જિનપ આગે,
દેવચીવરસમ વસ્ત્રયુગ પૂજતાં, સકલ સુખ સ્વામિની લીલ માગે ॥૨॥

### પૂજા ગીત. રાગ અધરસ

રયણનયન કરિ દોય માણિક લીજિયે એ, ચક્ષુવર દોય મેરે પ્રભુમુખ દીજિયે એ.
કેવલજ્ઞાન ને કેવલદરિસણ, હમપરિ કૃપા કરિ પ્રભુ દીજે;
યા હમપર પ્રસાદ કીજે ॥ ૧ ॥
દેવદૂષ વસ્ત્ર સમ વસ્ત્રજોડી લે કે, એહવી ત્રીજી પૂજા કીજે;
ઉપશમ રસભરી નયન કચોલડે, દેખી દેખી પ્રભુમુખ રસ પીજે ॥૨॥

### મંત્ર

સ્યુતં શશાંકસ્ય મરીચિભિઃ કિં, દિવ્યાંશુકદ્વંદ્વમતીવ ચારૂ;
સુકૃત્યા નિવેશ્યોભયપાર્શ્વમૈંદ્રઃ, પૂજાં જિનેંદોરકરોત્ તૃતીયાં ॥ ૩ ॥

